# લેખાનુક્રમ.

ચૈત્ર, ૧૯૯૨.

॥ श्रीत्रिभुवदनानलाचार्या विजयन्तेतमाम् ॥

વર્ષ ૧૧. | ચૈત્ર, સં. ૧૯૯૨.

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ.

અંક ૧ | શ્રીવલ્લભાબ્દ ૪૫૮.

## वेणुरव

(લે૦ શ્રીયુત ધીરજભાઈ મગનદાસ સાંકળીઆ, B. A. LL. B. એડવોકેટ.)

नं. १८१ कथा इमास्ते कथिता महीयसां विताय लोकेषु यशः परेयुषाम् ।

विज्ञानवैराग्यविवक्षया विभोर्वचोविभूतीर्न तु पारमार्थ्यम् ॥ (भा. १२-३-१४)

लोकेषु यशो विताय परेयुषां परं भगवन्तं प्राप्तवतां महीयसाम् इमाः कथा विभोर्विज्ञान-वैराग्यविवक्षया एकादशस्कन्धे भगवतोक्तं यत्कार्यस्य कारणाभिन्नत्वेन कारणात्मकतारूपं विशिष्टज्ञानं भेदस्य काल्पनिकत्वेन लौकिकानामवस्तुत्वात्तेभ्यो वैराग्यं च तदुभयविवक्षया ते तुभ्यं कथिताः । अत इमा ईशानुकथान्ताः कथा वचोविभूतीः, विभूतिविषयत्वेन भगवदनुवर्णनशेषभूता इत्युक्तयेतिकथनेन भिन्नाश्रयविनाशको भिन्नः स्वातिरिक्तो य आधार उपजीव्यश्च लोक प्रतीयते तस्य नाशकः कालाख्यचेष्टया निवर्तकः । तेन निरङ्कुशतया सर्वाधारः सर्वोपजीव्योत्र सिद्ध इत्यर्थः (भा. नि. स्कं. १२, का. ९ योजना.)

લોકોમાં યશનો વિસ્તાર કરીને ભગવાનને પ્રાપ્ત કરતાં મોટાઓની આ કથાઓ વિભુ ભગવાનના વિજ્ઞાન અને વૈરાગ્યને કહેવાની ઈચ્છાથી તને કહી. વિજ્ઞાન એટલે એકાદશ સ્કંધમાં ભગવાને કહેલું જે કાર્યનું કારણથી અભિન્ન રૂપે કારણાત્મરૂપ વિશિષ્ટ જ્ઞાન અને વૈરાગ્ય એટલે ભેદ કાલ્પનિક હોવાથી લૌકિક સર્વ વસ્તુઓ અવસ્તુરૂપ હોવાથી તેમનામાંથી વૈરાગ્ય. એ બંને કહેવાની ઈચ્છાથી તને કહી. માટે આ ઈશાનુકથા સુધીની નવમ સ્કંધ સુધીની કથાઓ વિભૂતિના વિષયરૂપ હોવાથી ભગવાનના વર્ણનના શેષભૂત એટલે ગૌણ છે. આમ કહેવાથી ભગવાનથી જુદો કોઈ આધાર અથવા ઉપજીવ્ય લોકમાં પ્રતીત થતા હોય તેને કાળરૂપી ચેષ્ટાથી દૂર કરે છે એમ કહ્યું. આથી ભગવાન્ નિરંકુશપણે સર્વનો આધાર છે અને સર્વના ઉપજીવ્ય (સેવ્ય) છે એમ સિદ્ધ થયું.

આ શ્લોક ઉપર સ્વતંત્ર લેખ શ્રીગુસાંઈજીએ વીશ કારિકાથી લખ્યો છે અને તેના ઉપર શ્રીપુરુષોત્તમજીએ બહુ સુંદર ટીકા લખી છે, એ આખો લેખ

એકાદશ સ્કંધના સુબોધિનીજીમાં અંતે શાસ્ત્રીજી મગ્નલાલે છાપ્યો છે. તે આખો વાંચી જવાથી વાચકને બહુજ આનંદ થશે અને પુષ્ટિમાર્ગની ઉત્તમતા અને સપ્રમાણતા હૃદયમાં બિરાજશે. તેનો થોડોક ભાગ નીચે આપીએ છીએ.

न. १८२ वचोविभूतीरित्युक्त्या भिन्नाश्रयनिवारणम् ।

स आश्रयः पर ब्रह्म श्रीकृष्ण इति गीयते ॥१॥
यावत् तु साधनावस्था तावदन्याश्रयो भवेत् ।
पूर्णे त्वनुग्रहे भावाङ्कुरे जाते रसाश्रयः ॥२॥

तैत्तिरीयोपनिषत्सु ब्रह्मवित्प्रपाठके रसरूपस्यैवानन्दस्य परब्रह्मत्वं च श्रावितं, छान्दोग्ये च सनत्कुमारनारदसंवादे तत्प्राप्तिसाधनं श्रावितं, तत्र सर्वं भाष्ये आनन्दमयाधिकरणवर्णके लिङ्गभूयस्त्वाधिकरणे च विचारितं तदनुभवप्रकारश्च 'ब्राह्मेण जैमिनि' रित्यधिकरणे विचारितः गीताया अपि तत्रैव तात्पर्यमिति च न्यासादेशकारिकाविवरणे उपपादितं, तद् यदि श्रीभागवते मुख्यतया प्रतिपाद्य आश्रयस्कन्धे न स्फुटीभवेत् तदा तस्मिन्नर्थे एकवाक्यत्वाभावेनाभासत्वं वाक्यानां स्यादिति तन्निवारणाय 'कथा इमा इति श्लोकं' वचोविभूतीरित्युक्त्येति निबंधप्रतिकं धृत्वा श्रीमत्प्रभुचरणा त्रिंशतिभिः कारिकाभिस्तदर्थं विचारयंति वच इत्यादि ।

'વચોવિભૂતિઃ' એમ કહેવાથી ભગવાનથી ભિન્ન આશ્રય નથી એમ કહ્યું. તે આશ્રય પરમબ્રહ્મ શ્રીકૃષ્ણ છે એમ પણ કહ્યું. જ્યાં સુધી સાધનઅવસ્થા હોય ત્યાં સુધી અન્યાશ્રય હોય, જ્યારે પૂર્ણ અનુગ્રહ થાય ત્યારે ભાવનો અંકુર થાય, ત્યારે રસરૂપ ભગવાન્ આશ્રય થાય.

તૈત્તિરીય ઉપનિષદમાં 'બ્રહ્મવિત્પ્રપાઠક' માં એમ શ્રવણ કરવામાં આવ્યું છે કે રસરૂપ આનંદજ પરબ્રહ્મ છે, અને તેજ મુખ્યરૂપ છે, છાંદોગ્યમાં સનત્કુમાર અને નારદજીના સંવાદમાં તેની પ્રાપ્તિનું સાધન કહ્યું છે. એ સર્વેનો ભાષ્યમાં "आनंदमय अधिकरण वर्णक" માં અને लिङ्गभूय अधिकरण' માં વિચાર કરવામાં આવ્યો છે. તેનો અનુભવ એમ કેમ થાય તેના પ્રકારનું વર્ણન ब्राह्मेण जैमिनिः એ અધિકરણમાં વિચારવામાં આવ્યું છે. ગીતાનું તાત્પર્ય પણ એ રસરૂપ આનંદરૂપ પરબ્રહ્મમાંજ છે એમ ન્યાસાદેશની કારિકાના વિવરણમાં ઉપપાદન કર્યું છે. તે જો શ્રીભાગવતમાં મુખ્ય રીતે પ્રતિપાદન કરનાર આશ્રયસ્કંધમાં (દ્વાદશ સ્કંધમાં) સ્પુટ ન થાય તો આશ્રયમાં એકવાક્યતાના અભાવને લીધે વાક્યો આભાસરૂપ થઈ જાય, રસને આશ્રય માનવો, આનંદને આશ્રય માનવો, બ્રહ્મ ભગવાનને આશ્રય માનવો, કે ગીતામાં કહેલા માત્ર ભક્તિથી પ્રાપ્ય ભગવાનને આશ્રય માનવા, કે શ્રીભાગવતમાં કહેલા શ્રીકૃષ્ણને આશ્રય માનવા, એ બધાની એકવાક્યતા ન થાય તો વાક્યો આભાસરૂપ થઈ જાય તે જો

કરવાને માટે कथा इमाः એ શ્લોકમાં वचोविभूतीः એમ નિબંધની પ્રતિક લઈને તેનો વિચાર બીજી કારિકાથી કર્યો છે.

नं. १८३ नन्वर्थकोविदा ब्रह्मन् वर्णाश्रमवतामिह ।
ये मया गुरुणा वाचा तरन्त्यञ्जो भवार्णवम् ॥ (भा. १० उ. ३१–३३)

अर्थे पुरुषार्थे ये कोविदाः पण्डिताः शीघ्रं पुरुषार्थसिद्धिर्भवत्विति विचारयन्ति ते तथैव। ये मया गुरुणा वाचा वाङ्मात्रेणैव अंजः अनायासेन भवार्णवं तरन्ति तरिष्याम इति निश्चित्य गुरुमेव भजन्ते न एव अर्थकोविदा इत्यर्थः। ब्रह्मन्निति संबोधनं संमत्यर्थम्। साधनान्तरव्युदासार्थमाह वर्णाश्रमवतामिहेति। अनेन वर्णधर्मा आश्रमधर्माश्च न साधका इत्युक्तं भवति ॥ सुबोधिनी ॥

હે બ્રહ્મન્ જેઓ હું (ભગવાન્) ગુરુ છું તેની વાણીમાત્રથીજ અનાયાસે સંસાર સમુદ્ર તરી જઈશું; તેવો નિશ્ચય કરીને જેઓ ગુરુને ભજે છે તેઓ વર્ણાશ્રમવાળાઓમાં પંડિત છે.

સુ. જેઓ પુરુષાર્થમાં પંડિત છે, શીઘ્ર પુરુષાર્થની સિદ્ધિ થાય એવો વિચાર કરે છે, તેઓ ગુરુની ભક્તિજ કરે છે, જેઓ હું (ભગવાન્) જે ગુરુ છું તેની વાણીમાત્રથી અનાયાસે સંસાર તરી જઇશું એવો નિશ્ચય કરે છે, અને ગુરુનેજ ભજે છે તેઓજ પંડિત છે. બીજાં સર્વ સાધન દૂર કરવાને માટે वर्णाश्रमवताम् એ પદ વાપર્યું આથી **વર્ણના ધર્મો અને આશ્રમના ધર્મો સંસાર તરવામાં સાધનરૂપ થતા નથી એમ કહ્યું.**

नं. १८४ एवं प्रसङ्गात् ये केचन संसारतरणोपायाः गुरुसेवातिरिक्ताः तान् निषेधु गार्हस्थ्यवानप्रस्थसंन्यासानां मुख्यधर्माणां मत्प्रीतिहेतुत्वं नास्तीत्याह ।

આ પ્રમાણે પ્રસંગને લઈને ગુરુસેવા વિનાના સંસાર તરવાના ઉપાય જે કોઇ હોય તેનો નિષેધ કરવાને ગૃહસ્થના, વાનપ્રસ્થના, અને સંન્યાસીના મુખ્ય ધર્મો ભગવાન્‌ની પ્રીતિના હેતુ નથી તે કહે છે. જેઓ હું ગુરુની સેવાથી સર્વ ભૂતોના આત્મારૂપ સંતોષ પામું છું તેવો યાગથી, પ્રજા સંતતિથી, તપથી, અને ઉપશમથી એટલે ગૃહસ્થના, વાનપ્રસ્થના અને પરમહંસના ધર્મોથી સંતોષ પામતો નથી.

१८५ नात्रावान्तराधिकारभेदो वक्तव्यः, यथा मर्यादायां ब्राह्मणः एव मुच्यत इति, न तथा भक्तिमार्गे। (भा. १० उ. ३३–४५).

અહીં બીજા ગૌણ અધિકાર ભેદ લેવાની જરૂર નથી. જેમ **મર્યાદામાં બ્રાહ્મણ હોય તેનેજ મોક્ષપ્રાપ્તિ થાય એવું ભક્તિમાર્ગમાં નથી.** ભક્તિ કોઇની પણ સહાય વિના મોક્ષ આપવાને સમર્થ છે, જ્ઞાનની માફક કર્મની અપેક્ષા ભક્તિને નથી, અથવા **અંતઃકરણની શુદ્ધિની અપેક્ષા પણ ભક્તિને નથી.**

न. १८६ कालेन वेदानां नाशे तत्प्रतिपाद्यधर्माणां तत्संबन्धिनां सर्वेषामपि अवने रक्षार्थं आत्ता योगमायया आकृतिर्येन स एव धर्मरक्षार्थमेव आविर्भूतो न त्वन्य इत्यर्थः ॥

( भा. १० उ. ३४-४ )

**કાલે કરીને વેદોનો નાશ થવાથી વેદપ્રતિપાદ્ય ધર્મો અને તેના** સંબંધી સર્વની રક્ષા કરવાને માટે ભગવાને યોગમાયાથી આકૃતિ ધારણ કરી છે તેજ ધર્મરક્ષાને માટે પ્રકટ થયા છે, બીજા કોઈ નહિ.

---

## શ્રીનિરોધલક્ષણમ્

( અનુવાદક:–'भक्तिप्रिय" મુલતાનપુર. )

આ નાનાશા ગ્રંથમાં શ્રીમદ્વલ્લભાચાર્યજીએ "નિરોધ" નો ઉત્તમોત્તમ પ્રકાર દર્શાવ્યો છે.

ચિત્તવૃત્તિનો પ્રપંચમાંથી-લૌકિક સંસારમાંથી નિગ્રહ કરીને–અટકાવ કરીને, તે ચિત્તવૃત્તિ શ્રીહરિમાં જોડવી, તેનું નામ "નિરોધ"

વૈરાગ્યની જેમ શ્રીમહાપ્રભુજી ચિત્તવૃત્તિ અને ઈન્દ્રિયોને સંસારના વિષયોમાંથી બલાત્કારે ત્યાગ કરવાનું કહેતા નથી.

પરંતુ આપશ્રી કહે છે કે, ઘણો સમય થયા સંસારમાં રચીપચી રહેલ ઈન્દ્રિયોને બલાત્કારે પ્રભુમાં જોડવાથી લાંબા વખતના અભ્યાસને લીધે, સંસારના વિષયોપરથી તે ઈન્દ્રિયોની સમ્પૂર્ણ આસક્તિ છૂટતી નથી. તેથી તેનો સહેલો ઉપાય આ છે. તે ઈન્દ્રિયોની જે વસ્તુપર આસક્તિ હોય, તે વસ્તુસહિત ઇન્દ્રિયને પ્રભુસેવામાં સંલગ્ન કરવી–જોડવી. આમ કરવાથી ઈન્દ્રિયોને બલાત્કારનું દુઃખ ન થતા, તે ધીમે ધીમે શ્રીહરિમાં આસક્ત થશે.

જેમ જેમ શ્રીહરિમાં આસક્તિ વધતી જશે, તેમ તેમ સંસારના વિષયોપરથી આસક્તિ ઘટતા–ઘટતાં છેવટ "નિરોધ" ની ઉત્તમ દશાને પ્રાપ્ત થશે.

તે ઈન્દ્રિયો જો મનસહિત શ્રીહરિમાં સંલગ્ન થશે–જોડાશે, તોજ "નિરોધ" ના ઉત્તમોત્તમ રૂપની પ્રાપ્તિ થશે, અન્યથા નહીં.

માટે દરેક ઇન્દ્રિયને નીચે લખ્યા પ્રમાણે મનસહિત ભગવત્સેવામાં જોડવી.

"શ્રીહરિના ધ્યાનથી મનને, દર્શનથી નેત્રને, સ્પર્શથી ત્વચાને, પ્રસાદીવસ્તુ-માલા ઈત્યાદિની સુગંધમાં ઘ્રાણેન્દ્રિય–નાકને, કૃતિથી હાથને, ગતિથી ભગવદ્દર્શન માટે મંદિરે જવામાં–ચરણને ભગવત્કથા–વાર્તા–ગુણોના શ્રવણમાં કાનને, અને ભગવત્કીર્તનવડે મુખ અને જિહ્વા જીભને."

આ નવે ઈન્દ્રિયોનો પ્રભુસેવામાં પ્રત્યક્ષ સંબંધ થાય છે.

હવે બાકીની બે ગુહ્યેન્દ્રિય ઉપસ્થ અને પાયુ–ગુદા માટે કહે છે.

પ્રથમ ઉપસ્થ ઈન્દ્રિયનો ઉપભોગ સ્વભાર્યા સાથે રતિ કરી કૃષ્ણપ્રિય પુત્ર ઉત્પન્ન કરવા માટે કરવો. पुत्रे कृष्णप्रिये रतिः નહીં કે કામતૃપ્તિને માટે. શ્રીહરિનો સેવક થાય, એવા પુત્રની કામનાથી રતિ કરવી. માટે તે ઈન્દ્રિય પણ પરોક્ષ રીતે પ્રભુસેવામાં સંલગ્ન થઈ,

હવે રહી પાયુ–ગુદા. તે તો દેહમાં રહેલ મળનો ત્યાગ કરીને દેહશુદ્ધિ થવાથી બાકીના દેહને ભગવત્સેવામાં ઉપયોગી થવાનું અગત્યનું કાર્ય કરે છે.

આમ દશે પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે અગિયારે ઈન્દ્રિયોને ભગવત્સેવામાં સંલગ્ન કરવી–જોડવી.

છેવટે, વિભુવદનવૈશ્વાનરાવતાર શ્રીમદ્વલ્લભાચાર્યજી કહે છે કે—આ 'નિરોધ'જ સર્વોત્તમ છે. 'નિરોધ' સમાન કંઈ નથી.

વાક્પતિ શ્રીમહાપ્રભુજી કૃત 'શ્રીસુબોધિનીજી' આદિ આકર ગ્રંથોના અભ્યાસપૂર્વક વાચનથી 'નિરોધ'.નું વિશેષ તત્ત્વસ્પર્શી જ્ઞાન થશે.

જીવના સહજ દુષ્ટ સ્વભાવને લીધે આમાં કંઈ અન્યથા લખાણું હોય, તો વાચકો ક્ષમાપ્રદાન કરશે એવી વિનંતિ છે. ઇતિ ]

## —ઃનિરોધલક્ષણઃ—

જેવું દુઃખ યશોદાને, ને નંદાદિને ગોકુલે; ગોપીઓનેય જે દુઃખ (થયું) તે દુઃખ હો કદાચિત્ મને ૧
ગોકુલે ગોપિકાઓને, ને સર્વે વ્રજવાસિને–થયુ જે જે સુખ; તે ક્યારે ભગવાન્ મને આપશે. ૨
ઉદ્ધવ આવતાં જેવો, વૃન્દાવને ને ગોકુલે, મહોત્સવ થયો; તેવો ક્યારે મુજ મન થશે. ૩
મોટાંની કૃપાથી પ્રભુ, જ્યાંસુધી કરશે દયા; આનંદનિધિ ત્યાંસુધી, કીર્તન કરાવતા સુખે. ૪
મોટાંની કૃપાથી સદા, જેવું સુખદ કીર્તન; ન તેવું લૌકિકોનું છે, (જેમ) ભોજન વીનાણું સુખું. ૫
ગોવિંદ ગુણગાનથી, આનન્દ જેવો થાય છે; આત્મનિષ્ઠ શુકાદિને નથી;(તેવો) તો ક્યાંથી અન્યને ? ૬
ક્લેશયુક્તજનો જોઈ, કૃપાયુક્ત જ્યારે બને; ત્યારે સર્વ સદાનન્દ, હૃદેથી બહાર નીકળે. ૭
સર્વાનન્દમયી તેનો, કૃપાનન્દ સુદુર્લભ; હૃદેથી સ્વગુણો સુણી, જનને પૂરા ભીંજવે. ૮
તેથી સૌ પરિત્યાગીને, સદાનન્દના સર્વદા–નિરુદ્ધોએ ગુણો ગાવા, સચ્ચિદાનન્દ તેહથી. ૯
"હું રોધે નિરુદ્ધ છું ને, નિરોધ માર્ગમાં ગયો; નિરુદ્ધોના રોધ માટે, તે નિરોધને વર્ણવું." ૧૦
હરિથી જે વિનિર્મુક્ત, તે ડૂબ્યા ભવસાગરે; જેઓ પામ્યા નિરોધ, તે મોદે પામે અહર્નિશ. ૧૧
"સદા મુરારિના ગુણે, આસક્તચિત્ત, તેહને–સંસાર વિરહ ક્લેશ ના થાય;" હરિવત્ સુખ. ૧૨
ત્યારે દયાળુતા થાય, અન્યથા માની દરના; ના અહીં બાધની શંકા, (પ્રભુમાં) તેનો અધ્યાસ થાય છે. ૧૩
સંસારાવેશ થકી એ, દુષ્ટ ઈન્દ્રિયોના હિતે; ભૂમાનઈશ, શ્રીકૃષ્ણને, બધી વસ્તૂ સમર્પવી. ૧૪
ભગવદ્ધર્મ સામર્થ્યે, વૈરાગ્ય થાય વિષયે; હરિગુણ સુખસ્પર્શે, દુઃખ ક્યારેય થાય ના. ૧૫
એવું જાણી ગુણગાન, ઉત્તમ જ્ઞાનમાર્ગથી; અમત્સરેય, સંતોષે, ગુણો વર્ણવવા સદા. ૧૬
હરિમૂર્તિ સદા ધ્યાને, ને તેનાય સંકલ્પથી; દર્શને, સ્પર્શને સ્પષ્ટ, તથા કૃતિ ગતિ સદા. ૧૭
સ્પષ્ટ શ્રવણ કીર્તને, કૃષ્ણપ્રિય પુત્રે રતિ; પાયુ મલ ત્યાગમાંહી, બીજતે ભાગ સેવા વિષે. ૧૮
ભગવત્કાર્યમાં જેહ, સ્પષ્ટ માલુમ ના પડે; તેનો વિશેષ નિગ્રહ કરવો એવો નિશ્ચય. ૧૯
ન આથી શ્રેષ્ઠ કો મંત્ર, ન આથી સ્તવ શ્રેષ્ઠ કો; ન આથી શ્રેષ્ઠ કો વિદ્યા, ન તીર્થ આથી શ્રેષ્ઠ કો.૨૦

---

## वैष्णवनी वातु.

**આતા**—પરસંગ તો ઘણા ચાલ્યા તા, આપણે જાડી બુદ્ધીયે હમજી ન હકાય, એવા ગરંથ હમજવાનો આપણો અધિકાર નઈ, એટલે ન હમજાય, કાંઈક યાદ રીયું છું ઈ તુનેં કઉ છું,

જટાશંકરભાઈ કેતા હતા કે, સર્વેશ્વરને સર્વાત્મા પ્રભુને રમણુ બહુ પ્રિય છે, તો અરેરે, એવા રસાત્મા પ્રભુ, મારા આત્મામાં રહેલી અનેક ભાવનાને પ્રગટ કરીને ક્યારે રમણુ કરે? એમ કહીને નિશાસો નાખ્યો.

**ઉકો**—આતા, નિશાસો કેમ નાખ્યો હશે?

**આતો**—ઈ વાત હમજવી બહુ મુશકેલ છે, જેમ ભગવાનની અપાર લીલા છે, તેમ ભગતહૃદયના ભાવો પણ અપાર છે, એટલે સામાન્ય દશાવાળા જીવો એ વાતને ક્યાંથી હમજી શકે. એ વાતને સમજનાર કેવા હોય ઈતું જાણો છો. જો, સર્વત્ર પ્રભુલીલાને જોનારા હોય,-અને અનુભવનારા હોય, એવા વિરલાજ એવાં રદયની જાણી શકે, આપણા જેવા દોષબુદ્ધિવાળા તો ભગવદ્ભાવી ભગતોમાંય દોષની ભાવના કરીએ છીયે, વિધિ અને નિષેધના વમળમાં પડેલી શાસ્ત્રીય દૃષ્ટિ કોઈ કાળે પણ સમજી શકતી નથી. આપણા પુષ્ટિમાર્ગની શુદ્ધાદ્વૈત દૃષ્ટિજ નિર્દોષ જોવામાં કારણરૂપે છે, જેમ સમુદ્રને કાંઠે બેઠેલો માણસ સમુદ્રની અનેક લહેરીઓની વિચિત્ર ઘટનાને અનુભવે છે, તેમ તેવી રીતે પ્રભુલીલાની દૃષ્ટિએ જોનાર, પ્રભુની ત્રિવિધલીલાનાં ક્ષણે ક્ષણે બદલતાં ને નિત્ય નવીનપણાંને પામતાં રૂપોનું અલૌકિક માહાત્મ વિચારી દિવ્ય લીલાનો આનંદ અનુભવનાર હોય છે, એ સર્વ કોઈ વાત બરાબર સમજી શકે.

**ઉકો**—એવો અનુભવ રદયમાં ક્યારે થાય.

**આતો**—પ્રભુ કૃપા કરે ને બુદ્ધિમાં અલૌકિક દાન કરે તો તરત અનુભવ થાય.

**ઉકો**—એવા પ્રભુ આપણા થઈ જાય તો તો કામ થઈ જાય. એક વાર હાથમાં આવેને, તો તો કોડમાં મારા કાબરીઆની હારે ચફડાવીને બાંધી દઉં, કે, આતરવાય ન પામે.

**આતો**—ગાંડા, ઈતી કોઈનો બાંધ્યો બંધાય એવો ક્યાં છે? મોટા સુરી નરને મુનીવર મથીમથીને મરી ગયા, પણ સપનેય દેખાડો દેતા નથી. ઈ વાલો બંધાય ખરો? પણ પ્રેમની દોરી જો પાંહે હોય, તો તો બાંધ્યો છુટે નહી, ઉલટો લાચાર થઈ જાય, ને ભગત નચાવે તેમ નાચે. પદમાં કયું છે કે ॥ જાકી માયા સબ જગ નચાયા, તાહી નચાવત ગોપ બ્રજનારી ॥ બાકી અનેક પ્રકારની ગીનાનની ગાંઠડીમાં બાંધવા જાતા બંધાય નઈ. ઉપદેશને ઓજે ઈ આવે એવો નથી, વિદ્વાનની વાતેય બંધાતો નથી, જોગીના ધ્યાનેય ધપતો નથી. ચતુરાઈની ચાંચમાંય નથી ચડતો, વીલાસીના વિલાસથીએ વેગળો છે, એ તો ભાવનો લુબ્ધો છે, દીનતાનો દાસ છે, પ્રેમીના રદયેજ પુરાય છે, એટલે પ્રેમ વગરની કથા કે ઉપદેશ વિટંબના માત્ર છે, માર્ગનો મુખ્ય સિદ્ધાંત તો એજ દેખાય છે કે, સર્વ ઇન્દ્રિયો, પ્રભુસન્મુખ થવી જોઈએ, અને એમ ન રહેવાય તો માર્ગમાં દરેક સ્થળે અસંભાવના ને વિપરીત ભાવનાઓજ સ્ફુર્યા કરે છે.

**ઉકો**—આતા, તમે કો છો ઈ બરાબર છે હો, આપણે દાન બ્રહ્મ સમરપણ કર્યું એટલે દરેક વસ્તુ ઉપર આપણી ખોટી ધણી પદાની સતા ઉઠી ગઈ નેં, ભગવાનની સતા થઈ, હવે એનો ઉપયોગ પ્રભુને નિવેદન-વીનતી કરીને કામમાં લેવાય, તે પણ દેહના રક્ષણ પુરતી જ. બાકી તો પ્રભુસુખમાંજ ઉપયોગ થવો જોઈ, કેટલેક ઠેકાણે આતા, હેરમાં વાળીવાજાં, ને રેડીયા બાજાં ને મોટરૂં ને, નાટક સીનેમામાં પૈસા ખરચાય છે ઈ પ્રભુ પ્રસંને થઈ ને આગ્ના દેતા હશેને.

**આતો**—મૂરખ, દૈવી પૈસો એવાં ફેલ ફતુરમાં ઉડારવાની પ્રભુ આગ્ના આપે ખરા કે?

ઉકો—તઈ આપણી મરજી પ્રમાણે એને ઉગાડી ઈ તો પ્રભુ રાજી કે નારાજ?

આતો—કુંડલામાં આવો પરસંગ નીકળો તો, તર્ઈ ગાંડા ભટજી મગારામભાઈ એણે એક સલોક કર્યો તો. હાસો ખોટો યાદ છે,

स्वाच्छंदव्यवहारात् मत्या बाह्रिर्मुख्यं स्यात.

ભગવાનની જણહનો આપણે મરજી મુજબ ઉપયોગ કરી તો ભગવાનથી બહિરમુખ થવાય, પણ આજ તો બેરમુખ થવાનાં અનેક કારણ આપણને વળગ્યાં છે, ને વળગતાંય જાય છે, આગળ અપરદ્યામાં યવનની ભાષાનો શબ્દ કાન ઉપર જાય તો છોવાઈ જવાતું, બોલવાનોય દોસ ગણાતો, આજકાલ તો ઈ બાંખા પેટમાં ભરી છે, હવે તું વીચાર કર્ય કે આ બધુ પ્રભુની ઇચ્છાનું કારણ છે.

ઉકો—તમે એક વાર વાત કરી તી કે, અન્ય સમ્બંધની ગંધ પણ માથું કપાવે, તઈ આવાં કારણ બની આવે તો માયાજોગાં નાક ને કાન બધું કપાઈ જાય કે? આતા હું એકદી ખેતર રાત રીયો હતો, તઇ આધરાત થઈ તઇ, ખેતરને શેડે બે જણુને વાંહે બે બાયુ હાલીયું જાય, મેં જણને પડકાર્યાં, એલા કોણ છે? જણ બોલ્યા, કે અમે તો વટેમાર્ગું છઈ, તઈ મેં કયું? ઉભા તો રો, તઈ બોલ્યા, કે ક્યાં ઉભા રઈ? અમારે ઉભા રહેવાની તસુભર જગ્યા ક્યાંય રઈ નથી, મેં કયું આવું ગાંડું ગાંડું શું બોલો છો? આવો મારી કણે બેહો, જગ્યા ઘણી છે, તોય રોકાણા નઈ, ને જેશીકરસન કરીને હાલતા થીયા. મેં કયું, ઉભા તો રો? તમે એમ કેમ બોલ્યા, કે તસુભર અમારે માટે જગ્યા નથી? એલા, મુવાનેં જગ્યા જડે છે, તો તમે જીવતાને જગ્યા નહી જડે? તઈ બોલ્યા. અમેં તો જીવતે મુવા જેવા થઈ ગીયા છઈ, અમને દેશનીકાલની સજા થઈ છે, અટલે અમારી ઘરવાળીઉને ભેળી લઈને ક્યાંક હીમાળાનાં ગુફામાં કોઈ અમને દેખે નહી યાં જઇને રેશું, હવે પૃથ્વી ઉપર રેવામાં માલ નથી. હવે અમે કલંકરૂપ થયા છઈ, કોઈ અમારો આવકાર કરતું નથી, હવે સૌના રામરામ. મેં પુછ્યું. તમારાં નામ તો કો? તઈ એણે કયું અમારૂં નામ એવું છે કે મનુષ્યને સાંભળતાંય હાર લાગે એવું નથી, મે કયું કો તો ખરા? તઇ કયું કે મારૂં નામ જ્ઞાન છે, ને આનું નામ વેરાગ છે, આ બાયું, એનું નામ દયા છે, ને બીજાનું નામ લાજ છે, હવે તો અમે દેહવટેજ રેવાનાં. જગતને અળખામણાં થઈ ગીયાં છઇ, એમ બોલી ચાલતાં થીયાં, મેં વાંહે જેયું તો અંધારૂં ઘોર દીઠું, ઇ શું હશે?

આતો—તુને દેખાણાં એટલો તું ભાગ્યશાળી, બીજાની તો નજરેય, પડતાં નથી, રાજા પરીક્ષિતના વખતમાં માંદા હાલ જેવાં તો હતાંજ, અટલે હવા બદલ કરવા હીમાલય ગીયાં હોય ખરાં.

ઉકો—આતા! એના ઉપર કોઇને દયા નહી આવી હોય? કેટલેક ઠેકાણે ધરમનાં સ્થાન છે, સદાવ્રત અપાય છે, યાં આનો નીભાવ કર્યો હોય તો શું ઓછું થઈ જાત?

આતો—મુરખા? માનપાન વિનાં કોઈ ઘડીએ ઉભું રે ખરૂં કે? લે હવે ઇ વાત પડી મુક, બીજી વાત તારે પુછવી હોય ઇ પુછ.

ઉકો—આતા? બેટવાળા માતાપીતા, એકવાર પીતામ્બર બાપાને ધેરે આવ્યા તા. તઈ જે પરસંગ નીકળાતા ઇ કો?

આતો—તે દી તો વેણુંગીતનો રસ રેલાણો તો, અમે તો પી ધરાણા.

ઉકો—આતા, મારા હાટુ એક શીશામાં ભરી આવ્યા હોત તો દુધ પરતાપી લેતને?

આતો—ગાંડા, ઇ રસ શીશામાં તોલાવાય. પેટમાં ભરાય. પછી તો આંખુમાંને રૂવાડે ઇ રસ ટપકવા મંડે. તરબોળ કરી દીયે, ઈ ટાણે માતાપીતાના મોઢા ઉપર અલૌકિક ચીમકા-

પ્રભુજી જાણે કેમ બીરાજતા હોય ? ઈ ટાણુનો ઈ સ્થળનો કોઇ દૈવી અલૌકિક પ્રભાવને લીધે વાતાવરણ શાન્તીમગ બની ગયું હતું.

ઉકો—એય સમો હવે ભળાય ખરો કે ?

આતો—ડોકું ધુણાવીને, અરે દીકરા, ઈ વાત પુછમાં, હું હવેની વાત કરીહ તો વખ, રોણો લાગીહ, પણ કીધાં વેણું હાસે એમ નથી, હવેના કાળમાં વહેવાર ધરમ વધી પડયા છે. જ્યાં જોઈયાં વહેવાર સિવાય વાતજ નથી, જગતના વહેવાર, વરણુના વહેવાર, ગુરુમાં વહેવાર ધરમમાં વહેવાર, શીષ્યમાં વહેવાર, વહેવારમયજ છે, ક્યાંય સહજ સ્નેહ કે, સહજ ધર્મ રવાજ નથી જ્યાં જુવો યાં વહેવારનાંને વરણુનાં કુટણાં કુટાયા કરે છે, આ પાપી કળીયુગમાં તો નીતીનું નામે ન રીયું, પ્રીતીનું પગલું ય ન રીયું. ગુરૂ શીષ્યના ભાવોમાંય ભૂત ભેળવા મંડયાં છે, અરે દીકરા હવે તો એવો કાળ આવ્યો છે કે, કોઈ શ્રીમહાપ્રભુજીની વાકસુધાનું પાન કરવું કરાવવું દુર્લભ થઈ પડું છે, જગતમાં ધર્મીને અધર્મી પ્રવૃતીમય જીવન ગાળવા મંડી પડયા છે, એટલે એવો સમો તો મહાપ્રલય થાય તોજ ફરી મળે, ઈ તો પળ પાકી ગઈ, અને કોઈ વીરલ એ લાભ પ્રાપ્ત કરી ગીયા, જ્યાં કુવામાં કાદવ હોય યાં અવાડાની આશા શી બંધાય ?

ઉકો—હેં આતા, આ તે કાળનું કામ, કે માયાનું, કે ભગવાનની ઈચ્છાનું હશે ?

આતો—બધું પ્રભુની ઇચ્છાને આધીન છે, પ્રભુ ઈચ્છા પ્રતીકુળ હોય. તો માયાને કાળ બધાય પાંખું ફફડાવીને તૈયાર થાય ?

ઉકો—આતા, આપણ ભગવાનને શરણુ છઈ તોય બાધા કરે ?

આતો—શરણુજીવની બીજી ગતી તો કોઈ દીવસ ન થાય, પણ શરણુની સિદ્ધી ન થઈ હોય તો પ્રતિબંધને અંતરાય તો થાયજ,

ઉકો—તમે કહેતા હતાને કે, આગળ નિવેદન તરત ફળ દેતું હતું ?

આતો—હા. નિવેદન તો એનું એજ છે, પણ તેને તુરત પાન ફુલને ફલ આપવામાં જે સીંચણુની જરૂર હતી તેનો અભાવ થયો, ને વચમાં બીજી વીટમનાઓ વળગી, સતસંગ રહ્યો નહી, જે નિવેદન સાક્ષાત સમ્બંધની યોગ્યતા કરાવનારૂં છે, પણ તેમાં શ્રીમહાપ્રભુજીની વાક-સુધા રૂપી સીંચણ પ્રાપ્ત ન થવાથી ફળતું નથી, બીજ સત્ય છે. એટલે તુરત ફળવામાં બીજે પ્રતીબંધ જરાએ નથી. કાળ કરમતીએ દરકાર નથી, પણ સતસંગની જરૂર છે. તેની સાથે દેહાધ્યાસ, ઇંદ્રીયાધ્યાસ, છુટી નિરોધ વૃતી પ્રાપ્ત કરાવે એવો સંગ તો આજકાલ દુર્લભ છે, હશે, કોઈ પુણે ખચક, બાકી તો માન, પ્રતીષ્ટા, ધન, એ બધાં નિરોધનાં ખરેખરાં શત્રુ છે, એવાં એવાં અનેક આવરણ ને લઈ, જીવ ફલ દશા સુધી પોંચી શકતો નથી, જ્યાં વિપરીતનાં વાજાં વાગી રહ્યાં હોય. જ્યાં પ્રતીબંધના પડધા પડી રીયાં હોય, આપણેજ પીચાર કર્યને જ ઘડીક ભગવદ્નામ લેશું, વરી ઘડીક પછી કમોદના છોતરાં ખાંડવા મંડીશું. આવી જ્યાં મનો-દશા હોય યાં ભગવદ્પ્રાપ્તી રૂપ નિરોધની આશાજ ક્યાંથી બંધાય ? પ્રથમ તો આપણાં રચી-વેશને ભાશા ક્યાં સત્ય છે? આપણી રૂચી પ્રભુ તરફ જોઇ તે દેહધર્મના ડરામાં દોર-વાણી પડી છે. આપણે વેશ (આવેશ) તે પ્રભુની રસમય લીલા તરફ ઢળવો જોઇ. તે આવેશ ઋષિ મુનીની વહેવાર નીતી રીતીમાં નિયત થયેલ છે, આપણી ભાશા એ પણ પ્રભુ નામ સિવાય અન્ય ઉચાર તરફ ન વળવી જોઇ, તે અનેક વીટંબનાએ વીટાએલ પડી છે પ્રાચીન સમયમાં રૂચીવેશને ભાશાનું સમતોલ સચવાતું હતું. હવે કાળ પ્રભાવે તેનું રૂપાન્તર ફરતું ગયું,

[ વધુ માટે જુઓ પૃષ્ઠ ૫૭ ].

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ.

પુ. ૧૧ ] વૈશાખ, સં. ૧૯૮૨ [ અંક ૨.

## શ્રીમદ્‌વલ્લભાચાર્યજી.

શાર્દૂલ.

જેણે પ્રાકૃત દેહ ધારણ કરી, દૈવીજનોદ્ધારણે,
પુષ્ટિસૂર્ય તણો પ્રકાશ કરીને, અજ્ઞાન દૂરે કર્યું;
તાર્યો થઇ, તથૈવ શ્રી અનુગ્રહે, ઉદ્ધાર જેનો હતો,
એ અપ્રાકૃત મૂર્તિ "વલ્લભ" નમું, "જે કૃષ્ણ છે વસ્તુતઃ"

## શ્રીવલ્લભાધીશ્વર.

( લે૦—રા. રા. ગોવર્ધનભાઈ ગોકુલભાઇ બ્રહ્મભટ્ટ—આણંદ. )

( રાગ—તેડુ થયું કીરતારનું )

ઝાંખી હતી આલમ બધી ત્યાં ભક્તિ-રવિ પ્રગટાવીયો,
છાયા હતા કંટક બધે ત્યાં પુષ્ટિ પથ બનાવીયો;
સૂનાં હતાં ભક્તિ ભુવન સૃષ્ટિ બધી સુની હતી,
ત્યાં પ્રભુપભક્તિના વિમલ પ્રવાહને ફેલાવીયો.
છાયા હતા માયા તણા અંધાર અવનિમાં બધે,
સ્થાપી તદાં બ્રહ્મવાદ માયાવાદને પ્રજાળાવીયો;
ખંડન કર્યો પાખંડ મત દૂરનાવી દાંભિકતા બધી,
પ્રગટાવી પુષ્ટિ દીપ આર્યાવર્તને અજવાળીયો.
ઝુકાવી ધર્મ રણાંગણે વિકસાવ્યો શુદ્ધાદ્વૈતને,
એ મહાન શ્રીવલ્લભાધીશે પુષ્ટિપીયૂષ પીવડાવીયો.

## વૈષ્ણવની વાત.

( અનુસંધાન પૃષ્ઠ ૮ થી ચાલુ )

ત્યાં શ્રીમશોદોઉત્સંગ લલિતની લીલાનું રસમય શ્રવણ થતું. યા નીતિધર્મની નોબતનું ગગડવા વાગીયું, પ્રાચીન રૂથી, વેશ ભાષા રીતરિવાજોનું પ્રાધાન્યપદ હતું, ત્યાં પ્રમાણમાર્ગના પગરણ પર્યાં.

ઉકો—આતા તમે જેટલી વાતું કરી. ઈ ભગવદ્ ઇચ્છા કે બીજું કાંઈ.

આતો—ભગવદ્ ઇચ્છા વિનાં ક્યાં એક પાન પણ હલવાનું હતું!

ઉકો—આ તો તમારી વાત. બધાયને એક સરખી રૂચે ખરી.

આતો—રૂચે ન રૂચે એની હારે આપણે સંબંધ નથી, આપણને તો પ્રભુપ્રેરક થઇને જે સમયે જે વાત હૃદયમાં ઉપજાવે તે તો કેવી પડેજ,

ઉકો—આતા હવે કોઇ એવો પરસંગ કરો કે રૂવાડે રૂવાડાં ઉભા થઈ જાય, છે પ્રભુમાં મનનો નિરોધ થાય,

આતો—હવે રાત ખડે ગઈ છે. દુર્લભ. વળી કાલ કેશ.

# समाचारादिक.

પૂ. પા. ગો. શ્રી ૬ શ્રીવ્રજનાથલાલજી વિ. માહારાજ. શ્રીપુષ્ટિસ્થ જીવોને પુષ્ટિસુધામૃતનું પાન કરાવવા આજે લગભગ બે વર્ષથી પરિશ્રમ લઈ ભૂતળ ઉપર પ્રવાસ કરી રહ્યા છે તેમાં પ્રથમ કાઠીયાવાડમાં શરૂઆત કરી નાનાં મોટાં ઘણા ગામોમાં પધારી ભાગ્યવાન જીવોને માર્ગના સિદ્ધાંતો અને રહસ્ય સમજાવવાના પ્રયાસ અને પ્રવાસમાં લગભગ વર્ષ બે કાઠીયાવાડમાંજ વ્યતીત કર્યાં. જ્યાં ઘણા જીવો શરણે આવ્યા હશે. અને હવે ગુજરાત ઉપર કૃપાદૃષ્ટિ કરી અમદાવાદ પધાર્યાં ત્યાં ઘણા વૈષ્ણવોને નિજ વચનામૃતનો લાભ આપી નડીઆદ પધાર્યાં તે સમયે આપના સ્વાગત માટે વૈષ્ણવો સ્ટેશન ઉપર ગયા હતા. નડીઆદ પધારી સાત સ્વરૂપની હવેલીમાં આપે મુકામ કર્યો તે દિવસે તો રાત પડી ગયેલી હોવાથી બીજે દિવસે આપના વચનામૃતોનું પાન કરાવવા વૈષ્ણવોએ વિનતિ કરી તે આપે પ્રસન્નતાથી સ્વીકારી, કારણ આપ તે માટે તો પરિશ્રમ લઈ રહ્યા છે. એટલે આપની આજ્ઞાનુસાર સાત સ્વરૂપની હવેલીમાં સાંજના સભા ભરાઈ જ્યાં વૈષ્ણવબંધુઓ અને બ્હેનોથી હવેલી ભરાઈ ગઈ હતી. યોગ્ય સમયે આપ સભામાં બિરાજ્યા તે સમયે ભ. અંબાલાલ જમનાદાસે સભા તરફથી આપના સ્વાગત સંબંધી તથા ઘોર કલિના દુષ્ટ વાતાવરણમાં વૈષ્ણવોને સ્વમાર્ગીય સિદ્ધાન્તો અને રહસ્યના સિંચનની જરૂર છે તે આપ કૃપાની દૃષ્ટિથી સ્વધર્મ સમજી પરિશ્રમ લેઈ લાભ આપી રહ્યા છે અને તેટલા માટેજ અત્રે પણ પધાર્યાં છે વિગેરે બાબતનું ટુંકમાં વ્યાખ્યાન આપ્યું. બાદ એક વૈષ્ણવે આપના સ્વાગતનું ધોળ ગાયું તે નીચે મુજબ છે.

## ધોળ.

(હરિના ચરણકમળમાં ચિત્ત સદાયે રાખવું રે. એ રાગ છે.)

ભલે પધાર્યાં મુજ મન માન્યા મહારાજજીરે,
ગોસ્વામી શ્રીવ્રજનાથલાલજી મહારાજ, આપને પાયે લાગુ પ્રેમથીરે. ભલે પધાર્યાં. ૧
ઘણા દિવસની દર્શન તણી અભિલાષા મુજનેય,
તે આપે પુરી કરી નિજ કૃપાને ઇચ્છીએય,
નિઃસાધન જીવ હું સેવા કરૂં શું આપનીરે. ભલે પધાર્યાં. ૨
શા સન્માન કરૂં આપનાંને કરૂં પ્રસન્ન કઈ રીત?
તન ધન બુદ્ધિ હીનને આચરણ પણ વિપરીત,
છતાં આપ આપની વડાઈથી પ્રસન્ન થજોરે. ભલે પધાર્યાં. ૩
આ કલિનાં વાતાવરણ અને વંટોળીયા માંહ્ય,
અનેક જીવો ઉડી ગયાને જીવન ધૂળ થયાંય,
તેવું થાય ન મારૂં તેવી કૃપા રાખજોરે. ભલે પધાર્યાં. ૪
કારણ કુસંગજ છે ઘણો બાહાર તે ઘરની માંહ્ય,
સુજે નહિ શુદ્ધ માર્ગને સ્વધર્મે નવ રહેવાય,
ડગમગતાં મુજ મન ઉંચે આકાશે ચઢયાં રે. ભલે પધાર્યાં. ૫
શુદ્ધ લેવા જીવો તણી શ્રીવલ્લભ પ્રભુ પ્રગટ થાય,
સ્વવંશે સામર્થ્ય અર્પીયું કરીને ઘણીજ કૃપાય,
તે સિદ્ધ કરી બતાવવા આપ પધારીયારે. ભલે પધાર્યાં. ૬

કુશળ રાખો આપને પ્રભુ તન મનને ધનથીયે,
દીર્ઘાયુષ્ય આપે પ્રભુ આ ભૂતળની માંહ્ય,
ધ્વજ પુષ્ટિમાર્ગની ફરકાવો નિજ ભુજથી રે. ભલે પધાર્યા. ૭
શંકાઓ સૌ દુર કરીને દેઈને ભજનાનંદ,
દીનદાસ યાચે એટલું શ્રીવૃન્દાવન ચંદ,
રાખો હર્નીશ સેવા ભક્તિ દેઈને શરણુમાં રે. ભલે પધાર્યા. ૨

આ ધોળ ગાઇ રહ્યા બાદ આપના શ્રીમુખે નવધા ભક્તિ અને દશમી પ્રેમલક્ષણા ભક્તિ એજ નિર્ગુણ ભક્તિ છે જે આ કલિમાં જીવોને શ્રેય આપવાવાળી છે તે બાબત દષ્ટાંન્તો અને સિદ્ધાન્તો કહી વ્યાખ્યાન આપી વૈષ્ણવોનાં હૃદયને જાગૃત કર્યા બાદ પૂ. પા. માહારાજશ્રીએ શ્રીમહાપ્રભુજીનું પ્રાકટ્ય કેવા વિકટ સમયમાં થયું અને પુષ્ટિમાર્ગની સ્થાપના કરી અને શ્રીગુસાંઇજીએ તેને પ્રકાશમાં મુક્યો તે સબંધી દષ્ટાંન્તો અને સિદ્ધાન્તોથી ભરપુર વચનામૃતોનું પાન કરાવી વૈષ્ણવોને આનંદસાગરમાં ડુબાવ્યા તેનો ઉપસંહાર ભ. મોહનલાલ લલ્લુભાઈ માસ્તરે કર્યો હતો બાદ સભા વિસર્જન થઇ હતી. આવી રીતે ગામ વસો, પીજ, માતર, કઠલાલ, ખેરા, વિગેરે ગામોમાં કેવળ ઉપદેશની દષ્ટિથીજ પધારી વૈષ્ણવોને સ્વધર્મનું ભાન કરાવ્યું હતું. તેમજ નડીઆદમાં પણ બીજા ત્રણુજ દિવસો લાગટ નિજ વચનામૃતોનું પાન કરાવ્યું હતું. મોટાં મોટાં યા નાનાં ગામોમાં જ્યાં પુષ્ટિમાર્ગીય મંદિરો છે અને જ્યાં પુષ્ટિભક્તોનો સમાગમ છે ત્યાંના વૈષ્ણવો તો સારી રીતે સમજતા હોવાથી બાળક બે માસનું હોય છતાં ગામમાં શ્રીવલ્લભકુળના બાળક કોઇ પણ પધારે ત્યારે તે બાળકને અષ્ટાક્ષરનો મંત્ર श्रीकृष्णः शरणंमम ॥ સંભળાવી કંઠી બંધાવ્યા શિવાય રહે જ નહિં. પરંતુ નડીઆદ પાસે ચાર ગાઉ દુર મિત્રાલ નામનું ગામ છે જ્યાં સંવત ૧૯૫૩ ના ફાગણ સુદી ૫ ના રોજ વિરમગામવાળા નિત્યલીલાસ્થ પૂ. પા. ગો. શ્રી ૧૦૮ શ્રીજયદેવપ્રભુ પધારેલા તે સમયે ગામ મિત્રાલમાં ઘણોજ આનંદ થયેલો અને ગામના વૈષ્ણવ પટેલ બંધુઓ તથા બેનો મંડળી લેઈ ગામ ચાંગાને રસ્તે સ્હામા વાજતે ગાજતે સ્વાગત માટે જતા એમ લાગટ ત્રણ દિવસ આમ મિત્રાલમાં ચાંગેથી સિધરામમાં બિરાજી પધારતા હતા તે સમયે આખા ગામે પોતાની ભાવ ભક્તિ અને યથાશક્તિ સેવા પણ સારી કરી હતી અને ઘણા ભાઇઓ તથા બેનો અષ્ટાક્ષર લેઈ તથા કેટલાક બ્રહ્મસંબંધ કરાવીને પ્રભુને શરણે આવી ભાગ્યશાળી બન્યા હતા બાદ આજ સંવત ૧૯૯૨ ના માહા વદી ૦)) સુધીમાં કોઇ પણ શ્રીવલ્લભકુળ (ગામમાં પુષ્ટિ ભક્તના સતસંગની અભાવે તેમજ પુષ્ટિમાર્ગીય મંદિરના અભાવે) પધારેલા નહિ તેથી ગુરનું શરણ પ્રાપ્ત કર્યા શિવાય ઘણા જીવો આવ્યા તેવા ગયા હશે? પરંતુ આજે લગભગ ૪૦ ચાળીસ વર્ષે તે મિત્રાલમાં પ્રથમના ભ. ગોરધનદાસ ચુનીલાલ તથા આ દાસને શ્રીમહાપ્રભુજીની કૃપા અને ઇચ્છાથી યાદ આવ્યું જે મારૂં મિત્રાલ ગામ વૈષ્ણવી છે પણ ગુરૂશરણાગતિ પ્રાપ્ત કર્યા શિવાય ઘણા જીવો રહી જાય છે તેનો આ વખત આ માહારાજશ્રી કે જેમની જીવોને શરણે લેઇ સદ્બોધ આપવાની જ દષ્ટિ છે અને તે માટે જ જેઓ પરિશ્રમ લઇ રહ્યા છે તેમને વિનંતિ કઈ તો જરૂર સ્વીકારી કૃતાર્થ કરશે. તે અનુસાર આપને વિનંતિ કરી જે આપે સ્વીકારી અને ગામ મિત્રાલમાં પધાર્યા. તે સમયે આખા ગામના વૈષ્ણવ પટેલ બંધુઓ અને બ્હેનો તથા ઠાકોર બાપડાઓમાં મોટી નાની કોડીયાવાડના વૈષ્ણવ બંધુઓ તથા બ્હેનોમાં આનંદનો સાગર ઉછળ્યો. ઘરનાં અને મેંનરનાં કામકાજ ભુલ્યાં અને ગામના મોટા મોગાનમાં એક મોગે મંડપ બાંધીને જાપાની તોરણ વાવટા તથા આસોપાલવનાં તોરણોથી શણગાર્યો અને મોટું નગારૂં

ઢોલ મૃદંગ અને ઝાંઝ તથા બુગળોના નાદો તથા ધ્વજ નિશાનો સાથે ગામના તમામ વૈષ્ણવ બંધુઓ અને બ્હેનો મહારાજશ્રીના સ્વાગત માટે ગામની બાહાર ભાગોળે વાજતે ગાજતે સુંદર ધોળ મંગળ ગાતા કુદતા અને નાચતા સ્હામા ગયા આમ ત્રણ દિવસ સુધી આપ નડીઆદથી મોટરમાં પોતાના કારભારી શાસ્ત્રીજી તેમજ ભ. ગોરધનદાસ ચુનીલાલ તથા ભ. અંબાલાલ જમનાંદાસ તથા ભ. મોહનલાલ શંકર વિગેરે સાથે પધારતા ત્યારે લાગટ ત્રણે દિવસ સુધી ગામના વૈષ્ણવ બધુઓ અને બ્હેનો ઉપર મુજબ સ્વાગત માટે સ્હામા ગયા હતા. આપ મંડળમાં પધાર્યા ત્યારે ફુલના હાર પૈહેરાવી તિલક કરી આપની સેવા સ્વાગત કર્યા બાદ આખું ગામ નાનાં બાળકો સહિત જે ચિકાર ભરાયું હતું. તે સમયે ગામની સ્કુલના હેડમાસ્તર ચુનીલાલ લલ્લુભાઈએ માહારાજશ્રીના સ્વાગતનું એક સુંદર કાવ્ય બનાવી વિદ્યાર્થીઓને શિખવાડેલું તે બાળકોએ ગાયું હતું બાદ આપનાં વચનામૃતોનું પાન કરવા ચાતકની માફક તલસી રહેલા ગામને પ્રથમ આપે જ ભોળા દીલના ખેડુતોને ભગવાન જેવા પ્રસન્ન થાય છે તેવા વિદ્વાનોને પ્રસન્ન થતા નથી તે બાબત એક ખેડુતનું દૃષ્ટાંત આપી આ કલિકાળમાં શ્રીકૃષ્ણની ભક્તિજ જીવને શ્રેયસ્કર છે એમ જણાવી સર્વના દીલને અત્યંત આનંદ આપ્યો હતો બાદ આ ગામમાં વૈષ્ણવ વાચનાલય ખોલવા માટે તથા શ્રીમહાપ્રભુજીનું સ્વરૂપ તથા શ્રીનાથજીનું સ્વરૂપ વૈષ્ણવોના ઘરમાં પધરાવવા માટે અમદાવાદના પ. ભ. દેસાઈ લલ્લુભાઈ છગનલાલે શ્રીમહાપ્રભુજીનાં ચિત્રો લગભગ ૧૧૪ તથા શ્રીનાથજીનાં ચિત્રો લગભગ ૧૫-૧૭ તથા શ્રીવલ્લભાખ્યાનનાં પુસ્તકો લગભગ પ્રત ૧૦૦) આટલાં ભેટ આવ્યાં હતાં તથા નડીઆદના ભ. કવિ પુરુષોત્તમદાસ ત્રિભોવનદાસે ચાલુ વાર્તામાં ઉપીયોગી જ રપરે બેઠક ચરિત્ર વિગેરે તથા ભક્તિ પોષણના પ્રત ૨૦૦) એમ ભેટ આપેલાં તે માહારાજશ્રી દ્વારા ગામને બક્ષીસ આપી માહારાજશ્રી દ્વારા વૈષ્ણવ વાંચનાલય ખોલાવ્યું હતું તથા આપ ગામની સ્કુલમાં પણ હેડમાસ્તરની વિનંતિથી પધાર્યા હતા ત્યાં પણ આપનું સ્વાગત હેડમાસ્તરે સારૂં કર્યું હતું તેમજ વિદ્યાર્થીઓએ સ્વાગતનું કાવ્ય ગાઈ આપને સનમાન્યા હતા બાદ આપે વિદ્યાર્થીઓને તેમનો સ્વધર્મ સમજાવી ધાર્મીક શિક્ષણાર્થે રૂ. ૫) સ્કુલને બક્ષીસ આપ્યા હતા. બાદ કઠોડીયાવાડના ધારાળા બંધુઓએ પણ એક સારો મંડપ પોતાની કઠોડીયાવાડના ચોગાનમાં બાંધ્યો હતો ત્યાં એ ભાઈઓની વિનંતિથી પધાર્યા તે સમયે સેંકડો પુરૂષો અને સ્ત્રીઓ તથા નાનાં મોટાં બાળકોએ અષ્ટાક્ષર લેઈ શરણે આવ્યા હતા એકંદર વૈષ્ણવ પટેલ બંધુઓએ સમયના પ્રમાણમાં ભાવ ભક્તિથી આપને પોતાને ઘેર પધરાવી સેવા કરી હતી અને કઠોડીયાવાડે પોતાના ચોગાનમાં બાંધેલાં મંડપમાં પધરાવી આપની પોતાના ગજાશક્તિ અનુસાર સેવા કરી હતી. આમ આખું ગામ આજે **લગભગ ૪૦ ચાળીસ વર્ષે** શ્રીમહાપ્રભુજીએ કૃપાની દૃષ્ટિ કરી ત્યારે શરણે આવ્યું છે. એટલે લગભગ ૩૦૦ ૪૦૦ જીવો શરણે આવ્યા હશે. હવે આ ભાઈઓએ બ્રહ્મસંબંધ લેવાનાં બાકી છે તે પણ માર્ગના જાણીતા વૈષ્ણવને મળી માહારાજશ્રી પાસેથી બ્રહ્મસંબંધ લેઈ કૃતાર્થ થાય. એજ અભિલાષા. સ્કુલના હેડમાસ્તર ચુનીલાલ લલ્લુભાઈ પોતે સારી બ્રહ્મ જ્ઞાની વિદ્વાન અને કવિ છે. પરંતુ આ સમય ભક્તિનો છે તેથી માસ્તર મહોદય-ભક્તિ પોષણ વિદ્યાર્થીઓને કંઠે કરાવી તેના અર્થ સમજાવી કુમળા હૃદયના બાળકોને પ્રભુપારાયણ બનાવશે તો તે સેવાનું ફળ પ્રભુ તેમને આપે એટલું યાચી હવે વિરમું છું.

લી. સર્વ ભાગવદીયોનો દાસાનુદાસ થવાની અભિલાષાવાળ
**દીનદાસના દૈન્યપૂર્વક ભગવત્સ્મરણ.**

**દેવગઢ બારીઆમાં શ્રીમહાપ્રભુજીની જયંતી**—અત્રે ચૈત્ર વદી ૧૧ શુક્રવારે સાંજના પાંચથી સાત વાગ્યા સુધી શ્રીગોકુલનાથજીના મંદીરમાં વૈષ્ણવોની સભા થઈ હતી કાશીના વૈષ્ણવ પૂર્ણાનંદજીએ શ્રીમહાપ્રભુજીનું અલૌકિક અગ્નિસ્વરૂપનું વેદશાસ્ત્રનાં પ્રમાણથી વર્ણન કરી શ્રીઅષ્ટાક્ષર મહામંત્રની ટીકા કરી હતી. બાદ બક્ષી મગનલાલે શ્રીમહાપ્રભુજીના પ્રાગટ્ય સંબંધી દૈવી જીવોનો ઉદ્ધાર તથા માયાવાદ ખંડન કરી ભક્તિમાર્ગનું સ્થાપન કર્યાનું અને શ્રીહરિરાયજી કૃત માર્ગની શિક્ષાનું સરલ ભાષામાં વિવેચન કર્યું હતું બાદ મુખીઆજી મથુરદાસે આવી સભાના પ્રયોજન માટે ટુંકમાં એક વાર્તાનો દાખલો આપ્યો હતો અને ધરીઆ ચીમનલાલ તથા મોદી મોહનલાલે ઉપરના વક્તાઓના વ્યાખ્યાનનું મનન કરી તે પ્રમાણે વર્તવા ધડો લેવા સૌ વૈષ્ણવોને વિનંતી કરી હતી. છેલ્લે મંગી બહેને શ્રીમહાપ્રભુજીના પ્રાગટ્યનું ધોળ વૈષ્ણવભાઈ બહેનોને ઝીલાવી શાંન્તીથી સભા વિસર્જન થઈ હતી.

**શ્રીશુદ્ધાદ્વૈત પાઠશાળા પેટલાદ તરફથી ઉજવાયેલો અખંડભૂમંડલાચાર્યવર્ય જગદ્‌ગુરૂ શ્રીમદ્વલ્લભાચાર્યપ્રાકટ્યમહોત્સવ**—સં૰ ૧૯૯૨ ચૈત્ર કૃષ્ણ ૧૧ શુક્રવાર તા. ૧૭-૪-૩૬ ના રોજ અત્રે સાંજના પાા વાગે સાત સ્વરૂપની હવેલીમાંથી ડંકોરખાનું તાસા, ગાડીઓ, ઘોડા મોટરો, બેન્ડ સાથે શ્રીમહાપ્રભુજીને બે ઘોડાની બગીમાં પધરાવી સ્વારી કાઢવામાં આવી હતી પાછળ વૈષ્ણવ સ્ત્રીઓ અને બાળાઓ, સુંદર કળસ અને થાળ સાથે ધોળ ગાતાં આવતાં હતાં આ ભવ્ય સ્વારી બજારમાં જતાં શેઠ મોતીલાલ કસનદાસ તરફથી શ્રીમહાપ્રભુજીને હાર તથા ભેટ ધરવામાં આવી હતી બાદ મુખ્ય રસ્તાઓમાં થઇ સ્વારી દશા દિશાવળની વાડીમાં ઉતરી હતી વાડીમાં જતાં શુદ્ધાદ્વૈત પાઠ-શાળાના મુખ્ય અધ્યાપક શાસ્ત્રી જ્યેષ્ઠારામ હરિજીવન તેરાશીએ પ્રમુખને માટે પરિચય આપીને તેઓ એમ. એ. પદ્દીધારી હોવા છતાં કેટલું સાદું અને મહર્ષિતુલ્ય જીવન વ્યતીત કરે છે, તેનું દિગ્દર્શન કરાવી પ્રમુખસ્થાન માટે દરખાસ્ત રજુ કરી હતી. તેને પાઠશાળાના સેક્રેટરી શાહ મણીલાલ છોટાલાલે અનુમોદન આપતાં પ્રમુખ નાગરદાસ કાશીરામ એમ. એ. એ પ્રમુખસ્થાન લીધું હતું. ત્યારબાદ પાઠશાળા તરફથી સ્વાગતગીત પ્રાર્થના રમુજી સંવાદો; જયન્તિગીત અને ગરબાઓ સુમધુર સ્વરે બાળકોએ ગાયાં હતાં તે પછી પાઠશાળાના વ્યવસ્થાપક પરીખ હિરાલાલ મોતીલાલે પાઠશાળાનું નિવેદન રજુ કર્યું હતું પોતાનું ભાષણ આપતાં છેવટે જણાવ્યું કે આ પાઠશાળામાં ઉત્તીર્ણ થઈ હાલ શાસ્ત્રી રમણલાલ જ્યેષ્ઠારામ ડભોઇમાં અધ્યાપક છે. અને આજ પાઠશાળામાં ઉત્તીર્ણ થયેલ શાસ્ત્રી પુરૂષોતમ નાથાલાલ ભરૂચ ઋષિ નિવાસમાં અધ્યાપક હતા. પરંતુ જણાવતાં ખેદ થાય છે કે તેઓ ગોલોકવાસી થોડા સમય પર થયેલા છે. પાઠશાળાનું રીઝલ્ટ ૮૦ ૧૦૦ ટકા છે. અને મને જણાવતાં હર્ષ થાય છે કે ગયા સંમેલન સમયે બાળકોની સંખ્યા ૨૦ હતી તેને બદલે આજે ૫૧ છે અને તેવોજ ઉત્સાહ રાખી પ્રત્યેક વૈષ્ણવભાઈ બેનો પોતાના બાળકોને પાઠશાળામાં હમેશાં કાયમ રીતે મોકલે બાદ નારાયણવિદ્યાલયાધ્યા-પક શાસ્ત્રીજી અમરતલાલે વ્યાખ્યાન આપતાં જણાવ્યું હતું કે ધાર્મિકતત્ત્વોના ફેરફારોને લીધે અનેક સંપ્રદાયો જે મૂળ પુરૂષોએ સ્થાપન કર્યાં છે. તેમાં અમુક ખોટો કે અમુક ખરો એ આપણને કહેવાનો હક્ક નથી તેમજ લઢી મરવાની પણ જરૂર નથી કર્મકાંડ, ઉપાસના, ગને તે કરો પરંત હાલમાં સરલ રીતે મન્મના ઇત્યાદિ ગીતોક્ત ભગવત્શરણાગતિરૂપ ભક્તિમાર્ગજ ઉત્તમ છે.

ત્યારબાદ શુદ્ધાદ્વૈત પાઠશાળાધ્યાપક શાસ્ત્રીજી જ્યેષ્ઠારામે વ્યાખ્યાન આપતાં જણાવ્યું હતું કે યદા યદા હિ ધર્મસ્ય જ્યારે જ્યારે ધર્મનો હ્રાસ અને અધર્મની વૃદ્ધિ થાય છે ત્યારે આ ભૂતળમાં ભગવાન પ્રગટ થાય છે. બૌદ્ધોએ વૈદિક ધર્મનો નાશ કર્યો હતો ત્યારે શંકરે પ્રકટ થઈ વૈદિક ધર્મનો ઉદ્ધાર કર્યો હતો તેજ પ્રમાણે જ્યારે પૃથ્વીમાં મુગલ સામ્રાજ્ય છવાઈ ગયું હતું એક હાથમાં તરવાર અને એક હાથમાં કુરાન હતું અર્થાત્ ઇસ્લામ સ્વીકારવો કે શિરને અલગ થવા દેવો તેમજ સીકંદર લોદી જેવો બાદશાહ રાજ્ય કરતો હતો અને જ્યારે ધર્મવીર હકીકતરાય જેવાએ સ્વધર્મે નિધનં શ્રેય: પરધર્મો ભયાવહ: અંગીકાર કરી કુરાનના અપમાનના નિમિત્તે થયેલી દેહાન્ત દંડની શિક્ષા સ્વીકારી પરંતુ ઇસ્લામ ન સ્વીકારતાં સનાતન ધર્મની વેદી પર પોતાનું બલિદાન આપી પોતાનું નામ અમર કર્યું ગુરુ ગોવિંદસિંહના બે પુત્રો પણ ભીંતમાં મરાયા પરંતુ સ્વધર્મ ન છોડયો આવા કટોકટીના સમયે

શ્રીજગદ્‌ગુરૂ વલ્લભાધીશ્વરે પ્રકટ થઇ આ નિર્ગુણભક્તિ રૂપ પુષ્ટિમાર્ગનું પ્રકાશન કર્યું છે. આ માર્ગમાં વિષયાદિને સ્થાનજ નથી. વ્યક્તિગત દ્રવ્ય માટે માર્ગ જવાબદાર નથી શ્રીમહાપ્રભુજીના ૮૪ સેવકો ૮૪ બેઠકો, ૮૪ ગ્રંથો ઇત્યાદી જણાય છે કે જીવને ૮૪ લાખ યોનિમાંથી નિર્મુક્ત કરવાજ આ માર્ગ પ્રકટ કર્યો છે. આ માર્ગમાં મુખ્ય વૈરાગ્ય પ્રધાન છે. તે એમના સાદા જીવનથી અને કનકાભિષેક સમયે ત્યજેલા સુવર્ણપાત્ર અને ૭૦૭૭ મહોરોમાંથી ફક્ત સાતજ શ્રીને માટે સ્વીકારી અન્ય ધાર્મિક કાર્યમાં વપરાવાથી તેમજ તેમના સેવક કુંભનદાસ જેવાના ચરિત્ર પરથી સ્પષ્ટ સમજાઇ આવે છે. મારા પૂર્વના વક્તા એને ભગવત્શરણાગતિનો માર્ગ સરલ દર્શાવ્યો છે. તેમાં દૃઢ વિશ્વાસ રાખી ભગવદાશ્રય કરવા ભલામણ કરી મારૂં વક્તવ્ય સમય થઈ જવાથી પૂર્ણ કરૂં છું બાદ પ્રમુખશ્રીએ, વ્યાખ્યાન આપતાં પુષ્ટિમાર્ગ એટલે નિર્ગુણ અથવા નિષ્કામ ભક્તિમાર્ગ એજ પુષ્ટિમાર્ગ છે. પુષ્ટિભક્તિ એટલે કોઈ પણ પ્રકારની આકાંક્ષા વિના નિરૂપધિ પ્રભુમાં પ્રેમ જોડવો અર્થાત પ્રેમલક્ષણા ગોપીજનોની માફક ભક્તિ કરવી તે ભગવાન શ્રીનંદનંદને સ્વમુખથી ગોપીજનો પ્રત્યે કહ્યું હતું કે હું દેવના આયુષ્યે પણ તમારા ઋણમાંથી છુટી શકું તેમ નથી આવો વિશુદ્ધ સ્નેહ પ્રભુમાં હોવો જોઈએ બાધા આખડીથી પ્રભુ અણુસમજુ નથી કે ઉતરાઇ જાય માટે કોઈ પણ પ્રકારની લાલચવિના શુદ્ધ પ્રેમલક્ષણાભક્તિ હોવી જોઈએ બાધા એ તો કોઇને કહીએ કે હું ૧ પૈસાના દાળીઆ આપીશ તું મને પાંચની નોટ આપ તેવો પ્રકાર છે. પ્રભુ એમ આપણાથી છેતરાય તેવા નથી. માટે શુદ્ધ પ્રેમલક્ષણાભક્તિ કરો વિગેરે કહી લૌકિક અનેક દ્રષ્ટાંતો આવી પ્રેમભક્તિનું સ્વરૂપ ઘણુંજ સચોટ રીતે સમજાવી શ્રોતાઓને અનેરો આનંદ આપ્યો હતો બાદ સમય પૂર્ણ થઈ જવાથી પાઠશાળા વિષે પોતાનો અભિપ્રાય જણાવતાં કહ્યું કે જે આ પાઠશાળા કામ કરી રહી છે તેથી મને ઘણો સંતોષ થયો છે મારે ત્યાં માંગરોલ પાઠશાળાનું ૧૩૦૦૦નું તો મકાન છે અને બ્રાહ્મણ વિદ્યાર્થીઓને માટે ભોજનની મફત વ્યવસ્થા કરવામાં આવી છે. કોઈ એવું ફંડ ભેગું કરો કે દિવસે, દિવસે આ સંસ્થા પોતાના પગ પર ઉભી રહે જ્યાં સુધી આપણે આપણા દિકરા દીકરીઓને ધાર્મિક શિક્ષણ ન આપી શકિએ ત્યાં સુધી તેઓ ભગવદ્ધર્મપરાયણ બની ન શકે પેટલાદમાં ધાર્મિક ઉત્સાહ બઢ્યો છે. તમારા બાળકોને આ પાઠશાળામાં મોકલશો તો કંઈક જે અસર શીખશે અને તમોને પણ ઘેર આવી સંભળાવશે માટે અવશ્ય સર્વે પોતાના બાળકોને પાઠશાળામાં મોકલશો એવી હું આશા રાખી બેસી જઈશ. બાદ પરીખ હરિદાસ મોતીલાલે સર્વનો આભાર માન્યો હતો. હારતોરા થયા બાદ સમય વધુ થઈ જવાથી ઈનામની વહેંચણી બીજા દિવસે મુલત્વી રાખી સભા જયનાદપૂર્વક વિસર્જન થઈ હતી.

**ગોલોકવાસ**—કવિરત્ન ત્રીકમદાસ શિવદાસ નવાપુરવાલા ચાલુ સાલના કારતક વદ ૦)) ને રોજ, લગભગ ૬૦ વરસનું આયુષ ભોગવી ગોલોકવાસી થયા છે. એવો સુરતના ઘરના સેવક હતા. એઓશ્રી પર શ્રીજદુનાથજી, શ્રીમગલાલજી, શ્રીઘનશ્યામજી, શ્રીવ્રિજરત્નલાલજી, શ્રીગોવિંદ પ્રભુ, શ્રીમધુસૂદનલાલજીની તો પૂર્ણ કૃપા હતીજ, પણ બાકી સર્વે શ્રીગોસ્વામી બાલકોની પણ કૃપા હતી. એમણે અનેક ભાવવાહી પદો કરેલ હતા. સુરતમાં થયેલ છપનભોગના ખાસ પદો બનાવી પુસ્તક છપાવેલ. એઓએ એમના રચેલા પદોનો સંગ્રહ છપાવવા તૈયાર કરેલ કુલ ૧૨૫૦ પદો હતા પણ પ્રભુ ઇચ્છા ન હોવાથી મહારાજશ્રી સાથેના સિંધના પ્રદેશમાં કોઈ ચોરી ગયું. તેમની ગુરૂભક્તિ અવિચલ, વરસમાં છ મહીના સુરત રહે. પ્રભુના ગુણાનુરાગ ગાય અને વૈષ્ણવોને આનંદ આપે. બાળકોની ટહેલ કરતા રહે આવા જમવટીઓ એક પછી એક ટુંકમાં ચાલ્યા જાય છે પ્રભુચરણમાં, તેમાં પ્રભુની ઈચ્છા-શી છે તે તો પ્રભુજ જાણે.

**હદીમાં પ્રચાર**—સુરતસ્થ ગોસ્વામી શ્રીવ્રજરત્નલાલજી મહારાજશ્રીના લાલબાવા શ્રીગોવિંદરાયજી અત્રે પધાર્યા હતા અને શાસ્ત્રીજી ચીમનલાલે પુષ્ટિમાર્ગ વિષે અને મહારાજશ્રીએ "ભાગવદ ધર્મ" વિષે શ્રીગોપાલલાલજીની હવેલીમાં ભાષણ આપ્યું હતું અને અત્રે પાઠશાળા સ્થાપવા માટે વૈષ્ણવોને આગ્રહભરી સૂચના કરી હતી. 'શ્રીબાળકૃષ્ણ શુદ્ધાદ્વૈત પાઠશાળાનો અભ્યાસક્રમ વિદ્યાર્થીઓ શીખી લઈ પરીક્ષા આપે તે માટે પણ તજવીજ કરી હતી.

ચિત્ર ફો—રેશાદિ દ્વારા બે રાત્રિ શ્રીમહાપ્રભુજીથી આજસુધીના પ્રતાપી બાળકોનાં અને સાને આદીના ઠાકોરજીઓનાં ચિત્રો બતાવી તથા સંપૂર્ણ માહીતિ શાસ્ત્રી ચિમનલાલ દ્વારા આપી વૈષ્ણવ જનતાનાં મનરંજન કરી સંપ્રદાય સંબંધી માહીતિ આપી હતી. આ જમાનામાં પ્રચારની આ પદ્ધતિ પ્રશંસનીય છે.

**ડભોઇ શ્રીપુષ્ટિમાર્ગીય પાઠશાળાના પ્રગતિના પંથે**—અત્રે રાજનગરવાળા પૂજ્યપાદ ગોસ્વામી શ્રી ૬ શ્રીરણછોડલાલજી મહારાજશ્રી ફાલ્ગુન કૃષ્ણ ૬ મંગળવારે સાંજના પધાર્યા છે. વૈષ્ણવો બેન્ડ સાથે સ્હામા ગયા હતા. ફાલ્ગુન કૃષ્ણ ૧૩ શનિવારે ગોસ્વામિ શ્રીવ્રજરાયજી મહારાજશ્રીનો ઉત્સવ પણ ધામધુમથી બેન્ડ સાથે કલશ કાઢી વૈષ્ણવ વર્ગે ઉજવ્યો હતો. હંમેશાં રાત્રિએ પોતે ભગવદ્વાર્તા દ્વારા વૈષ્ણવ વર્ગને ઘણોજ લાભ આપે છે. રમણલાલ શાસ્ત્રી પાસે પણ "શ્રીદ્વારકેશજીની ભાવના" વંચાવી શ્રીસુબોધિનીજીના કેટલાય અલૌકિક પ્રસંગો વર્ણવે છે.

**પાઠશાળા ઉપર પૂર્ણ કૃપા**—ચૈત્ર સુદિ ૩ બુધવાર તા. ૨૫-૩-૩૬ ના રોજ સાંજના ૬॥ થી ૭॥ પૂજ્યપાદ મહારાજશ્રી પાઠશાળામાં પધાર્યાં હતા. સેવામાં વ્યવસ્થાપકો રા. રા. દરૂ લલિતલાલભાઇ તથા રા. રા. ભગતવાળા કેશવલાલભાઈ તથા અન્ય ગૃહસ્થો હાજર હતા. છાત્ર વર્ગે જયનાદ તથા પુષ્પવૃષ્ટિ કરી હતી. સંમેલન પદ્ધતિથી બોર્ડમાં ટાંક્યા મુજબ સ્વાગતગીત તથા પ્રાર્થના થયા બાદ સ્તોત્ર વર્ગ, પ્રથમ વર્ષ, દ્વિતીય વર્ષ, તૃતીય વર્ષ વિગેરે વર્ગોનું નિરીક્ષણ પ્રશ્નો દ્વારા કર્યું હતું. દ્વિતીય વર્ષની ચાર બાલિકાઓએ વૈષ્ણવ કર્તવ્ય વિષયક સંવાદ ભજવ્યો હતો. બાલિકાઓએ મધુર કંઠથી વાજા સાથે હાલિયાથી ગરબો ગાયો હતો. ભાઇ આનંદલાલ, ભાઇ કંચનલાલ, તથા ભાઈ વલ્લભદાસ વિગેરેએ સંગીતપદ્ધતિથી જુદા જુદા રાગોમાં ધાર્મિક કાવ્યો ગાયા હતા.

ગીતાજીના ૧૨ તથા ૧૫ મા અધ્યાયના તેમજ ગોપીગીત વિગેરેના જે જે શ્લોકો પૂછવામાં આવ્યા તેના સંતોષકારક રીતે છાત્રવર્ગે જવાબો આપ્યા હતા. ઉપસંહાર કરતાં પૂજ્યપાદ ગોસ્વામિ શ્રી ૬ શ્રીરણછોડલાલજી મહારાજશ્રીએ પાઠશાળાની આ ભવ્ય તૈયારી માટે શાસ્ત્રીજીની શિક્ષણપદ્ધતિની મુક્તકંઠે પ્રશંસા કરી હતી. પાઠશાળાને ચિરસ્થાયી બનાવી વૈષ્ણવોને આ લાભ કાયમ આપવા શેઠજી અંબાલાલભાઈને આશીર્વાદપૂર્વક આગ્રહ કર્યો હતો. ત્યારબાદ આપશ્રીની આજ્ઞાથી સિદ્ધપુર પુષ્ટિમાર્ગીય ભાગવત મહાસભાના મંત્રી પંડિતજી જગન્નાથ ગોપાળજી વૈદ્યે પ્રસંગોચિત વ્યાખ્યાન આપ્યું હતું. શેઠજી અંબાલાલભાઈએ આચાર્યશ્રીને ફુલહાર અર્પણ કર્યા હતા. આચાર્યશ્રીના શુભહસ્તે શાસ્ત્રી રમણલાલ, શેઠજી અંબાલાલભાઈ તથા વ્યવસ્થાપકોને પ્રસાદી ઉપરણા તથા બીડાં અર્પણ થયા બાદ લગભગ સવા કલાકે સંમેલન જયનાદપૂર્વક વિસર્જન થયું હતું. નીચે ૧૦૦) ઉપરાંત વૈષ્ણવો હતા. પાઠશાળામાં મેડે લગભગ ૧૨૫) વૈષ્ણવો હાજર હતા.

**ગો. શ્રીમધુસૂદનાત્મજ ગો. રણછોડસ્ય આશીષઃ**—શ્રીમદખંડભૂમંડલાચાર્યચક્રચૂડામણિ જગદ્ગુરુ શ્રીવલ્લભાચાર્યકુલાવતંસ શ્રીમદ્ ગોસ્વામિ શ્રી ૧૦૮ શ્રીમધુસૂદનાત્મજ રણછોડલાલજી મહારાજ સંવત ૧૯૯૨ ના ચૈત્ર સુદિ ૩ વાર બુધ સાંજના ૬॥ વાગે થી ડભોઇ સ્થળે શ્રીપુષ્ટિમાર્ગીય પાઠશાળાનો સમારંભ જોતાં શ્રીબાલવૃન્દમાં શ્રીપુષ્ટિમાર્ગના સુન્દર સિદ્ધાન્તપૂર્ણ નાના નાના સ્તોત્રો, શુદ્ધ સંસ્કૃત ઉચ્ચારનાં ગીતો સંવાદો ઉમંગભરી ઢબથી પાઠશાળાનું પ્રગતિશીલ સર્વ સ્વરૂપ દૃશ્યમાન થયું છે.

આ પાઠશાળાને પ્રસન્ન થઈ હાર્દિક આશીર્વાદ સૂચક સુબોધ એજ છે કે બીજી પાઠશાળાઓની શરૂઆતોમાં આવાં સુન્દર દૃશ્યો દેખાવા છતાં તેનો આજે પત્તો દેખાતો નથી. તેથી આ પાઠશાળાના વ્યવસ્થાપકો આ પાઠશાળા દિન પ્રતિદિન વધુ સારૂં કાર્ય કરે તે માટે કાળજી રાખશે. વાસ્તવિકમાં આ કાર્ય ધીમે ધીમે ભલે થાય પરંતુ ચિરસ્થાયી બની નિયમિત સતત લક્ષપૂર્વક કાર્ય કરે એ અમારી શુભાશિષ છે.

શ્રીમહાપ્રભુજીની વાણી અને સિદ્ધાંતો આધુનિક કેળવણી લેનાર છાત્રવર્ગને અસરકારક નીવડે તેવી પદ્ધતિ તરફ ધ્યાન આપવા અને આગ્રહપૂર્વક ઇચ્છીએ છીએ કે શ્રીનટવરલાલ પ્રભુની એવી પ્રેરણા થાય.

સિદ્ધપુર ભાગવત મહાસભાના મંત્રી પંડિતજી જગન્નાથ ગોપાળજી વૈદ્ય, ભરૂચવાળા પ. ભ. હરિકિશનદાસ જગજીવનદાસ તથા પ. ભ. વેલજીભાઈ કેશવજી વિગેરેએ પાઠશાળાના કાર્યથી સંતુષ્ટ થઈ પોતાના તરફથી જુદા લેખી અભિપ્રાયો આપ્યા છે.

**ખંભાતમાં પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભાની સ્થાપના**—અત્રે મુંબાઇના મોટા મંદિરવાળા ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીગોકુલનાથજી મહારાજશ્રીના જ્યેષ્ઠ કુમાર ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીકૃષ્ણજીવનજી બાવાસાહેબ ચાલુ સાલમાં પધાર્યા હતા. તેઓશ્રીએ વ્યાખ્યાનો તથા પ્રવચનો દ્વારા અત્રેની વૈષ્ણવ જનતામાં સારી જાગૃતિ આણી હતી તથા અત્રે વૈષ્ણવધર્મપ્રચારકરણાર્થે શ્રી શુદ્ધાદ્વૈત પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ મહાસભાની સ્થાપના કરી હતી. સદહું સભાની એક બેઠક ચૈત્ર સુદી ૧ ના રોજ અત્રેના મોટા મંદિરમાં ભરવામાં આવી હતી. જેમાં સભાના ઉદ્દેશોને બર લાવવા સારૂ નીચે મુજબ કાર્યવાહકોની નીમણુંક કરવામાં આવી હતી.

કાર્યવાહક સમીતિના સભ્યોનાં નામઃ—

૧. નટવરલાલ મોહનલાલ ગાંધી, બી. એ. બી. ટી.–સેક્રેટરી, ૨. વકીલ મોતીલાલ મંગળદાસ પરીખ–બી. એ. એલ. એલ. બી. ૩. ચુનીલાલ જુગલદાસ ગાંધી, બી. એ. ૪. નટવરલાલ માણેકલાલ લાકડાવાળા, બી. એ. ૫. ભદ્રશંકર જયશંકર શાસ્ત્રી, ૬. વકીલ દ્વારકાદાસ મગનલાલ, ૭. શેઠ ચુનીલાલ ગીરધરલાલ, ૮. શેઠ ઈશ્વરદાસ લક્ષ્મીદાસ, ૯. માસ્તર અંબાલાલ હિરાલાલ.

સદહું સભાનું વાર્ષિક લવાજમ રૂ. ૧) છે. હાલમાં તેમાં ૪૨ સભાસદો છે; અને નવા સભ્યો ઉમેરવાનું કાર્ય ચાલુ છે.

**સિંધ–હૈદરાબાદમાં**—અહીં શ્રીમહાપ્રભુજીનો પ્રાકટ્યોત્સવ ખૂબ ધામધૂમથી મનાયો. દશમના રોજ સાયંકાલે શ્રી ચિત્રજીને મોટરમાં પધરાવીને નગરકીર્તન રૂપમાં મહાન્ સમારોહ થયો. શાહી બજારમાં શ્રીના ચરિત્ર પર પંડિતોના વ્યાખ્યાનો ચાર સ્થળે થયાં. એકાદશીના રોજ મંદિરોમાં પલના તથા ફૂલ મંડળીના મનોરથો થયા. શ્રીપુષ્ટિસેવામંડળ સુખધામમાં વ્યાખ્યાનો તથા સંવાદો થયા. ચી. રામકૃષ્ણ તથા હરિકૃષ્ણે રાજા ધ્રુવ તથા માધવ કુંભના ચરિત્રો ભજવ્યાં. વૈષ્ણવોના આનંદની સીમા ન રહી. પં. હરિદત્તજી, પં. ફતેહચંદજી, વકીલ હરિકૃષ્ણજીને ઘણોજ શ્રમ લીધો. જનતા પર યાદગાર પ્રભાવ પડ્યો.

**ડભોઇમાં પૂજ્યપાદ શ્રીમદ્વલ્લભાચાર્યજીની જયન્તિ અને પાઠશાળાનો વાર્ષિક મહોત્સવ**—શ્રીપુષ્ટિમાર્ગીય પાઠશાળાના વ્યવસ્થાપકોના પ્રબન્ધથી તા. ૧૭–૪–૩૬ ના રોજ પાઠશાળાનો વાર્ષિક મહોત્સવ ઝારોળાની વાડીમાં વડોદરા પુરુષ અધ્યાપન પાઠશાળાના અધ્યાપક શ્રીયુત મોહનલાલ નરોત્તમદાસ શાહ બી. એ. એમના પ્રમુખપદે સાંજના પા વાગે ઉજવાયો હતો. પ્રારંભમાં શ્રીમહાપ્રભુજીના ભવ્ય ચિત્રજીને પુષ્પમાલા ધર્યાં બાદ કીર્તનસમાજ થયો હતો. શાસ્ત્રી રમણલાલની દરખાસ્ત અને પાઠશાળાના પૂર્ણ આશ્રયદાતા શેઠજી અંબાલાલ મોતીલાલ કોન્ટ્રાક્ટરના અનુમોદનથી તાળીઓના નાદ સાથે પ્રમુખે પ્રમુખસ્થાન સ્વીકારી પોતાની દીનતાપૂર્વકની વાણીથી કાર્યક્રમ શરૂ કરવા કહ્યું હતું. શ્રીમહાપ્રભુજીનું મંગળાચરણ થયા બાદ ઉત્સાહિ યુવક શાહ કૃષ્ણલાલ મગનલાલે શ્રીમહાપ્રભુજીની નવીન પ્રાર્થના સંસ્કૃતમાં વાજા સાથે ગાઈ હતી. દ્વિતીય વર્ષના ચાર યુવકો ભાઈ ઓચ્છવલાલ, રમણલાલ, જમનાદાસ અને ચંદુલાલ શાહે "વિદ્યા વિનોદ" વિષયક રમુજી સંવાદ ભજવ્યો હતો. દ્વિતીય વર્ષની બે બાલિકાઓએ શ્રીમહાપ્રભુજીનો ગરબો ગવરાવ્યો હતો. ત્યારબાદ અધ્યાપક શાસ્ત્રી રમણલાલે આ વાર્ષિક મહોત્સવની સફળતા માટે આવેલા સંદેશા વાંચી સંભળાવ્યા હતા. તેમાં મુખ્ય સુરતવાળા વિદ્યાનિધિ ગોસ્વામિ શ્રી. ૬ શ્રીવ્રજરત્નલાલજી મહારાજ, અમદાવાદથી સંપ્રદાયના નિડર વિદ્વાન્ સૈનિક શાસ્ત્રીજી વસંતરામભાઈ અને માંગરોળવાળા શાસ્ત્રીજી કેશવરામ કાશીરામ વિગેરેના હતા. વાર્ષિક હેવાલ, હાજરી તથા અભિપ્રાયો વિગેરે જાહેર કરી હતી. બાલિકાઓની પ્રાર્થના થયા બાદ કાન્તાબ્હેન, શાન્તાબ્હેન અને પદ્માબ્હેને "સંપ ત્યાં જંપ" વિષયક સંવાદ ભજવ્યો હતો. તૃતીય વર્ષના ઉત્સાહિ યુવક ભાઇ જમનાદાસ ભગતવાળા અને ચંદુલાલ શાહે "અધ્યયને લાભઃ" વિષયક સિદ્ધાન્ત પૂર્ણ સંસ્કૃત સંવાદ ભજવ્યો હતો. "શુદ્ધાદ્વૈત સિદ્ધાન્ત" વિષયક શાસ્ત્રી રમણલાલ અને વકીલ જમનાદાસભાઇનાં પ્રાસંગિક વિવેચન થયા બાદ પ્રમુખશ્રીએ સમયોચિત ઉપસંહાર કરતાં પાઠશાળાની ૮૫) છાત્ર સંખ્યા અને યુવક વર્ગના ઉત્સાહપૂર્ણ કાર્યથી સંતોષ જાહેર કર્યો હતો. આજ વાડીમાં ઉત્સવ નિમિત્તે જ્ઞાતિ ભોજન હોવાથી ૮ા વાગે શેઠજી અંબાલાલભાઇએ આભાર દર્શાવી પ્રમુખને

ફુલદાર અર્પણ કર્યાં હતા. મ્હેમાનગીત ગવાયા બાદ સૌ જયનાદપૂર્વક વિસર્જન થયા હતા. પાઠશાળાના વ્યવસ્થાપકો તથા યુવકો ભાઈશ્રી વિઠ્ઠલદાસ શેઠ. શાહ, મ્હેતા ગોવિંદલાલ મુળજીભાઈ, ધડિયાળી પુરૂષોત્તમદાસભાઈ વિગેરેએ ઉત્સવની સફળતા માટે ધ્વજ પતાકા, ચિત્રજી, બોર્ડ વિગેરેથી વાડી શણગારવામાં સારો પરિશ્રમ કર્યો હતો.

ઉત્તેજન—પેટલાદ સરકારી સંસ્કૃત વ્યાકરણ પાઠશાળાના મુખ્ય ગુરૂ શાસ્ત્રીજી મણિશંકર ભાઈશંકર તરફથી ગીતાજીના બારમા અધ્યાયનાં ૨૫) પુસ્તકો તથા વિઠ્ઠલભજનગોષ્ઠી નં. ૧૬) પુસ્તકો મળ્યાં હતાં અને તે વાર્ષિક ઉત્સવ નિમિત્તે છાત્ર વર્ગમાં વહેંચાયાં છે. પંડિત જગન્નાથ ગોપાળજી વૈદ્ય તરફથી રૂ. ૨) રોકડા ઈનામ માટે મળ્યા છે. લી. વ્યવસ્થાપકો.

"શ્રીમદ્ વલ્લભવંશ પ્રકાશ તથા સેવ્ય સ્વરૂપભાવ નિરૂપણ" નામની ન્હાની પણ ભાવનાત્મક પુસ્તિકા શ્રી પાલીતાણાના રાજ્યમાતાશ્રી અનોપકુંવરબા સાહેબે પ્રકટ કરી ભાવાત્મક સાહિત્યમાં સારો ફાળો આપ્યો છે. એટલુંજ નહિ પણ એક રાજ્યમાતાના પદ પર હોઇને, સેવ્ય સ્વરૂપ, અને શ્રીવલ્લભ વંશ ઉપર કેવો અવર્ણનીય ભાવ છે, તે તેમનાં બે પદો પ્રકટ થયેલાં હોઈ જે દરેક વૈષ્ણવોને ખાસ ઉપયોગી છે. તેમજ શ્રી સાત સ્વરૂપના દિવ્ય સ્વરૂપનું જે વર્ણન આપ્યું છે તે વાંચતા સાથેજ આપણે સ્વરૂપ સુખાનુભવનો અનેરો દર્શનામૃતનો લ્હાવો લઈ રહ્યા ન હોઇએ. તેવો અનુભવ થાય છે. શ્રીસાત બાલકો તથા શ્રીસાત ઠાકુરજી વિષે ટુંકમાં જાણવા જેવી બધી માહીતી આપી છે. પુસ્તક અમૂલ્ય છે.

નવું પુસ્તક—૮૪ વૈષ્ણવોની વાર્તાથી કયો વૈષ્ણવ અજાણ હશે? તેમાં શ્રીમદાનુભાવી નારાયણદાસજીની જે રોમાંચક વાર્તા આવે છે, તે તો વૈષ્ણવોનો જીવનમંત્ર છે. તેના પ્રાતઃસ્મરણીય ભગવદીય શ્રીનારાયણદાસજીનું સંપૂર્ણ જીવન ચરિત્ર પ્રાચીન ગ્રંથોમાંથી સંશોધિત કરી કહાનિવાસી રા. રા. સુંદરદાસ વીરભાણુએ વૈષ્ણવ સાહિત્યમાં તે દિવ્ય ચરિત્રનો વધારો કર્યો છે. આ માટે રા. સુંદરદાસને અભિનંદન ઘટે છે. વૈષ્ણવોને તે અમૂલ્ય મળતું હોઇને નીચેના સરનામેથી મંગાવી શ્રીનારાયણદાસજીના જીવન સંસ્મરણો હૃદયારૂઢ કરી પુષ્ટિપથનો પ્રવાસી થવા ખાસ આગ્રહ છે.

સુંદરદાસ વીરભાણુ અધ્યાપક ઉન્નીશા સ્કુલ કહા (સિંધ)

પોરબંદરમાં પરમાનન્દ—મુંબાઇના પરમ ભગવદીય ભાઈ હરખભાઈ તરફથી ચૈત્ર વદી ૫ ના રોજ શ્રી ગો. શ્રીજીવનેશાચાર્યના બગીચામાં શ્રીમદ્‌ભાગવત સપ્તાહનો સમારંભ થયો. ચૈત્ર વદી ૧૩ પૂર્ણાહુતિ થઇને શુભ પ્રસંગે શ્રીનાથજીની ધ્વજાજી ચઢાવવાનો મનોરથ ઉક્ત ભાઇએ ધામધુમથી ઉજવ્યો હતો. ચૈત્ર વદી ૧૧ થી કાઠીયાવાડ ગુજરાતમાંથી પોરબંદરની આજુબાજુ રાજકોટ સુધી તેમજ મુંબાઇ અમદાવાદ, વડોદરા વગેરે ગામોમાંથી પણ અસંખ્ય વૈષ્ણવ સમાજ આવ્યો હતો. આ પ્રસંગે લગભગ ૩૦૦–૪૦૦ મર્યાદી વૈષ્ણવને પોતાના સેવ્ય પ્રભુને પધરાવીને આવ્યા હતા. રોજ નવા નવા મનોરથ થતા હતા. શ્રીયમુનાજીના ઘાટ પર પ્રભુ પધરાવ્યા, પલના, દાન, વગેરે મનોરથો થયા આ મનોરથમાં બહારગામથી ૫૦૦૦ હજાર જેટલી વૈષ્ણવોની હાજરી હતી.

ચૈત્ર વદી ૧૪ આજ શ્રીનાથજીની ધ્વજા ચઢવાથી પોરબંદરના પાદરે પ્રચંડ માનવ મેદની ઉભરાઈ જતી હતી. ગલી ગલી ને ઘેર ઘેર રસ્તાઓમાં વૈષ્ણવોનાં ટોળેટોળાં મળી સવારના ૮ વાગે બગીચામાં કે ધ્વજાજી પધરાવવાનાં હતાં ત્યાં હાજર થઈ ગયા.

કાઠીયાવાડી વૈ. ની હીંચકગમ્મો વૈષ્ણવ વર્ગમાં ખુબ વખણાય છે. આખો દિવસ રાત હીંચ, હમચી, કીર્તન, ધોળ મંગળ થયાજ કરે એનાં દર્શન તો દેવને પણ દુર્લભ મનાય છે એ વૈ. ની કીર્તન આર્તા ફરતાં હલનચલન ઉલ્લાસ સેવી ને ગાન તાન અત્યારની સીનેમા સુષ્ટિથી પણ લાખ ગણી વધી જાય તેવી ને ખાસ જોવા લાયકજ ગણાય.

નિર્મિત સમયે નવ વાગે ખુબ ધામધુમથી અપૂર્વભાવ વરઘોડો ચઢયો. મોખરે કેશરી ધ્વજ, વૈ. મંડળી, ગાનતાન કરતા, કીર્તન કરતા, ઢોલુડા, ઝાડ-ઝંઝાલીયા, ગોંડલ, જામ-જોધપુર વગેરે ગામોની મંડળી, દરબારી લશ્કર પાયદળ, ઉમદા, પછી ખાસાના રૂપેરી સાજથી શણગારાયેલ ઘોડા. એ પછી

ખાસ ધ્યાન ખેંચે તેવી મુંબાઈની કેસરીયા મંડળી તમામ કેસરી વસ્ત્ર ધારણ કરી ઢોંચી કીર્તનો કરતા તે પળે એક શુભ યોગ તો એવો બન્યો કે પહેલાં ઘણાં વર્ષ પૂર્વે શ્રીનાથજીની ધ્વજા ચઢી હતી તે વખતે એકજ શ્રી. ગો. બાલક હતા પણ આ વખતે તો ત્રણ શ્રી ગો. બાળકો બિરાજતા હતા એ પહેલો તે પ્રસંગ હતો. શ્રીદ્વારકેશલાલજી, શ્રી. વ્રજભલાલજી, શ્રીગોવિંદલાલજી ત્રણ બાળકને બે ઘોડાની ગાડીમાં બીરાજે વચ્ચે શ્રીધ્વજાજી એક રૂપાના થાળમાં શ્રીગોવિંદરાયજીના શ્રીહસ્તમાં બિરાજે પાછળ વૈ. સ્રી વર્ગ મુક્રંદ ને સુમધુર સ્વરે ધોળમંગળ ગાતાં જય ઠેકઠેકાણે સરઘસના ફોટાઓ લેવાયા શહેરમાં વરઘોડો ફરતાં અનેક ઠેકાણે બારી, અટારી, જાળી, ઝરોખા, ગોખ ને ઓટલાઓ ઉપર માનવ સાગર ઉતરી પડયો હતો. ગાણુકચોકમાં કે જ્યાં શ્રીનાથજીનો ભંડાર છે–પેઢી છે–ત્યાં વરઘોડો ઉતર્યો અને ચોપા માળે એક મોટા સ્મરણ સ્તંભ આગળ શ્રીધ્વજાજીનું વિધિપુરઃસર પૂજન થયા બાદ શ્રી. ગો. બાળકોના શ્રીહસ્તે મનોરથી બાઈ હરખબાઈએ ધ્વજા પધરાવી ચઢાવી શહેરના પ્રતિષ્ઠિત ગૃહસ્થો ઉપરાંત ખાસ વૈ. વર્ગમાં નેકનામદાર રાજમાતા બા શ્રીરામબા સાહબા ઉત્સવમાં નિયમિત હરહમેશ હાજરી આપતા. પોતે એક ફર્સ્ટ ક્લાસ સ્ટેટનાં રાજમાતા છે પણ વૈ. વૃન્દમાં પોતે આનંદથી પધારે ધોળમંગળ ગવરાવે એમ રાજમાતાનું માન મૂકી વૈષ્ણવ પદ ધરાવવામાં પોતે ખુબ આનંદ માનતાં ને પધારતાં શ્રીનાથજીના જયજયકારના મંગળ ધ્વનિ થતાં ધર્મધ્વજાનું આરોહણ થયું આમ પોરબંદરના પાદરે પરમાનન્દ ઉજવાયો.

સમયાનુસાર ધ્વજાજીને ભોગ ધરાવ્યો વિધવિધ પ્રકારની સામગ્રી ઋતુ અનુસાર ધ્વજાજીને ભોગમાં ધરાવવામાં આવી સમયે ભોગ ધરાવ્યા બાદ તે સ્થળે ને ગામમાં બીજાં મોટાં સ્થળોમાં પોરબંદરના સમસ્ત કંઠીબંધ વૈષ્ણવ વર્ગ તથા પરદેશી વૈષ્ણવોને લગભગ **૧૨ થી ૧૫ હજાર** વૈષ્ણવોને પ્રસાદ લેવડાવવામાં આવ્યો બપોરના બે વાગ્યાથી રાતના ૧૧ વાગ્યા સુધી આ વિવિધ પ્રચાર આમ પોરબંદરમાં આનંદ આનંદ ઉભરાઇ ગયો હતો આવી રીતે શ્રીધ્વજા ચઢાવવાની મનોરથો હોદરો વર્ષમાં ૧૦ ૧૨ થયા હશે આ પ્રથા કાયમ ધ્વજા બિરાજે તે માટીજ છે આવા વિકટ સમયમ તન મન ને ધનથી આવા મોટા મનોરથો **૨૦ થી ૨૫ હજાર** રૂા. ના ખર્ચ ઉજવનાર વૈષ્ણવ બા હરખબાઈના ભાગ્યનો પાર નહિ અગણિત સમાન આનંદ વૈ. ને જે ભગવદીય બાઇએ કરાવ્યો પ્રભુ તેના મનના મનોરથ પૂર્ણ કરે ને આવા આવા અનેક મનોરથો કરવાનું અપ્રતિમ બળ આપે એવ ઇચ્છીશું અને બીજા ધનિક વૈષ્ણવો આનું અનુકરણ કરે ને આવો મનોરથ ગુજરાતના ગાળામાં કો ગામમાં ઉજવાય એમ પ્રભુ શ્રીનાથજીને વિનંતી કરી કોઈને એ પ્રેરણા ઉપજાવે એમ ઈચ્છ લેખ સમાપ્ત કરીશું.

**શ્રીજગદ્ગુરુ શ્રીવલ્લભાચાર્યજીની ૪૫૮મી જયન્તીની ઉજવણી**—આજ પોરબંદરની મોટી હવેલીના માલીક શ્રીગો. શ્રીદ્વારકેશલાલજી મહારાજશ્રીની આજ્ઞાથી આપશ્રીના પ્રમુખપદે જન્મોત્સવ ઉજવાયો મોટી હવેલીની સામે નેકનામદાર રાજમાતાશ્રી રામબા સાહબા પોતાના પ્રભુને પધરાવવા માટે એક વિશાળ હવેલી બંધાવે છે. તેનું બાંધકામ હજુ ચાલે છે. તે મંદિરના વિશાળ ચોકમાં શહેરના પ્રતિષ્ઠિત પુરૂષો બ્હેનો અને શ્રીગો. **શ્રીગોવિંદરાયજી** તથા અરગત્યનાઢ બં. **શ્રીરાજમાતા રામબા** સાહેબની હાજરીમાં વૈષ્ણવો એકત્ર થયા સાંજના ૬ વાગે કીર્તનકારોએ વધાઈ મંગલ ગાઈ મહારાજશ્રીના શાસ્ત્રી ઉદ્ધવજીએ શ્રીવલ્લભાચાર્યજીના પ્રાગટ્ય સમયથી વિદ્યાનગરમાં દિગ્વિજય મેળવી રાજાએ કનકાભિષેક કરાવ્યો ને ત્યાંથી આને સમસ્ત ભારતવર્ષમાં ત્રણ વખત પ્રદક્ષિણા ફરી ધર્મનું સ્થાપન કર્યું ને વૈષ્ણવોને ઉપદેશ આપ્યો નિબંધ શ્રીસુબોધિનીજી વગેરે ગ્રંથોમાંથી શુદ્ધાદ્વૈત સિદ્ધાન્તનું પ્રતિપાદન કરી બતાવ્યું ને વૈષ્ણવોને સિદ્ધાન્તો સમજાવ્યા બાદ અને શ્રીનાથજીની ધ્વજા ચઢાવવાના મનોરથમાં આવેલા વૈષ્ણવોમાંથી અમદાવાદના સુપ્રસિદ્ધ વૈષ્ણવ પ્રોફેસર દેસાઇ લલ્લુભાઇ છગનલાલે શ્રીવલ્લભાચાર્યજી પ્રાકટ્ય ઐતિહાસિક દૃષ્ટિથી રજૂ કર્યું આપશ્રીના દર્શનથી દેશી સલ્તનતના લોદી વંશના રાજા સિકંદ ચિત્ર લેવડાવેલું તે ઇતિહાસ સમજાવ્યો. સમ્રાટ હુમાયુએ શ્રીગોકુલને ગિરિરાજ આપશ્રીને ભે આપ્યાં વગેરે પ્રાચીન હકીકત સમજાવી. દક્ષિણ સમ્રાટ રાજા કૃષ્ણદેવની સભામાં આપશ્રીએ પધારી

હજારો વિદ્વાનો વચ્ચે ૨૭ દિવસ સુધી વાદવિવાદ ચલાવ્યો, દિગ્વિજય મેળવ્યો, ને રાજાએ કનકાભિષેક કરાવ્યો એ ઐતિહાસિક દૃષ્ટિથી સિદ્ધ કરી બતાવ્યું ત્યાંથીજ આપે પુષ્ટિ–ભક્તિમાર્ગની સ્થાપના કરી.

રાજાએ આપશ્રીને આચાર્ય પદવી આપી અનેક વસ્તુ ભેટ કરી તેમાંથી ચરમ્મર એક હજી પણ ગુજરાતમાં ખેરાલુની બેઠકમાં બિરાજે છે વગેરે સમજાવ્યું.

આપશ્રીએ "वेदाः श्रीकृष्णवाक्यानि" એમ પ્રસ્થાનચતુષ્ટયના ચાર પાયા ઉપર ભક્તિમાર્ગની હવેલી બાંધી જેને અત્યારના હજારો સુધારકો હચમચાવે છે પણ દિવાલમાંથી એક કાંકરીય ખરતી નથી એવી જબ્બર ભક્તિમાર્ગની ચાર દીવાલો બાંધી.

શ્રીમદ્ ભાગવત ઉપરનાં શ્રીસુબોધિનીજીની અધિકતા બહુ સરસ શૈલીથી અનેક દૃષ્ટાન્તો આપી સમજાવ્યું. સમયના અભાવે ટુંક ટુંક હકીકત કહી અંતમાં અત્રેના વૈષ્ણવોને સંબોધી તથા રાજમાતા શ્રી રામબા સાહેબને પણ પ્રસંગોચિત વિનતી કરી એક વૈષ્ણવ પાઠશાળા સ્થપાય તથા એક વૈષ્ણવ સંસ્થા સ્થપાય ને પ્રચારકાર્ય થાય એમ વિનંતી કરી પોતાના વક્તવ્યમાં રહેલી ઉણપની ક્ષમા યાચી વ્યાખ્યાન પૂર્ણ કર્યું હતું.

આવી સભાનો પ્રબંધ અત્રેના પ્રતિષ્ઠિત નાગરિકો, શેઠ દયાળજીભાઈ, રામજીભાઈ, આણંદલાલ વકીલ તથા મે. હવેલીના અધિકારીજી અર્જુનલાલજીનો પ્રયાસને લીધે હતો.

એક મહીનામાં બે કે ચાર વખત આવી સભાઓ કરવા માટે દેસાઈ લલ્લુભાઈએ વૈષ્ણવોને પ્રેરણા ઉપજાવે એવી વિનંતી કરી હતી.

---

नहीं होता है। गौतम तंत्र के इक्कीसवें अध्याय में ब्रह्मा जी से कहा गया है कि तुम सर्ववेद-रागत कृष्णमंत्रों को सुनो, जिन का ज्ञान हो जाने बाद पुनर्जन्म नहीं होता। प्रायश्चित्तमयूख के स्कन्दब्रह्मखण्ड में भगवान् ने कहा है कि कृष्णनाम सब नामों में मुख्य है और वह सब पापों का नाश करनेवाला एक उत्तम प्रायश्चित्त है। श्रुति कहती है कि 'कृष' सत्ता और 'ण' आनन्द का वाचक है इन दोनों के मिलन से 'कृष्ण' यह सदानन्द परब्रह्म का नाम होता है। महाभारत में लिखा है कि तप कर्मरूप सम्पूर्ण प्रायश्चित्तों से श्रेष्ठ कृष्णमंत्र का स्मरण करना है। नारदपञ्चरात्र में मोक्ष का श्रेष्ठ उपाय शुद्ध नारायण क्षेत्र में राधाकृष्ण के मन्त्र ग्रहण करना ही बतलाया है। वेद कृष्णोपनिषद् में बलरामजी को शेषनाग और कृष्ण को शाश्वत ब्रह्म कहा है। गोपालपूर्वतापिनी में लिखा है कि वेदान्तवेद्य, बुद्धि के साक्षी सच्चिदानन्द रूप कृष्ण के लिये नमस्कार हो। वेद वासुदेवोपनिषद् में लिखा है कि ललाट आदि अंगों पर कृष्णमंत्रों से तिलक करना चाहिये। भागवत में अन्य अवतारों को अंश तथा कृष्ण को स्वयं भगवान् बतलाया है। प्राणों को श्रीकृष्ण के अर्पण कर कृष्ण तथा उन के भक्तों की सेवा करने से मनुष्य की जो पवित्रता होती है, वैसी तप आदि से नहीं होती। कृष्ण के गुणों से रंगे हुये अपने चित्त को एक बार भी कृष्ण के चरणारविन्दों में लगा देनेवाले मनुष्य यमराज तथा यमदूतों को स्वप्न में भी नहीं देखते हैं। यमराज अपने दूतों से कह रहे हैं कि विष्णु की सेवा तथा श्रीकृष्ण के लिये एक बार भी शिर झुकाकर प्रणाम न करनेवाले असत्पुरुषों को यहां लाया करो। पापों का क्षय होने पर ही श्रीकृष्ण में भक्ति होती है। एकादश स्कन्ध में उद्धवजी से श्रीकृष्ण ने आज्ञा की है कि मेरे लिये आत्मा का निवेदन करनेवाले मनुष्यों की ही मेरे में भक्ति होती है। मैं देहधारियों की आत्मा हूँ इस से एक मेरे ही सर्वात्मभाव से शरण आजाने पर तू निर्भय हो जायगा। गीता में अर्जुन से कहा है कि मैं निराकार अक्षर ब्रह्म से उत्तम हूँ। मुझ से बढ़कर कोई नहीं है. मेरे प्रभाव को देवता तथा ऋषि लोग नहीं जानते हैं। तू अपने मन प्राणों को मेरे लिये अर्पण कर। जिन पुण्य कार्य करनेवाले मनुष्यों के पाप नष्ट हो गये हैं, वेही मोह को छोड कर पूरी दृढता से मेरा भजन (सेवा) करते हैं। हे अर्जुन! तू जो कार्य, भोजन, होम तप आदि करता है, उन सब को मेरे लिये अर्पण करने से कर्मबन्धनों से छूट जायगा।

अन्य सब आचार्यों ने भगवान के नाममंत्रों का उत्तम उपदेश दिया है, परन्तु वेद, गीता, पुराणों में स्थान २ पर लिखे हुये भगवान के शरण जाने तथा आत्मनिवेदन (ब्रह्म सम्बन्ध) का मंत्ररूप से उपदेश नहीं दिया था। इस से भगवान ने अपने वदनवैश्वानरावतार श्रीवल्लभाचार्यजी को प्रकट किया और यही उनको उपदेश दिया। तब अष्टाक्षर और ब्रह्मसम्बन्ध के नाम से प्रसिद्ध शरण जाने और आत्मनिवेदन करने का मंत्ररूप से उपदेश दिया। जैसा श्री वल्लभाचार्य जी स्वयं आज्ञा करते है 'साक्षाद्भगवता प्रोक्तम्' जो साक्षात् भगवान् ने मेरे से कहा है उसी का मैं उपदेश करता हूँ। यदि श्रीवल्लभाचार्यजी का प्रादुर्भाव न होता तो गीता के अन्त में कहे हुये शरणागमन और भागवत एकादश स्कन्ध में उद्धवजी के ज्ञानोपदेश के अन्त में कहे हुये आत्मनिवेदन का लोक में प्रचार नहीं होता। यही श्रीवल्लभाचार्य जी के प्राकट्य का असाधारण कारण है। क्योंकि प्रयोजन के बिना भगवान् किसी सम्प्रदाय को प्रकट नहीं करते हैं।

इसी प्रकार हमारे अन्य भाई अपने २ इष्टदेव की महिमा का वर्णन करें। 'यो यदंशः स तं भजेत्' जो जिसका अंश होगा वह उसी देव का भक्त हो जायगा। इस में हमारा कोई विरोध नहीं है, क्योंकि 'सर्वे समानोपि ततोसि सर्वः इस वाक्य के अनुसार भगवान् ही सर्वरूप हैं।

प्रार्थकः—विद्यासुधाकर मुखिया गोकुलदास व्यवस्थापक विट्ठलनाथ पाठशाला, कोटा।
प्रकाशकः—विट्ठलनाथ पाठशालाध्यापक साहित्याचार्य रामवल्लभ शास्त्रि, भ्रमरलाल शास्त्रि गोवर्धनशर्माणः।

## "बना रहे."

(तर्जः—राधेश्याम.)

ना रायण का नाम सदा हमारे मुख में बना रहे।
रा ज मिलने पर भी नित हृदय इसीमें बना रहे ॥१॥ ना.
य म राज भी यमदूतों को ये सार सही बतलाते हैं।
ण (न) कुछ कहो प्रभु प्रेमी को प्रेम जिसका बना रहै ॥२॥ ना.
ना म जो न लेता हो उसमें पाप सदा बना रहै।
म त लाओ उन भक्तों को भक्ति में जो बना रहै ॥३॥ ना.
हीं नता उसमें है नहीं जो प्रेमी के पैरों में बना रहै।
सा युज्य मुक्ति स्वीकार नहीं जो प्रभु सेवामें बना रहे ॥४॥ ना.
र हनेदो और बातों को प्रभु नाम हममें बना रहे।
है सार यही कहता छगन जीव नाम में बना रहे ॥५॥ ना.

पण्डित छगनलाल सांचोद्दर-श्रीविट्ठलनाथ.नाथ.

ध्यान रहे कि—यह हरिनाम है प्यारा, जीवन का है आधारा।
इसे कचरे में जो डारा, किया भगवन्नाम का बिगारा॥

# શ્રીયમુનામહોત્સવ.

( સંવત ૧૯૮૯ ના વૈશાખ સુદી ૧૦ થી જેઠ વદી ૭ એટલે ૪૧ દિવસ સુધી ધારી મુકામે શ્રીયમુનાજીનાં નામ સ્મરણ માટે થયેલા મનોરથનું સંક્ષિપ્તમાં વર્ણન. )

## ધોળ.

( રાગ—'શ્રીનાથજી તે છેલ બિરાજતા જો'. )

ધન્ય ધારી ગામ સોહામણું, જો કે સુખ ગૌલોકથી અતિ ઘણું.

ધન્ય ધારી ગામ સોહામણું.—૧

સંવત ઓગણીસો નેવાસીની સાલ છે, જો કે કીધો ત્રિભોવનદાસે મનોરથ વિશાલ છે. ૨
જપયજ્ઞ મહામનોરથ આદર્યો, જો કે માસ વૈશાખ સુદી દશમી શુક્રવાર ઠર્યો, ૩
એકતાલીસ દિવસ શ્રીયમુનાજીનાં પુરશ્ચરણ આદર્યાં, જો કે ભાઇયો બહેનો મળી એકમોર્તિ ગણ્યાં.
કુંજ કુંજ પ્રતિ પાઠ ઘોષ થાય છે રે, જો કે શબ્દ ગગનમાં મધુરા સમજાય છે રે. ૫
પ્રથમ આજ્ઞા શ્રીવિઠ્ઠલેશરાયજીની મળી, જો કે અધિક કૃપા શ્રીપુરુષોત્તમજીની ભળી, ૬
મનોરથ કાર્યક્રમ નીચે સમજાવું કથી, જો કે ક્ષમા કરજો જે હું વર્ણવું અલ્પમતિ. ૭
એક એકતે એકતાળીશ જપ કરે, જો કે તેવા એકતાળીશ જપ એક પાઠ ઉચરે. ૮
પ્રાતઃ ચાર વાગે સર્વે કોઈ જાગતા, જો કે વંદી ચરણ શ્રીવલ્લભ પાય લાગતા. ૯
બાર વાગે સર્વ પાઠ પૂરા થતા, જો કે રાજભોગ સુધીમાં સર્વે નિવૃત્ત હતા. ૧૦
અધુરા પાઠ તે પછીથી પુરા કરે, જો કે વાણી શ્રીવલ્લભ વિના અન્ય નવ ઉચ્ચરે. ૧૧
નિત્ય રાત્રિએ ભગવદ્ચર્ચા થતી, જો કે પાન કરતા સર્વે જેની જેવી મતિ. ૧૨
દેશી પરદેશી વૈષ્ણવો ઘણા આવતા. જો કે પાઠ શ્રવણે સુણી સર્વ મન ભાવતા. ૧૩
સૌનું સરખું સમાધાન ત્યાં થતું, જો કે પ્રસાદ લીધા વિના કોઈ ન જતું. ૧૪
દિન દિન પ્રતિ વૈષ્ણવો અતિ ઘણા. જો કે સેવા ટહેલમાં નવ રાખી મણા. ૧૫
કળિયુગના જીવોને ઉદ્ધારવા, જો કે વેણુનાદ કર્યો અનેક જીવ તારવા. ૧૬
કુંજસદનમાં શ્રીમહારાણીજી પધારીયાં, જો કે દૈવી જીવોનાં ભાગ્ય સુધારીયાં. ૧૭
વૈશાખ વદી પડીને ચંદ્રવાર છે, જો કે બીડ વૈષ્ણવની તે સ્થળે અપાર છે. ૧૮
લોટીજી પધરાવીયાં હરિદાસજીને ઘેરથી, જો કે કીધાં સામૈયાં વૈષ્ણવે લીલા લેરથી, ૧૯
શાસ્ત્રી ધનેશ્વર ભાઇયે વ્યાખ્યાન કીધું, જો કે જ્ઞાન ભક્તિનું સર્વ કોઇને દીધું. ૨૦
ક્રમવાર ગોઠવ્યા વૈષ્ણવ બધા, જો કે એકતાળીશ દિવસ જપ કરી શકે સદા. ૨૧
એક એક ચોકી ગાદી તે પર ધરી, જો કે પાઠ કરે ઓઢી ઉપરણા કેસરી. ૨૨
ગાદી ઉપર શ્રીમહારાણીજી બિરાજતાં, જો કે નિરખી છબી કોટિ મદન રતિ લાજતાં. ૨૩
મોટી કુંજમાં શ્રીમહારાણીજી શોભતાં, જો કે દેખી કોટિ દેવ મનુષ્યનાં મન લોભતાં. ૨૪
માસ વૈશાખ કૃષ્ણ એકાદશી, જો કે મંદિરની પરિક્રમા તે દહાડે સ્ચી. ૨૫
અમાવાસ્યાદિન નગર પરિક્રમા કરી, જો કે સમાજ સાથે ગુણ ગાયા શ્રીહરિ. ૨૬
રાત્રિ સમય સરિતાની રેતમાં, જો કે આપ્યો આનંદ અદ્ભુત થયા સચેતમાં. ૨૭
અકસ્માત ત્યાં આશ્ચર્ય એક થયું. જો કે અકથ્ય કથા કોઇને ન જાયે કહ્યું. ૨૮
ચતુર શાણાઓ તે રસને જાણશેરે, જો કે પુષ્ટ પ્રેમીજનો વાતને પ્રમાણશેરે. ૨૯
સુગંધ સરસ અત્તર કેવડાની છુટી, જો કે રસિકજનો તે રસને ગયા લુંટી. ૩૦

બન્ને સ્વરૂપોને ડોલ પધરાવીઆ જો, રૂપિયા પંચાણું એ ડોલ ઝુલાવીઆ જો. ૬૮
રાત્રે વલ્લભદાસે ટાઢી લીલા કરી જો, વલ્લભવંશની વંશાવળી ધરી જો. ૬૯
શુભ ટાઢી લીલા કરી નિજ પાસમાં જો, ત્યાં ગયા હતા જે જીવ હતા ખાસના જો. ૭૦
આપે માલા બીડી ઉપરણા ઓઢાડીઆ જો, ટાઢી લીલાના કામ સુધારીઆ જો. ૭૧
બીજી ટાઢી લીલા મંદિર આગળ૦કરી જો, તેમાં મંડલી હતી ખાસ કરી કેસરી જો. ૭૨
જપ કરનારાને કપરા લાણા દીધા જો, ડોલચી પુસ્તકથી મરજાદીને સંતોષીયાં જો. ૭૩
સાથે એક એક ચિત્રજી પધરાવીયાં જો, સગળ વૈષ્ણવને મન ભાવીયાં જો. ૭૪
રાત્રે ચાર વાગે શ્રીમહારાણીજી વંદાવીયા જો, ભેટ બહુ ભાતી વૈષ્ણવો લાવીયા જો. ૭૫
હરખ એને એક હરખ વર્ણાવીઆ જો, સર્વે મરજાદીને શૃંગાર અપાવીઆ જો. ૭૬
આઠમે સર્વે વૈષ્ણવ વીદાય કીધાં જો, યથાશક્તિ સૌને ત્યાં લહાણાં દીધાં જો. ૭૭
બધા મરજાદી આઠમે રોકાવીયા જો, મનોરથ ચત્રભુજદાસે કરાવીયા જો. ૭૮
પૂરણ ભાવ પ્રેમ ધારી વૈષ્ણવ તણા જો. ઉતારા પાગરણ ગોઠવ્યાં છે ઘણાં રે. ૭૯
એકંદર વૈષ્ણવ ત્રિસહસ્ત્ર આવીયાં જો, ધારી વૈષ્ણવે સર્વેને સંતોષાવીયા જો. ૮૦
પ્રાતઃ નવ વાગે કલેવા કરાવતા જો, એક વાગે પ્રીતે પાતલ ધરાવતા જો. ૮૧
વેણુનાદના તે બધા જીવો આવીઆ જો, વિના પત્રે મહારાણીજીએ બોલાવીયા જો. ૮૨
પ્રીતેથી સૌના સન્માન સારા કર્યા જો, પાત્ર જેવું તેને તેવા રસ ભર્યા જો. ૮૩
કાળા બાપાએ કૃપા ખુબ કરી જો, ભક્તિરસના પાત્ર ત્યાં ભરી દીધાં જો. ૮૪
ગોવિંદભાઈની તે શુભ સેવા ઘણી જો, પ્રસાદી ભંડાર ઉપર તે મુખ્ય હતા ધણી જો. ૮૫
સમાધાન સહુનું સરખી રીતે થાય છે, જોતી વસ્તુ ત્યાં જરૂર દેવાય છે ? ૮૬
ત્રિવેણી સંગમમાં વૈષ્ણવ નહાવા જાય છે, હીંચ હમચી ને ભગવદ્કથા થાય છે. ૮૭
સેવા કરવામાં મુખ્ય વૈષ્ણવ ખાસ છે જો, ભલગામવાળા હરિદાસ જમનાદાસ છે. ૮૮
ભાવ ભાદરે ગામનો કંઈક કરીયે જો, વૈષ્ણવ વશ્રામભાઈની સેવા થોડી લહીયે જો. ૮૯
નિમ્બુનની ડોલ ભરી પહોંચાવતા જો, એન વખતે ફૂલ મંડલી કરાવતા જો. ૯૦
મહાવેણુનાદ મહારાણીજીએ કર્યો જો, ધારા પાત્રમાં સાથે રસ ભર્યો જો. ૯૧
આવી અખંડ લીલા નિત્ય થાય છે જો, ધોળ બાણુ કડીનો સુરદાસ ગાય છે જો. ૯૨

દોહરો.

સંવત ૧૯૮૯ ના ભાદ્રપદ કૃષ્ણપક્ષ પંચમી શનિવાર,

અને સ્વરૂપોને ડોલ પધરાવીઆ જો, રૂપિયા પચાણ એ ડોન ઝુલાવીઆ જો ૬૮
નગરે નરભદાર્ગે તાદી લીધા કરી જો, વલ્લભરાની રાશાવગી ધરી જો ૬૯
ગુપ્ત તાદી લીના કરી નિજ પાસમાં જો, ત્યાં ગયા હતા જે જન હતા ખામના જો ૭૦
આપે માના બીડી ઉપરણા ઓગાડીઆ જો, હાદી લીનના કામ સુધારીઆ જો ૭૧
બીજી હાદી લીના મંદિર આગળ કરી જો, તેમાં મંડલી હતી ખાસ કરી પેસરી જો. ૭૨
જય કન્નાગરો ડગ લાણા દીધા જો, ડોલથી પુસ્તકથી મરજાદીને સંતોષીઆ જો ૭૩
સાથે એક એક ચિનજી પધરાવીઆ જો, સમગ્ર વૈષ્ણવને મન ભાવીઆ જો. ૭૪
નગરે ચાર વાર શ્રીમહાતાણીજી વદાવીયા જો, એમ ગડુ ભાતી વૈષ્ણવો લાવીયા જો ૭૫
હરખ એને એક હરખ વર્ણાવીઆ જો, સર્વે મરજાદીને શૃંગાર અપાવીઆ જો ૭૬
આઠમે સર્વે વૈષ્ણવ વીદાય કીધા જો, યથાશક્તિ સૌને ત્યાં લહાણા દીધા જો. ૭૭
બધા મરજાદી આઠમે શેરાવીયા જો, મનોરથ ચત્રભુજદાસે કરાવીયા જો ૭૮
પૂરણ ભાવ પ્રેમ ધારી વૈષ્ણવ તણા જો ઉતારા પાગરણ મોકલ્યા છે ઘણા રે ૭૯
એકદર ત્રૈ ગુન નિમંત્ર આવીયા જો, ધારી વૈષ્ણવે સર્વેને સંતોષાવીયા જો ૮૦
પ્રાત નર વાગે કનેવા કરાવતા જો, એક વાગે પ્રીતે પાતર ધાવતા જો ૮૧
વેહનાદના તે બધા જીવો આવીઆ જો, વિના પત્ર મહારાણીજીએ બોલાવીયા જો ૮૨
પ્રાતેથી સૌના સન્માન સારા કર્યાં જો, પાન જેવું તેને તેવા રસ ભર્યાં જો ૮૩
કાકા બાપાએ કૃપા ખુબ કરી જો, ભક્તિરસના પાત્ર ત્યાં ભરી દીધા જો ૮૪
ગોવિંદભાઈની તે ગુપ્ત સેવા ઘણી જો, પ્રસાદી ભંડાર ઉપર તે મુખ્ય હતા ઘણી જો. ૮૫
સમાધાન સહુનું સારખી રીતે થાય છે, જોતી વસ્તુ ત્યાં હાજર દેવાય છે? ૮૬
ત્રિવેણી ગંગામાં વૈષ્ણવ નહાવા જાય છે, કીર્તન હમચી ને ભગવદ્કથા થાય છે ૮૭
સેવા કરનામાં મુખ્ય વૈષ્ણવ ખાસ છે જો, ભરગામનાળા હરિદાસ જમનાદાસ છે ૮૮
ભાર બાહેર ગામનો કંઈક કરીયે જો, વૈષ્ણવ વશ્રામભાઈની સેવા થોડી વહીયે જો. ૮૯
નિભરાતી ડોન ભરી પહોંચાવતા જો, સૈન વખતે ધૂમ મંડલી ... વતાજો ૯૦
મનોરમાદ ગંગાણીદાસે કર્યાજો, થાળ પાનમાં માથે રસ ભર્યાજો ૯૧
આવી અખંડ લીલા નિત્ય થાય છે જો, ધોળ માણું કરીને સુરદાસ ગાય છે જો ૯૨

દોહરો.

# जीवन.

( લેખનાર—ગાંધી જમનાદાસ. )

પ્રિય વાચક વૃંદ ! હવે આપણે ક્યાં સુધી અજ્ઞાનતાના ઘોર અંધકારની અંદર જકડાઈ રહેવું જોઇએ ! શું આપણે કલાકોના કલાકો દૂષણના માર્ગે દોડયા કરીશું ? શું આપણું પ્રેમમય જીવન આવી રીતે નિવૃત્ત કરવાને પ્રભુએ સૃજ્યા છે ? જીવન એટલે શું ? આ સમગ્ર જગતની અંદર જન્મીને પરમાર્થ સાધવાને અને આત્માર્થ સાધવાને મારેજ કલાકોના કલાકો નિવૃત્ત કરવા તેનેજ જીવન કહે છે. આત્માર્થ એને કહે છે કે આ પંચમહાભૂત ( પૃથ્વી, તેજ, જળ, વાયુ, આકાશ ) વડેજ જે આ બનેલા દેહને પ્રભુમાં વિનયોજી આ આત્માના કલ્યાણાર્થે તનતોડ મહેનત કરવી તેનેજ. લગીર વિવેચનની અંદર પ્રવેશ કરવા જેવું છે. સંધ્યાકાળનો વખત છે સૂર્યનાં કિરણો અસ્ત પામી રહેલાં છે. પશુ અને પક્ષીઓ પોતાના માળાની અંદર વિશ્રામ લઇ રહ્યાં છે. ગુરુદેવ પોતાના શિષ્યોની સાથે એક સુંદર ચોતરા ઉપર બિરાજીને અંદર અંદર વાટાઘાટ કરી રહ્યા છે. ચોતરાની આસપાસ સુંદર કદંબનાં વૃક્ષો શોભાયમાન થઇ રહેલ છે. મંદમંદ પવન ચોતરફ વાય છે.

× × × ×

ગુરુદેવ કહે છે—હું તમારા બંન્નેનું જીવન જે સુંદર રીતે પોતાના પ્રાણપ્રેષ્ઠ એવા શ્રીકૃષ્ણચંદ્રના અનુગ્રહને બાલ્યાવસ્થાથી પ્રાપ્ત કરવાને પ્રયત્નો અજમાવી રહ્યા છો તેવું આવી રીતે નિહાળીને હું ઘણોજ પ્રસન્ન થયો છું. હું અત્યારે ઘણાજ તારા જેવા બાલકોને દૂષણના માર્ગે જતાં જોઉં છું. તેઓ પ્રથમ તો ઊર્ધ્વપુંડ્ર અને તુલસી માસાને વોશીંગ કંપનીની અંદર ધોવાજ આપી દે છે. તેઓના હૃદયોની ઉપર ખરાબ સંસ્કારોની અને જુવાનીની છાપ પડવાથી દુષ્ટ માર્ગે જવાને પ્રવીણ બને છે. બહાર સુધરેલાનો ડોળ કરવાને માટે પોતાના આત્માના કલ્યાણાર્થે કંઈપણ પ્રયત્નો અજમાવતા નથી આ સર્વનું કારણ માત્ર એટલુંજ છે કે સુંદર ધર્મના ગ્રંથોનું અવલોકન છોડી દઇને ખરાબ નોવેલો વાંચીને પોતાનું પાપમય જીવન વ્યતીત કરે છે. છતી આંખે પાટા બાંધીને ફરે છે. આપણે લગીર જો મુસલીમ ધર્મ તરફ અવલોકન કરીશું તો આપણને માત્ર એટલુંજ માલુમ પડશે કે મુસલીમ બંધુ પોતાના ધર્મની ફરજો બજાવતા હશે. ખ્રીસ્તી લોકો તરફ નિરીક્ષણ કરશું તો પોતાનું જીવન ઇસુખ્રીસ્તધર્મ પાળીને નિર્ગમન કરતા હશે. ઇગ્રેજો પણ પોતાના પ્રોટેસ્ટંટ અને રોમન કેથોલીક ધર્મ પાળતા હશે. પણ માત્ર હિંદુ ધર્મને છોડી દઇને ખરાબ માર્ગે જવાને પ્રવીણ બને છે. અત્યારે ઘણા લોકો ગાડરીઆ પ્રવાહની માફક પોતાના ડ્રેસમાં અંગ્રેજોનું અનુકરણ કરે છે. અંગ્રેજ લોકો આપણું અનુકરણ કરતા માલુમ પડતા નથી.

હસમુખઃ—હે કૃપાનિધિ ! આજેજ મને આપના અધરામૃતનું પાન કરવાનો અલભ્ય લાભ મળ્યો. મારા મિત્ર ઇંદ્રવદને મને એક દિવસ એવો પ્રશ્ન પુછ્યો કે સેવામય જીવન એટલે શું ? હું તે વાક્યાર્થથી ઘણોજ અજાણ્યો છું. આપ કૃપાસાગર છો તેથી આ પામર જીવને તે વાક્યાર્થની અંદર પ્રવેશ કરાવશો ?

ગુરુદેવઃ—હસમુખ, હું તારા આવા સુંદર પ્રશ્નોવડે ઘણોજ મારા હૃદયસંપુટની અંદર આનંદનો ઉત્કર્ષ થાય છે, કારણ કે બાલ્યાવસ્થાથી તારા આવા વિચારો ઉદ્દભવ પામે છે. માત્ર તારા ઉપર ભગવદ્‌અનુગ્રહ છે. જીવન હમેશાં સેવામય ગાળવું જોઇએ. હું એક બે પુરુષની

વાતો નથી કરતો પણ હાલ ઘણા સ્ત્રી પુરુષો આવી રીતે જીવન વ્યતીત કરવાને માટે અશક્ય છે. સેવામય જીવન ગાળવું એટલે અષ્ટ પ્રહર ભગવદ્‌સેવાની અંદર મનનું પરોવણ કરવું આપણા હૃદયની અંદર બિરાજમાન થએલા શ્રીકૃષ્ણચંદ્ર આપણને હમેશાં બંસીના સુંદર નાદ વડે બોલાવે છે, પણ આપણું મન તો તીજોરીમાં, સ્ત્રીમાં અને પુત્રમાં રમી રહેલું હોવાથી તે સુંદર નાદ સાંભળી શકતા નથી. આપણા પ્રેમમય જીવનને લૌકિક વિષયો અને ભોગો ભોગવવાની અંદર વ્યતીત કરવાનું નથી. સેવામય જીવન ગાળવાને માટે આપણે પ્રયત્નો કરવા અને આપણા કુટુંબો પાસે પણ કરાવરાવવા જોઈએ. તેટલા માટેજ શ્રીમદ્‌વલ્લભાચાર્યજી આજ્ઞા કરે છે કે—

चेतस्तत्प्रवणं सेवा तत्सिध्यै तनुवित्तजा ।
ततः संसारदुःखस्य निवृत्तिर्ब्रह्म बोधनम् ॥

આપણે ખાલી ખાલી વાતો કરવાથી કંઈપણ વળતું નથી. જે દેવોને દુર્લભ એવો આ મનુષ્યદેહ લૌકિક વિષયોના ભોગ ભોગવવા માટે આપ્યો નથી પણ સેવાની અંદર વિનિયોગ કરવાને માટેજ આપ્યો છે. આપણે જો તે સંબંધી જીંદગી સુધી વિચારો કર્યા કરીશું તો તેનો પાર આવે તેમ નથી. काल करे सो अब कर, वखत बीत्यो जात है। આપણે જો ચોરાશી અને બસો બાવન મહાત્મા પુરુષોના જીવન ચરિત્રોનું અવલોકન કરીશું તો એમજ માલુમ પડશે કે પોતાનું જીવન સેવામયજ વ્યતીત કરતા હતા. તેઓ તો બ્રહ્મસંબંધ લે કે તરતજ સાનુભવ થતો કારણ કે તેમને હજારો વર્ષોથી તુટેલો સંબંધ યાદ આવતો, અને તેઓ તાજા થએલા સંબંધ ઉપર પોતાના મિત્રો સાથે મળીને વિચાર કરતા હતા. પણ આપણે તો બ્રહ્મસંબંધ લીધું અને અઢી રૂપીઆ બે આના આપ્યા કે તરતજ છુટાછેડા.

ઇંદ્રવદન—શ્રીમદ્‌વલ્લભાચાર્યજીને કંઈપણ માર્ગ ન સુઝ્યો માત્ર સેવામાર્ગજ કાઢ્યો ?

ગુરુદેવ—ઈંદ્રવદન, એમણે સેવામાર્ગ એટલા માટેજ કાઢ્યો તેનું આપણે વિવરણ કરીએ છીએ. આપણા પુષ્ટિસંપ્રદાયનો પાયો સેવા ઉપરજ સ્થાપિત કરેલો છે. સેવા કરવાથી નિરોધની પ્રાપ્તિ થાય છે અને આજ્ઞા કરેલી છે કે प्रपंचविस्मृतिपूर्वकभगवदासक्ति। આપણે જો બારીકાઇથી આવલોકન કરીશું તો સેવા કરવાથી દરેક વસ્તુઓમાંથી મન નીકળી જઇને નિરોધરૂપી મણિની પ્રાપ્તિ થશે. સેવા વડે પ્રપંચની વિસ્મૃતિ થઇને ભગવાનમાં આસક્તિ થશે.

ઇંદ્રવદન—હે કરૂણામય ? આ નિરોધની બાબત આપે જે કહી તેમાં મને બરાબર સમજણ ન પડી, માટે લગીર વિસ્તારપૂર્વક સુણાવો.

ગુરુદેવ—સાંભળો. સેવા કરવાથી કેવી રીતે નિરોધની પ્રાપ્તિ થાય છે. આપણે જ્યારે જલપાન કરવાને માટે જળ આરોગાવતા હોઇશું ત્યારે તેમાં મનનું પરોવણ થાય છે. સામગ્રી અથવા વાગાઆદિ કરવામાં મનનું પરોવણ થાય છે. આવી રીતે જીવન વ્યતીત કરવાને આપણા ગ્રંથો કહે છે. તેની અંદર ઉંમરની કંઈ જરૂર પડતી નથી. પ્રભુ કંઈ સામગ્રીના ભૂખ્યા નથી. પણ આપણા પ્રેમના ભૂખ્યા છે. પ્રહલાદ, ધ્રુવજી આદિએ બાલ્યાવસ્થામાંજ પ્રભુને પ્રાપ્ત કર્યા હતા. "કુંમળું ઝાડ જેમ વાળીએ તેમ વળે." બાલ્યાવસ્થાથી જે કંઈ ભગવદ્‌સંબંધી છાપ પડેલી હોય તો તે મોટપણમાં જતી નથી, આનો મુખ્ય આધાર માતાપિતાના સંસ્કાર ઉપરજ રહેલો છે. દરેક સ્ત્રી પુરુષોએ પોતાના બાળક તથા બાળાને સારા સંસ્કારની છાપ પાડવાને માટે પ્રયત્નો કરવાજ જોઇએ. આપને સંધ્યા કરવાનો વખત થવાથી આપશ્રી પોતાના શિષ્યો સાથે પોતાના સ્થાન ઉપર જવાને માટે પ્રવણ થાય છે.

---

# कन्याकेळवणीनी जरूर.

( લેખકઃ—શ્રીયુત રમણલાલ જયેષ્ઠારામ શાસ્ત્રી, 'શુદ્ધાદ્વૈતરત્ન,' 'વ્યાખ્યાન-કાવ્ય વિશારદ,' 'સાહિત્યમણિ' અધ્યાપક—શ્રીપુષ્ટિમાર્ગીય પાઠશાળા, ડભોઇ. )

**કાન્તા**—કેમ લલિતાબ્હેન, આજે તો કંઈ સૂર્ય પશ્ચિમમાં ઉગ્યો લાગે છે! કોઈ દિવસ તમારૂં ઠેકાણું ન હોય ને આજે તો બપોરનાં પરવારી ટાપટીપ કરીને તૈયાર થઈ ગયાં લાગો છો! ક્યાં સ્વારી ઉપાડી?

**લલિતા**—કાન્તાબ્હેન, દરેકના વારાફેરા હોય છે. 'સો દિવસ સાસુના તો એક દિવસ વહુનો' હમેશાં મારાથી વ્હેલાં વ્હેલાં તમો પરવારી જતાં હતાં, આજે મારો નંબર પ્હેલો છે. અદેખાઈ તો નથી આવતી ને?

**કાન્તા**—નારે બ્હેન, હું તો બહુજ ખુશી થઈ છું. રોજ રોજ મોડી પરવારનાર સહીયર એક દિવસ પણ વ્હેલી ન પરવારે એ બનેજ કેમ? પણ આજે આ કેસરી વેષ કેમ ધારણ કર્યો? તમે પણ ઠીક ઠાકોરજીની માફક જુદા જુદા રંગોથી વારંવાર રંગબેરંગી બનો છો!

**લલિતા**—કેમ બ્હેન કાન્તા, તને બહુ નવાઈ લાગી જણાય છે. આ જગત પ્રભુએ પોતાના રમણ માટે બનાવ્યું છે. જુદા જુદા પ્રકારનાં મનુષ્યો હોય ત્યારે યોગ્ય રીતે રમણ થઈ શકે. આપણે બધાં પ્રભુનાં રમકડાં છીએ, તે પ્રભુને પ્રસન્ન કરવા માટે જેમ ઋતુના અનુસાર સેવા, શૃંગાર, સામગ્રી, વસ્ત્ર વિગેરે કરવું પડે છે, તેમ આપણે પણ તેમની પ્રસન્નતા માટે તેમની જયન્તિઓ ઉજવીએ તોજ કામનું. આજે પુષ્ટિમાર્ગના સંસ્થાપક જગદ્‌ગુરુ શ્રીવલ્લભાચાર્યજીના દ્વિતીય પુત્ર શ્રીવિઠ્ઠલેશ મહાપ્રભુ અથવા શ્રીગુસાંઈજીની જયન્તિ છે. વૈષ્ણવોના તારણહાર એ મહાપુરુષની જયન્તિ આપણે કેસરી વસ્ત્રો પહેરી તેઓશ્રીના ગુણાનુવાદ ગાઇને ઉજવવી જોઈએ. ઉત્સવો ઉજવવાથી ધાર્મિક ભાવના વધે છે.

**કાન્તા**—અરે બ્હેન, જયન્તિ તે વળી કેટલી રીતે ઉજવાતી હશે! આજનો ઉત્સવ તો જલેબી ઉત્સવ કહેવાય છે. હજુ પેટમાંથીજ હજમ પણ થયું નથી ત્યાં તો તમે સાંજની જયન્તિની તૈયારી કરો છો. આ પણ જગતમાં નવાઈજ છે ને! તમે તો હમણાંનાં ખૂબ જ્ઞાની બની ગયાં લાગો છો?

**લલિતા**—કાન્તાબ્હેન, તમારી વાતોમાં તો પાંચ વાગી ગયા. મારે તો હજુ સવિતાબ્હેન પાસે જવું છે. તેઓ મારી રાહ જોઇને કંટાળી પણ ગયાં હશે. કદાચિત્ બે ચાર સ્વસ્તિવાચન પણ સંભળાવશે.

**કાન્તા**—લલિતા, જો તો ખરી. સવિતાનો આવરદા તો બહુ લાંબો જણાય છે! સંભારતામાંજ આવી પહોંચી. બ્હેન સવિતા, લલિતા તો તારી માળાજ ફેરવી રહી હતી. તું જલ્દી આવી તે ઠીક થયું હોં! નહિ તો એનું મગજ પણ કદાચિત્ ખસી જાત! મઝા બ્હેન, બન્ને જણ પેટ ભરીને વાતો કરજો.

**સવિતા**—લલિતાબ્હેન, જયશ્રીકૃષ્ણ. તું તો કોઇને ટાઇમ આપીને ઠીક રખડાવે છે હોં! દેશન થાય તો સાચું માણસ, આપણે શું! પાઠશાળામાં જઈને વિદ્યા તો સારી શીખી હોં!

**લલિતા**—બ્હેન સવિતા, જયશ્રીકૃષ્ણ. કાન્તાબ્હેનને પૂછી જો કે હું ક્યારનીએ તને મળવા આવવાનું યાદ કરતી હતી, પરંતુ કાન્તાની વાતોનું પૂર્ણ વિરામજ ન આવે ત્યાં મારે કરવું શું! માફ કરજે હોં! માણસ માત્ર ભૂલને પાત્ર છે.

# समाचारादिक.

**પેટલાદમાં પ્રચાર**—અત્રે જામખંભાળીઆવાળા ગોસ્વામી શ્રી ૬ શ્રીવિઠ્ઠલેશરાયજી મહારાજના લાલબાવા ગોસ્વામી શ્રી ૬ વ્રજનાથલાલજી બાવાસાહેબ સાત સ્વરૂપની હવેલીમાં પધાર્યાં હતા તેઓશ્રીની પુષ્ટિમાર્ગના દિવ્ય અને નિર્મળ સિદ્ધાન્તો પ્રચાર કરવાની ઉત્સુકતા જોઈ અત્રેની શુદ્ધાદ્વૈત પાઠશાળાના વ્યવસ્થાપક શેઠ હિરાલાલ મોતીલાલે સૂચના પત્રો છપાવી આજુબાજુના તમામ ગામોમાં ધર્મ પ્રચારાર્થે યોજના તૈયાર કરી તદનુસાર ચાંગા બાંધણી સુણાવ, નાર, નાપા, બોરસદ, વીરસદ, ધર્મજ, ભાદરણ, તારાપુર, સોજીત્રા, ખંભાત, ઠ્ંતાલી, કરમસદ, વગેરે ગામોમાં અખંડભૂમંડલાચાર્યવર્ય શ્રીમદ્‌વલ્લભાધીશ્વર જગદ્‌ગુરુના સિદ્ધાંતોના પ્રચારાર્થે વ્યાખ્યાનો થયાં. વ્યાખ્યાનોમાં જનતા અપૂર્વ ઉત્સાહથી ભાગ લેતી હતી. શરૂઆતમાં શેઠ હિરાલાલભાઈ ૧૦ મીનીટમાં મહારાજશ્રીનો પરિચય કરાવતા હતા ત્યારબાદ શુદ્ધાદ્વૈત પાઠશાળાના મુખ્ય અધ્યાપક શાસ્ત્રી જ્યેષ્ઠારામ હરિજીવન જોશી તથા મહારાજશ્રીના શાસ્ત્રી ગોકુળદાસ કેશવજી વીસ વીસ મીનીટ વ્યાખ્યાન આપી શ્રોતાઓને આકર્ષતા હતા બાદ પ્રમુખ મહારાજશ્રી લગભગ પોણા કલાકથી એક કલાક સુધી પોતાની વચનસુધાદ્વારા શ્રીમહાપ્રભુના દિવ્ય સિદ્ધાંતો સમજાવી સ્પષ્ટ આજ્ઞા કરતા કે આ ઉત્તમ માર્ગમાં વિષયાદિકને સ્થાન જ નથી. તેમજ વિષયોને પુષ્ટિમાર્ગને નામે કોઈ પોષતા હોય તો તેવા ધૂર્તો વંચકો અને વિરક્તના નામે કહેવાતા વંચકોથી ઠગાશો નહિ. પેટલાદમાં પણ મહારાજશ્રીએ વૈષ્ણવકર્તવ્ય નિષ્કામ ભક્તિ શ્રીકૃષ્ણનો રાસ ભારતીય સંસ્કૃતિ, પુષ્ટિમાર્ગીય, પરિત્યાગ વિગેરે જુદા જુદા વિષયો પર વ્યાખ્યાનો આપ્યાં હતાં. તેમજ ચૈત્ર શુક્લ ૧૧ ગુરૂવાર તા. ૨–૪–૩૬ ના રોજ શુદ્ધાદ્વૈત પાઠશાળાનું વાર્ષિક ભવ્ય સંમેલન ભરવામાં આવ્યું હતું તેમાં પાઠશાળાના કાર્યથી સંતોષ દર્શાવી પ્રતિદિન ઉન્નતિ ઈચ્છી અત્રેની જનતાને અમૂલ્ય બોધ આપીને અત્રેથી જંબુસર બાવાશ્રી પધાર્યાં છે.

**પાઠશાળાના વ્યવસ્થાપક પરિખ હીરાલાલનું નિવેદન**—શ્રીમદ્‌આચાર્યચરણ, ભાઈઓ અને બહેનો, પૂજ્યપાદ ગોસ્વામિશ્રી ૧૦૮ શ્રીવ્રજનાથલાલજી બાવાશ્રીના અધ્યક્ષપદે આપણે સૌ આપણી શ્રીશુદ્ધાદ્વૈત પાઠશાળાનું વાર્ષિક સંમેલન ઉજવવા ભેગા મળ્યા છીએ, આ સંમેલનમાં સભાપતિ તરીકે આપણા સદ્‌ભાગ્યે આપણને બાવાશ્રી મળ્યા તે આપણું અહોભાગ્ય છે.

પૂજ્ય બાવાશ્રીને આ પાઠશાળા તરફથી દાસત્વભાવે હાર્દિક આવકાર આપતાં અમો સૌના હૃદય હર્ષપુલકિત થાય છે. અમારાં સન્માન અને સત્કાર અધૂરાં છે તેમજ ત્રુટિઓ ઘણીએ છે. ધર્મવિહોણાંને આવકાર તૂટાં અને અધૂરાંજ હોય એ તો જગતની ગાથા છે. માટે તે તરફ ઉદાર નજરે નીહાળી આ પાઠશાળાના આજના સમારંભના સુકાની આપ બન્યા છો તો તે ભવાબ્ધિમાં ચિરંસ્થાયી રીતે વહાણ ન કરે તેવા સદુપદેશ સાથે આશીર્વાદ વરસાવશો એજ વિનંતિ છે.

વિશેષે કરીને શ્રીવ્રજનાથલાલજી યુવકોને માટે બહુજ શ્રમ લે છે, એ આપણે અત્યાર અગાઉની *તેમના નેતૃત્વ નીચેની સભાઓમાં જોઈ શકયા છીએ. તેઓશ્રીના સ્વભાવસુલભ યુવકોને એકલાએજ નહિ,* પણ શ્રીપુષ્ટિસંપ્રદાયના સમસ્ત વૈષ્ણવ ભાઈઓ અને બહેનોએ મનન કરી યથાર્થ રીતે વર્તનમાં ઉતારવા પ્રયત્ન કરવો જોઈએ આ પ્રમાણે આપણે કરીશું તોજ તેઓશ્રીએ આપણે માટે લીધેલો પરિશ્રમ તેમને આનંદદાયી નિવડશે. ખાસ કરીને યુવકોને માટે તેમનો સદ્‌બોધ એજ છે કે વ્યાયામદ્વારા શરીર સુદૃઢ અને નિરોગી બનાવીને વિષયવાસનાઓને તિલાંજલી આપી નિષ્કંચન અને નિષ્કામ બની પ્રભુ સેવાપરાયણ રહો. નહિ તો શ્રીમહાપ્રભુજીએ કહ્યું છે કે જો આપણે કોઈ પણ પ્રકારે સ્વધર્મથી બહિર્મુખ થઈશું તો કાલપ્રવાહમાં રહેલા દેહ અને ચિત્ત વિગેરે સર્વથા આપણું ભક્ષણ કરશે." તેઓના વચનામૃત આપણે અંતઃકરણમાં ઉતારીએ ત્યારેજ તેઓએ આપણા માટે લીધેલો અગાધ શ્રમ ઉચિત છે એમ તેઓશ્રીને લાગે. અને સદ્‌ભાગ્યે આપણે કરવું અને શું શું કર્યું તે નિહાળવા તેઓશ્રી ફરીથી અત્રે પધારશે તેવું આમંત્રણ આજ જણાવવામાં આવ્યું છે. અસ્તુ હવે હું પાઠશાળાના નિવેદનની હકીકત રજુ કરૂં છું સંવત ૧૯૮૯ ના ચૈત્ર માસમાં ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રી વ્રજરત્નલાલજી મહારાજશ્રીનું અત્રે પધારવું થયું હતું. તે વખતે પ્રહ્લાદપુરની પવિત્ર ભૂમિમાં, વેદ, વ્યાકરણ અને જ્યોતિષાદિ શાસ્ત્રોનું જ્ઞાન દેનારી પાઠશાળાઓ

છે પણ શ્રીવલ્લભાચાર્યપ્રકાશિત શ્રીપુષ્ટિસંપ્રદાયના શુદ્ધાદ્વૈત સિદ્ધાંતનું સીંચન કરનારી એક પણ શાળા નથી, એ વૈષ્ણવ જનતાને લાંછનરૂપ છે. વહુભાગે પોતે વૈષ્ણવોને એકત્રિત કરી તેજ સાલમાં શ્રીમહાપ્રભુજીના પ્રાકટ્ય ઉત્સવને પવિત્ર દિવસે આ પાઠશાળાની યોજના ઘડી અને તેજ સાલના એટલે ૧૯૮૨ ના ભાદરવા મહિનામાં તેઓશ્રીના જ્યેષ્ઠ લાલબાવા શ્રીગોવિંદરાયજીના વરદ હસ્તે, આ પાઠશાળાની ઉદ્‌ઘાટન ક્રિયા થઈ હતી. અને આજે આપણે તેનાં આછાં પણ મીઠાં ફળો ચાખીએ છીએ. આ પાઠશાળાના નિભાવ માટે એક યોજના ઘડાઈ તેમાં નીચે જણાવેલા વૈષ્ણવ બંધુઓએ વાર્ષિક મદદ આપવાનું કહ્યું તે મુજબ આપે છે:—

| | |
|---|---|
| ૪૧૧) પરી. નારણભાઇ કેશવલાલ | ૧૨) શા. તલસીદાસ હરગોવનદાસ |
| ૨૧૭) પરી. મોતીલાલ કસનદાસ | ૧૨) શા. મણીલાલ ભાઈચંદ |
| ૨૧૭) પરી. બુલાખીદાસ નારણદાસ | ૬) શા. છગનલાલ મુગટભાઈ |
| ૨૧૭) પરી. પરભુલાલ ભગવાનદાસ | ૧૦) શા. દામોદરદાસ ભગવાનદાસ |
| ૧૦૧) શા. નાથાલાલ નરોત્તમદાસ | ૧૨) શા. મથુરાંદાસ કાશીદાસ |
| ૧૦) શા. રણછોડદાસ ઝવેરદાસ | ૧૦) શા. બાબરદાસ પીતાંબરદાસ |
| ૯) ચોકસી રણછોડદાસ નાગરદાસ | |

વિગેરે—એ રીતે આશરે બારસોનું ઉત્પન્ન છે, ખર્ચ પણ સુમારે તેટલું જ છે.

| | |
|---|---|
| રૂ. ૮૪૦) પગાર ખર્ચ | ૫૦) જયંતિ ઉજવણી અને પ્રચાર ખર્ચ |
| ૧૦૦) સ્કોલરશીપ ખર્ચ | ૫૦) પરચુરણ ખર્ચ |
| ૧૦૦) ઈનામ અને પુસ્તક ખર્ચ | |
| | ૧૧૪૦) |

એ રીતે ખર્ચ પણ ઉત્પન્નના હિસાબેજ છે. શાળાની અંદર શરૂઆતમાં ગીતાવર્ગ રાખેલો પણ હાજરીના અભાવે તે વર્ગ બંધ કરવો પડ્યો છે તે જણાવતાં ખેદ થાય છે. શાળાની હાજરી માટેની સમાલોચનામાં જણાવીશ કે—"ગુજરાતી આરંભે શુરા," એ સૂત્રાનુસાર શરૂઆતના ત્રણેક વર્ષ હાજરી સારી રહી, દિનપ્રતિદિન વધતી જઈ ૬૦) થી ૭૫) સુધીની કક્ષાએ પહોંચી હતી. પણ પ્લેગના દિવસથી શાળાને તેમજ વૈષ્ણવ બંધુના હૃદયને પણ પ્લેગ લાગ્યો અને પ્લેગના અંગે અને શાસ્ત્રીજીની સંસાર માંદગીને લીધે, શાળા સાત આઠ માસ બંધ થવાથી હાજરી ક્ષીણ થઇ ગઈ છે, અને આજે માંડ વીશેકની સંખ્યામાં વિદ્યાર્થીઓ હશે. આ વિષમ સ્થિતિમાં પ્રચારકાર્ય એટલે સભાઓનો ક્રમ પણ શિથિલ પડ્યો તે હું કબુલ કરૂં છું. ખેર ! પાછલું ભુલી હવેએ હાજરી કેમ વધારવી અને આ વર્ષ પુરૂં થયે આગળ પાઠશાળા શી રીતે ચલાવવી તેનો આપણે સૌ સાથે મળી વિચાર કરી રસ્તો કાઢીશું તો આજના સંમેલનની ઉજવણી યથાર્થ છે એમ ગણાશે. શાળામાં હાલમાં પાંચ વર્ગ છે, અને વિદ્યાર્થીઓ સુરત, કાંકરોલી અને અમદાવાદની પરીક્ષાઓ આપે છે. અમદાવાદ એક વર્ષથી પરીક્ષા નથી લેતું. અને આ વર્ષ કાંકરોલી પણ બંધ છે. આ શાળામાં કેવું શિક્ષણ અપાય છે અને પ્રગતિ કેવી છે, તેની ખાત્રીમાં તો એમજ જણાવીશ કે આ શાળાએ સુરતની છેલ્લી ચારે વર્ષની પરિક્ષામાં ૮૦ થી ૧૦૦ ટકા પરિણામ મેળવ્યું છે. તેમજ આ શાળામાં ભણેલ ભાઈ રમણલાલ જ્યેષ્ઠારામ શાસ્ત્રી આજે ડભોઇ પાઠશાળામાં અધ્યાપક છે, ને સદ્‌ગત ભાઈ પુરૂષોત્તમ નાથાભાઈ પણ મુખ્ય અધ્યાપક તરીકે હતા. પરીક્ષાને અંગે "આન્હિક" નું શિક્ષણ પણ અપાતું હતું. છેવટે આપ સૌને જણાવીશ કે આપણે આપણા બાળકોને જો આ પાઠશાળામાં મોકલીશું તો આપણા સંપ્રદાયને આપણે સમજી શકશું છીએ તેમ આલેખાશે ને પૂજ્ય મહારાજશ્રીએ વ્યાખ્યાનોનો પરિશ્રમ લીધો તે યથાર્થ લેખાશે. અંતમાં પૂજ્ય મહારાજશ્રીને હવે પાસ થએલા ને પદક અને પ્રમાણપત્રો તથા ઈનામો અને સ્કોલરશીપોની વહેંચણી કરવાની વિનંતિ કરી બેસી જવાની રજા લઉં છું.

**પેટલાદમાં શ્રી શુદ્ધાદ્વૈત પાઠશાળાનું ચતુર્થ વાર્ષિક સંમેલન**—ચૈત્ર સુદિ ૧૧ના રોજ રમા દિયાવરની વાડીમાં સાંજના ૬ વાગે પૂજ્યપાદ ગોસ્વામીશ્રી ૧ વ્રજનાથલાલજી મહારાજશ્રીના અધ્યક્ષપણા નીચે શ્રી શુદ્ધાદ્વૈત પાઠશાળા તરફથી ભવ્ય સંમેલન ભરવામાં આવ્યું હતું. જનસમૂહથી

વાડી ચીકાર ભરાઈ ગઇ હતી. પ્રમુખશ્રી પધારતાં પાઠશાળાઓની બાળાઓએ સમધુર સ્વરથી હારમોનીયમ સાથે સ્વાગતગીત ગાયું હતું ત્યાર બાદ પાઠશાળાના વિદ્યાર્થીઓએ પ્રભુ પ્રાર્થના કરી હતી તે પછી પાઠશાળાના વ્યવસ્થાપક શેઠ હિરાલાલ મોતીલાલ પરીખે પાઠશાળા સંબંધી પોતાનું નિવેદન રજુ કર્યું હતું બાદ પાઠશાળાઓના છોકરાઓએ સંસ્કૃત ભાષામાં મનોહર સંવાદ ભજવી બતાવ્યો હતો અને તેમાં સંસ્કૃત ભાષાની આવશ્યક્તા દર્શાવી હતી બાદ બે બાળાઓએ સુલલિત કંઠથી પ્રભુ પ્રાર્થના કરી હતી અને ત્યાર બાદ પાઠશાળાની બે બેનોએ "ભક્તિનો ઉપાય" એ વિષય પર મનરંજક સંવાદ કર્યો હતો તે પછી હાલની ભારતીય પરિસ્થિતીનો ચીતાર આપતું ગીત બાળાઓએ હારમોનીયમ સાથે ગાયુ હતું ત્યાર બાદ ડભોઈ પાઠશાળાના અધ્યાપક શાસ્ત્રી રમણલાલે પ્રભુને પુનઃ હિંદમાં પધારવા વિજ્ઞપ્તિ રૂપે સંગીત ગાયું હતું બાદ બાળાઓએ "કુવરડાના રાસનો ગરબો" ગાયો હતો ત્યાર બાદ પાઠશાળામાં અભ્યાસ પૂર્ણ કરી તૈયાર થયેલાં છાત્રોમાં હાલ ડભોઈની પાઠશાળામાં અધ્યાપક તરીકે કામ કરતા શાસ્ત્રી રમણલાલ જ્યેષ્ઠારામને તેમજ મદનલાલ ગિરિધરલાલ શાહ અને શારદાસેન છોટાલાલ શાહને એમ ત્રણે જણાને પ્રમુખ મહારાજશ્રીના હસ્તે રૌપ્યપદક (ચંદ) એનાયત કરવામાં આવ્યાં હતાં તથા પાઠશાળાની ગત વર્ષની પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલા છાત્રવર્ગને પ્રમાણપત્રો તથા પારિતોષિક અને અધ્યયન કરતાં છાત્ર વર્ગને સ્કોલરશીપની મહારાજશ્રીના હસ્તે વ્હેંચણી કરવામાં આવી હતી ત્યાર બાદ મહારાજશ્રીના શાસ્ત્રી ગોકુલદાસજીએ વ્યાખ્યાન આપતાં પાઠશાળાની મુક્ત કંઠે પ્રશંસા કરતાં માંગરોળના જેવી ચિરસ્થાયી આ પાઠશાળાને બનાવવા વૈષ્ણવ સદ્‌ગૃહસ્થોને અપીલ કરી હતી ડભોઇ પાઠશાળાધ્યાપક શાસ્ત્રી રમણલાલે રૌપ્યપદક સમર્પણબદલ પાઠશાળાના કાર્યકરોનો શુદ્ધ હૃદયથી આભાર માની યુવકોને સત્કારવાથી ઉત્સાહની વૃદ્ધિ દર્શાવી પેટલાદમાંથીજ પોતે તૈયાર થયેલા તે બદલ પોતે ઋણી હોવાથી સંપ્રદાયની સેવા કરવા ધગશ બતાવી પોતાનું વ્યાખ્યાન પૂર્ણ કર્યું હતું પાઠશાળાના મુખ્ય અધ્યાપક શાસ્ત્રી જ્યેષ્ઠારામે પણ પ્રસંગોચિત વ્યાખ્યાન આપ્યું હતું બાદ પ્રમુખશ્રીએ લગભગ ૧ કલાક પાઠશાળાના કાર્યથી પરીક્ષાથી સ્વસંતોષ દર્શાવી મહાજન સંબંધી પાઠશાળાની ઉન્નતિદર્શક વ્યાખ્યાન આપી ઉપસંહાર કર્યો હતો તે પછી છોટાલાલ નરોત્તમદાસ શ્રોફે મહારાજશ્રી વગેરેનો આભાર માન્યો હતો બાદ પાઠશાળાઓની બાળાઓએ વિદાયગીત ગાઇ હારમોનીયમ સાથે ગાયુ હતું તે પછી જયનાદ સાથે સંમેલનનું વિસર્જન થયું હતું.

**ગો. શ્રી ૧ વ્રજનાથલાલજી બાવાના ભાષણનો ટુંક સાર**—આજનો કાર્યક્રમ જોઇને મને ઘણો સંતોષ થયો છે અત્યાર સુધીના થએલા કામકાજ ઉપરથી પાઠશાળાનું વાર્ષિક સમેલન ઉજવાયું છે એ તમો સમજી ગયા હશો. શાળાના વ્યવસ્થાપક પરમભગવદીય હિરાલાલભાઇએ પ્રારંભમાં રૂપરેખા દોરેલી છે. પેટલાદમાં પાઠશાળાના સ્થાપન પછી પુષ્ટિમાર્ગ સંબંધી જ્ઞાન થોડું ઘણું વધારે પ્રાપ્ત કરેલું છે. જો પાઠશાળા નહોત, તો એ ક્યાંથી થાત? ધર્મપ્રચાર માટે પાઠશાળા અને પુસ્તકાલય જેવી સજીવ સંસ્થાની જરૂર છે આ તરફ જનતાનું ધ્યાન આકર્ષિત નહિ થાય તો પુષ્ટિમાર્ગનો દિવ્ય શુદ્ધ સિદ્ધાંત સમજાશે નહિ. અત્યારે નાસ્તિકવાદદ્વારા ઝેરી પ્રચાર થઇ રહ્યો છે. હજુ પણ વૈષ્ણવ સમાજને સુસંગઠિત કરીશું નહિં તો દશ વર્ષમાં સમાજ છિન્નભિન્ન થઈ જશે. સિદ્ધાંતો કદિ પણ અદશ્ય થશે નહિ. સમાજ છિન્નભિન્ન થઇ જશે. ધાર્મિક શિક્ષણથી બાળકો શિખા કપાવી ભ્રષ્ટ થશે નહિ.

વિદ્વદ્વર્ય ગોસ્વામીશ્રી ૧ વ્રજરત્નલાલજી મહારાજના અદમ્ય ઉત્સાહથી અને એમની અદમ્ય આજ્ઞાઓથી અહિંના ગૃહસ્થોએ આ કામ કર્યું છે તે જાણી કોણ ખુશ નહિ થશે।

પ્રાથમિક સ્થિતિ જેવી બાલ્યદશાને આ પાઠશાળા સુરક્ષિત કરી રહેલી છે તે કિશોર અને યુવાવસ્થામાં પ્રવેશે. પરિક્ષીત સ્ત્રીઓને ભણાવે તો એક અનેરો પ્રચાર થઇ શકશે ખ્રિસ્તીઓ કરોડો રૂપૈયા ધર્મપ્રચાર માટે ખરચે છે આપણે પણ ભારતના પ્રત્યેક શહેર અને ગામડે ગામડે વૈષ્ણવ સંસ્થાઓ ખોલી પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતનો પ્રચાર કરવો જોઇએ. જે સંસ્થા સ્થાપવામાં આવી છે તેમાં જે ઉદાસીનતા સેવવામાં આવી છે તે ત્યજી દેવી જોઇએ આ કાર્ય માટે પરમભગવદીય હિરાભાઇને હાર્દિક અભિનંદન આપું છું તેમજ શેઠ મોતીલાલભાઈ તથા શેઠ ખુશાલીદાસ અને શેઠ રમણલાલભાઈ તથા અત્રે સન્મુખ ઉપસ્થિત થએલા શેઠ ચંદુલાલભાઈ વિગેરેને હું ધન્યવાદ આપું છું પેટલાદમાં વૈષ્ણવો આવી લાગણી ધરાવી રહ્યા છે તે જોઇ આનંદ થાય છે.

## સમાચારાદિક.

**કમીટિની જરૂર**—મન્દિરોનો ગેરવહીવટ સુધારવા એક વગદાર સ્થાનીય કમિટિ સ્થપાવી જોઇએ. ભગવાન શ્રીકૃષ્ણચંદ્રના મંદિરના વાતાવરણની પવિત્રતાની તપાસ કરતી રહે. જે મંદિરોમાં ભેટ સામગ્રી વિગેરે લઇને તેનો દુરુપયોગ જોવામાં આવે તે અયોગ્ય છે. તેનો સુધાર થવો જોઇએ. આ બધું સંસ્થા દ્વારાજ ધાર્મિક જાગૃતિ લાવી શકાય. આ સંસ્થાનો શિક્ષણક્રમ સંતોષજનક છે. સ્થાયી ફંડની જો યોજના થાય તો સંસ્થા ચીરસ્થાયી બને, અને તેમ થવું જોઇએ. મુંબાઈમાં ગુજરાતી સ્ત્રી મંડળમાં જેમ પરિણીત સ્ત્રીઓના ક્લાસો છે, તેવા ક્લાસો અહિં ખોલવા જોઇએ. ધાર્મિક શિક્ષણ, આર્થિક રીતોએ નથી અપાતું પણ માનસશુદ્ધિ માનસિક વિકાસાર્થ આપવામાં આવે છે. જો પંદર દિવસે વ્યાખ્યાનોની હરિફાઇઓની યોજના હોય તો સિદ્ધાંત જ્ઞાન પ્રાપ્ત કરવા રૂચિ ઉત્પન્ન થશે. સંસ્થાના કાર્યવાહકોએ બાળકો સાથે યાત્રા પણ કરવી જોઇએ જેથી તે સ્થાનોનો ખ્યાલ વૈષ્ણવ ધામોમાં પ્રવાસ કરવાથી બાળકોના હૃદયમાં આવી શકે.

અત્યારે ચાર્વાક મત જોવામાં આવે છે. આ જમાનો લડી મરવાનો નથી. પરસ્પર વિતંડાવાદનો નથી પરંતુ એક સૂત્રમાં પરોવાઈ જઈ કાર્ય કરવાનો છે. રાગ દ્વેષનો સર્વથા ત્યાગ કરી ઉન્નતિના ઉન્નત વિચારો સેવવા જોઇએ. સંસ્થાથી ન્હાની પ્રજા અવળે માર્ગે નહિ દોરાય.

પહેલાની અને આજની સભામાં સુંદર કામકાજ થયું છે. તેથી મને સંતોષ થાય છે. મને કલાક સવા કલાકથી વધારે કાર્યક્રમ પસંદ નથી. વધારે કાર્યક્રમ લાંબો હોવાથી જનતાને ધીરજ રહેતી નથી. આજનો કાર્યક્રમ વાર્ષિક સંમેલનનું હોવાથી બહુ લંબાઈ ગયો છે. सा विद्या या विमुक्तये ॥ ભગવત્પ્રાપ્તિ કરાવી શકે તેજ ખરી વિદ્યા છે. પરમાત્મા પ્રવચનથી યા બુદ્ધિબળથી અથવા બહુશ્રુતથી પ્રાપ્ત થતા નથી પરંતુ ભગવાન જે જીવને સ્વપ્રમેયબળથી કૃપા કરી અંગીકાર કરે છે તેનેજ પ્રાપ્ત થાય છે. શ્રીકૃષ્ણ કેવળ ભક્તિથીજ પ્રાપ્ત થઈ શકે છે. કેટલાક આ સંપ્રદાય અવૈદિક છે યા અર્વાચીન છે એવો આક્ષેપ કરે છે. શ્રુતિમાં પુષ્ટિમાર્ગ ભરેલો છે.

**વર્ણાશ્રમની આવશ્યકતા**—વેદ અને ધર્મશાસ્ત્રો વર્ણાશ્રમવાળાઓનો જે ધર્મ કહ્યો છે તે પ્રમાણે વિધિપૂર્વક પ્રત્યેક વૈષ્ણવે સાધનદશામાં પાળવોજ જોઈએ તથા ગીતાજીમાં ચાર વર્ણોના ગુણો અને તેના કર્મોનો સ્પષ્ટ ઉલ્લેખ કરેલો છે. બીજભાવની દ્રઢતા શી રીતે થાય અને ભક્તિ વૃદ્ધિ પામે તે ભક્તિવર્ધિની ગ્રંથમાં શ્રીમહાપ્રભુજીએ દર્શાવેલું છે. ઘરમાં વર્ણાશ્રમપૂર્વક રહીને કાર્ય થઈ શકે છે. આ બધું ક્રમશઃ આવી સંસ્થાઓ દ્વારા થઈ શકે છે. પેટલાદ પાઠશાળાની વધુ ઉન્નતિ ઈચ્છીને એમના આ કાર્ય માટે સંસ્થાના વ્યવસ્થાપકોનો અંતઃકરણપૂર્વક અભિનંદન આપું છું. અને હું જ્યારે પુનઃ આવું ત્યારે આ સંસ્થાને વધુ સારી જોઉં એમ ઈચ્છું છું.

## સુરતમાં અપૂર્વ આનંદ.

(ગોસ્વામી શ્રી ૧ શ્રીવ્રજરત્નલાલજી મહારાજશ્રી સુરતવાળાના દ્વિતીય કુમાર ગો શ્રી ૧ ચિ. શ્રીમધુસૂદનલાલજી બાવાસાહેબના લગ્નનું વર્ણન)

ઠેક ઠેકાણેથી પધારેલા શ્રીઆચાર્યચરણો–પંડિતો–અને ભક્તજનો.

અત્રેના મોટા મંદિરના પૂજ્યપાદ ગોસ્વામી શ્રી ૧ શ્રીવ્રજરત્નલાલજી મહારાજશ્રીના દ્વિતીય કુમાર શ્રીમધુસૂદનલાલજી બાવાશ્રીના લગ્ન તા. ૨૨–૫–૩૬ જેઠ સુદ બીજ ને શુક્રવારે થયાં હતાં. આ લગ્નોત્સવને અંગે કેટલાક દિવસોથી લગ્નકાર્યની શરૂઆત થઈ રહી હતી. અને તેને અંગેનું કાર્ય અત્રેના કાર્યકુશળ વૈષ્ણવ શેઠો ૧. શેઠ ગોકળદાસ કુબેરભાઈ, ૨. શેઠ મંછારામ શિવલાલ ખાંડવાળા, ૩. શેઠ વિઠ્ઠલદાસ પેલાભાઈ ખાંડવાળા ૪. શેઠ વેણીલાલ વ્રજભૂષણદાસ ૫ શેઠ બગુભાઈ ચોકસી. મુંબઈવાળા શેઠ વિઠ્ઠલદાસ પ્રાણજીવનદાસ ૬. કઠોલવાળા શેઠ છોટાલાલ લલ્લુભાઇ તેમજ શેઠ ચુનીલાલ પરસોત્તમદાસ શેઠ દેવીદાસ બાલુભાઈ, શેઠ વસંતલાલ બાલુભાઇ, કાશીરદાસ ગોકળદાસ, છગનલાલ ગોકલદાસ, શેઠ ચુનીલાલ કસનદાસ લીમડી શેઠ વેણીલાલ જેઠીરામદાસ વકીલ. વિગેરે ઘણીજ જહેમતથી કરી રહ્યા હતા. પૂજ્ય આચાર્યચરણ તરફથી મોકલાવેલા આમંત્રણને માન આપી જુદા જુદા સ્થળેથી શ્રી ગોસ્વામી બાળકો, પંડિતો, તેમજ વૈષ્ણવ વર્ગ મોટા પ્રમાણમાં પધાર્યા હતા.

લગ્ન પ્રસંગે નીચે મુજબ આચાર્યચરણો વિરાજતાં હતા.

| | |
|---|---|
| ૧. ગો. શ્રી ૧ શ્રીવ્રજભૂષણલાલજી મહારાજ તૃતીયપીઠાધીશ્વર. | કાંકરોલી |
| ૨. ,, ,, ,, શ્રીવિઠ્ઠલનાથજી મહારાજ, મથુરા, | ,, |
| ૩. ,, ,, ,, ચિ. શ્રીજદુનાથજી શ્રીવિઠ્ઠલનાથજીના લાલજી | ,, |
| ૪. ,, ,, ,, શ્રીવલ્લભાચાર્યજી મહારાજ ચતુર્થપંચમપીઠાધીશ્વર | કામવન |
| ૫. ,, ,, ,, ચિ. શ્રીગોવિંદરાયજી શ્રીવલ્લભાચાર્યજીના લાલજી. | ,, |
| ૬. ,, ,, ,, શ્રીગોકુલનાથજી ,, ,, ,, | ,, |
| ૭. ,, ,, ,, શ્રીગોકુલનાથજી મહારાજ મોટા મંદિર | મુંબાઇ. |
| ૮. ,, ,, ,, શ્રીગિરિધરલાલજી બાવાસાહેબ, ,, | ,, |
| ૯. ,, ,, ,, શ્રીમુકુંદરાયજી | મુંબાઇ. |
| ૧૦ ,, ,, ,, શ્રીમથુરેશજી, શ્રીગોકુલનાથજીના લાલજી | ,, |
| ૧૧. ,, ,, ,, શ્રીમાધવરાયજી | ,, |
| ૧૨. ,, ,, ,, શ્રીકલ્યાણરાયજી | ,, |
| ૧૩. ,, ,, ,, શ્રીવ્રજનાથલાલજી બાવાસાહેબ, જમખંભાલીઆ | ,, |
| ૧૪. ,, ,, ,, શ્રીકૃષ્ણરાયજી શ્રીબચુબાવા | ઈંદોર. |
| ૧૫. ,, ,, ,, શ્રીગિરિધરલાલજી શ્રીબચુબાવાના લાલજી | ,, |
| ૧૬. ,, ,, ,, શ્રીનટુવાગોપાલલાલજી શ્રીરણછોડલાલજીના લાલજી | ,, |
| ૧૭. ,, ,, ,, શ્રીવ્રજરત્નલાલજી મહારાજ | સુરત |
| ૧૮. ,, ,, ,, શ્રીગોવિંદરાયજી શ્રીવ્રજરત્નલાલજીના જ્યેષ્ઠ કુમાર | ,, |
| ૧૯. ,, ,, ,, શ્રીબાલકૃષ્ણલાલજી શ્રીગોવિંદરાયજીના લાલજી | ,, |
| ૨૦. ,, ,, ,, શ્રીમધુસૂદનલાલજી ( વરરાજા ) | ,, |

આ પ્રસંગે મુંબાઈ, કલકત્તા, મદ્રાસ, બનારસ, અમદાવાદ, વડોદરા, ખંભાત, પેટલાદ, હાલોલ, દાહોદ, ગોધરા, પાટણ, કડી, કલોલ, વેજલપુર, નંદરબાર, નવાપુર, કઠોદ, અંકલેશ્વર, ભરૂચ, ચીખલી, ઉમરગામ વીગેરે સંખ્યાબંધ નાના મોટા શહેરોમાંથી લગભગ બે હજારથી ત્રણ હજાર વૈષ્ણવો દર્શનાર્થે અત્રે આવ્યા હતા. મુખ્યમાં મુબઈથી શેઠ વેણીલાલ વ્રજભૂષણદાસ, શેઠ વિઠ્ઠલદાસ પ્રાણજીવનદાસ, કીશોર ભુવનવાલા શેઠ હરિદાસ ધનજી મુળજી, શેઠ મુળજી જેઠાવાળા, શેઠ દાદાભા લક્ષ્મીદાસ ભીમજી મટાણી, મદ્રાસવાલા શેઠ હરિદાસ શેઠ તથા કીસનદાસ શેઠ અમદાવાદના શેઠ બાલાભાઇ દામોદરદાસ, શેઠ ગોવિંદભાઈ માણેકલાલ, શેઠ હરિદાસ અચાભાઈવાલા, પેટલાદવાલા શેઠ હીરાલાલ મોતીલાલ, ઉમરગામવાલા, શેઠ માકુભાઇ, નવસારીના નગરશેઠ પારેખજી, જંબુસરવાલા રાવસાહેબ જુમખાવાલા વીગેરે હતા. તેમજ મુબઈની ચંપાઈ મંડળી ભ. છગનલાલની આગેવાની હેઠળ આવી હતી.

પંડિત વર્ગમાં નીચે મુજબ પંડિતો પધાર્યા હતાઃ–પં. બાલકૃષ્ણમિશ્ર બનારસ, પં. અખિલાનંદ, પ્રો. ગોવિંદલાલ ભટ્ટ, M A. બરોડા પ માર્કંડમિશ્ર નાથદ્વારા કોલેજવાલા, પેટલાદના શાસ્ત્રી જ્યેષ્ઠારામ તથા મણિશંકર તથા હરિશંકર નડિયાદવાલા, વૈદ્ય સુંદરલાલ જોશી, શ્રીનાથદ્વારાના મથુરાપ્રસાદજી, શ્રી જુનાગઢવાળા જટાશંકર શાસ્ત્રી તથા ડભોઈવાલા રમણલાલ શાસ્ત્રી, પંડિત લક્ષ્મીનાથજી, પં. રાધાકૃષ્ણજી મુંબઈ, પંડિત રામચંદ્ર જોશી મુંબઈ, વગેરે શ્રીઆચાર્યચરણો, પંડિતો તેમજ ભક્તજનોના ઉતારાની તેમજ ભોજન વિગેરેની તમામ વ્યવસ્થા મહારાજશ્રી તરફથી પ્રસ્તાવ કાર્યકર્તાઓ દ્વારા સુંદર રીતે ઉપાડી લેવામાં આવી હતી. પંડિત વર્ગની વ્યવસ્થા શાસ્ત્રીજી મગનલાલજીને હસ્તક હતી. મર્યાદી વૈષ્ણવોને મહાપ્રસાદ લેવડાવવાની વ્યવસ્થા શેઠ વેણીલાલ વ્રજભૂખણદાસે કરી હતી. તેમજ ઈતર વૈષ્ણવ જનોની ભોજનની વ્યવસ્થા હિરાવાળની વાડીમાં શેઠ મગનલાલ જમનાદાસ વેરાગીવાલા હસ્તક હતી. તેમજ ઉતારાની વ્યવસ્થા શેઠ ભાઈદાસ મારફતીયા તથા ભાઇ ગૌરીશંકર હસ્તક હતી. ઉતારાની, તેમજ ભોજનની વ્યવસ્થા તેમજ ડાક્ટરી સગવડ ઘણી સુંદર રીતે કરવામાં આવી હતી. તેમજ વૈષ્ણવોને કોઈ વાતની અગવડ ન પડે તે માટે નીમેલી કમીટીએ સોંપીને દેખરેખ રાખી હતી.

રોશની—મોટા મંદિરની બેઠક મકાનમાં, તેમજ કન્યા પક્ષના મુકામ—વિઠ્ઠલવાડીમાં રોશનીની ભભકાદાર વ્યવસ્થા મંડપોમાં કરવામાં આવી હતી. મંદિરના મકાનોને પણ રોશનીથી શણગારવામાં આવ્યા હતા.

વરઘોડો—વરઘોડો જેઠ શુદ બીજને રોજ સવારે સવાદશ વાગે મંદિરેથી નીકળ્યો હતો, અને તેમાં નોબત, બેન્ડ, ચોપાઇ મંડળી, વૈષ્ણવાચાર્યો, પંડિતો, તેમજ વૈષ્ણવવૃંદ સામેલ હતાં. મુખ્ય દ્વારેથી નીકળી, કેળાપીઠ, દાણાબજાર, ખપાટીઆ ચકલા, પાણીની ભીંત, ધમંનો કાંટો નાણાવટ થઈને મંદિરની પરિક્રમા કરી વિઠ્ઠલવાડી ગયો હતો. આ પ્રસંગે અત્રેના પ્રસિદ્ધ ફોટોગ્રાફર મી. વી. એન. મહેતાએ ફોટાઓ લીધા છે. શ્રી મધુસુદનલાલજીના લગ્ન મદ્રાસના મદુરી દેવદંડરામ દીક્ષિતના પુત્રી મી. કુ. શ્રીગંગાજીનીદેવી સાથે વૈદિક શાસ્ત્રાનુસાર થયા. મુંબાઈવાળા ઉપાધ્યાયજી ચંદ્રશંકર લક્ષ્મીશંકર તેમજ પુરાણી કેદારલાલ તથા મોહનલાલ દ્વારા લગ્નવિધિ રીતિ અનુસાર કરાવવામાં આવ્યો હતો. વ્યવસ્થા જાળવવાનું કાર્ય બળદેવભાઈના વોલંટીયર તથા ગવર્નમેન્ટ પોલિસ દ્વારા સુંદર રીતે થયું હતું. જેઠ શુદ ૩ ને વાર શની તા. ૨૩ મીને રોજ સવારે ૧૧ કલાકે કન્યામંડપથી નીકળી છોટી પહરામણીનો વરઘોડો મંદિરે આવ્યો હતો. જેઠ શુદ ૫ ને વાર સોમ તા. ૨૫ મીને રોજ રાતે ૧૦ કલાકે બડી પહરમણી વરવધૂનો વરઘોડો બડી ધામધુમથી વિઠ્ઠલવાડીમાંથી નીકળ્યો હતો. અત્રે લાલગેટ આગળથી રજાક બેન્ડની સલામી થઈ બાલાજી રોડ, ખપાટીયા ચકલા, પાણીની ભીંતથી ગોટા મંદિરે પાછો આવ્યો હતો. આ અંગે ભવ્ય રોશની થઈ હતી ને ઠામઠામ રસ્તા પર આતશબાજી ફુટી હતી. લોકોનાં ટોળેટોળાં આ વરઘોડો જોવા ઉલટી પડયાં હતાં ને ગોખ બારી, બારી બારણાં, અને છાપરાં પર તથા રસ્તા પર લોકોની ભારે ભીડ જામી હતી. અંતમાં મારૂં નિવેદન શ્રીબાળકૃષ્ણપ્રભુના ચરણકમળમાં આ નવીન દંપતી ચીરંજીવી બને એજ પ્રાર્થના. સહિત નિવેદન કરૂં છું. લી. ચરણરજ.

તેમજ આ સાથે શ્રીબાળકૃષ્ણશુદ્ધાદ્વૈત મહાસભા નીચે મુજબ વ્યાખ્યાનો થયા હતા.

તા. ૧૯—૨૦ વૈદ્ય સુંદરલાલ જોશીનું વ્યાખ્યાન.

તા. ૨૧ પંડિત અખિલાનંદજીનું વ્યાખ્યાન.

તા. ૨૨ મેજીકલેન્ટર્ન દ્વારા ચિત્ર દર્શન.

તા. ૨૩ પંડિત અખિલાનંદજીનું વ્યાખ્યાન.

તા. ૨૫—૨૬ શ્રીગોકુલનાથજી મહારાજશ્રીનું વ્યાખ્યાન.

વ્યાખ્યાનો તથા ગીર્વાણ પાઠશાળાના સંવાદો વગેરે થયા હતા.

---

# अजोड चोर.

(લેખક—જોષી છબલલાલ છગનલાલ ડભોઈ.)

વ્હાલમ ! હવે તો પ્રભુથી બંસી વાતાએ નથી. શું ભુલી ગયા ! શું મારો કાંન ફંધ એવો હોય ! નજ હોય. એ તો ગુણવતો છે. ગુમાની છે, ગુણીઆલ પણ છે. ઉછાછબીલો છોગાળો છે. અરે ! પણ જાણો છો ! એ તો મોટો ચોર છે. રસીઓ છે. રસરાજવી પણ છે. નંદનવનમાં કેટલીએ મન્મથનિતાના મંન્દિરોએ અગૃહ પ્રવેશ કરીકરીને ચોરીઓ કરતો પ્રણયે હૃદય ચોરતો હશે ! એ કોઈ જેવો તેવો ચોર છે ! ચોરી કરે છે. પકડાય છે. કબુલ પણ કરે છે. સાથે સાથે જાય છે. લાગ આવે નાસીએ જાય છે. નિર્લજ્જ પણ બનાવી દે છે.

જાણો છો ને ! માખણનો તો એ મોટો લાલચુ છે ! એને વાસ્તે તો એણે બહારવટું ખેડયું. કારણ ! ઓહ ! એમાં શું નંદરાયજીને ત્યાં. મહેરબાન બહુજ ઓછો હતો. તોપીરનો. વિના કારણે કોઈ પણ બહારવટું લેતો હશે ! તેમાં તો વળી આ તો એક અજોડ ચોર !

માખણને માટે તો લંગરઢીટ મજવનિતાના મન્દિરીએ પ્રવેશી છાનોમાનો સખા સાથ ખાતો. ખેલતો આનન્દે ગૂંજતો સખાને પકડાવતો અચૂક પલાયનનો પરમ મંત્ર ભણી જતો. મન્દિરીએ જતાં, રસ્તે મળતી ગોપાંગનાઓની મશ્કરીઓની પણ એ પૂરેપુરી ખબર લીધા શિવાય રહેતો નહિ.

"કોઈ ગોરસ લો......" એ શબ્દો સાંભળતાં તનમનાટ શા નાદમાં ઉપડી દધિકરકાજ મહુકીને કાંકરીઓનો ભોગ બનાવી ગોપીવૃન્દને વિન્હળ કરી પસાર થઈ જતો, બંસી બટે વિહરતો બંસીવાળો. ગોપીવૃન્દ આકર્ષતો, કદંબછાંયે અનેરૂં ઓજસ પ્રસરાવી અખિલે ઓપતો રમી રહ્યો છે.

## સોહે મુરલી.

વૃંદાવન કે બીચ બંસીવટ કે છાંય; સખીરી વાજે મુરલી,
યમુનાતટકે આરે, સુરભિ કેરા શોરે; સખીરી વાજે મુરલી,
રાધિકાને પર્યંકે, ગિરિરાજને કન્ધરે સખીરી વાજે મુરલી,
વ્હાલમ કેરા અધરે, અરવિંદ શી અંગુલીએ, સખીરી સોહે મુરલી.

---

## પ્રાકટ્ય.

(લેખક—રા. રા. ફુલચંદ ગોવર્ધનદાસ.)

પદ ૧—શ્રીલક્ષ્મણ ભટજીને દ્વાર શ્રીવલ્લભપ્રભુજી અવતરીયા,
દયા કરીને અપરપાર, ભૂતલ પાઉં ધારીયા. ટેક.
દૈવી જીવન કે અહોભાગ્ય, સકળ દોષ ટાળીયા,
ભૂતળપર જય જયકાર, મારગ અજવાળીયા. શ્રીલક્ષ્મણ ૧
સંવત પંદરસેં પાંત્રીસ, શ્રેષ્ઠ માધવ માસ,
કૃષ્ણપક્ષ એકાદશી દિન, શુભ રવિવાર. શ્રીલક્ષ્મણ ૨
મધ્યાન્હ સમય તત્પર, પ્રાકટ્ય ચંપારણ્ય,
પુષ્પ વૃષ્ટિ અંતરીક્ષ થાય હરખ્યા અતિ મન. શ્રીલક્ષ્મણ ૩
દાન દીધાં ભલી ભલી પેર, આનંદ અતિ છાયો,
વદે ચંદ ગુરુ પ્રતાપ, જનમ સફલ પાયો. શ્રીલક્ષ્મણ ૪

પદ ૨—આજ મારે ઉગ્યો સુવર્ણનો ભાણ શ્રીવલ્લભપ્રભુજી અવતરીયા.
વાજે વાજીંત્ર સંગીત નાદ "
માયા દળ તજોરે સંહાર આનંદ વરતાયો અપરંપાર
ભૂતલ પર જયજયકાર રંગ પુરાય ચોકને દ્વાર
સ્થળે સ્થળે ધવલ ગવાય હર્ષઘેલા ભક્તો તહાં થાય
શ્રીપુષ્ટિ પુરશોત્તમ પ્રમાણ ચદ પ્રેમ ભક્તિનું દીધું દાન.

પદ ૩—શ્રીવલ્લભરાજકુમાર, તમે કાંઈ કીધુંરે, મારૂં સર્વસ્વ શ્રીવ્રજનાથ, હરીને લીધુંરે. ટેક.
ચિત્ત ચોર્યું તમે કામણગારા મોહન મુરલીવાળા. તમે. ૧
ઘરનું કામરે મુને ગમતું નથીરે શરણે રાખી મૂઢ મતિ. તમે. ૨
તાલાવેલી લાગી નંદકુંવરની બની રહીરે અધીરી. તમે. ૩
શ્રીગુરુદેવ કૃપા હવે ધારોરે કીંકરીને વધુ ન રીબાવો. તમે. ૪

' તદ્દન સસ્તી સાંપ્રદાયિક સાહિત્ય યોજના.
કહ્યા કરતાં કરણીમાં મુકવાના વિચારે,

# શ્રી અનિરૂદ્ધ બ્રહ્મવાદ ગ્રન્થમાળા. '

પુષ્ટિમાર્ગીય સંપ્રદાયાનુયાયીઓને જાહેર નિવેદન કરવામાં આવે છે કે સંપ્રદાયના પ્રખર મર્મજ્ઞ પંડિતાચાર્યના સ્મારકમાં આ નવીન અને તદ્દન સસ્તી સાહિત્ય યોજના શ્રી પુષ્ટિમાર્ગીય સંપ્રદાયમાં જુનામાં જુની અને અદ્વિતીય લાયબ્રેરી તરફથી બહાર પાડવામાં આવે છે. કેટલીકવાર પ્રામાણિક સાહિત્ય વાંચકોને મળતું નથી. એ વિચારો ઉપર પુરતું ધ્યાન આપી આ યોજના બહાર પાડવામાં આવે છે. આશા છે કે સંપ્રદાયની પ્રત્યેક વ્યક્તિ ' નામસેવા ' નિમિત્તે પણ આ યોજનાનો સંપૂર્ણ આદર કરશે. યોજનામાં ટુંક નિયમો નીચે પ્રમાણે છે.

## ગ્રન્થમાળાની યોજના.

(૧) ગ્રન્થમાળાનું નામ નિત્યલીલાસ્થ ગો. શ્રીઅનિરૂદ્ધાચાર્યજી સદરહુ લાયબ્રેરીના પિતા તથા અધ્યક્ષ હોવાથી શ્રીઅનિરૂદ્ધ બ્રહ્મવાદ ગ્રન્થમાળા રાખવામાં આવે છે.

(૨) ગ્રન્થમાળાનું વાર્ષિક લવાજમ રૂા. ૧) રહેશે તેમ છતાં તેથી વધુ મદદને સહર્ષ વધાવી લેવામાં આવશે.

(૩) દરવર્ષે ઓછામાં ઓછા ૩૯૯) પાનાનું દળદાર સાંપ્રદાયિક પ્રામાણિક સાહિત્ય આપવામાં આવશે.

(૪) ગ્રન્થમાળા પગભર થયે તેમાંથી થતી બચતના બદલામાં વધુ પાનાનું સાહિત્ય આપવામાં આવશે.

(૫) અવારનવાર તદ્દન અપ્રકટિત સંસ્કૃત ગ્રન્થો મૂળ તથા અનુવાદ પ્રકટ કરવો એ ધ્યેય પણ આ ગ્રન્થમાળાનું રહેશે.

(૬) ગ્રન્થમાળાના પુસ્તકો ઉપર કોઇ જાતનું કમીશન ચઢાવવામાં આવશે નહિ અર્થાત સદરહુ ગ્રન્થમાળાનો વહીવટ સેવાભાવનાથી કરવામાં આવશે.

(૭) ગ્રન્થમાળાના ગ્રન્થોનો અનુવાદ વિગેરે સસ્તાં પડે માટે સાંપ્રદાયિક વિદ્વાન આચાર્યો, શાસ્ત્રીઓ તથા ગ્રેજ્યુએટોને વિનંતિ કરવામાં આવે છે કે તેઓ સેવાભાવથીજ લેખનદ્વારા મદદ કરે.

(૮) ગ્રન્થમાળાનાં પુસ્તકોની ભાષા તદ્દન સરળ રહેશે જેથી સામાન્ય વૈષ્ણવ જનતા તેનો લાભ લઈ શકે.

(૯) સાંપ્રદાયિક વિદ્વાન શાસ્ત્રીઓ, તથા ગ્રેજ્યુએટોનાં લખેલાં પ્રામાણિક સાહિત્યનો નિકાલ ન થવાથી તેઓને ઉત્તેજન આપવા માટે તેઓનાં પુસ્તકો પડતર કિંમતે ખરીદી ગ્રન્થમાળાના પુષ્પ તરીકે ગોઠવવામાં આવશે. આ બાબતની પસંદગીમાં સર્વ સત્તા લાયબ્રેરીની વ્યવસ્થાપક કમીટીને હસ્તક રહેશે.

—: મંત્રી :—

શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય નડીઆદ.

# સ્પેસીયલ–મેજીક–બામ.

સ્પેસીયલ–મેજીક–બામથી માથું, સરદી, ખાંસી, તાવ, લકવાના દરદો, ટચકીઉં તથા સંધિવા અને શરીરના કોઈપણ ભાગમાં દુઃખાવા ઉપર માલીસ કરવાથી રામબાણ અકસીર ઉપાય છે અને તેની તાત્કાલીક અસર માલમ પડે છે. બજારમાં બામો જે નાની શીશીઓમાં વેચાય છે તેવા બામો તમોને મોંઘા પડશે અને તમારા લાભને માટે અમોએ સ્પેસીયલ-મેજીક-બામની ચાર ઔંસ (દસ તોલા) ની બાટલીમાં તૈયાર રાખીએ છીએ તેમાંથી નાની બાટલીઓ સાતથી આઠ ભરાય છે અને તેની કીંમત એક રૂપીઓ દસ આના રાખી છે તે તમોને કેટલું સસ્તુ પડશે જેની કદર ખરીદ કરનારાઓએ કરી છે. અમો ઘરઘતું (પ્રાઈવેટ) માં સંપુર્ણ દવાઓ નાંખી શુદ્ધ પ્રમાણીકથી બનાવી જનસમુદાયમાં સંતોષ મેળવ્યો છે એજ મેજીક બામની પ્રસિદ્ધતા છે અમો વેપારનો ઉદ્દેશ નહીં રાખતાં સસ્તુ કેમ પડે એવા હેતુથી બજારમાં લાવ્યા છીએ માટે તમારી કબાટમાં તથા મુસાફરી વખતે તમારી બેગમાં રાખવાની અમો ભલામણ કરીએ છીએ. નીચે લખેલ ઠેકાણેથી મળશે. કીં. ચાર ઔંસ બાટલીના રૂ. ૧॥૦ એક રૂપીઓ દશ આના.

એમ. કેશવજી, જતીપુરા (મથુરા)

એકલા સોલ એજન્ટઃ—સુંદરદાસ મેઘજી.

ઠે. શેઠ માધવજી ઠાકરશીની દુકાને મુ. જે. મારકીટ, ગોવીંદચોક મુંબઈ ૨.

---

પેટના તમામ દર્દો પર ભયંકર સુરંગ.
એક એક ગોળી એક એક સુરંગ જેવી છે.

રજીસ્ટર્ડ નં. ૪૫૧૮

# મહાસિંહનાદી ગોળી.

ભારતમાર્તંડ પંડિત શ્રીગટુલાલજી રૂપ સદ્‌ગુરુદેવનું સ્મરણ કરીને તેમના આ શિષ્યે અર્ધી સદીના અનુભવના પરિણામે આ ગોળી બનાવી છે. પાચનમાં તો આ ગોળી બીનહરીફ છે, તેમજ સ્વાદમાં પણ અદ્વિતીય છે. બાળકો હોય કે વૃદ્ધ હોય, સૌ તે આ ગોળી હોંશથી ખાશે અને તુરતજ જેમ દારૂગોળાથી સુરંગ ફૂટે તેમ ઉદરઆધારૂપ કીલ્લાને તોડનાર એક ધડાકો સાંભળી શકાશે. આ શું થોડો ચમત્કાર છે ! અજીર્ણ, શૂળ, ખાટા ઘચરકા, ગોળા ચડવો, ઉઠારા, ઝાડા, ઉલટી, આફરો, ગુલ્મ વાયુ, આમ વાયુ, વગેરે ઉદર વ્યાધિઓ નાશ કરશે. સંગ્રહણી, આમાતિસાર અને કોલેરા રોગને રામબાણ તરીકે આ ગોળી અકસીર થઇ છે એમ ઘણાને અનુભવ થયો છે. વધારે વખાણ નકામાં છે. વાપરો અને ખાતરી કરો. વાપરવાની વિગત ડબી સાથે છે.

ગરીબ અને મધ્યમ વર્ગને પણ બોજા રૂપ ન થઈ પડે, તે માટે ૧૫૦ ગોળીઓની એક બાટલીના માત્ર બાર આના છે. ટપાલ ખર્ચ જુદું.

ભા. માં. ગટુલાલજી સ્મારક ઔષધાલય.

વૈદ્યશાસ્ત્રી માધવજી ગોપાળજી દવે,

ઠે. પાંજરા પોળ, મુંબાઇ નં. ૪.

જગદ્ગુરુ શ્રીમદ્વલ્લભાચાર્યચરણ પ્રકટિત તત્ત્વાર્થદીપનિબન્ધનું દ્વિતીય

# શ્રીસર્વનિર્ણયપ્રકરણ.

૩-૪ ફલ તથા સાધનપ્રકરણનું ગુર્જર ભાષાન્તર. ન્યો. રૂ. ૨) ટપાલખર્ચ જુદુ.

અનુવાદક તથા પ્રકાશકઃ—રા. રા. શ્રીયુત સુન્દરલાલ મણિલાલ વકીલ.

બી. એ. એલ.એલ. બી. એડવોકેટ હાઈકોર્ટ. ૭૦/ ગુગલીની વાડી, સી. પી. ટેન્ક મુંબઈ નં. ૪.

આ ગ્રન્થવિભાગમાં વિશ્વોદ્ધારક શ્રીમદ્વલ્લભાચાર્યજી શ્રીમહાપ્રભુજીના મૂલ તત્ત્વાર્થ દીપ નિબન્ધ ગ્રન્થનો અનુવાદ ગુર્જરભાષામાં કર્યો છે. પ્રથમ શબ્દાર્થ અને તે પછી વિવેચન આપ્યું છે કે જેમાં શ્રીમદ્વલ્લભાચાર્યજીના તત્ત્વાર્થપ્રકાશનો અક્ષરશઃ પ્રતીક પ્રમાણે અનુવાદ આપ્યો છે. આ અનુવાદ સ્થૂલ અક્ષરમાં છે. મૂલ ગ્રન્થનો અર્થ સુદૃઢ કરવા દિગ્વિજયી ગોસ્વામિશ્રીપુરુષોત્તમજીએ ઉપન્યસ્ત કરેલા પ્રત્યેક શ્રીમદ્ભાગવતાદિ તેમજ શ્રીસુબોધિન્યાદિ ગ્રન્થના સર્વે પ્રમાણવાક્યો શોધી તેમની Index ( સૂચી ) પણ તે તે સ્થળે આપી છે. આથી સુજ્ઞ વાંચક તે તે સંસ્કૃત વાક્ય તે તે મૂલ ગ્રન્થમાંથી જોઈ શકે એમ છે. શ્રીમદ્ભાગવતાદિ ગ્રન્થના પ્રમાણવાક્યોની ચરણવાર સૂચી કરવાનું કઠિન કાર્ય કર્યું છે.

મૂલ ભાષાન્તર ઉપરાન્ત પ્રથમ ૧-૧૦ પૃષ્ઠમાં શ્રીતત્ત્વાર્થદીપ નિબન્ધ ગ્રન્થની ભૂમિકા સમજાવી આ કલિકાલમાં શ્રીમદ્ભાગવત માર્ગે સર્વ કોઈ જીવ તરી શકે છે એમ સમજાવી શ્રીમદ્ભાગવતમાર્ગ સુશક્ય છે એમ સિદ્ધ કર્યું છે. તે પછી ૧-૮ પૃષ્ઠમાં સરલ સૂક્ષ્મ અર્થ સમજાવે એવી સમગ્ર ગ્રન્થની વિષયાનુક્રમણિકા આપી છે. જે કોઈપણ આબાલ વૃદ્ધ જીજ્ઞાસુવાચક સ્વલ્પ સમયમાં વાંચી શકે છે અને ગ્રન્થનું તાત્પર્ય સમજવા તત્પર થાય એમ છે. તે પછી મૂળ ગ્રન્થ સમજવા અભિરુચિ થાય એ માટે ૧-૬૪ પૃષ્ઠમાં પ્રકરણવાર તેના વિષયની કારિકા એકત્રિત કરી તેનો સારાંશ આપ્યો છે. આ સારાંશમાં શ્રીમદાચાર્યચરણે ચર્ચેલા તે તે વૈદિક માર્ગ, સાંખ્ય માર્ગ, યોગમાર્ગ; બૌદ્ધમત, શાક્તમાર્ગ, તથા ભાગવતમાર્ગના તે તે ફલનો તથા સાધનનો પણ સરલબોધ થાય એમ છે. આ સર્વ માર્ગ ઉપર અન્ય વિદ્વાનોના મત પણ આંગ્લ ભાષામાં ઐતિહાસિક દૃષ્ટિથી ફુટનોટમાં આપ્યા છે. જેથી આધુનિક સુશિક્ષિત વર્ગ પણ શ્રીમદાચાર્યચરણના આ નિબન્ધ ગ્રન્થના અભ્યાસ તરફ આકર્ષાય એમ છે. આ ૧-૬૪ પૃષ્ઠનો સારાંશ વાંચ્યા પછી કોઈ પણ વાંચક મૂલ ગ્રન્થની સંસ્કૃત કારિકાનો પાઠ કરી તેના અક્ષરાર્થ તથા વિવેચન સમજવા તત્પર થશે અને તે માટે આ ગ્રન્થ વિભાગનો સમગ્ર અનુવાદ મૂલ સંસ્કૃત શ્લોકની કારિકા તથા પ્રમાણવાક્યના ઉપન્યાસ પૂર્વક તથા શબ્દાર્થપૂર્વક આપ્યા છે.

પ્રભુપ્રાપ્તિ સાથે ધાર્મિક નૈતિક વિષયના આચારશિક્ષણનો જનસમાજમાં પ્રચાર થાય એવી આ ગ્રન્થની ભાષા તથા શૈલી રાખી છે. જિજ્ઞાસુ વિદ્વદ્વર્ગને તેમજ સામાન્ય જિજ્ઞાસુને પણ ઉપયુક્ત થાય એવો આ ગ્રન્થ છે. કઠિન શબ્દો, ઉપયુક્ત વિષયો તથા ઐતિહાસિક વિષયોનો અર્થ ફુટનોટમાં સુસ્પષ્ટ કર્યો છે.

આ ગ્રન્થ લેનારાઓએ તથા આ ગ્રન્થના અન્ય વિભાગના ભાષાન્તરની યોજના કરી આ ગ્રન્થનું સમ્પૂર્ણ ભાષાન્તર કરાવવા ઇચ્છતા હોય એવા સહાયકોએ પ્રકાશક સાથે મુંબાઈમાં અથવા નીચેને સરનામે પત્રવ્યવહાર કરવો. રા. શ્રીયુત મણિલાલ ત્રિકમદાસ વકીલ.

ઠેઃ—નાગરવાડ દેસાઈની પોળી, મુ. ભરૂચ.

તા. ક.—એકજ પુસ્તક મંગાવનાર ન્યોછાવર સાથે પોસ્ટેજની ટીકીટો ૦-૪-૬ ની વધુ મોકલી આપશે તો તેમને વી. પી. થી મંગાવવા કરતાં ફાયદો થશે.

## વહેલો તે પહેલો
# પાછળ રહી જનાર પસ્તાશે.

કારણ ઉમરેઠ નિવાસી સ્વ. બાપુજીભાઈ વિઠ્ઠલદાસના સ્મારક ફંડની સહાયતામાંથી અમુક ગ્રંથો (મગના ભાવે મોતી) અડધી અને તેથી પણ ઓછી કીંમતે આપવાના છે માટે તુર્ત લખો.

પૃષ્ટ ૪૦૦ નો ગ્રંથ "ત્રિવિધ લીલા નામાવલી"—શ્રીસુબોધિનીજીને આધારે ગુર્જર ટીકા સાથે—(શ્રીવલ્લભ વિરચિત)

| | મૂળ કિંમત | ઘટાડેલી કીંમત |
|---|---|---|
| કાગળ એગ્ઝ પુઠું પાકું કપડાનું | રૂ. ૧—૦—૦ | રૂ. ૦—૮—૦ |
| રદ્દ કાગળ કાચું પુઠું | રૂ. ૦—૧૦—૦ | રૂ. ૦—૪—૦ |
| બ્રહ્મવાદન્યા ભાગવદ્ લીલા | રૂ. ૦—૧—૦ | રૂ. ૦—૦—૬ |

દરેકનું પોસ્ટેજ અલગ છે.

સાથે વિવેક ધૈર્યાશ્રય, શ્રીયમુનાષ્ટક, શ્રીપુષ્ટિમાર્ગનું ઝાહાઝ, અને શ્રીપુરૂષોત્તમ માસનું ધોળ—ભેટ (મફત) શાલીકમાં હશે. ત્યાં સુધી મોકલવામાં આવશે. રૂ. ૧—૦—૦ થી ઓછાનું વી. પી. કરવામા આવશે નહી, કારણ વી. પી. કરતાં રજીસ્ટ્રેશનના રૂ. ૦—૩—૦ વધુ ખર્ચ થાય છે. તેથી એક પુસ્તક મંગાવનારે પુસ્તકની ન્યોછાવર તથા પોસ્ટેજના રૂ. ૦—૪—૦ ઉમેરી એકંદર પોસ્ટની ટીકીટો મોકલવી.

આ ભાવથી થોડાજ ગ્રંથો આપવાના છે માટે તુર્ત લખો.

શા. ભગવાનદાસ ચુનીલાલ—નવો કુવો, નડીઆદ. (ગુજરાત)

## લેખાનુક્રમ.

અષાઢ, સં. ૧૯૯૨.



તંત્રી જામનગરમાં—માંદગીના કારણે તંત્રી હાલમાં જામનગરમાં છે.

કૃપા કરીને ૧૧ મા વર્ષનું લવાજમ તુરતજ મોકલવા શ્રમ લેવો નહિતર સદ્ગત શાસ્ત્રીજીના સ્મારકમાં મોટો અંક પ્રકટ થશે, તે વી પી. મોકલાશે આ અંક ભાદ્રપદમાં પ્રકટ થશે. તંત્રી.

---

॥ श्रीविभुवदनानलाचार्या विजयन्तेतमाम् ॥

વર્ષ ૧૧. | આષાઢ. | સં. ૧૯૮૨.

શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ.

અંક ૪ | શ્રીવલ્લભાબ્દ ૪૫૮.

## कीर्तन–माहात्म्य.

विष्णुपुराण में लिखते हैं:–स्वर्ग में जाने से क्या ! जिससे कि पुण्य क्षीण होने से फिर जन्ममरण के बन्धन में आना पड़े-अतः सबसे उत्तम मोक्ष का बीज श्रीवासुदेव के नाम का संकीर्तन है ॥ १ ॥

मधुरस्वरसहित गान से जो कृष्ण को प्रसन्न करता है वह सौ मन्वंतरो के पापों को जला देता है ॥ २ ॥

जो महाभागवत होते हैं वे कलियुग में नित्य कीर्तन करते हैं। उनका सात जन्म का किया पाप तत्क्षण दूर होता है ॥ ३ ॥

विष्णुरहस्य में लिखा है:–भगवान् स्वयं बाहु को ऊर्ध्व कर कहते हैं जो मेरे मुकुन्द, नरसिंह, जनार्दन इन नामों को जीवनदशा में प्रतिदिन जपता है मरणसमय में पाषाण तथा काष्ठसमान दशा को प्राप्त हुये उस पुरुषका में ऋणी बनकर कल्याण करता हूँ ॥ ४ ॥

श्रीभागवत में लिखा है:–गुणग्राही आर्य पुरुष कलियुग की प्रशंसा करते हैं क्योंकि कलियुग में भगवान् के संकीर्तन करने से ही सब स्वार्थ सिद्ध होजाते हैं ॥ ५ ॥

गरुडपुराण में लिखते हैं:–गोविन्दनामरूप मेघों की जलधाराओं से अत्यंत प्रदीप्त पापरूपी अग्नि शान्त होजाती है इससे उस अग्नि से मनुष्यों को भयभीत न होना चाहिये ॥६॥

ब्रह्मपुराण में यमराज कहते हैं:–जिन्हों की जिह्वाने श्रीकृष्ण नामके अक्षररूप रत्नों का गहना पहन रखा है वे मनुष्य मुनियों, सिद्धों तथा देवताओं भी नमस्कार और स्तुति करने योग्य हैं ॥ ७ ॥

जिस प्रकार सिंह के भय से हरिण अपने स्थान को छोड जाते हैं ऐसे परवश होकर भी भगवान का नाम लेने से सब पातक उस पुरुष को छोड देते हैं ॥ ८ ॥

ब्रह्माण्डपुराण में लिखा है:-कलियुग में माधव और गोविन्द नामके संकीर्तन करने से जैसी शुद्धि होती है, पराक चन्द्रायण, तप्त कृच्छ्र व्रत करने से वैसी देहशुद्धि नहीं होती है ॥९॥

विष्णुधर्म में किसी लुब्धक से कहा है-हरि नाम लेने में देश और काल का नियम नहीं है उच्छिष्ट तथा अपवित्र दशामें भी भगवान् का नाम न लेना चाहिये ऐसा निषेध नही है ॥१०॥

स्कन्दपुराण में लिखा है-चक्रायुध भगवान् के नामोंका सदा सब जगह संकीर्तन करते रहना चाहिये भगवान् का नाम पवित्र करनेवाला है इससे अपवित्र दशा में भी लेना चाहिये ॥११॥

श्रीभागवत में विष्णुदूतों ने यमदूतों से कहा है-यह अजामिल हरि के कल्याणकारी नामको विवशदशामें लेता हुआ इससे करोड जन्मोंके पापोंका भी इसने प्रायश्चित्त कर लिया ॥१२॥

योगवाशिष्ठ में लिखा है-जिसने-"हरि" यह दो अक्षर एक वक्त उच्चारण कर लिया उसने मोक्षमार्ग में जाने के लिये कमर बाध ली है ॥ १३ ॥

गरुडपुराण में लिखा है-दान-व्रत-तप-तीर्थ-पुण्यक्षेत्र-राजसूय-अश्वमेध-अध्यात्म-ज्ञान और जितने महत्पुण्य कार्य हैं ॥ १४ ॥ उनमें जो पाप दूर करने की शक्तिया हैं उन सबों को वहा से खींच कर भगवान् ने अपने नामों में स्थापित कर दिया है ॥ १५ ॥

नृसिंहपुराण में लिखा है-कृष्ण-कृष्ण-कृष्ण जो मेरा नित्य स्मरण करता है-जलसे कमल के समान उस पुरुष का नरक से मैं उद्धार करता हूँ ॥ १६ ॥

स्कन्दपुराण में लिखा है-ऋग्वेद-यजुर्वेद-सामवेद यदि तू न पढा तो कुछ न पढ, गान करने योग्य हरि के गोविन्द नाम का नित्य गान कर ॥ १७ ॥

नारदपुराण में लिखा है:-विष्णु भगवान का गान नृत्य तथा नाट्य का अपने नित्य कर्म के समान समझ कर ब्राह्मणजाति को विशेष करना चाहिये ॥ १८ ॥

भगवान् के मन्दिर में ताली बजा कर नृत्य करनेवाले पुरुषों के शरीर से सब पाप रूपी पक्षी उड जाते हैं ॥ १९ ॥ श्रीकृष्णार्पणमस्तु

प्रकाशक-पं. सरजूप्रशाद देवलिया.
(प्रार्थक विद्यासुधाकर मुखिया गोकुलदास, कोटा.)

# समर्पण-विचार.

તહાં શ્રીજી તો સદા બિરાજમાન હે, પુષ્ટિદ્રઢાવકો અર્થ કહા? જો નિવેદન કરનો, તો નિવેદન તો સબ જીવ કરત હેં. શ્રીજી સબનકો નિવેદન દેત હે મહા વાક્ય દેત હેં.

તાકો ઉત્તર—જો જીવ જેમેં મનસોં સમર્પણ કરત હેં તાકો તેસો ફલ હોત હેં નિવેદન તો પાંચ પ્રકારકો હેં. જો પ્રથમ તો આત્મનિવેદન ૧ દૂસરો સાધનનિવેદન ૨ તીસરો માહાત્મ્યનિવેદન ૩ ચોથો તો મર્યાદાનિવેદન ૪ પાંચમો તો સહજ નિવેદન ૫. યહ પાંચ પ્રકાર કે ફલ જુદે જુદે હેં તહાં પ્રથમ તો આત્મનિવેદનકો ધર્મ કહત હેં—

(૧) પ્રથમ તો આપકી પ્રતિષ્ઠાકો ન ઇચ્છે, દુસરો સ્પર્શવત રહે, તીસરો શ્રીઠાકુરજીકી આજ્ઞા પ્રમાણ વર્તે, ચોથો તો તન, મન, ધન, સ્ત્રી પુત્ર પરિવાર, ગૃહ, સબ શ્રીઠાકુરજીકો કરિ જાને, પાંચમો તો સ્વ પ્રતિષ્ઠાકે અર્થ ધન ખરચે છઠ્ઠો તો પ્રગટ સ્વરૂપકી સેવા કરે. સાતમો તો પ્રગટ સ્વરૂપ ન હોય તો સેવ્ય સ્વરૂપ કો સેવે. ઓર તન મન આદિ જો વસ્તુ હે, સો સબ પ્રગટ સ્વરૂપકી કર જાને જો હોય સો સબ પ્રભુઇચ્છા કરી માને. યા રીતસું રહે તાકું કછુ બાધક ન હોય. યહ તો આત્મનિવેદન કો ધર્મ હે ॥૧॥

(૨) અબ સાધનનિવેદનકો લક્ષણ કહત હેઃ નિવેદન કરે, સેવ્ય સ્વરૂપકી સેવા કરે, બાત ગોપી કરે. કાહુકો દીખાવે નાહીં, આપકો ભલો ચાહે, જો મોકો અપરાધ પરે એસે ડરપત રહે, કાહુકો ભલો બુરો ઉપદેશ દે નાહીં, કાહુકો અવગુણ ન દેખે, પ્રગટ સ્વરૂપ સેં દૂર રહે. અપનો ધન સાધન જાનીકે ખરચે તાકો ધન પ્રગટ સ્વરૂપ કે ભોગ ન પડે. યહ સબ સાધનનિવેદન કે ધર્મ હે. ॥૨॥

(૩) અબ માહાત્મ્યનિવેદન કે ધર્મ કહત હેંઃ માહાત્મ્ય બઢાયવેકે લીયે સબકો સમાધાન કરે, દેશ પરદેશ વિખ્યાત કે લીયે અપનો ધન ખર્ચે, અપુને સેવ્ય ઠાકુરકો દર્શન ઓર કો કરાવે યાકે લીયે જો મેં કેસી સેવા કરત હું? મેરે ઘરમેં ઠાકુરજી ભલી ભાંતીસોં આરોગત હેં એસો સબકો જતાવે, કપટ જહાં તહાં તે લાયકે પ્રતિષ્ઠા બઢાવે, મિલાપ રાખે, જૂઠ સાંચ હુ બોલે. આપકી વસ્તુ હાથમે રાખે આગલેકી લેવેકુ ચાહે, અપનો ધન માહાત્મ્ય મેં ખર્ચે સો પરમારથ ભોગ ન પરેં તબ વે માહાત્મ્ય કરી બક્તિ નાશ પાવેં. યહ સબ માહાત્મ્યનિવેદન કે ધર્મ હેં ॥૩॥

(૪) અબ મર્યાદાનિવેદન કે ધર્મ કહત હેંઃ મર્યાદામાર્ગ મેં ચિંતા બહોત રહે, સેવા હુ મર્યાદા સેં કરે, વૈષ્ણવ સો બાત ગોપી કરે, કીર્તન હુ સ્નેહસું કરે,

તાસું શ્રીઠાકુરજી પ્રસન્ન હોય યા ,રીતિસું કહત હૈં ઓર જો વિશેષ યે' લીન ભયો તો સબ નિષ્ફળ હોય જાય યહ સબ મર્યાદાનિવેદન કે લક્ષણ હે ॥૪॥

(૫) અબ સહજ નિવેદન કે લક્ષણ કહત હૈં–કાહુકે કહેતે સંગતે નિવેદન કર્યો ઓર હૃદય મેં તો ઉતર્યો નહિં. તાતે લૌકિક મેં ચિંતા બહોત રહે તાસોં લૌકિક કરી જાનનો. નિવેદન કે પ્રકાર બહોત કઠિન હે. કનક ઓર કામની દોઉ હૃદય તેં ઉતરે નાહી, જો ઉતરે તો શ્રીઠાકુરજી અહંકાર કરે તબ સબ સુફલિત હોય બાકી તો વૃથા જન્મ ખોનો હે શ્રીઆચાર્યજીને લીખ્યો હેં જો વસ્તુ સો સબ શ્રીઠાકુરજીકી કરી જાને તબ મારગ ફલિત હોય ॥ ૫ ॥ ઈતિ નિવેદન કો પ્રકાર સંક્ષેપ મેં સંપૂર્ણ.

(૧) અબ ઓર હું નિવેદન કો પ્રકાર કહત હૈં તામે ભાવ યહ હે જો નિવેદન પ્રથમ કહે .આત્મનિવેદન સો શ્રીઠાકુરજીકે સાંનિધ્ય કરે તાકું સાક્ષાત નિવેદન કહીયે.

(૨) જો સ્વપ્નદ્વારા નિવેદનકી આજ્ઞા હોય જો ફલાને અમુક સ્વરૂપ પાસ નિવેદન કરીયો તાહી સ્વરૂપ સોં નિવેદન કરે તાકુ સ્વપ્નદ્વારા નિવેદન ભયો.

(૩) ઓર ભગવદીય દ્વારા નિવેદન કહ્યો હૈં તાકો પ્રકાર યહી હે જો **ભગવદીય કો સંગ કરે.** તીનકી સેવા ટહેલ કરે તબ વે પ્રસન્ન હોય ઓર કહે જો તુમ અમુક સ્વરૂપ બીરાજે હૈં તિનસોં નિવેદન કરો. તાસો ભગવદીય દ્વારા અંગીકાર કરીયે.

(૪) અબ પત્રદ્વારા અંગીકારકે લક્ષણ કહત હેઃ જો જીવ દેશાંતર વિષે બોહોત દૂર પડયો હૈં, શ્રીમુખ દેખવેકોં આય સકત નાહી. દૈવી ઓર સ્રી જાત હે, પડદાકી હૈં બહાર નિકસત નાહી. પરવશ હૈં તબ કહા કરે ? શ્રીપ્રભુજીકો વિનતિપત્ર લીખે, જો સંસારરૂપી સમુદ્રમેં પડી ડુબત હોં સો મેરી બાંહ પકડકે અંગીકાર કરીએ, એસો મનમેં તાપ હોવે. ઓર વિનતિપત્ર લીખે તબ આપ બડે દયાલ હે. સો જીવ પર દયા કરિકે પત્રકો ઉત્તર લીખે. જો તુમારે ગામમેં અમુક વૈષ્ણવ હૈં તિનકે ઘર શ્રીઠાકુરજી બીરાજત હૈં અથવા પાદુકાજી બીરાજત હોય તો તહાં તુમ જાય કે હમને નિવેદનકી પત્રી લીખી હૈં સો અપરસમેં નાહી કે શ્રીઠાકુરજી કે સન્મુખ બેઠકેં આ પત્રી વાંચીયો **ઓર કાહુકુ સુનાઈયો મતી.** ભેટ યહાંકી પહોંચાઈયો. શ્રીજી શ્રીરણછોડજીકી ભેટ નિકાસી જુદી રાખી હોય સો જહાંકી તહાં પઠાઈયે યહ પત્રદ્વારા કહીયે. પાછે સમે પાય કે પ્રભુ પધારે અથવા આપ આવે તબ ફેર સાક્ષાત્કાર કરે. યા પ્રકાર પત્ર દ્વારા કે લક્ષણ કહે.

(સંગ્રહકર્તા—ભગવદીય મગનલાલ બક્ષી.)

# स्वरूपध्यान.

( અનુસંધાન ગત વર્ષમાં પૃષ્ઠ ૪૧૬ થી )

रासलीलैकतात्पर्य इत्यतः स्वामिनाम हि ।

फलप्रकरणत्वं च तल्लीलाविनिरूपणात् ॥

શ્લોકાર્થ—શ્રીમહાપ્રભુનું નામજ "रासलीलैक तात्पर्य" છે, રાસલીલાના નિરૂપણથીજ ફલપ્રકરણપણું છે.

રહસ્ય—શ્રીઆચાર્યચરણનું તાત્પર્ય સદૈવ રાસલીલામાંજ છે, પ્રભુ એક કાર્યમાં સર્વ કરે છે; રાસલીલામાં પ્રભુ જ્યારે અંતર્ધાન થઈ ગયા, અને વળી પાછા મન્મથવતી યૂથમાં પ્રકટ થયા, ત્યારે શ્રીગોપીજનોએ સ્વરૂપાસક્તિને પ્રકટ કરનારાં અને દૈન્યયુક્ત વચનો કહ્યાં, તે સાંભળી પોતે ગોપસીમંતિનીના નિઃસીમ પ્રેમને વશ થઈ આજ્ઞા કરવા લાગ્યા કે 'દેવતાઓનું આયુષ્ય ગાળી આપનું ભજન કરૂં અને ઉપકારનો બદલો વાળવા ધારૂં તો તે અશક્ત છે' ફલપ્રકરણ સુબોધિનીજી શ્લોક न पारयेऽहं આ શ્લોકમાં પ્રભુએ શ્રીગોપાંગનાઓના ઉપકારનો બદલો વાળવાનું અસામર્થ્ય પ્રકટ કર્યું. પણ પ્રભુ / વચનથી તો બંધાયલાજ હતા, તેથી કોઈપણ પ્રકારે ભક્તજનનું ભજન કર્યા વગર છુટકો ન હતો, તેથી પોતાના મુખારવિંદરૂપ શ્રીમહાપ્રભુજીને તે કરવા ભૂતલ ઉપર પ્રકટ થવા આજ્ઞા કરી, આચાર્યજી પૂર્ણ પુરુષોત્તમના મુખારવિંદરૂપ હોવાથી પ્રથમ આપેલાં વચનની સિદ્ધિને માટે વ્રજસુંદરીઓના ભાવથી શ્રીમદાચાર્યે પુષ્ટિમાર્ગને પ્રકટ કર્યો, માટેજ આપશ્રીનું તાત્પર્ય સદૈવ રાસલીલામાંજ હોય એમાં કંઈ સંશય જેવું નથી. જેમ શરીરમાં પાંચ પ્રાણની મુખ્યતા છે, તેમજ શ્રીમદ્ ભાગવતમાં પણ રાસપંચાધ્યાયીનીજ મુખ્યતા છે, એમ શ્રીસુબોધિનીજીમાં નિરૂપણ છે, તેથી તે લીલાનું નામ 'ફલપ્રકરણ' પણ કહેવાય છે.

तत्र स्थलं गूढतमं यमुनापुलिनात्मकम् ।

तच्चातिदुर्गवत् सर्वागम्यं हृदि विभावयेत् ॥९॥

શ્લોકાર્થ—તે ઠેકાણે શ્રીયમુનાજીના પુલિન (તટ) રૂપ અત્યંત ગૂઢસ્થલ છે, તે દુર્ગની માફક સર્વથી અગમ્ય (ન જવાય તેવું) છે. તેની હૃદયમાં ભાવના કરવી.

રહસ્ય—ગૂઢતમ સ્થલની કલ્પના પણ અત્યંત ગૂઢ પ્રદેશમાંજ થાય. સર્વ ઇંદ્રિયોમાં હૃદય છે તે અતીવ ગૂઢ છે, તેથી તેની હૃદયમાં ભાવના કરવી. જેવા તેવા હૃદયમાં તેવી ભાવના થવી મુશ્કેલ છે, માટે હૃદય પણ સર્વાત્મભાવવાળાં હોવાં જોઇએ. તે ન હોય તો રાસરસ સ્વરૂપની ભાવનાનો ખ્યાલ પણ ન આવે. વેણુનાદ શ્રવણ કરી વ્રજભક્તોએ સર્વાત્મભાવવાળાં થઇ લીલા પરિકરસહિત ભગવત્સ્વરૂપનો સાક્ષાત્કાર કર્યો. સર્વથી અગમ્ય ભગવલ્લીલાસ્થાનની હૃદયમાં ભાવના કરવા સર્વાત્મભાવની આવશ્યક્તા એથીજ સિદ્ધ છે. પહેલાં ગ્રંથકાર આજ્ઞા કરી ગયા છે કે સર્વાત્મભાવની સિદ્ધિ માટે દૈન્યપૂર્વક પંચાક્ષરનો જપ કરવો.

જેમ રસાત્મક આનંદકંદ રાસરસ પુરુષોત્તમ અને તેમની લીલા ગૂઢ છે, તેમજ તેમનું સ્થાન પણ ગૂઢજ હોય એમાં આશ્ચર્ય શું ? ઋગ્વેદની શ્રુતિમાં પણ આ ભાવ સ્પષ્ટ છે. પ્રભુની લીલાના સ્થાનને લીલાના અનુસંધાન વાળો પુષ્ટિભક્તજ પ્રગટ કરે છે, ઇતર નહી. આ ઉપરથી જણાશે કે લીલાસ્થાનની ભાવનાનો ઉપદેશ પુષ્ટિભક્તોનેજ છે. કારણ કે તે સ્થાન સર્વથી

અગમ્ય છે, એ સ્થાનમા જવા માટે બ્રહ્મા રુદ્ર વગેરે ટળવળે છે, તો પણ જઈ શકતા નથી, તેથી તેની ભાવના પણ જો સિદ્ધ કરવી હોય તો લીલાનુભવકર્ત્તા શ્રીમદાચાર્ય પ્રભુનોજ આશ્રય કરવો

परितो यमुनातीरे ततो वृदावन तथा ।

ततो भूमि सातिगूढा वायुना पत्रचाल्नात् ॥१०॥

**શ્લોકાર્થ**—આસપાસ શ્રીયમુનાજીનુ તીર છે. પાસેજ વૃન્દાવન પણ છે. ત્યારપછી અત્યત ગુપ્ત પૃથ્વી છે ત્યા વાયુથી પાદડા ચાલી રહ્યા છે

**રહસ્ય**—આ શ્લોકમા ભાવનાનો ક્રમ બતાવ્યો છે પ્રથમ શ્રીયમુનાજીના તીરનુ ધ્યાન પછી શ્રીવૃન્દાવનનુ ધ્યાન, અને પછી ચંદ્રસરોવરનુ, કે જ્યા મુખ્ય રાસનો સમારભ છે તીરની બાજુ પર જે વૃદાવન છે, તે વૃદાવનનુ, તીરનુ, અને જે સ્થને ચદ્રસરોવર છે, તે સ્થળનુ ધ્યાન ધરવુ જ્યા મદ સુગધ શીતળ લીલોપયોગી પવનથી નિકુજના પત્રો ચાલી રહ્યા છે વળી જ્યા ખીલેલા કુદ અને મદાર પુષ્પના સુગધ હરનાર વાયુથી ભ્રમરો પણ મદોન્મત્ત થઈ રહ્યા છે એવા શ્રીયમુનાપુલિનનુ ધ્યાન કરવુ રમણાત્મક ભૂમિ એવી છે કે જ્યા લીલા વ્યતિરિક્ત પવનનો પણ સચાર નથી તેમજ ધ્યાન કરનાર પુષ્ટિભક્તના હૃદયમા લીલા સબંધ વર્જીત બીજુ વિજાતીય કઈપણ હોવુ ન જોઈએ તોજ આ ધ્યાનની સિદ્ધિ થાય, એમ 'ગૂઢ' પદનુ તાત્પર્ય છે શ્રીયમુનાજીના સમાશ્રય વિના નિકુજમા પ્રવેશ થતો નથી, માટે આપશ્રીએ તુરીય પ્રિયાનુ ધ્યાન કરવા પ્રથમ આજ્ઞા કરી છે

तनुनवत्वमेतावता શ્લોકમા લીલોપયોગી દેહ શ્રીયમુનાજી કરી આપે છે. એમ શ્રીમદાચાર્યચરણ આજ્ઞા કરે છે કે પૂર્વોક્ત વાક્યથી શ્રીયમુનાપુલિનની ભાવના પહેલા કરવી એમ સિદ્ધ થયુ

शरणागतसन्त्राणनिपुणा। શરણાગતનુ રક્ષણ કરવામા શ્રીયમુનાજી અતીવ નિપુણ છે. ભગવલ્લીલામા પ્રવેશ પણ તેજ કરાવી આપે છે

अलौकिकमनश्चन्द्रप्रकाशधवलीकृता ।

यमुनोर्मिभिरत्यन्तशीतल सरस तथा ॥११॥

**શ્લોકાર્થ**—તે ભૂમિ અલૌકિક મનરૂપી ચદ્રના પ્રકાશથી શ્વેત બનેલી છે વળી તેનુ તટ શ્રીયમુનાજીના તરગોથી સુદરને અત્યન્ત શીતળ છે

**રહસ્ય**—આ શ્લોકમા લીલાસબધી ભૂમિકાનુજ વર્ણન છે. અને શ્રીસુબોધિનીજીનુ અનુસધાન કરીએ તે ભૂમિકાને પ્રભુએ લૌકિક ચદ્રથી શોભાવી નહિ પણ પોતાના મનરૂપી અલૌકિક ચદ્રથી, મતલબ કે પ્રભુના અલૌકિક નિકુજ સ્થાનમા સર્વ સામગ્રી પ્રભુથીજ પ્રકટ થાય છે જ્યારે પ્રભુએ રમણ કરવાનુ મન કર્યું, ત્યારે મનના અધિષ્ઠાતા અલૌકિક ચદ્રને પણ રમણાર્થ પ્રગટ કર્યો રસાત્મક નિકુજનાયકનો મનરૂપી ચદ્ર આધિદૈવિક છે, તેથી લીલાસ્થાનમા પ્રગટ થયેલો ચદ્ર પૂર્ણ અને નિષ્કલક્તિ છે, રમણાર્થ મનના આવિર્ભાવ માત્રેજ તેનો પણ આવિર્ભાવ છે, ક્રીડાના ઉત્કર્ષમા આ ચદ્રનો પણ ઉત્કર્ષ છે, મધ્યાકાશપર્યતજ આ ચદ્રનુ ગમન છે, આવા અલૌકિક ચદ્રથી પૂર્વોક્ત ભૂમિકા ઉજ્જ્વલ પ્રકાશિત થઈ છે

यत्र निर्झरपानीया कालिन्दी सरितावरा ।

रत्नबद्धोभयतटी हसपद्मालिसङ्कुल ॥

જ્યાં નદીઓમાં શ્રેષ્ઠ નિર્ઝરનાં જલે કરીને યુક્ત શ્રીયમુના વ્યાપ્ત છે. વળી શ્રીયમુનાજીના બંને તટ રત્નથી બાંધેલા છે. હંસ અને કમલનાં યૂથ પણ ચોતરફ વિસ્તીર્ણ છે. આ લીલા સ્થાનની ભાવના કરવામાં ભક્તજનોનાં મન પણ શુદ્ધ તથા પવિત્ર હોવાં જોઈએ, તોજ લીલાની ભાવના થઇ શકે. અન્યથા લીલાનો ભાવ આવવો દુર્ઘટ છે.

લી. શાસ્ત્રી કેશવલાલ ગોવર્ધનદાસ, કપડવંજ.

---

# પુષ્ટિતત્ત્વવિચાર.

## મર્યાદાભક્તિ અને પુષ્ટિભક્તિ.

तस्मान् मच्छरणं गोष्ठं मन्नाथं मत्परिग्रहम् ।
गोपाये स्वात्मयोगेन सोयं मे व्रत आहितः ॥

પુષ્ટિમાર્ગીય ભક્તિ—શરણ મર્યાદામાર્ગીય ભક્તિ કરતાં જુદી છે તેમ આ શ્લોકમાં શ્રીમહાપ્રભુજી સુબોધિનીજીમાં સમજાવે છે. ભગવાન્ કહે છે કે "હું જ જેનું શરણ અથવા આશ્રય છું તે ( ગોકુલવાસીઓ ) એમનો આશ્રય **જ્ઞાન નથી**, અથવા ભક્તિ પણ નથી. જો જ્ઞાનનો અને ભક્તિનો આશ્રય કરવાનું એમને કહું તો મારે અવતાર ધરવાનું પ્રયોજન શું? જ્ઞાન અને ભક્તિ વિના પણ જે મારો આશ્રય લે છે, તેને હું મારા **સ્વરૂપબળથી** જ ઇચ્છિત ફલ આપું છું, અને **પુષ્ટિમાર્ગ** પણ **ન રહે** તેમાં પણ આ તો ગોષ્ઠ ગાયોનું સ્થાન છે. ગાયો કાંઈ ઉપદેશને યોગ્ય હોય જ નહિ. હમણાં જો મુક્તિ આપું તો તે ભક્તિમાર્ગથી વિરોધી થાય તે मन्नाथं હું જ જેનો નાથ અથવા સ્વામી છું એ પદથી કહે છે. **મુક્તિથી તો સ્વામી સેવક ભાવનો નાશ થાય.** વળી મેં એમનો પરિગ્રહ કરેલો છે. તેમનું સ્વાત્મ યોગથી હું રક્ષણ કરીશ. કેમકે પહેલાંથી જ મેં એ વ્રતનો (શરણાગતની રક્ષાનો) સ્વીકાર કર્યો છે.

આ વ્રત કયું? શરણાગતની સારી રીતે રક્ષા સર્વ ભાવથી અને સર્વથા કરવી 'હે અર્જુન! પ્રતિજ્ઞા કર કે મારો ભક્ત નાશ પામતો નથી' યુદ્ધમાં અને શરણે આવેલાઓમાં **હું તારો** છું એમ જે કોઈ કહે તે સર્વ પ્રાણીયોને હું અભય આપું છું એ મારું **વ્રત** છે.'

આથી પુષ્ટિમાર્ગમાં શ્રીમહાપ્રભુજી કૃષ્ણાશ્રય ગ્રંથમાં ફક્ત આશ્રય જ મુખ્ય જણાવે છે અને નિવેદનમંત્રમાં છે કૃષ્ણ હું તારો છું, પ્રતિજ્ઞા લેવડાવવામાં આવે છે તેમને પુષ્ટિમાર્ગીય જ સિદ્ધાંત લાગુ પાડી શકાય પછી તે અજ્ઞાન હોય કે ગમે તેવા હોય તેનો વિચાર પ્રભુ કરતા નથી તે માટે આગળ કહે છે કે "સર્વથા મારૂં વ્રત મારે પાળવું જોઇએ, મારૂં વ્રત પાળવું એ મારો ધર્મ હોવાથી તે ધર્મના નિર્વાહને માટે પણ હું એમનું રક્ષણ કરીશ. આ વ્રત પહેલેથી જ ગ્રહણ કરેલું છે.

શ્રીગુસાંઈજી આ પર પ્રકાશ પાડે છે જે "અહીં ભગવાનના પરિગ્રહથી જ સર્વસિદ્ધિ છે. એ **પરિગ્રહ** પણ કોઈ બીજા **સાધનથી** સિદ્ધ થાય છે એમ નથી.xxxશ્રુતિએ પણ કહ્યું છે કે '**ભગવાન બીજા કોઈ સાધનથી** સિદ્ધ થતા નથી પણ જે જીવને **ભગવાન વરે** છે તેને જ ભગવાન **પ્રાપ્ત થાય** છે'xxxભક્તિમાર્ગીય મર્યાદા એ છે કે ભગવાને જેમનો પરિગ્રહ કરેલો છે, તેઓ આ લોકની અને પરલોકની સિદ્ધિને માટે ભગવાનની જ પ્રાર્થના કરે છે, બીજા કોઈની પ્રાર્થના કરતા નથી."

આજકાલ લૌકિક ક્રિયાઓ-રિવાજો-તેમજ વૈદિક ચાલુ રિવાજોનો ત્યાગ થઈ શકે નહિ એમ જેઓ કહે છે અને તેનાથી જે ફલ બતાવે છે તે માટે શ્રીમહાપ્રભુજી ભા, ૧૦-૨૨-૨૩ માં કહે છે કે " પ્રાણીને સાત અંગ હોય છે. (૧) દેવ. (૨) ઋષિ. (૩) પિતૃઓ. (૪) પોતે પણ પોતાના સામર્થ્યથી પોતાનું કલ્યાણ કરે છે તેથી **આત્મા** (૫) આત્મીય-પુત્ર વગેરે. (૬) ઐહિક-પોતાના દેહસંબંધી પોતે કરેલો ઉપકાર (૭) પારલૌકિક-**યાગ** વગેરે **ધર્મ** જો આ સાતમાંથી કોઈ પણ આ વ્રજવાસીઓનું રક્ષણ કરત, તો તેઓ તેમના થઈને રહેત પણ જ્યારે તે સર્વે અશક્ત થઈ ગયાં અથવા સામા પક્ષનાં થઈ ગયાં ત્યારે પછી તેમની સાથે વ્રજવાસીઓનો કાંઈ પણ સંબંધ રહ્યો નહિ. વગેરે××આ રક્ષણનો હેતુ કેવલ ભગવાનને આધીનપણું છે એમ સમજાવ્યું, કેમકે પરંપરાથી ચાલતો આવેલો ઇન્દ્રિયાગ પણ ભગવાનના વચનમાત્રથી જ પહેલાં તેમણે ત્યજી દીધો હતો.

આથી આપણને સ્પષ્ટ થશે જે પુષ્ટિ-અનુગ્રહ-શરણમાર્ગ જુદો છે અને તેનું ફલ પ્રાપ્ત કરવામાં જે મર્યાદામાર્ગી સાત અંગો છે તે બિલકુલ ઉપયોગી **નથી** જેથી તેની આવશ્યકતા કેમ કહેવાય. **આવશ્યકતા** ફક્ત પ્રભુને શરણે જ જવું તે કહેવાય. કદાચ શંકા થાય જે કાંઈ આધુનિક જીવો માટે આ શરણ માર્ગ નથી તો વિચાર કરશો જે શ્રીમહાપ્રભુજીએ કલિયુગમાં શામાટે આજ માર્ગ પ્રકટ કર્યો? આ માર્ગે જવાનો ઉપદેશ શા માટે કર્યો? કૃષ્ણાશ્રયને ગ્રંથમાં **શરણ** જ શા માટે ઉપદેશ્યુ? અનન્યતાનો આગ્રહ સંપ્રદાયમાં શા માટે છે? તે સર્વનો વિચાર થાય અને પ્રમેયમાર્ગ એટલે **ભગવાનના જ બળથી તરવાનું** એટલું સમજાય તો શંકા રહેતી જ નથી ગમે તેવાને પણ તારવાનું સામર્થ્ય પ્રભુ ફલાત્મક શ્રીકૃષ્ણમાં છે જ અને તેનો સબંધ કરવો એજ પુષ્ટિમાર્ગીય જીવોએ **આવશ્યક** છે.

**ચુનીલાલ પરીખ.**

---

## વૈષ્ણવની વાતુ.

### ( લે૦—ભગવદીય વેલજીભાઈ નથુભાઈ મીસ્રી. )

બીજે દી હવારે ઉકે પુછ્યુ-હેં આતા, ભગવાન રસિક શિરોમણિ-કેમ કેવાણા હશે?

**આતો**—તને આવા પરસંગ કયાંથી યાદ આવે છે, [એનું વર્ણન કરવું છે. પ્રભુ કૃપા વિચારે તો કાંઈક જણાય. તારી અભિલાખા થઈ છે. તો મેં હાંભલું હોય ઈ કાંઈક કહું છું, ભગવાન રહરૂપ છે ને સાસતરે એવા રહરૂપ સરૂપે વર્ણવે છે. હમજ્યો?

ઉકો—આતા. રહરૂપમાં હુ ન હમજ્યો, રહ વળી કેવો હશે?

**આતો**—એએએ કાળો ભમર જોવો.

ઉકો—આતા. છોકરાની ઠેકડી. હાસીવાત હોય ઇ કરોને.

**આતો**—દીકરા. ઠેકડી કરૂં કાંઇ? ખરેખરી વાત કઉં છુ લે. ફેલવા પાડું તઇ હમજીશ, સાસતરની વાતું છે, ધ્યાન રાખીહ તો હમજાહે, સાસતરમાં નવ રહનું વરણવ કરેલ છે, એમાં બધાયનાં સ્વભાવીક ગુણને રૂપરંગ નોખાં નોખાં છે; મે તને કાળોભમર કયો ઈ કાળો તો બધાનો રાજા છે કાળો રંગ ચડયો એના ઉપર બીજો રંગ ચડેજ નઈ, એમ મણગાર રહ છે ઈ, રહ માતરનો રાજા છે, ને ઈ રહરૂપ કાળો કાનુડો છે લે.

ઉકો—ઈ રહ આપણાથી કેમ ચાખી હકાય?

**આતો**—ભાવે કરીને સેવાને સમરણ પુષ્ટિમાર્ગનું બતાવેલ કરે તો ચખાય, નરી સાસતરની વાતુંનાં બણુંગા ફુકવાથી ન ચખાય.

ઉકો—કોતો ખરા. કેની પાહેથી પરાપત થાય?

આતો—ઈ તો પુષ્ટિમાર્ગમાં ધીમંત–અલૌકિક બુદ્ધિવાળા હોય, ભગવદ્ગુણ વિનાં અન્ય વિટંબનાજ ન હોય, ઈ કાળીઆના રંગમાં રંગાઇ ગીએલ હોય, જેનું મન અષ્ટપહેર લીલાનુંજ સમરણ કરતું હોય. સંસાર તરફ જેની નજરે ન હોય. નજર હોય તો પ્રભુલીલાનીજ હોય, દેહમાં વૈરાગ્ય હોય. ભગવદ્સમ્બંધી વસ્તુમાત્રમાં અલૌકિક દૃષ્ટિએ જોતા હોય, એવા વિરલા પાંહે ઇ રહ તારે જોઈ એટલો લઇ લે.

ઉકો—આતા, એવા રહમાં રંગાઇ ગીએલ કયાં મળે?

આતો—દીકરા, વને વને સિંહ ન હોય. એમ હાથીએ હાથીએ મોતી ન હોય, એવાને તો કોટિમાં વિરલા પદ્મનાભદાસજી જેવાને કયા છે.

ઉકો—અટાણુાની વાત કરોને. અટાણે કયાંય હાથ આવે ખરી.

આતો—જરૂર આવે. કેમ ન હાથ આવે? એકવાર એક જણે આવી વાત ઉપાડી તી, એણે વાત કરી કે આજકાલ ઉચ્ચ કોટિના ભગવદી ગોતીને એનો સંગ કરવો, ઈ વાત હાંભળી હુંય તારી ઘોડે વિચારમાં પડયો, કે કયાંકથી ગોતીજ કાઢવા તો ખરા. પછે ભાતું તારી મોટી મા કણે કરાવ્યું. ને પછેડીને છેડે બાંધીને ગોતવા નીકળો, જે ગામ જાઉં યાં પુછું કે આંઈ કોઈ તાદરસી ઉચી કોટિના ભગવદી રે છે? તઈ ગામનાં માણ્હાં કે કે ફલાણા ભાઈ છે, યાં જાઓ. પછે એને યાં જાઉં જોઉ. ત્યાં કાંઈક દોષ દેખવામાં આવે. અટલે બીજે ગામ જાઉ, એમ કરતાં કરતાં, પરથવીના સારે ખુણા જોઈ વળો, પણ કોઈ તાદરસી દેખાણા નઈ, પછે વિસાર કર્યો કે દેવલોકમાંથી હેઠે નહી આવ્યા હોય. હાલ યાં જાઉ. પછે પહેલવેલો મહાદેવજીનો સંગ કરૂં ઈ તાદરસી હભળાય છે, પછી કોકને પુછયું, કે મહાદેવજીનો સતસંગ કરવા જાઉં એમાં કાંઇ, મોહ મમતા તો નથી ને? તઈ એક જણે કયું કે, બીજું તો કાંઇ નથી બહુ પવિત્ર છે. પણ ભગવાને મોહની રૂપ ધર્યું તે વખત કાંઇક બેબાકળા બની ગીયા હતા હતા, તઇ મને થીયું કે ના, ના, એનો સંગ ન કરાય, પછી બ્રહ્મલોકમાં ગીયોં. બ્રહ્માજીનું પુછું તો કોકે વાત કરી ખરી ખોટી ઈ જાણે, કે એને સરસતીમાં મોહ થીયો તો મે કયું ના, ના, એનો સંગ નો કરાય. પછે ઇંદ્રને ચંદ્ર ને નારદ વગેરેનું પણ પુછી લીધું. ત્યાં તો બધાયમાં એક એક દીાલું હાંભળું. પછે મુઝાણો કે શ્રીકૃષ્ણ પરમાત્મા એકજ નિર્દોષ છે, ત્યાં તો એનીય કાંઈ ગોપીયું હારે ક્રીડાની લહતી વાત હાંભળી. પછે વીસારનો તો પાર ન રીયો, છેવટે, પ્રભુચરણનું ધ્યાન કર્યું, તઇ હજું, કે, કોઈ દોષવારા દેખાતા હોય તો આપણી દોષ બુદ્ધિનું કારણ છે, આપણે નિર્દોષ હશુ તો બધે એવુંજ દેખશું, આપણે તાદરસી હશું તો, બધેય તાદરસીજ દેખશું, પછે છેવટ વિસાર ઉપર આવીને નકી કર્યું કે, બધું જગત ભગવદ્રૂપ છે. બધા ભાઈ તાદરસી છે પણ આપણે તો એટલુંજ જોવાનું રીયું કે જે કોઈ જગતના પ્રપંચની વિસ્મૃતિ કરાવે ને ભગવત્પરાયણ કરે. ભગવદ્લીલારસનું પાન કરાવે. પ્રભુ મેળાપની પ્રાપતી કરાવે ઈ તાદરસી.

ઉકો—આતા. તાદરસી હમજે–પણ રસિક કેવા હશે.

આતો—રસને ધારણ કરે ઈ રસિક, કે તાદરસી બેઈ એકજ.

ઉકો—આતા તઈ આપણે રહને ધારણ કરી ઈ તો નો કરાય.

આતો—એમ રહ કયાં રેઢો પડયો છે! ઈ રહ તો માથાં હાટે મળે છે. કરોડું સાધન કરી ક કરોડુંના બેળાં ભળ કરી ઈ ને કરોડું વરહ લગી પરમાણુના પીટણાં પીટી ઈ તોય પરાપત નજ થાય, પણ ઈ પરાપત કરવામાં તો વરજની ગોપીયુંએ જેવી રીતે પરાપત કર્યો

તો ઇ મારગે મળે, ને કો કોઈ રસિક મળી જાય તોજ, રૂપે, ગણે કે, ચીને-કે, સુવડતાએ, કે કે બહુ વેદવાન થીયે, કે બહુ મમયે, કે બહુ નીયમે, નજરેય આવતો નથી, દીકરા સાધન બધે સાધ્ય નથી હો

ઉકો—આતા રસિક તો ભક્તા પણ શિરોમણિ, એવા ભગત રસિક હોય તો એના શિરોમણિ થાય

આતો—રસિક તો એને કેવાય કે જેની નિશાળ પ્રેમની હોય એની પોથી પણ પ્રેમની, અને લીના વગર નેમની, ઈ પ્રેમી કે રસિકજી કે ઈ, એની લીનાવિચિત્ર હોય છે જ્યારે એનાં મનની સ્થિતિ પ્રભુ સયોગ પરત્વે હોય તઈ હસ્યાજ કરે ને ગાયાજ કરે ને જ્યારે પ્રાણ નાથના વિયોગનુ સમરણ થઇ આવે તઈ રોયાજ કરે, એનુ હૃદય તો અનત લીનારસમા ડબી ગીયેલજ હોય એના હૃદયના ભાવને કોઈ વીરલ સમજી શકે મારા જેવા શુષ્કને નીરસ હોય એ તો એવામ વિષયની નજરે જુવે છે એને તો રસિક હૃદયજ પારખી શકે છે અને એમા આનદરૂપે બીરાજતા પ્રભુની કૃતીની દૃષ્ટિ એ જોઈ શકે છે એ તો પ્રભુના ખીતોના રૂપ છે છોકરુ જેમ રમકડાને છાતી હારે લઈને રમે છે, એમ ભક્તનેય પોતાનું રસિક ખીલોનુ માની રસાસ્વાદ અનુભવે છે, ભગવાનના આધારને આધેય પણ ભક્તજ છે વધારે શુ કહું ? પણ વહાલાથી સર્વ સમરસ ભોગવે છે

ઉકો—આતા કામ શબ્દને તો હૌ દોહારી ગણે છે ને

આતો—ગાડા પ્રભુ તો અચ્યુત છે નિષ્કામ છે નિર્દોષ છે એટલે નિષ્કામીથી કામ ઈ અલૌકિક કહેવાય એ કામ અલ્પ નથી ઘાતક નથી, તેમ વિઘ્નવાળો નથી, એ તો હૃદયના અનોખી અદ્ભુત આનદની લહેર છે, ત્યા તદ્રૂપપણુ ભેદાભાવ છે, ભક્ત એટને ભગવાનમા જેની ગતિ છે ભગવાનની ક્રીયાશક્તી રૂપ છે પ્રભુ સબધે એનું તો ભોક્તા ભોગ્યપણુ એય હવે આમા શિરોમણિમા શુ ઓછુ રીયુ છે ?

ઉકો—આતા આ વાત તો ભારે મરી હો ! આવા રોનવા પાડીને પણ હમજાવે ? હાભળના એમ થાય છે કે આવી આવી વાતુ ન હાભરી હોય ત્યા હુધી આ જીવન વૃથાજ છે હો હવે બીજુ કાલ પુછીશ હો

---

## બ્રહ્મની મીમાંસા.

બ્રહ્મ એટલે શુ ? એવી વ્યક્તિ હશે ? શી ક્રીડા કરતો હશે ? સાકાર હશે કે નિરાકાર ? આવા પ્રકારના વિચારો વિચારશીલ પુરુષના મગજમા આવ્યા વગર રહે નહિ

બ્રહ્મ એજ સ્વયપ્રકાશિત સાકાર કહો યા નિરાકાર કહો પણ તે એજ નિરાકાર એટલે પ્રાકૃત ઇંદ્રિયોથી રહિત, સાકાર એટલે અલૌકિક ઇંદ્રિયોસયુક્ત જેની અદર હરેક પ્રકારના ધર્મોનુ સમ્મેલન-સમગઠન થએનુ તે ધર્મી-બ્રહ્મ જેને, નિગમ પણ પાર ન પામતા 'નેતિ નેતિ' શબ્દોથી સબોધે છે પોતાના નામ પણ એટલા બધા છે કે ગણવા બેસીએ તો પણ પાર ન પામીએ ' ब्रह्मेति परमात्मेति भगवानिति शब्द्यते " એ શુ બતાવે છે ? જેને વેદમા બ્રહ્મ કહે શ્રી ગીતાજીમા પરમાત્માને શ્રીમદ્ભાગવતમા ભગવાન્ કહે છે તેજ બ્રહ્મ છે આપણે જો એને 'બ્રહ્મ' તરિકે ઓળખશુ તો શકા અસ્થાને રહેશે જ જન્મયોગી શ્રીશુકદેવજી મહારાજ શુ કહે છે? " एते चांशकलाः पुंसः कृष्णस्तु भगवान् स्वयम्' શ્રીમદાચાર્યચરણ પણ ' શ્રીકૃષ્ણાશ્રયમા

એજ આજ્ઞા આપી રહ્યા છે. प्राकृताः सकला देवा गणितानंदकं बृहत् । पूर्णानंदो हरिस्तस्मात् श्रीकृष्ण एवगतिर्मम ॥ પરમ ભાગવત કવિવર શ્રીદયારામભાઈ પણ ભક્તિપોષણમાં સાંઙ્કિક શબ્દો દ્વારા એજ સૂચવે છે.

"નહિ કોઇ જેહની સમોવડી કોઈ ઇશ નહિ જેને શીશ,
સર્વ વસ્તુ જે થકી થઈ જેકો કહાવે સર્વના અધીશ;
સર્વ અધીશ વંદે સહુ જેહને નિગમ નેતિ નેતિ કહે છે તેહને,
શેષ મહેશ વિધિ શ્રી અગમ્ય તેહને કહીએ પૂર્ણ પુરુષોત્તમ."
સેવો શ્રીકૃષ્ણ કૃપાલ.

ઉપલું ચંદ્રાવલું આપણને શું શીખવી રહ્યું છે? મારા ધારવા પ્રમાણે એ શુદ્ધ અદ્વૈત બ્રહ્મની સચોટ સુલભ સરળ કિન્તુ પારિભાષિક શબ્દોમાં વ્યાખ્યા આપી રહ્યું છે. પોતે સ્વયં પ્રકાશિત હોવાથી પોતાની બરોબર કરનારો તેમજ ઇશ થનારો સંભવે જ નહિ. "एकोहं बहु स्याम्" स द्वितीयमैच्छत् ॥ ઇત્યાદિશ્રુતિયોક્ત જે બ્રહ્મ પોતાના સ્વરૂપમાંથી જ આ જગતને પ્રગટાવીને તેમાં રમણ કરી રહ્યો છે તેને હરકોઈ પુરૂષ ભલે પછી વિદ્વાન–મૂર્ખ અગર અર્ધદગ્ધ હોય પણ સર્વેશ સર્વાત્મા રસેશાદિ શબ્દોથી અંકિત કર્યા વગર રહેશેજ નહિ. નિગમ વેદ પણ પાર ન પામતાં "નેતિ નેતિ" શબ્દોનું ઉચ્ચરણ કરી 'બ્રહ્મ' ને ઓળખાવે છે. તદુપરાંત પોતે શેષશિવાદિકથી અગમ્ય અગોચર છે બલ્કે પોતે એમને આત્મીય માયાના ચકડોળના ફેરાવામાં નાખીને, ભુલભુલામણીની ગુહામાં રાખીને, પોતાનો પાર પામવા દેતા નથી. આ ઠેકાણે કરોળીઆનું દુન્યવી દષ્ટાંત લઇશું તો વાસ્તવિક કહેવાશે. જેવી રીતે કરોળીઓ પોતાની મેળે મરજી થાવે ત્યારે જાળ બનાવી, તેમાંજ રમણ કર્યા કરે છે ને મરજીમાં આવે ત્યારે પોતાના શરીરમાં જાળને સંકેલી લે છે તેવીજ રીતે 'બ્રહ્મ' પોતે જગતને પોતાની મરજી થવાથી પ્રગટાવે છે ને લય પણ કરે છે. પરમ ભગવદીય કવિવર શ્રી દયારામ ભાઇ પણ "વારી જાઉં રે નાગર નટુવા" એ પદમાં પારિભાષિક શબ્દોથી એજ લાક્ષણિક પ્રયોગ સિદ્ધ કરે છે.

હવે પ્રશ્ન એજ ઉદ્ભવે છે કે જેને નિગમ "નેતિ નેતિ" કહે છે, શેષ શિવાદિક જેનો પાર પામી શકતા નથી, બ્રહ્મ આવા પ્રકારનો છે એવું કોઈ જાણી શકાતું નથી એવા અતુલિત અકથ્ય–અગમ્ય અચલિત બ્રહ્મને આપણા જેવા પાપી ગુંડાઓ કેવી રીતે મેળવી શકે? શું એના સાંનિધ્યમાં જવા વાસ્તે કંઇક 'ઉપાસનાયોગાદિ' કરવું પડતું હશે? શું બાહ્ય ધર્મોનું અવલંબન કરવું પડતું હશે? શું નિજ માયાનો આશરો લેવો પડતો હશે? આ પ્રશ્નોનો નિચોડ પરમ ભગવદીય કવિવર શ્રીદયારામભાઈ કેવો આપે છે તે તરફ જરા નયનપડળને ફેરવીએ.

"મંત્ર આધીન સહુ દેવતા યોગે વૈરાટ પણ વશ થાય,
જ્ઞાની અક્ષરને જઈ મળે પુરુષોત્તમ પ્રેમે પમાય;
પ્રેમ ભક્તિ વશ પૂર્ણાનંદ એ ન પડે અન્ય સાધન ફંદ,
શ્રીમુખે ભાખ્યું શ્રી ગીતામાહે ન માનો તો જાજો ત્યાંહે."
સેવો શ્રીકૃષ્ણ કૃપાલ.

ઉપલું ચંદ્રાવલું આપણા જેવા અંધપીછોડાના જેલખાનામાં સડયા કરતા હરો માટે સુલભ–સરળ રસ્તો બતાવવા વાસ્તે પૂરતું છે. પૂર્ણ પુરુષોત્તમ–પૂર્ણાનંદ રસેશ શાથી પ્રાપ્ત થાય? ફક્ત એક વિશુદ્ધ પ્રેમથી–પ્રેમ–ભક્તિથીજ વશ થાય. બીજા સાધનોના ફંદમાં આવેજ નહિ. એ કંઈ સારા સારા મિષ્ટાન્નોનો ભોગી નથી કિન્તુ સાચી દીનતાસહ પ્રેમલક્ષણા ભક્તિનો

ભોગી છે. એને માટે જરા શ્રીગોપીજનોના જ્વલંત દૃષ્ટાંત તરફ તો નિહાળો. પોતે શુદ્ર જાતિ, અબળા અધમ અવતાર તદુપરાંત વેદાદિકનું પણ પૂરતું ભાનભેર જ્ઞાન તો કયાંથી સંભવે? શ્રી રાસેશ્વર જો વશ થયા હોય તો ફક્ત પ્રેમ-ભક્તિના પ્રતાપેજ.

" એ વેદાદિક નહોતી ભણી નહોતો ઉત્તમ કર્મ અધિકાર,
અધિકારવણ એક પ્રેમપ્રતાપ થયા આધીન શ્રીકૃષ્ણજી આપ;
તે ગોપીની પદરજ વંદે ઇશ પ્રેમલક્ષણા તે સહુને શીશ."

તદુપરાંત " પ્રેમલક્ષણા તે દશમી લહીએ " શ્રીગોપીજને પ્રેમલક્ષણા લીધી આથી કહી શકાય કે શ્રીગોપીજનો ફક્ત પ્રેમ-ભક્તિ વડેજ એજ અતુલા-સ્વયંભુ-રસાત્મક પરમાત્માના નિજાનંદનો લ્હાવો લેવાને ભાગ્યશાળી બન્યાં હતાં. શ્રીકૃષ્ણ પોતે ગીતામાં આપી આપીને શું આપી રહ્યા છે? ' पत्रं पुष्पं फलं तोयं ઇત્યાદિ વચનોથી એજ બ્રહ્મ પરમાત્મા દરેકે દરેક આત્માને હરેક પ્રકારના ધર્મોનું અવલંબન ત્યજી પોતાને ધર્મીને અવલંબવાને આવ્હી રહ્યા છે. શું શ્રી પ્રભુ ભંડાર અખૂટ નહિં હોય? શું મારા પ્રેમના જ ભૂખ્યા હશે? પ્રેમ પણ કેવો? દુન્યવી નહિ કિન્તુ આધિદૈવિક ઓજસ્વિતા પ્રગટાવતો કે જેનાથી કર્મકાંડ યોગાદિ પ્રેમની પાટુઓ ખાઇને કાંઇએ લે, વિનાકારણના-ફોગટના અથડાવાના અથડાઈ ને ચકડોળમાં ફેરા ફર્યાં જ કરે. જરા મનને સ્થિર કરો વિચાર તો કરો કે જે શ્રીગોપીજનો અબળા વેદનો પણ અધિકાર નહિ તેમને પોતે વશ થઈ ગયા ને શેષશિવાદિકની આંખીમાં પણ નહિ એ શું સૂચવે છે? એ ફક્ત બતાવે છે કે પોતે તો અનોખા પ્રેમના જ ભૂખ્યા છે તે અદ્વિતીય આધિદૈવિક પ્રેમમાં જ વિલીન થાય છે. શ્રીમદાચાર્યચરણ પણ નિરોધલક્ષણમાં એજ માગી રહ્યા છે. गोपिकानां यत् दुःखं तद् दुःखं स्यात् मम क्वचित्" શ્રીગોપીજનોને જે દુઃખ પડયું તેમાનું કંઇક હે નંદકિશોર! નંદના લાડીલા મને આપ. આવા પ્રકારની પોતાની શ્રીમદાચાર્યજીની દીનતાપૂર્વક લાક્ષણિક માગણી છે. તો આપણા જેવા સંસારના ચકડોળમાં ઝપડાએલા ગુંડાઓની શી ગુંજાશ છે કે આપણે એમની પાસે આધિદૈવિક દુઃખ આપવાની ધૃષ્ટતા-ભરી માગણી કરી શકીએ? એમાં તો ફક્ત આપવા જેવા ધૃષ્ટ-પામર જીવ પર પોતાની કૃપા કટાક્ષનું બ્યુરચરણ થવું જોઇએ. ને થાય તો બેડો પાર પણ સમજવો. પણ એકદમ અધીરા ન થશો. એ વિભુ કંઇ એવો નથી કે આપણા જેવા નિષ્ઠુર આત્માઓ પર પોતાના નયનકટાક્ષનો પ્રાદુર્ભાવ કરશે. એ તો સોનીની માફક હજારો વખત ભઠ્ઠીમાં તાવશે; તાવીને અહંકારાદિ દુષ્ટ ગુણોથી ટીપશે, ટીપીને મદમાત્સર્યાદિ કહેવાતો જંતેડામાં ખેંચશે. ખેંચીને પુરુષાર્થના અહંભાવથી ગૂંથશે ને ગૂંથ્યા પછી જો ફલોન્મુખ થયા તોજ પોતાના શ્રીઅંગને વાસ્તે દોરાની માફક લાયક ગણશે. તદુપરાંત કંઇક ચૂક ( અહંકારાદિ ) પડી તો કયાં ક્હાં સંતાઇ જશે કે ગોખ્યા પણ જડશે નહિ. વિચારો, જ્યારે શ્રીગોપીજનો ગર્વપ્રાધાન્યમય થયા ત્યારે પોતે કયાંના કયાં છૂપાઇ જઇને વિરહાનળનું અકથ્ય દુઃખ અનુભવરાવ્યું? કિન્તુ દર્શન ન દીધાં પણ સાચી દીનતાવાળાં " हा नाथ, रमण प्रेष्टक्वासि क्वासि महाभुज " ઇત્યાદિથી વિનવ્યા ત્યારે જ પોતે એમના જૂથમાંથી પ્રગટ થઇ, દર્શન આપી નિજાનંદનું દાન કર્યું. એજ પોતાનો અતુલિત પ્રતાપ ને સ્વયંભૂનો પરચો બતાવે છે. પોતે એક પુરુષ છે બાકી સબ વ્રજદારા છે. પરમ ભગવદીય શ્રીદયારામભાઇ પણ એક કવિતમાં કહે છે કે—

" સર્વોપરિ ધામ હમારા હૈ, જ્યાંહા ખેલત નટવર પ્યારા હૈ.—સર્વોપરિ...

એમાં છેવટે પોતે એજ કહે છે.

" પુરુષ એક પુરુષ પ્રભુ બાકી સબ વ્રજદારા હૈ." સર્વોપરિ ધામ હમારા હૈ.

આથી માલુમ પડે છે કે જ્યારે પોતે જે એક સાચા પુરુષ છે, પોતાની માયાના પાશમાં આ જગત્ નૃત્ય કરી રહ્યું છે, પોતાના કૃપાવેષ્ટિત નયનો જે આત્મા પર પરિણમે છે. પ્રસરે છે તેજ એમની માયામાં મોહવાતો નથી બલ્કે સાચી દીનતાવાળો બની ભક્તિસહનિજાનંદનું સુખ અનુભવે છે. તો હું, એ વિભુ–પરમાત્મા રસાત્મા રસેશ–રસેશ્વર શ્રીકૃષ્ણને પોતાનું કૃપા વેષ્ટિત એકાદ અનોખું નયનપડલમાંથી પસરતું–પરમરતું બિન્દુ પ્રસરાવવાને પોતાની અર્પેલી સાચી દીનતા રૂપ પાત્રમાં મારા મન રૂપ મણિને મૂકી; અહંકાર ને પુરુષાર્થની ન્યોછાવર કરી શુધ્ધ પ્રેમ દીનતા સમેત ભાવનાથી પ્રાર્થવાને યોગ્ય બનાવવા એમના પ્રેમાનલમાં ઝૂરીશ–ઝૂરીને સદા રટણ કરીશ તો વાસ્તવિક જ કહેવાશે.

ભગવદીયોનો દાસાનુદાસ, પરમ ભગવદીય કવિવર શ્રીદયારામના પટ્ટશિષ્ય–પ્રપૌત્ર.
**જીવણલાલ છગનલાલ જોષી.**

---

# सेवास्मरण.

(લે० શ્રીયુત મુખ્યાજી અમૃતલાલ ગિરિધરલાલ પંડયા, કાંક.)

एनस्तमस्सोमदिवाकराय भक्तस्य चिंतामणिसाधनाय ।
अशेषदुःखामयभैषजाय नमोऽस्तु गोपीजनवल्लभाय ॥

શ્લોકાર્થઃ—(પાપરૂપ અંધારાનો નાશ કરવામાં ચંદ્ર સૂર્ય સમાન ભગવદીયજનોની ઇચ્છા પૂરી પાડનાર અને સર્વે જાતના દુઃખોના નાશ કરનાર એવા શ્રીકૃષ્ણચંદ્ર કૃપાળુને (અનેકાનેક) નમસ્કાર હો.

સત્–ચિતરૂપ જે પરમાનંદ પરમાત્મા છે, તેને હું નમન કરૂં છું. તે કેવા છે; કે જેનાથી સર્વે દૃશ્યમાન છે, અને આ સર્વે જેના વિષે લીન છે; અને જેના વિષે આ સર્વે સ્થિત છે. એવા સત્–ચિતરૂપ પરમ કૃપાળુને નમસ્કાર છે. કારણ કે જ્ઞાતા, જ્ઞેય, જ્ઞાન, દૃષ્ટા, દૃશ્ય, દર્શન, કર્તા, કારણ અને ક્રિયા, સર્વે જેનાથી સિદ્ધ થાય છે, એવા આત્માનંદ શ્રીકૃષ્ણને સર્વ સમયમાં સાક્ષાત્ દંડવત્ પ્રણામ હો!!!

શિષ્ટસમ્પ્રદાય પ્રમાણે અને વેદશાસ્ત્રાદિમાં પ્રચલિત એવી જે મર્યાદા, તેના પરિપાલનાર્થે *વક્તા અને શ્રોતા (લેખક તથા વાંચક) જ્નોને શાંતિ અથવા પ્રસન્નતાનું ભાન કરાવવામાં જે* નિર્વિઘ્નતા અર્પનાર છે, તેવું સ્તવન, ધ્યાન, સ્મરણ છે તે અવશ્યમેવ કર્તવ્ય છે. મનુષ્યમાત્રનું મનજ સંસારમાં જન્મમરણનું મૂળ છે, મોક્ષ મેળવવાનું સાધન છે. તદ્દત્ સુખ દુઃખ એ સ્વતઃ સિદ્ધ વસ્તુ નથી, માત્ર માન્યતામાંજ તેની સ્થિતિ કલ્પી છે. મનના કારણથી સુખદુઃખ ગ્રહણ કરી શકાય છે; તેમ છોડી શકાય છે. તે મેળવવા માટે પ્રભુ પ્રાર્થના ન કરતાં ધૈર્ય રાખવું, સુખદુઃખ પ્રારબ્ધાનુસાર આવાગમન યથાજ કરે છે. જેમ ગ્રહોના પરિભ્રમણથી દિવસ અને રાત્રિ થયા કરે છે, તેવીજ રીતે સુખદુઃખરૂપ કાળચક્ર ફર્યાજ કરે છે. તો પછી તેની પ્રાપ્તિ કે નાશ માટે સદા સર્વદા પ્રભુપ્રાર્થના ન કરવી, મૌન ગ્રહી આવ્યા સમયને વિવેક ધૈર્ય અને આશ્રય (પ્રભુનો) પણ ગ્રહણ કરી વધાવી લેવો. ઉદ્યમ કર્યા વગર જેમ પ્રારબ્ધના બળથી જેમ દુઃખ પોતાની મેળેજ સ્વતઃ પ્રયત્ન વગર આવી મળે છે, તેમ સ્વર્ગ કે નરકમાં જ્યાં હોઇએ ત્યાં સર્વે સુખ પોતાની મેળેજ મળે છે. માટે જ્ઞાની પુરુષે સુખને માટે પ્રયત્ન કરવો નહિ.

**કોઇના હૃદયને દુભાવવુ નહિ:**—જગત પ્રભુનુ ક્રીડાભાડ છે તેમા ચરાચર (જડ-ચૈતન્ય) વસ્તુ પ્રભુરૂપજ છે કોઈ જીવનો દ્રોહ કરવો તે પ્રભુનોજ દ્રોહ કર્યો ગણાય એમ જાણી સર્વથા માઇનો દ્રોહ ત્યાજ્ય છે મનુષ્યનુ હૃદય પ્રભુને વિરાજવાનુ સ્થાન છે

લૌકિકાલૌકિક કાર્યોમા માત્ર શુદ્ધભાવની આત્મનિષ્ઠા મનવત્તર છે તેઓથી અનેક તેનાથી પણ વિશેષ તેની અભાવવાળી વૃત્તિથી હાનિ નિઃશ્ચય છે આસુરી મનોવૃત્તિઓનો નિગ્રહ કરી દૈવી મનોવૃત્તિઓને આ ગમ રાખવી (સંગ્રહ કરવો) લૌકિક અને અલૌકિક બે જાતના કાર્યો એકજ સાથે કરવા પડે તો ઉભયમા કયુ કાર્ય કરવુ તેને માટે મનોવૃત્તિઓમા યુદ્ધ શરૂ થાય છે ભગવાન વૃત્તિ પોતાના તરફ મનને આકર્ષી દેહને તેમા પ્રવૃત્ત કરે છે આવે પ્રસગે એકજ લક્ષબિન્દુ રાખવુ કે આસુરી મનોવૃત્તિ માયામા પ્રેરી મનને પ્રભુપરાયણ વૃત્તિના ગ્રહમાથી ખેંચી લે છે માટે સવથા સરદા તવી વૃત્તિઓને દામી દઈ મનસહિત પ્રભુપરાયણ કરવી

**જીદગીમા વર્તન કેવુ રાખવુ**—"આહાર તેવા ઓડકાર અને "દૃધનુ વાગુ તે નિરોગીપણાનુ મૂળ એ સૂત્રાનુસાર જે પ્રકારની આપણી કાયા તેવી મનોવૃત્તિ અને ફળ પણ તેવુજ થાય છે ' અંતે મતિઃસા ગતિ " એ કથનાનુસાર જીવનના, (અવસાન) સમયે મનો-વૃત્તિ પણ પ્રભુ શિવાય સર્વત્રથી (સ્ત્રી, પુત્ર, માતા, પિતા, સંબધીથી) નિવૃત્ત કરી, એક પ્રભુપરાયણ થઈ નિરોધની સર્વોરી સિદ્ધિ થાય તે પ્રકારનુ વર્તન રાખવુ જોઇએ ગીતોપનિષદમા સ્વમુખે શ્રીકૃષ્ણચન્દ્ર અર્જુન પ્રત્યે જણાવે છે કે—

अतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।

यः प्रयाति स मद्भाव याति नास्त्यत्र सशयः ॥

**અર્થ**—અતમાને પણ જે મનુષ્ય મારુજ સ્મરણ કરતો દેહને પ્રયાણે (છોડે) છે તે (પુરુષ) મારાજ સ્વરૂપને પામે છે, તે નિઃશય છે

સામ્પ્રતમાનમા કલિયુગની મહત્તા—સામ્પ્રત કલિમા દોષ તો અનેક છે પરતુ એક મહાન ગુણ છે જે બીજા કોઈ યુગમા નહિ હતો શુ ? કે—આ કાળમા જેટલા સત્કાર્યો વિચારો તેનુ સારુ ફળ તાત્કાલિક મળે, અને દેહ વડે થઈ ગયેલ અસત્કાર્યોનું માઠ ફળ મળવામા વિલબ લાગે એમ યા તો તે ફળ ન્યૂનપણામા મળે છે આ મહાન ગુણથી સામ્પ્રત કલિને ધન્યવાદ ઘટે છે વળી જે કલિમા શ્રીમદખડભૂમડલાચાર્યવર્ય જગદ્ગુરુ શ્રીવલ્લભાચાર્યજીનું પ્રાગટ્ય થયુ છે, તેના પ્રભાવે માર્ગના (પુષ્ટિ) અનુયાયીઓને શીઘ્ર ભક્તિ સિદ્ધ થાય છે જેથી જીવે પુષ્ટિમાર્ગનું અવલબન રાખવુ કહ્યુ છે કે—"कली केवलकीर्तनात् (ભા મા ૧/૬૭) આ શ્લોકમા કલિની મહત્તા સિદ્ધ થાય છે

જીવની અહતામમતા છુટવા માટે કર્તવ્ય શુ ? પોતાનો દેહ, દેહના સબધીઓ, દેહના ધર્મો અને ચરાચર સર્વ પદાર્થો જેમા આપણી અહતામમતા છુટી શકતી નથી ત્યા સુધી સાસારિક બધન નથી છુટતુ અને એ પ્રકારની અહતામમતા ન છુટે ત્યા સુધી પ્રભુનો સબધ નક્કી થઈ શકે એ હેતુના સિદ્ધાર્થે નિવેદન સમર્પણ છે તે જાણી અસમર્પિત વસ્તુનો સરદા ત્યાગજ ઘટે છે વળી પ્રભુ પાસે માગવુ કે કોઈ પ્રકારે પ્રાર્થના કરવી તે કોઈ પ્રકારે ઉચિત નથી પ્રભુ જીવને શુ આપવા વિચારે છે અને જીવ અજ્ઞાનપણાંને લઈ શુ માગે છે ? જીવ માગી જાણતોજ નથી માટે પ્રભુ પાસે કોઈ પણ વસ્તુ માગવી યોગ્ય નથી એ અર્વાન્તર્યામીથી કશુ અજાણ્યુ હોયજ નહિ, મા યા વગ જ સર્વ વસ્તુ સિદ્ધ કરે છે ના સિદ્ધાતથી પુષ્ટિ-

માર્ગમાં ઈષ્ટદેવની માનતા કદાચિત્ પણ સંભવતી નથી. માનતા માનવી તે પ્રભુને પરિશ્રમ આપ્યો ગણાય. તેથી ભક્તિનું સ્વરૂપ–તિરોધાન થાય છે.

વિશ્વંભર પોતાનું કાર્ય કરશે માટે આપણા ભરણપોષણાદિકની પણ ચિંતા સર્વથા નજ કરવી. વિશ્વંભર એવું પ્રભુનું નામ છે. તો પછી જેણે પ્રભુનું શરણ ગ્રહ્યું છે, એવા શરણાગતને પ્રભુ નહિજ વિસારે એમ દૃઢ વિશ્વાસ રાખી ભરણપોષણાદિકની ચિંતા સર્વદા ન કરવી. વિશ્વંભરપણું તો સર્વમાન્ય છે. એટલે કે પ્રકટ મર્યાદાદિને પણ લાગુ પડે છે. તો પછી જેણે પુષ્ટિમાર્ગ સેવ્યો છે અને જેને સદા "શ્રીકૃષ્ણજ સેવ્ય છે" તેને વળી ચિન્તા શી? સુખ, દુઃખ, લાભ, હાનિ, યશ, અપયશ, એ સર્વે દ્વંદ્વો વિધિએ નિર્માણ કર્યા છે. તો પછી ચિન્તાનો ત્યાગજ ઘટે છે. મનુષ્યમાત્રના જન્મની સાથે સર્વ દ્વંદ્વોની પ્રાપ્તિ કે અપ્રાપ્તિ, નિર્માયેલી છે. તેમાં ફેરફાર થઈ શકતોજ નથી, તો પછી વૃથા ચિન્તાથી ફળ નથી પણ હાનિજ છે. એમ વિચારી સર્વદા ચિન્તાને છોડી દેવી. ગુજરાતીની કહેવત છે કેઃ—

"ચિન્તાથી ચતુરાઈ ઘટે, ઘટે રૂપ ને રંગ, ચિન્તા બડી અભાગણી કે ચિંતા ચિતા સમાન."

વૃથા ચિંતાથી આયુષ વૃથા વ્યતીત થાય છે જેમકે, કાણા ઘટમાં જલ જેમ વૃથા સ્રવી જાય છે તેમ મનુષ્યનું આયુષ્ય વૃથા વ્યતીત થાય છે એમ જાણી મનમાં અલ્પમાત્ર ચિંતા કરવી નહિ. કોઈ પણ જાતનું અભિમાન આ લોકને અને પરલોકની સિદ્ધિમાં હાનિરૂપ છે. અને પ્રભુને અપ્રિય છે. દેહનું, કુળનું, વિદ્યાનું, સમ્પત્તિનું અભિમાન આ લોકને અને પરલોકની સિદ્ધિમાં મહાવિઘ્નરૂપજ ગણાય. તે પ્રભુને સોહાતું નથી. જેને પ્રભુ વિચારે તેને–અભિમાન હોયજ નહિ અને થાય તો ગર્વગંજન તેના અભિમાનનો નાશ કરે છે,

**દેહ ઈંદ્રિયાદિકને અર્થે શુદ્ધ બુદ્ધિની જરૂર છે**—આ દેહના રૂપ રથના ઈંદ્રિયોરૂપ ઘોડા બુદ્ધિરૂપ સારથિ અને રથના ઉપરીરૂપ મન સજ્જ કલિના પ્રભાવે સારાસારનો નિર્ણય કર્યા વગરનો વેગ કરે તોપણ જો બુદ્ધિરૂપ સારથિ, સ્યાણો હોય તો ઈંદ્રિયરૂપ ઘોડા ગમે તેવા તોફાની હશે તોપણ તેને વશ રાખી રથને કદિ પણ કુમાર્ગે ચાલવા દેશે નહિ. સારાંશ કે સામ્પ્રત કલિકાલમાં શુદ્ધ બુદ્ધિની આવશ્યકતા છે. (મહાભારત) વળી અન્ય સાધનો પણ છે. સતસંગ, ભગવન્નામોચ્ચારણ, ભગવચ્છરણાગતિ, ભગવત્કથા શ્રવણ અને ભગવદુનિદષ્ટ વસ્તુનું ગ્રહણ. એ બુદ્ધિ શુદ્ધ રાખવાનાં સબલ સાધનો છે. તે વડે બુદ્ધિની રક્ષા કરવી. બુદ્ધિ રક્ષાયે શરીરસ્થંભ રક્ષાય છે. અસ્તુ.

કવિસમ્રાટ્ શ્રીદયારામભાઈનું કથન છે કેઃ—

(રાગ કાફી.)

"સતસંગ મહિમા અપાર, સંસારે સતસંગ સુખ કર ધાર;
ધામ ધરા ધન ને યૌવનની, ચટક રહે દિન ચાર...સંસારે.

અક્ષયપાત્ર પારસમણિ, કામધેનું સુખ સાર;
ત્રિસાધન રૂપ સંત સમાગમ, દુઃખહર છે નિરધાર. સંસારે.

તરી ગયા બહુ આ ભવ સાગરે, સતસંગની બલિહાર;
દાસ દયો કર જોડી માગે, સતસંગ છે સુખકાર, સંસારે.

માટે સાધન એક સત્સંગ છે. તેને માટે છે. ૬ કારિકાની જરૂર છે. જેમ કર્મની સિદ્ધિ માટે સ્થાનાદિક, ૬ કારિકાની જરૂર છે, તેમ તેજ પ્રમાણે ભક્તિ સિદ્ધ કરવા તેની જરૂર છે. તે કઈ ( કારિકા ):—૧:—ઉત્તમ નિવાસ, ૨, ઉત્તમ કાલ, ૩. દ્રવ્યાદિક સંપત્તિનો પ્રભુમાં વિનિયોગ, ૪, અહંકૃતિનો નાશ, ૫, અષ્ટાક્ષર (શ્રીકૃષ્ણશરણં મમઃ) મંત્રોચ્ચાર અસ્ખલિત થવો જોઈએ, ૬. શ્રીભગવત્સેવા. તે સર્વેની ભગવતપ્રાપ્તિ માટે આવસ્યકતા છે વળી મહાસાગર તરવા જેમ નાવની જરૂર છે. તેમ પવનના અવિરુદ્ધ પણા વિના નાવ યથોચિત્ ચાલે નહિં તેમ આ સંસારમાં, ( સાગર ) પવનરૂપ પ્રભુની અનુકૂલ ઈચ્છાની જરૂર છે, અને તેજ સબલ સાધન છે. પ્રભુ ઈચ્છા પ્રતિકૂલ મટી અનુકૂલ થવા માટે પ્રભુ વિષેજ દૈન્યજ વિચારવું તે કયા માર્ગને અવલંબી કે:—શ્રીવલ્લભાચાર્યજીએ બાંધેલ પુષ્ટિમાર્ગની સેવાસ્મરણાદિક પ્રણાલિકાઅનુસાર વર્તન રાખવું. તે યથાર્થ સ્વરૂપ તેની કૃપા વગર જાણી શકાતું નથી, જેણે ગુરુશ્રીનુંજ મનસા. વાચા, કર્મણાએ કરી દીનતાપૂર્વક સુદૃઢ અને સ્નેહયુકત શરણ ગ્રહ્યું છે એવા શરણાગતનો અવાંતર ફળના સ્વરૂપનું જ્ઞાન સહજમાં થાય છે. પ્રભુસેવામાં પૂર્ણ એવા ભક્ત જનો ચાર પ્રકારની મુક્તિની પણ ઈચ્છા રાખતા નથી. એટલે તેનો આંતર ભૂત હેતુ એ છે કે:—ભક્તિમાં (૧) સાલોકય (૨) સાયુજ્ય (૩) સારૂપ્ય (૪) સામીપ્ય એ ચારે પ્રકારની મુક્તિ તેને અવાંતર ફળ રૂપે વિનાપ્રયાસે, પ્રાપ્ત થાય છે. જ્ઞાનઉપાસનાદિક, સકલ ધર્મોની પ્રાપ્તિ વગર પ્રયાસે એની મેળેજ સિદ્ધ થાય છે. એવી અત્યુત્તમ શ્રીવલ્લભાધીશના માર્ગની સેવાસ્મરણાદિક પ્રણાલિકા, છે. માટે તેમણે ભક્તિમાર્ગ બતાવ્યો છે. ( યથાર્થ સ્વરૂપ વિષે અગાઉ અંકમાં આવી ગયુ છે. ) માટે વિવેકી જનોએ નિત્ય ભગવાન વાસુદેવ શ્રીનંદનંદન ઉપર પરમ હર્ષથી મનને નિર્મળ કરે તેવી અહૈતુક ભક્તિ કરવી, દયારામ ભાઈએ ભક્તિ સિદ્ધ થયા પછી ગાયુ કે:—

વ્રજ વ્હાલુંરે વૈકુંઠ નહિં આવું ત્યાં નંદકુંવર કયાંથી લાવું...વ્રજ વ્હાલુંરે

અસ્તુ, વ્રજાધિપ ગોકુલેન્દુ, નંદનંદન, પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્ર સર્વના હૃદય સંસ્કારી બનાવે એ ઈચ્છતો અત્રેજ ક્ષમા યાચતો વિરમીશ.

॥ श्रीवल्लभः ॥

ડાકોરવાળા મહાનુભાવ વિદ્વાન્ ભગવદીય શ્રી ઇચ્છારામભટ્ટજીના

# આંતર ઉદ્‌ગારો.

૧. એક દિવસે કહ્યું કે દત્તાત્રેયે પૃથ્વીને પ્રથમ ગુરુ કરી, પૃથ્વી કેવું દુઃખ વેઠે છે, તે જુઓ. કોઇ ખાડો ખોદે, કોઇ કંડીઆં કરે છે, કોઇ હરિમંદિર કરે છે, આમ છતાં કોઈ પર પૃથ્વી રીસ કરતી નથી, ભગવદીયમાં પણ એવા ગુણ જોઈએ. વળી ઝાડને પણ ગુરુ કર્યા. ઝાડ તાઢ વેઠે છે, વળી વરસાદ પણ સહન કરે છે, કોઈ તેના પર ગુસ્સો કરે તોય ના બોલે, કોઇ ઢેફું મારે તો ઉલટું ફળ આપે, ભગવદીયમાં પણ આવા ગુણ જોઇએ. વળી અજગરને ગુરુ કર્યો, તેમાંથી શો ગુણ લીધો ? પોતાના પેટને માટે કંઈ પણ પ્રયત્ન કરવો નહિ, જે ભગવદિચ્છાએ આવી મળે, તેમાં સંતોષ માનવો, ખાવાને કંઇ ચેષ્ટા થાય નહિ, એવું ચિત્ત ભગવાનમાં રાખવું. વળી સમુદ્રને ગુરુ કર્યો, તેનો શો ગુણ લીધો ? એક તો સમુદ્ર સદાકાળ પ્રસન્ન રહે છે, પ્રસન્નતાના તરંગ ( મોજાં ) સદાકાળ તેમાં ઉઠયા કરે છે, તેમ ભક્તે પ્રસન્ન રહેવું. એટલે સદાકાળ આનંદના તરંગ ઉછળ્યા જ કરે. વળી ઉનાળામાં સમુદ્રમાં કાંઈ ઘટે નહિ, ને ચોમાસામાં કંઈ વધે પણ નહિ, તેમ ભગવદીયે લાભ મળે તો પ્રસન્ન ન થવું, ને ના મળે તો દુઃખી ન થવું, આવા નિર્લોભી થવું. જે ભગવાન કરશે તેજ ખરૂં છે, એમ માની અને કશો વિચાર કરવો નહિ, માત્ર હરિના ધ્યાનનો જ વિચાર કરવો. આમ નિરોધનો ગુણ સમુદ્રમાંથી લીધો. વળી ભમરામાંથી ગુણ લીધો, ભ્રમર સર્વ ફુલ પર બેસે, પણ ક્યાંયે લપટાય નહિ, તેમાંથી એવો ગુણ લેવો કે, બધામાંથી સાર ગ્રહણ કરવો, ભ્રમર સર્વ ફુલમાંથી મધુ લે છે તેમ સારને વળગે તો પાર પડે. આ ભ્રમર સૌમાંથી મધરૂપી ગુણ લે છે પણ કોઇ ફુલમાં લપટાતો નથી, તેમ ભગવદીયે સૌમાંથી ગુણ લેવા; પણ કશામાં લપટાવું નહિં. કદાપિ સંગ કરે તો ભ્રમર કમળનો સંગ કરે છે, ને કમળ મીંચાઇ જાય ત્યારે ભ્રમર પણ કમળમાં આવે છે, તેમ જો ભગવદીય સંગ કરે તો સપડાઇ જાય ને લોભ થાય, અને વળી જો તેને લોભ થાય તો તેનો નાશ થાય. માટે કોઇનો સંગ કરવો નહિ. વળી મધમાખીનું દૃષ્ટાંત જુઓ, મધમાખી બધા ઝાડનો રસ લાવી મુકે છે,

ત્યારે પારધિ ધુણી કરી મધપુડામાંથી મધ લઇ જાય છે, તેમ જે સર્વ લોભ કરીને એકઠું કરીએ તો આપણો નાશ થાય, ત્યારે કોનાય હાથમાં આવે? માટે લોભ કદી કરવો નહિ, ને કરે તો નાશ છે. વળી હાથીનું દૃષ્ટાંત આપે છે. હાથણીને આગળ ઉભી રાખે છે, ને તેની પાછળ ખાડો ખોદે છે, ને તે ઉપર પુળા નાખે, હવે પેલો હાથી હાથણી પર દોડે ત્યારે હાથી અજાડીમાં પડે. પછી તેને પગ બાંધીને કાઢે, માટે પુરુષે કાષ્ટની પૂતળીનો પણ સંગ કરવો નહિ. વળી સ્ત્રીએ પુરુષનો સંગ ન કરવો, એમાં કોઇએ કરે તો નાશ થાય, બંધનમાં પડે. જેમ પેલા હાથીનું દૃષ્ટાંત કહ્યું તેમ થાય. હવે પીંગળાનું દૃષ્ટાંત આપે છે, પીંગળાએ પોતે શણગાર કરી અન્ય પુરુષની વાટ જોઇ અને આખી રાત સુતી નહિ. કોઈ આવે તો તેની સાથે ભોગ કરે, પણ આખી રાત એ સંબંધી કોઇ આવ્યું નહિ, ત્યારે નિરાશ થઇને સુતી, ત્યારપછી એને જ્ઞાન થયું, કે આ શું આશ્ચર્ય!! કે મને આ નરકના જીવ માટે આવો અજંપો થાય છે, આ તો સર્વ ખોટું છે, સાચા એક હરિ છે, હું તેનો આશ્રય કરૂં તો મારૂં કામ થઇ જાય. આ વિચાર કરતી નિવૃત્તિપૂર્વક પ્રભુમાં ચિત્ત ઘાલીને સુતી, આથી આખરે તે પ્રભુને પામી. આમ પીંગળાની પેઠે સર્વ પ્રાણીમાંથી ચિત્ત કાઢવું, ને હરિનો આશ્રય કરવો. હરિનો આશ્રય કરે ને સુખે સુએ, તેજ પ્રભુને પામે, કશાની અપેક્ષા રાખવી નહિ. એમ જાણવું કે હરિ વિના સર્વે જ ખોટું છે, એવી વૃત્તિ મનમાં લાવવી. આવી વૃત્તિ થાય તો હરિની પ્રાપ્તિ થાય, વળી માછલીનું દૃષ્ટાંત આપે છે, જેમ માછલાં કણક ખાવાને લોભે આવે છે, અને તેથી તેનો જીવ જાય છે, તેમ જો લોભ કરીએ તો જીવથી જઇએ. લોભ તો કરવો જ નહિ. લોભ બહુ જ ભુંડો છે. કામ, ક્રોધ, ને લોભ એ સર્વે તજીએ, તો પ્રભુ પામીએ. સંઘરો રાખવો નહિ. કંગાળપણાનો વિચાર કશો કરવો નહિ, કારણ કે આપણો વિચાર કશા કામમાં આવતો નથી, ધાર્યું હરિનું થાય છે. તો પછી આપણે શો વિચાર કરવો? વળી કહ્યું કે ભગવદીયમાંથી પણ સારજ માત્ર લઇએ, અસાર આપણી નજરમાં આવે, તો કાઢી નાખીએ, તેનું દૃષ્ટાંત હવે આપે છે. જેમ કોઠાંમાંથી ગર્ભ લઇ છોડીઆં ફેંકી દે છે, કેરીમાંથી રસ લઇ છોડાં ને ગોટલો ફેંકી દે છે, તેમ ભગવદીયે સૌમાંથી સાર માત્ર લેવો, આમ કરવાથી કામ થાય. જો અસાર લે તો નરકમાં પડે.

૨. હવે બીજું બોધવચન કહે છે. નારદજી પ્રચેતાને કહે છે કે આ દેહ જે કરે છે, તે બીજે જન્મે ભોગવે છે. આ ઉપરથી કહ્યું કે આ જીવ મરે

છે ત્યારે આ દેહ તો અહીંયાં રહે છે, ને વળી બીજે દેહે દેહ ધરે છે, બીજે જનમે પણ ભોગવે છે. ત્યારે શ્રોતા કહે છે કે આ જીવ મરે છે, ત્યારે દેહ તો અહીં જ રહે છે, ને વળી દેહ બીજી જ ધારણ કરે છે, તો પછી બીજે જન્મે કોણ ભોગવે? ત્યારે જવાબ આપ્યો કે આ દેહ નથી ભોગવતો, વાસના ભોગવે છે. એનું વાસનારૂપી શરીર અખંડ છે, જ્યાં જાય છે, ત્યાં વાસના પાસે છે. જેની વાસના મરી ગઇ તેને કાંઇ ભોગવવું પડતું નથી. હવે વાસના તે શું? ત્યારે કહે છે કે આ મેં પ્રતિગ્રહ કર્યો, વળી કહે છે કે મેં આપ્યું, મેં લીધું, વળી કહે છે કે હું બ્રાહ્મણ, હું વાણીઓ, હું પાટીદાર, હું કાછીઓ, ધારાળો, આ જે બોલે છે, તે પોતાના મનથી માની લે છે તે તથા મેં આ કર્મ કર્યું એ વાસના. મનમાં સારાપણું કે ગમતા પેઠી એજ વાસના છે. તથા મન જ્યાં જાય ત્યાં સાથે છે, તે પણ વાસના. ગમે ત્યાં જાય પણ મન પ્રભુમાં રહે તો વાસના તૂટે. પ્રભુ સાથે યોગ એટલે જ્યારે હું કર્તા નહિ એવું જાણે. હું લેનારો નહિ જાણે, હું આપનારો છું એવું પણ નહિ જાણે, વળી હું કર્તાએ નહિ ને હું અકર્તાએ નહિ; આવી વૃત્તિ થાય તો તેને બંધન નહિ. એનું સાક્ષી મન છે, મનનો નિશ્ચય થશે, ત્યારે તેનું કામ થશે. જ્યારે અહંતા મમતા રહિત થશે, ત્યારે તેની વાસના છૂટશે. જ્યાં સુધી કર્મ કરશો, ને સારૂ નરસું માનશો, ત્યાં સુધી કર્મના ભોગ ભોગવવા પડશે, માટે જે કરો તે વાસનારહિત કરજો. આ કરતાં પણ બહુ કહ્યું હતું, પણ લખાયું તેટલું લખ્યું છે.

૩. હવે સંસારનું દૃષ્ટાંત કહે છે, માર્ગમાં જતા કોઇએ અને સાંજ પડી, આ વખતે ભાગોળે ત્યાં આગળ એક સ્ત્રી સોળ વરસની ઉભી છે, બહુ ફુટડી છે, આની સાથે ભોગ કરવાથી બુદ્ધિ થઇ, ભોગ ભોગવ્યો, એ પછી ગામમાંથી એક માણસ આવ્યો, ને તેણે પેલા ભોગ ભોગવનારને કહ્યું કે તું આની સાથે કેમ ઉભો છે? આ તો ડાકણ એટલે પ્રેત છે, ને માણસને ખાઇ જાય છે, આ સાંભળી પેલાને ભય લાગે છે, અને મનમાં ધારે છે, કે હવે આ માણસ મને લઇ જાય તો સારૂં. આવીજ રીતે સંસાર ભોગવવામાં મીઠો છે, પણ પરમ ડાકણ રૂપ છે. એને ડાકણનો એવો ભય લાગ્યો, ત્યાં છુટયો. પેલો મનુષ્ય તે ભગવદીય માટે સંસાર એવો છે. છતાં સંસાર તે ભગવદ્રૂપ છે, પણ ભાસે પ્રપંચ. જે ભગવદ્રૂપ સંસારને જોશે, તે પ્રપંચમાંથી નીકળશે, કોની પેઠે નીકળશે? તો કહે છે કે જેમ મોટા નીકળ્યા તેમ નીકળશે પણ હું ને મારૂં મુકી દેવું પડશે, અહંતામમતારહિત થવું, ને ભગવા

સર્વમાં જોવા, વળી આ જગત બધું ભગવાનના હાથમાં છે, જેમ બળદનો ધણી બળદને નાથે, તેમ આ જગત માત્ર હરિનું નાથેલું છે, તેથી જેમ ચલાવે તેમ ચાલે છે. જ્યારે સારો ભાગ કે નરસો ભાગ જેને ભોગવાનો દહાડો આવશે તે ભોગવશે. રાજાને ભિખારી કરે ભિખારીને રાજા કરે, તૃણનો મેરૂ કરે, ને મેરૂનું તૃણ કરે. જે દહાડે જે ભોગવવાનો સમો આવશે, તે દહાડે તે ભોગ ભોગવશે, માટે ચિંતા કરવી ફોકટ છે. પ્રભુની સેવા ને પ્રભુનું સ્મરણ કરવું, ને જગત ઉપર પ્રભુની બુદ્ધિ રાખવી. આવી રીતે જે જીવ હીંડે, તેના ઉપર ત્યારે પ્રભુ પ્રસન્ન થાય. કોઇની સાથે વઢવું નહિ, ને કોઇની નિંદા કરવી નહિ, જગતને હરિ વિના જોવું નહિ. સર્વત્ર ભગવદ્‌બુદ્ધિ રાખવી, સર્વ પ્રાણીમાત્ર પ્રભુ વિના કોઈ નહિ.

૪. વળી એક દિવસ કહ્યું કે પ્રભુ કહે છે કે પ્રાણીમાત્ર સ્થાવર જંગમ સર્વ મારૂં મંદિર છે, તે મંદિરમાં હું બેસું છું, માટે મારા મંદિરને તમે લાગણી દુઃખવી બાળશો નહિ. બાળવું તે શું ? કોઇને કડવું વચન કહેવું તે. કોઈપર દ્વેષ રાખવો નહિ. ભગવદીયે તો મનમાં દ્વેષ થયો હોય તો કહાડી નાખવો ને અમૃત જેવી દૃષ્ટિથી જોવું. આવી દૃષ્ટિ થાય ત્યાર પછી મારી સેવા કરવાને પાત્ર થાય. પાત્ર થયા વિના મારી સેવા કરે છે, તે ફળરૂપ થતી નથી, તેના ઉપર હું પ્રસન્ન થતો નથી માટે સેવાને પાત્ર થાય તો મને સારૂં લાગે. સેવા તે શું ? મારાપર સ્નેહભાવ આવે, હું ઘણો વહાલો લાગું, મારા ઉપર સ્નેહ રાખીને જે કંઈ એને પ્રાપ્ત થાય તે મને સ્નેહભેર સમર્પીને ઉપયોગ કરે. વળી મંદિરમાંથી નીકળ્યાનું મન થાય નહિ. મને જ્યારે જુએ ત્યારે નવો ને નવોજ દેખે. વળતી મારૂં મનન કરે, મારૂં ધ્યાન ધરે, બધી એકાદશ ઈંદ્રિયો સેવામાં લાવે, તો હું તેના ઉપર પ્રસન્ન થાઉં. વળી લોભ મુકે, મદ મુકે, મત્સર મુકે, સૌથી નીચો થાય, ને કર્તાહર્તા પ્રભુને માને, પોતાને કર્તા માનતો હોય તો ભુલી જાય, ને પ્રભુને કર્તા જુએ, પોતે કર્તા મટી જાય, ત્યારે મને પ્રભુને કર્તા માને.

૫. વળી એક દિવસે કહ્યું કે ભરતજી ઘરમાં રહેતા હતા, ત્યારે ભરતજી સામે જે કંઇ પદાર્થ હતા, તે બીતા ને બીતા રહેતા હતા. મનમાં એ પદાર્થ એમ ધારતા કે હમણાં અમારો ત્યાગ કરશે. વૈભવ મહારાંકડા થઇને કંગાલ થઇને સામું જુએ ને કહે કે અમારૂં ભાગ્ય છે, ત્યાં સુધી અમારો અંગીકાર છે. ભરતજીને એવો ચૌદલોકના પદાર્થોપર વૈરાગ હતો. આ પદાર્થોને મળ-

વત ગણીને નદીના તીર્થ ઉપર જઇને ત્રણવાર સ્નાન કર્યાં, ને શ્રીશાલિગ્રામની સેવા ખૂબ કરી, પણ આ સેવા કરતાં કરતાં હરણીનું બચ્ચું આવ્યું તેનો સંગ થયો. આ બચ્ચાંને એકલું દીઠું, ત્યારે તેની દયા આવી, તેનું પાલનપોષણ કર્યું, આથી સેવા થઈ નહિ, પછી હરણ નાશી ગયું, હરણમાં ચિત્ત રહ્યું, આમ હરણમાં ચિત્ત રહેવાથી દેહ છુટ્યો, પછી હરણને પેટે અવતાર થયો, આ હરણ શરીરમાં પણ પૂર્વેનું જાતિસ્મરણ રહ્યું કે હું તો ભરતજી હતો, પણ હરણીના સંગથી હરણ થયો છું, માટે હવે પ્રભુમાંજ ચિત્ત રાખું. હરે નારાયણ હે ગોવિંદ કહીને દેહ મુકી દીધી, આ પછી બ્રાહ્મણને ઘેર અવતાર થયો, અને રહુગણ રાજાને મુક્ત કર્યા, ને પોતે પણ પ્રભુ પામ્યા. આમ સંગદોષ બહુ ભુંડો છે, આવા મોટાંને લાગે તો આપણે તો કંગાલ છીએ, તેમને લાગે, એમાં નવાઈ નથી. માટે જે ચતુર હોય તે કોઇનો સંગ કરે નહિ. સંગ બહુ ભુંડો છે, માટે પ્રભુમાં સદા મન રાખવું.

૬. વળી એક દિવસ કહ્યું કે, આ જીવ છે, તે અક્ષરબ્રહ્મથી પ્રકટ થયો છે, ને એને સેવા કે પૂર્ણ પુરુષોત્તમપર સ્નેહ આવતો નથી, જો એ પૂર્ણ પુરુષોત્તમમાંથી નીકળ્યો હોય તો એને પૂર્ણ પુરુષોત્તમપર સ્નેહ આવે, આથી જે કરે છે તે સ્નેહ વિના કરે છે, તેનું દષ્ટાંત જુઓ શ્રીવલ્લભકુલ, પોતાના સેવ્ય શ્રીઠાકોરજી ઉપર કેવો સ્નેહ રાખે છે? તેનું કારણ એ કે, તે શ્રીવલ્લભકુલ પૂર્ણ પુરુષોત્તમના અંગમાંથી પ્રકટયું છે. હવે શ્રીવલ્લભકુલ પૂર્ણ પુરુષોત્તમના અંગમાંથી પ્રકટયું છે, આથીજ શ્રીગોસ્વામિબાળકોને શ્રીઠાકોરજી ઉપર સ્નેહ છે, ને સ્નેહ ભારે છે તે જુઓ, કે શ્રીઠાકોરજી કેવા વહાલા છે? એક તરફ લાખ રૂપીઆનો વૈભવ મૂકો ને એક તરફ શ્રીઠાકોરજી મુકો, તો તે વૈભવને ઠોકર મારશે ને શ્રીઠાકોરજીને ધાઇને પધરાવી લેશે. અહીં આમ છે, ને આ બીજા જીવો તો શ્રીઠાકોરજી સામે જોશે પણ નહિ, ને તરતજ વૈભવ સામું જોઇને લલચાશે. માટે જીવમાં ને શ્રીવલ્લભકુલમાં ઘણો ફેર છે તે નક્કી જાણજો તેનું દષ્ટાંત આપે છે. આપણે સેવા કરીને નીકળીએ વા ભજન કે કીર્તન કરીને નીકળીએ, ને પછી બજારમાં ચૌટે જઇએ. જઇને શાકવાળા કાછીઆને કહીએ કે ભાઇ હું સેવા કરીને આવ્યો છું, ભજન ને કીર્તન કરિને આવ્યો છું મને તું શાક આપ. ત્યારે કાછીઓ કહેશે કે ઉઠ, સેવા હોય તો ભલે હોય પણ ઉભો થા, અહીં તો પૈસો હોય તો શાક આવે. અલ્યા, કાંઇ સેવા વડે શાક આવે? એ તો તદ્દન ખોટું છે. એમજ વાણીઆનું એમજ ગાંધીનું

સમજી લેવું. આ ઉપરથી જણાય છે કે આ જીવ સેવાને કે ભજનને કંઈ જાણતો નથી. હવે શિવજી, બ્રહ્માજી; નારદજી એમને કહે કે અમને આ સેવા વડે કંઈ આપશો. ત્યારે શિવજી કહે મારો કૈલાસ લ્યો પણ સેવા બરાબર આપવા જડતું નથી. બ્રહ્માજી કહેશે કે મારી બ્રહ્મપુરી લ્યો. પણ એથી પણ સેવા મોટી છે. નારદજી કહે કે સેવા બરાબર કંઇ હોય તો આપીએ. એ સેવાજ સર્વોપરિ છે. આ ઉપરથી જણાય છે કે, જે જેના ઘરાક તેને તે વસ્તુ વહાલી છે. જો આપણે નરકના જીવ હોઈએ તો આથી આપણને નરકજ વહાલું લાગે. હવે નરક તે શું ? સંસાર વિષે વાસના, ઘર, દ્રવ્ય, કામ, ક્રોધ, લોભ, હું ને મારૂં, અહંતા ને મમતા એ સંસાર પછવાડે નરકજ છે. જે સેવારૂપના ઉપાસી છે તેમને તો શ્રીઠાકોરજી વહાલા છે, ને જે નરકના ઉપાસી છે. તેમને તો સંસાર વહાલો છે, એમ જાણવું.

૭. વળી એક દિવસ કહ્યું કે શાસ્ત્રમાં પ્રભુ જોશો, તો જણાશે કે પ્રભુ આવા છે, સોળ વરસના છે, આવા ખીટલીયાળા કેશ છે, મોર મુકુટ ધર્યાં છે, પીતાંબર પહેર્યું છે. મકરાકૃતિ કુંડળ ધર્યાં છે, મેઘશ્યામ સ્વરૂપ છે, બહુજ રૂટડા છે. તે પ્રભુ કીયા ? ત્યારે કહે છે કે તેજ પ્રભુ તારા મંદિરમાં બેઠા છે, તેજ વ્રજભક્તોના યૂથવાળા છે. શ્રીમહાપ્રભુજીએ કૃપા કરીને તારે (વૈષ્ણવને) માથે પધરાવ્યા છે, તે પ્રભુથી એક પ્રભુ મોટા છેજ નહિ.

૮. વળી એક દિવસે કહ્યું કે શાસ્ત્ર સાંભળીને પ્રભુનું માહાત્મ્ય જાણશે પ્રભુને મોટા જાણશે, તે તો સાધનરૂપ સેવા છે, અને શાસ્ત્ર નથી સાંભળ્યું,

૯. વળી એક દિવસે કહ્યું કે, મોટા કહી ગયા છે કે જે સેવ્ય શ્રીઠાકુરજી છે, અથવા જે સેવ્યરૂપ છે, તે સાક્ષાત પૂર્ણ પુરુષોત્તમ છે. વેદે કહ્યા, બ્રહ્માજીએ કહ્યા, શિવજી કહે છે, નારદજી કહે છે, સનકાદિક કહે છે, શેષજી કહે છે, શુકદેવજી આદિ લઇને સર્વે કહે છે. વળી કહે છે કે આ જગત માત્ર મારૂં રૂપ છે. મુજમાં જગત જોજો, ને જગતમાં મને જોજો. પણ આ જીવને પ્રતીત નથી આવતી કે જો આ જગતમાં પ્રભુ જાણું તો વહેવારથી છુટું. ને વળી મારૂં તારૂં મટે, રાગદ્વેષ મટે. સમવિષમ મટે. પોતાપણું મટે. આ ધર્મ જ્યાં સુધી રહે ત્યાં સુધી પ્રભુ જાણ્યા નથી, એ જીવ જાણવા પ્રયત્ન કરે, પણ ભગવાનની માયા એવી છે કે, તે જાણવા દે નહિ. માટે એ જીવને પ્રભુ પ્રાપ્તિનો દહાડો છે નહિ. મંદિરમાં ભગવત્સ્વરૂપ તમે જાણો છો ? બે ધણી-ધણિઆણી વઢે છે, બાલે છે, કોઇ મોટા ભગવદીયને આવતા જાણી તેમની લજ્જાએ બોલતાં રહિ જાય છે, કે આ મને શું કહેશે? ત્યારે પેલા ભગવદીયની શરમ જેટલી પોતાના પ્રભુની શરમ આવતી નથી, ત્યારે તેં પ્રભુ શાના જાણ્યા ! નથી જાણતો તો ગમે તેટલા દહાડા સેવા કરીશ પણ પ્રભુ જાણ્યા વિના સેવા કોની કરે છે ? આગળથી પ્રભુને જાણતો ખરો ! વળતી સેવા કર. જાણ્યા પછી સેવાની વાત છે. તે ઉપર એક દૃષ્ટાંત આપણા પાડોસીએ કહ્યું, કે ફલાણાભાઇ તમારા ઘરમાં ચોર આવે છે, આ વખતે ચોરની કેવી બીક લાગે છે ! ભાઇ કોણ જાણે શું કરશે? આપણને મારશે, ને ઘરમાંથી જણસ ભાવ લઈ જશે. આ પેલા ક્ષુદ્ર જીવના કહ્યા ઉપર આવડો મોટો વિશ્વાસ! પણ મોટા મોટા આચાર્ય; મોટા મોટા દેવ ઉપર વિશ્વાસ નહિ ! જો મોટાના વચનપર વિશ્વાસ આવે તો એનું કામ થઇ જાય. એક ભગવાનના ચરણનો આશરો કરીને સેવા સ્મરણ કરવું, ગમે તે કરો પણ એટલો એને નિશ્ચય થાય ત્યારે એ પોતાના થઇને રહે છે.

૧૦. વળી એક દિવસ કહ્યું કે આ જેટલા જીવો છે તે ભગવત્સ્વરૂપને જાણતા નથી, ને વળી સેવાએ કરતા નથી, ને વળી ઉલટા કહે છે, કે હું પ્રભુને જાણું છું; ને વળી સેવા કરૂ છું તે જીવનું મોટું અભાગ્ય. તે ઉપર કહે છે કે જો તું પ્રભુને જાણતો હોય તો તને લોકોની જેટલી બીક આવે છે, એટલી તને તારા પ્રભુની બીક આવે છે ! જો આવતી હોય તો કોઈની સાથે બોલાય નહિ, મર્યાદામાં બોલીએ છીએ, ત્યાં સુધિ પ્રભુ જાણ્યા નથી. જ્યારે પેલી વાર્તામાં વૈષ્ણવ શ્રીઠાકુરજીને પોઢાડીને બહાર બારણે સુતા, કારણ કે

આપણી દુર્ગંધ પ્રભુને આવે આ બીકથી બારણે સુતા, ત્યારે પ્રભુએ પોતે આજ્ઞા કરીને ઘરમાં સુવાડયા ત્યારેજ સુતા. જેવી રીતે ભગવદીયે પ્રભુની મરજાદા રાખી તેવી રીતે તે વખતે પ્રભુને દયા આવી તેવી રીતે તું પ્રભુને જાણતોય નથી ને મરજાદા આવતીએ નથી. વળી તું કહે છે કે હું સેવા કરૂં છું તે ખોટું કહું છું. જો પાણી ન હોય તો તું શાણે ન્હાતો? આ વસ્ત્રાભરણ સામગ્રી ન હોત તું નાહીને પણ શું કરત ! વસ્ત્રાભરણ તો પોતાની પાસે રહે છે, ને તું બહાર નીકળું છું, સત્તા પોતાની છે. ને વળી તું કહે છે, કે હું સેવા કરૂં છું, એ તો મોટી ખોડ છે, કર્તા બીજા છે, ને તું પોતે થઇ બેઠો છું માટે તું ક્ષણ ક્ષણ વિચાર કરતો રહીશ તો તારૂં કામ થશે. જે મુજથી કોઈ ભુંડો નથી, આ પ્રાણીમાત્ર ભગવદ્‌રૂપ છે ને હું એક ચાંડાલરૂપ છું. એવું નિરંતર માનવું, નીચામાં નીચા થઇને રહેવું, એક પ્રભુનો આશરો રાખવો. પ્રભુજ કર્તા છે એ જીવને જાણવું છે, પ્રભુ વિના કંઈ જાણવું નથી. કાળના ભયથી નીકળવું. કાળના કાળ પ્રભુ છે, પ્રભુ વિના કોઈ છે નહિ, પ્રભુના દાસ થઇને રહે, એનું કંઇ છે નહિ. સમજ્યા વિના પોતાનું માન્યું હોય તે પ્રભુને સોંપવું. સોંપ્યા પછી કશી ચિંતા રાખવી નહિ. એ પ્રભુ ને હું પોતે દાસ એમ જાણવું. ધણીને ગમે ત્યાં વાણોતરને રાખે. ગમે તે પેઢી ઉપરથી ઉઠાડી ગમે તે પેઢી પર બેસાડે, તેનો હરખ શોક મનમાં આણવો નહિ. આ ભગવદીયને મરવું અવતરવું એવું કંઇ છે એની કશી ચિંતા હૈયામાં રાખતા નથી ! ત્યારે કહે છે જે ભગવદીય મરવાની ને ખાવાની ચિંતા કરે તે સંસારી કારણ કે સંસારીને ધન ઘર ને બૈરાં છૈયાં વહાલાં ને ભગવદીયને તો ભગવાન વહાલા. જે પોતાની સત્તા સંસારમાં ગણે તે સંસારી છે. પણ ભગવદીયને તો પોતાની સત્તા છે નહિ. સત્તા પ્રભુની છે, એટલે પછી બધું પ્રભુનાજ વિનિયોગમાં આવે એટલે એક કોડી પણ પ્રભુના વિનિયોગ વિના બારણે જાય નહિ ત્યારે શેઠ પ્રસન્ન થાય. અને પ્રસન્ન થાય ત્યારે વળી મોટી પેઢીએ બેસાડે, વાણોતરનો વિશ્વાસ આવે, ત્યાર પછીની વાત છે. માટે પ્રભુ એવા વહાલા કરવા કે જીવ પ્રભુ વિના બીજું જુએ નહિ. અહોરાત્ર પ્રભુની ભાવના, ચિંતન, પ્રભુનું ધ્યાન પ્રભુની સેવા કીર્તન તેમજ પગલે પગલે વિચાર કરે કે, પ્રભુ વિના કોઇ કર્તા નથી. પ્રભુ પોતે પોતાની સેવા પોતે જગતરૂપ થઇને કરે છે. આ જીવ કર્તા નથી. ભગવદીય પ્રભુને કર્તા જુએ છે. જે ભગવદીયને હું કર્તા છું એમ થાય છે તે બહિર્મુખ છે, માટે પ્રભુ વિના કોઇ કર્તા નથી.

એ નિશ્ચય કરવું, ને પ્રભુનો જ વિચાર કરવો. જો વિચારશો, તો પ્રભુ વિના કાંઈ દેખશો નહિ.

૧૧. વળી એક દિવસે કહ્યું, જે જે ભગવદીય પ્રભુને પામ્યા છે, તે ભગવદીયથી પામ્યા છે. પ્રભુથી કોઈ પ્રભુને પામ્યું નથી. માટે એક ક્ષણ પણ ભગવદીયનો સંગ મુકશો નહિ. ભગવદીયની મંડળીમાંથી પ્રભુ તમને જડશે; પણ પ્રભુ પાસેથી નહિ જડે. માટે ભગવદીયનો સંગ મોટો છે. ભગવદીયની મંડળીમાં ભગવાનનાં ચરિત્ર જડે, કારણ કે પોતે પોતાનાં વખાણ કરતા નથી, માટેજ પ્રભુનું પોતાનું મોટાપણું છે, તે ભગવદીય વર્ણન કરે છે, માટે ભગવદીયનો સંગ મુકવો નહિ. મરતાં સુધી ભગવાનની સેવા કરવી અને કથા, વાર્તા કીર્તન ભોંય નાખતાં સુધી ગાવું, પ્રભુને વખાણવા એટલુંજ કામ છે.

૧૨. વળી એક દિવસે કહ્યું કે સંપતવાન કોણ અને અસંપતવાન કોણ? ત્યારે કહ્યું કે પ્રભુનું સ્મરણ કરે તે સંપતવાન ને જે હરિ ના ભજે તે અસંપતવાન. દ્રવ્યવાન તે સંપતવાન નહિ, અને ભૂખે મરે તે દરિદ્રી નહિ. વળી કહ્યું કે આ જે જગત બોલે છે, તે ભગવદ્વાણી છે. આપણે કશું બોલતા નથી. કહીએ છીએ જે વહાણું વહી ગયું. આ વાણીના દેવતા બોલે છે. વળી કહે છે કે વરસાદ બહુ આવે છે, ટાઢ ઘણી પડે છે, ન પડે તો કહીએ છીએ કે એણ તાઢ થોડી પડી ને તાપ પડે તો કહીએ કે તાપ ઘણો પડયો. આ સારૂં છે આ નરસું છે. ફલાણે ગોળ દીધી, ફલાણો સારૂં બોલ્યો, આ સૌ બોલવું તે સત્ય છે. એ પ્રભુનાં વચન છે, પ્રભુરૂપ છે. એમાં બીજું ઠરાવે ત્યારે પ્રભુ ખીજે છે, માટે દત્તાત્રેયે અજગરની વૃત્તિ લીધી. કોઈની સાથે ભાષણ કરવું નહિ. પ્રભુની ઇચ્છાએ આવી મળે તે પર નિર્વાહ કરવો ને તે લેવું.

૧૩. વળી એક દિવસે કહ્યું કે આટલા જીવ છે, તે બધાને ભગવત્ પ્રાપ્તિ કેમ થતી નથી? ત્યારે કહે છે, કે આ જીવ દેહઆરામી છે. તે તો એમ જાણે છે કે દેહન સુખે સુખ, ને તે ઉપર દૃષ્ટાંત આપે છે કે આપણી સ્ત્રી આપણી ચાકરી કરે તો વહાલી લાગે, છોકરો આપણું કામ કરે, તો વહાલો લાગે, ઘર કરે તે પોતાના સુખને માટે, દ્રવ્યસંગ્રહ કરે તે પોતાને ખાવા માટે વિચારે કે ઘરડા થઇશું ત્યારે ખાઇશું. જે દેહને સુખી કરે, તે વહાલું લાગે. આપણી ચાકરી ના કરે, તે અળખામણું લાગે. જીવનું બધું સુખ દેહના સંબંધે જાણે. મરશે ત્યારે બીજા જન્મમાં પણ દેહની પ્રાપ્તિ થશે, દેહને સુખે સુખ જાણી દેહનેજ પ્રભુ જાણે છે. ખાધું પીધું તે આપણું બાકી બીજું સર્વે ખોટું છે, આટલું દેહ આરામનું કહ્યું.

હવે આત્મારામનું શું લક્ષણ તે કહે છે. આ દેહને કોઈ મારે, આ દેહને કોઈ કાપે, દેહને કોઇ ગાળો દે, તેનું દુઃખ ન લાગે. તેને આત્માને દુઃખે દુઃખ થાય, પણ આત્માને તો દુઃખ છે નહિ.

હવે ભક્તિનું લક્ષણ કહે છે. દેહારામથી આત્મારામ મોટા. આત્મારામથી ભક્તિમાન મોટા. ભક્તિમાનનું લક્ષણ શુ ? ભક્તિમાન જીવ પ્રભુ આરોગ્યા હોય તેજ આરોગે, પ્રભુએ શણગાર ધર્યા હોય તે પોતે ધરે. પ્રભુને સુખે સુખી. પ્રભુ આરોગ્યા પછી ગમે તે ખાઈ જાય, પણ પોતાને એકે તરફનો શોક લાગે નહિ. પોતાને ખાવાની, પીવાની, ભોગની કે વિષયની કશીએ અપેક્ષા નહિ. તે જીવ તો પ્રભુથી પ્રકટ થયો છે, માટે પ્રભુ આરોગે તેજ પોતે આરોગે. પોતે બીજા છે નહિ. પ્રભુ તેજ પોતે છે. પ્રભુ આરોગ્યા પછી એને કાંઈ વાતની કામના રહે છે તે રાખવી નહિ. દેહ, પ્રાણ, ઇંદ્રિય, અંતઃકરણ સમર્પણ કરીએ, તે આત્મનિવેદન થયું, સર્વે પ્રભુને સમર્પણ કરવું, પોતે દાસ થઇને રહેવું, દાસને કશી વાતની ચિંતા કરવાની હોય નહિ. પ્રભુને જેથી સુખ થાય તે કરવું.

૧૪. વળી એક દિવસે કહ્યું, કે જીવ પોતે કરતા થઈને બેઠા છે; પણ પોતે કર્તા મટી જાય, હરિ કર્તા જાણે, ત્યારે કામ થાય. કર્તા તો હરિ છે, હરિ વિના કોઈ છે નહિ. પોતે સ્ત્રીનો ધણી થઇને બેઠા છે, ધણીનો ધણી થઈને બેઠા છે, છોકરાનો ધણી થઈ બેઠા છે. એજ દોષ છે. સર્વનો ધણી તો એક હરિ છે. અહોરાત એમ જાણે જે હું કર્તા નથી, એક હરિજ કર્તા છે, એ નિશ્ચય કરવો. આશરો હરિનોજ રાખવો. જેમ શેઠ પુરુષોત્તમદાસ ને એક વૈષ્ણવ બેઉ શ્રીઆચાર્યજીના સેવક હતા, તેને એક સિદ્ધ મણિ આપવા આવ્યો, ત્યારે તે વિરક્ત વૈષ્ણવે કહ્યું કે હું મણિ શું કરૂં ? મને શેર ચુન જગદીશ આપી રહ્યા છે. શેઠ લે તો પૂછો. શેઠને પૂછતાં શેઠે કહ્યું કે જગદીશ તમને શેર ચુન આપશે, તો મને પણ શેર ચુન આપશે. જગદીશનો આશ્રય મુકીને મણિનો આશ્રય કોણ કરે। આવો પ્રભુનો આશ્રય રાખે, તો કામ થાય. વળી કહ્યું કે આ જીવ ટાઢા થઇને બેઠા છે. વળી આપણને જે મળ્યું તે ખરૂં ? કણબી વા કોળી બાવટો વેળાએ મળે, ત્યારે કહે છે કે ભાઇ મારે છે, એવું કોઇને નથી. પણ સ્વાદ જાણ્યા વિના શું જાણે ? સંતાપનું મૂળ હળદર ને તાપનું મૂળ ફળ. પ્રભુનો ને પ્રભુની લીલાનો પાર નથી. જેમ જેમ તાપ થાય તેમ તેમ પ્રાપ્તિ થતી જાય. વિરહ વિના પ્રાપ્તિ થાય નહિ.

ખાવટાવાળો જાણે મને પ્રભુ મળ્યા, પણ બાજરીનો ને ઘઉંનો સ્વાદ જાણતો નથી. વળી પારેખને હજાર રૂપીઆ મળે, ત્યારે જાણે જે મને પ્રભુ મળ્યા; પણ લાખોનો સ્વાદ જાણતો નથી. આ જીવ સેવા કરી ત્યારે જાણે જે પ્રભુ મળ્યા; પણ જેની જોડે પ્રભુ બોલતા હશે. તેનું શું ભાગ્ય ? પણ જેમ જેમ તાપ કરે, તેમ તેમ લાભ મળે. તાપ મુખ્ય છે તાપ વગર કામ થાય નહિ.

૧૫. વળી એક દિવસે કહ્યું કે જે આ જગતના જીવમાત્રને પ્રભુની પ્રાપ્તિ કેમ થતી નથી ? તેના ઉપર કહે છે, કે આ જીવને માટે જ્યારે હરિ પ્રાકટ્ય ધરે છે, ત્યારે તે જીવના કલ્યાણ માટે પધારે છે; પણ જીવ પ્રભુને ઓળખતો નથી તે કેમ ? પ્રભુ તો કૌતુકી છે, જ્યારે શ્રીરામચંદ્રજી થયા, ત્યારે વાંદરાંના કાનમાં પેસીને વાતો કરે, જ્યારે શ્રીકૃષ્ણે અવતાર ધર્યો, ત્યારે માંકડાનાં કાનમાં પેસીને વાતો કરે, એવો પ્રભુનો સ્વભાવ છે. વળી દૈત્યો સાથે યુદ્ધ કરે, વળી હારે, વળી જીતે, વળી શ્રીગોકુળમાં આહીરના ઘરમાં રહ્યા. ત્યાં ગાયો ચરાવી, વળી ભક્તો સાથે બોલવું, ને કટાક્ષો મારવી, ત્યારે લોક કહે જે કામી છે. એવા પ્રભુને ઓળખવા તે કેમ ઓળખાય ? શ્રીકૃષ્ણે અવતાર ધર્યો ત્યારે લોકોએ ક્ષીરસાગરમાં પ્રભુ છે, તે પ્રભુના જશ ગાયા, પણ પ્રકટને ઓળખે નહિ. પહેલાંના પ્રભુના ગુણ ગાય, પણ પ્રકટ પ્રભુની સાથે સર્વેને વેર આવે. ઓળખ્યા એક શ્રીગોપીજને. બીજા કોઇએ ઓળખ્યા નહિ. તેમ આજ આ પ્રભુજીએ ઘેરઘેર પ્રાકટ્ય ધર્યું છે, અને તે જીવના કલ્યાણને માટેજ. ત્યારે જીવને તેમાં શીલાબુદ્ધિ આવે છે. વળી જડ જાણે છે, પ્રભુ તો શ્રીકૃષ્ણ અવતાર ધર્યો તેજ છે, તેનો તેજ આ પ્રકટ પણ જાણે. તેથીજ કીર્તન આ પ્રભુના આગળ શ્રીકૃષ્ણાવતારનાં ગવાય છે. તે શા વાસ્તે? એને પ્રતીતિ કરવાને વાસ્તે, જો એ આજ પ્રભુને માનતો હોય તો તે અવતારનાં ચરિત્ર શીદ ગવાય ? આ પ્રકટ સ્વરૂપ છે. તેનાંજ ચરિત્ર ગવાય. માટે આ પ્રકટ સ્વરૂપનો નિશ્ચય થશે જે આજ પ્રભુ છે. મારા કલ્યાણને અર્થે આવું સ્વરૂપ ધર્યું છે. એઉપર વહાલ કરવું. એ ઉપર સ્નેહ કરવો. એ ઉપર પ્રેમ રાખવો. એ ઉપર આસક્તિ રાખવી. એ પ્રભુ મારા કલ્યાણને અર્થે પ્રકટ થયા છે. જેમ રામાવતાર, વળી શ્રીકૃષ્ણાવતારે, ભક્તપર કૃપા કરી. તેમ આ અવતારે મને કૃપા કરવાને પધાર્યા છે. એમ જાણવું. ચિંતન કરવું, સેવા કરવી, સ્મરણ કરવું; ને પોતાને માનવું નહિ એટલું.

૧૬. વળી એક દિવસે કહ્યું જે પ્રભુ લાલજી અથવા જુગલ સ્વરૂપ

તે આનંદધામની એક મૂર્તિ સ્વરૂપ છે, એનું નામ સદાનંદ પ્રભુ છે. એકરસની પુતળી તે ઇશ્વરરૂપ થઇને પૂજાય છે, તો આ કેટલો રસ તથા રસનો સમુદ્ર તેનો પાર નહિ. એવા આ સેવ્ય શ્રીઠાકુરજી છે. રસ ઠરતો નથી, માટે આગળ પછવાડે તકીઆ શ્રીમહાપ્રભુએ કરાવ્યા છે. કોટાનકોટિ ભક્તમાં રમે છે. રસમાં મગન થઇને એ પોતે પોતાના શરીરની અવસ્થા જાણતા નથી. જેમ કોઈ મનુષ્યે દારૂ પીધો હોય ને શરીરની અવસ્થા નથી, તેમ આ ગમે તેમ લોકોને ગાળો ભાંડતો ફરે છે, ખુદ પ્રભુની કેફ એટલે એને શરીરનું ભાન નથી. વળી કેફ ઉતર્યા પછી તે બોલે છે, કે મેં તમને સમજ્યા વગર ગાળ દીધી, તે હું જાણતો નથી મારો અપરાધ ક્ષમા કરજો. તો પેલો તો રસનો સમુદ્ર પ્રભુ છે. કોટાનકોટિ ભક્તોને એકકાલાવચ્છિન્ન ભોગવે છે, ને પોતે તેવાને તેવા છે, એવા પ્રભુ જીવને મળ્યા છે. પ્રભુ રસનો સમુદ્ર તેનું એક બિંદુ તેમાંથી કોટાનકોટિ બ્રહ્માંડ રચ્યાં છે, તે પ્રભુનું શું કહેવું? એવા પ્રભુને જાણી સેવવા ને સ્મરણ કરવું, પણ સાધન વિના વશ નહિ થાય, માટે તાપસહિત સેવા કરવી. એમનું નામ સદાનંદ પ્રભુ છે, આનંદના ધામ છે, બહુ મોટા છે, મોટામાં મોટા છે, સર્વના હૃદયમાં રમે છે. વળી સર્વને નિયમમાં રાખનાર છે. તું જાણીશ જે આવા પ્રભુ રસમય છે તેની તમને શી ખબર? તો શું પ્રભુ એવા નથી કે તું કરે તે ન જાણે? એ તો સર્વજ્ઞ છે, સર્વના સાક્ષી છે. સર્વરૂપે થઇને રહ્યા છે, ને વળી એકલા પણ છે, ને વળી એકલા મટી જાય એવા નહિ એવા મોટા પ્રભુ છે.

૧૭. વળી એક દિવસે પૂછયું કે મહારાજ, આ જેટલી સામગ્રી છે તેની ભાવના શા વાસ્તે કરવી પડી? આ જગત બધુંજ ભગવત્સ્વરૂપાત્મક છે તો ત્યારે કહ્યું જે આ જીવ મંદ અધિકારી છે, માટે ભાવના કરી. સાક્ષાત જાણ્યા પછી ભાવના શાની? પ્રભુ જાણ્યા પછી ભાવના નહિ, જાણ્યા તેને તો એક પ્રભુનીજ ભાવના.

૧૮. વળી એક દિવસે કહ્યું જે ભગવદીયનાં શાં ચરિત્ર? ત્યારે કહ્યું કે તેજ ભગવદીય કે જેને પોતાનો સ્વાર્થ ગયો, જે સ્વાર્થી રહ્યો તે સંસારી. પ્રકટ જુઓ, દધીચિ મુનિ જુઓ. પોતાનાં હાકડાં દેવ માગવા આવ્યા, તે વખતે કાઢીને તરત આપ્યાં, ને એમણે પોતાના જીવનની આશા રાખી નહિ. એ ભગવદીય છે, ને માગવા આવ્યા તે સંસારી. વૃત્રાસુરને મારવા માટે તુચ્છ સ્વર્ગનું રાજ કરવા માટે આ પ્રકટ એંધાણ છે. ભગવદીય પાસે આગ

માગે તો પ્રાણની ના ન કહે. તો બીજી વસ્તુની તો શાની ના કહે? પ્રાણ પછવાડે સર્વ છે.

૧૯. વળી એક દિવસે કહ્યું, કે આ જીવ પોતે કર્તા થયો, તેણે બંધન થયો, જો હરિ કર્તા જાણે તો બંધન નહિ. ભગવદિચ્છાએ આવે તેણે નિર્વાહ કરી ભક્તિ કરે. ભક્તિ તે શું? શ્રીઠાકુરજી વહાલા થાય, શ્રીઠાકુરજી પર સ્નેહ આવે; પ્રભુની પોતાની ઇચ્છાએ ચાલે, ગમે તેવું કષ્ટ પડે, પણ શ્રીઠાકુરજીથી ચલાયમાન થાય નહિ. પાશેર નવટાંક વડે નિર્વાહ કરે. સેવા ઉપર સ્નેહ એવો ને એવો રાખે. કોઈની પાસે ખાસ કારણ કે અડચણ શિવાય સેવા કરાવે નહિ. તે ઉપર દૃષ્ટાંત. શ્રીગિરિધરલાલજીને લીલામાં પધરાવવાનું થયું; ત્યારે આંખોમાં જલ ભરાઇ આવ્યું. ત્યારે શ્રીહરિરાયજીએ પૂછ્યું, મહારાજ, જીવ કયાં છે? ત્યારે કહ્યું કે શ્રીદ્વારકાનાથજીનું જલ ભરાયું નહિ, ચુનની સેવા થઈ નહિ. ત્યારે કહ્યું કે વલ્લભકુલમાં તો ના બને. વૈષ્ણવને ઘેર અવતરો ત્યારે બને. તેમાં જીવ રહ્યો છે. જ્યારે સેવામાં ભાવ જાણે, ત્યારે કોઇની પાસે સેવા કરાવે નહિ. દિનપ્રતિદિન સેવા પર સ્નેહ વધતોજ તેનું નામ સેવા જાણવી.

૨૦. વળી એક દિવસે કહ્યું કે તામસ ભક્તિ તે શું? આખો દિવસ ક્રોધમાં ફરતો ફરે, કોઇનું બોલ્યું ગમે નહિ. કરે થોડું ને કહે ઘણું, કોઇની મોટાઈ ખમાય નહિ. એટલે સર્વ ભક્તિ એકાશી પ્રકારની થાય, ત્યાં સુધી એને પ્રભુ પ્રાપ્તિ નહિ. બાશીમી જાણે એટલે આવે, ત્યારે પ્રભુપ્રાપ્તિ થાય. તે કેવી? આઠે પહોર પ્રભુના ચરણમાં ચિત્ત રહે, શ્રીઠાકુરજીની સેવા કરે, અને સેવા કરે, પણ એમ જાણે જે હું કરતો નથી. વળી કશાની કામના જોઇએ નહિ, કર્તા હોય તો કામના રાખે. એ તો અકર્તા છે. સેવા કરી એમ મનમાં થાય કે મને લીલાની પ્રાપ્તિ થાય, ત્યારે તેના પર શ્રીઠાકુરજી ખીજે છે, કારણ કે મને કોઈ જાણે તો નહિ, તે ભગવદીય ખોટા છે. ભગવદીય તો એમ જાણે જે આ ઠાકુરજીની સેવા જન્મોજનમ કરાવજો, બીજા કંઇ પણ તરંગ ઉઠે નહિ. જેને શ્રીઠાકોરજી એવા વહાલા લાગે તે વળી બીજું શું માગે? આ પ્રાણી માત્રના હૃદયમાં મારા પ્રભુ છે, એમ જાણી સર્વે ઉપર દયા રાખે. આ પોતાના જીવની કંઇ મોટાઈ ન જાણે. મોટા તો મારા શ્રીઠાકોરજી છે. નાના ઉપર વાત્સલ્યભાવ, બરોબરીઆ ઉપર મિત્રતા અને મોટાને નમવું એ વિવેકે સર્વેને ગણવા. આવા ભગવદીય સર્વોપરી. તે ભગવદીય કયા? શ્રીશુકદેવજી

કે જેમને પ્રભુના જશ બહુ વહાલા લાગે. જે જશ ગાયો, તે એમને પ્રાણથી પણ વહાલો છે. ભગવાનના જશ ઉપર બહુ સ્નેહ છે. તે ભગવદીયને સારસ્વતકલ્પના શ્રીઠાકોરજી જે પૂર્ણ પુરુષોત્તમ છે તેની પ્રાપ્તિ થાય. તે ભગવદીયને પ્રભુ એવા કરે કે પોતાના મિત્ર જાણે, ને પોતાનો વૈભવ આપે; અષ્ટસિદ્ધિ આપે, પણ તે ભગવદીય કશુંએ લેતા નથી, પ્રભુની સેવા પ્રભુનું ભજન, એ વિના પ્રભુ પ્રસન્ન થાય નહિ માટે કેડ બાંધીને સેવા કરવી, ભજન કરવું, કોઈનો આશરો કરવો નહિ. જે આવી મળે તે ઉપર નિર્વાહ કરવો. કોઇનો દોષ જોવો નહિ, કોઇની વાત કરવી નહિ, કોઈની નિંદા કરવી નહિ: સંતોષ. રાખવો. સેવાભજનકર્તા પોતે થવું નહિ. એ સર્વે પોતે પ્રભુ કરે છે, એમ જાણવું. હાથ જોડી પ્રભુને કહેવું જે હું નીચનો નીચ છું. સદા એવોજ ભાવ રાખવો. સદા અધર્મીનો અધર્મી છું, ને રાજને શરણે આવ્યો છું. જે કાંઇ ઇચ્છા હોય તે કરો. મારાં કૃત્ય સામે જોશો નહિ. ખરો દીન થઈને મનસા વાચા ને કર્મણા દીનતા રાખે; પ્રભુને ગમે અને પ્રભુને દયા આવે, ત્યારે કામ થાય પ્રભુ દયાનિધિ છે, માટે દીન ભગવદીય પ્રભુને બહુ વહાલા છે.

૨૧. વળી એક દિવસે કહ્યું કે સેવા કીર્તન કરશો, પણ લોકમાં મન રાખશો, તો લોક રીઝશે, ને પ્રભુમાં મન રાખશો તો પ્રભુ પ્રસન્ન કરવા હશે, તે સેવા તથા ભજન કીર્તન કામનારહિત કરશો, તથા લોક રહિત કરશો, ત્યારે પ્રભુ પ્રસન્ન થશે. લોકોમાં ડાહ્યા ગણાઇએ, તેથી પ્રભુ પ્રસન્ન થાય નહિ. લોકોના મોઢા સામું જોવાથી પ્રભુ પ્રસન્ન થાય નહિ. કેવળ પ્રભુને આશરે પ્રભુ પ્રસન્ન થાય.

૨૨. વળી એક દિવસે કહ્યું, કે ભક્તિમાર્ગ ઘણો દુર્લભ છે, ભક્તિ ક્યાં સુધી નથી, તો કહે છે કે, હાથીને કાજે પોતે આવ્યા તે ભક્તિ નહિ, દ્રૌપદીજીને સારૂ આવી ચીર પુર્યા તે ભક્તિ નહિ, જશોદાજીએ ઉખળે બાંધ્યા, તથા સોટી દેખાડી તે ભક્તિ નહિ, વળી ગોપીજને કહ્યું, કે અમને ઉપદ્રવમાંથી બચાવો, ત્યારે શ્રીગોવર્ધન ધાર્યો ને પત્થર ઉંચકી રાખ્યો, તે ભક્તિ નહિ. શ્રીજમનાજીને ચરણસ્પર્શ કરવાનું મન થયું, ત્યારે પોતે ઉંચાં આવ્યાં ત્યારે શ્રીવસુદેવજી બીન્યા; તે વખતે માર્ગ દેવો જોઇએ, પણ ચરણસ્પર્શ કર્યા પછી માર્ગ આપ્યો, ને ભક્તિ નહિ. શ્રીગોપીજનો વનોવન ફર્યાં તે ભક્તિ નહિ, જ્યાં સુધી કેવળ નિરુપાધિ ભક્તિ નથી, ત્યાં સુધી ભક્તિ નથી. ત્યારે કહ્યું કે ભક્તિનું શું સ્વરૂપ? એક તો અહંતા મમતા જાય, વળી હું ને મારૂં મટે.

ત્યારે પછી નિરુપાધિ ભક્તિ કરે ત્યારે પોતે પ્રસન્ન થાય. કશી કામના રાખવી નહિ, પોતાને કશો મનોરથ કરવો નહિ, એમના ચરણારવિંદની પણ કામના રાખવી નહિ અને ભગવત્સેવા ને ભગવન્નામ દીધા કરવું, કશી લીલાને પામવાની પણ ઇચ્છા જોઈએ નહિ, અને દેહ ધર્યાનું કાર્ય જ સર્વ કરે, બીજી કશી વાત હૈયામાં આવે નહિ, વાસનારહિત કરે, ઉપાધિ વિના કરે એ ભક્તિનું રૂપ છે.

૨૩. વળી એક દિવસે દીક્ષિતજીએ પૂછ્યું કે, મહારાજ, આ જીવ સેવા કરે છે, સ્મરણ પણ કરે છે તો પણ હું ને મારૂં તો રહ્યું, એ જીવને પ્રભુની પ્રાપ્તિ કેમ થતી નથી ? ત્યારે કહ્યું કે જેણે સ્વરૂપસેવા કરી તેને પ્રાપ્તિ તો થશે પણ આ માર્ગમાં તાપ મુખ્ય છે. તે ઉપર દૃષ્ટાંત કહ્યું કે ધણી પરદેશ ગયો હોય, ત્યારે બાયડી કહે કે મારો ધણી ક્યારે આવશે ? પણ ધણી આવ્યા પછી બોલે નહિ. ત્યારે સ્ત્રી કહે કે ગામ ગયા ત્યારે તો શું કરીએ, પણ આવ્યા ત્યારે બોલ્યા વિના કેમ રહેવાય ? એ દુઃખ કોને કહીએ ? એ જીવ્યાથી મુવાં ભલાં. મારા અંતઃકરણની વાત કોને કહું ? મને તો ખાધું પીધું કાંઇ ગમતું નથી. મારા હાથમાં આવ્યા પણ મને કંઈ ભોગાનંદ મળ્યો નહિ. લોક તો કહેશે કે, હવે તારે સારૂં થયું, પણ ધણી ના બોલે તે કંઈ કોઇ જાણે છે ! મારા જીવની મને પડી છે. હું એમ જાણું છું, કે આ જીવ્યાથી મુઆં ભલાં. સ્રીનો લૌકિક ધણી પર આ ખોળીઆના સંબંધને લીધો આવો છે, તો આપણે તો ચૌદ લોકનો નાથ જેના એક રોમના ભાગમાંથી શત કરોડો બ્રહ્માંડો ઉત્પન્ન થાય, એવા મોટા મારા પ્રભુ છે, તે ધણી બોલે ચાલે નહિ, એનો આ જીવને તાપ નહિ, એ ખોટું છે, માટે તાપ સર્વથા જોઇએ. તાપ વિના કામ થાય નહિ. આ માર્ગમાં તાપ મુખ્ય છે. જેને શ્રીવલ્લભ પ્રસન્ન થાય, તેને તાપનું દાન કરે તાપ વિના દાન છે નહિ.

૨૪. વળી એક દિવસે પૂછ્યું કે પુષ્ટિ ઠાકોરને મર્યાદા ઠાકોરનું શું સ્વરૂપ ? ત્યારે જવાબ આપ્યો કે ઘરમાં છોકરાંને રમાડે, તે વેળા છોકરાંને બચીઓ કરે છે ને મોટા આનંદથી ઘેલા થઇ જાય છે, ને કશી વાતની શુદ્ધિ રહેતી નથી. પોતે છે પિતા પણ પિતાપણું ભુલી જાય છે, એ તો પુષ્ટિ ઠાકોર. વળતી તે મનુષ્ય રાજાની કચેરીમાં જાય છે, ત્યાં કોઈ છોકરાને લઇને આવે છે, તે છોકરાં સામે બાપ જોતોએ નથી, ને કહે છે કે એને અહીં શું કરવા લાવ્યા છો ? આ મર્યાદાનું સ્વરૂપ છે.

૨૫. વળી એક દિવસે કહ્યું કે શ્રીઠાકોરજીને બીજાનું ભજન ગમતું નથી; તથા વૈષ્ણવનો દ્રોહ ગમતો ગમતો નથી. બીજાનું ભજન ને વૈષ્ણવનો દ્રોહ એ બે વડે ખીજાય છે. અન્ય પુરુષનું ભજન તે શું ? શ્રીઠાકોરજી વિના કોઈનો આશ્રય રાખવો તે અન્યાશ્રય. અન્યાશ્રય પ્રભુને ગમતો નથી. વળતી રામજીએ પૂછ્યું કે મહારાજ, આ તમોએ કહ્યું કે અન્યભજન ન કરવું, અન્યાશ્રય ન કરવો, અમે વૈષ્ણવનો દ્રોહ ન કરવો, ત કોને ? જે પ્રભુ વિના કોઈ જોતો ન હોય; તેને અન્યાશ્રય કયો ? ને વૈષ્ણવનો દ્રોહ કેવો ? ત્યારે કહ્યું કે એવી રીતે પ્રભુને કોણ જુએ ? શિવજી, નારદજી, ભરતજી, સનકાદિક, શુકદેવજી આ કંઇક સર્વાત્મભાવવાળા મોટા છે, તેમણે તેમજ નિમંગળ સરખાએ સર્વ આત્માને પ્રભુ જાણતા નથી, તો બીજાની શી વાત ? કોઈ વખત શિવજી ઘડી બે ઘડી સમાધિમાં બેસે છે, ત્યારે સર્વાત્મભાવમાં પેસે છે, બીજા કોઈએ છે નહિ. એક પોતે છે કે શ્રીસ્વામિનીજી છે. બીજું કોઇ છે નહિ. ઘણું તો શું કહીએ ? સર્વાત્મભાવ એવો મોટો છે. અનોપરામજીએ શ્રીનાથજીની આટલી સેવા કરી, પણ સેવા માની હોય તો શ્રીવલ્લભકુલની કાનીથી. વળી એમ કહે છે કે "રાઇજીતની સેવાકો ફળ માનત મેરુ સમાન." ત્યારે કહ્યું કે એમની રાઇ જેટલી સેવા કઇ છે, તે કંઈ આપણે જાણતા નથી. સર્વે પ્રભુના હાથમાં છે. રાઇનો પર્વત પોતે કર્તા થાય તો થાય. ના કરતા થાય તો મેરુની રાઇએ ન કરે, એવા પ્રભુ છે, માટે એમને સેવવા ને ભજવા. એ પ્રસન્ન થાય ત્યાર પછીની વાત પછી છે, ત્યાં સુધી સેવાભજન કરવું.

૨૬. એક દિવસે નારદજી બ્રહ્માજીને કહે છે, કે તમે તો પ્રભુ છો, ત્યારે બ્રહ્માજી કહે છે, કે પ્રભુ તો હું નથી, પ્રભુ બીજા છે. ત્યારે નારદજી કહે છે કે બીજા તે કયા ? ત્યારે બ્રહ્માજી કહે છે કે પ્રથમ એક ઈંડું પ્રકટ થયું, તે ઈંડામાંથી વિરાટ પ્રકટ થયું. તે વિરાટ તેજ તે પોતે. જેના નાભિ-કમળમથી હું પ્રકટ થયો, તે પોતે સાક્ષી થઇને જોનારા છે, તે વિરાટમાંથી આ જગત પેદા થયું, પણ આ જગતમાં પોતે નચાવે તેમ નાચે. કર્તા પોતે છતાં પોતાને કંઇ લાગે નહિ. જો આકાશ વિના આ ચૌદ લોક હોય તો પ્રભુ વિના કોઇ ચીજ હોય. પણ એવા છે કે આ સૂરજના કિરણો બધે પ્રસરી રહ્યાં છે. તેથી બધે કિરણનું અજવાળું દીસે છે. વહાણું વાય ત્યારે સૂરજના પ્રકાશથી અજવાળું થાય, પ્રકાશ વિના કંઇ સુઝે નહિ. કોઇને પાપ કરવું હોય તો પ્રકાશ વિના થાય નહિ. ને પુણ્ય કરવું હોય તો તે

## ' તદ્દન સસ્તી સાંપ્રદાયિક સાહિત્ય યોજના.
## કહ્યા કરતાં કરણીમાં મુકવાના વિચારો,

# શ્રી અનિરૂદ્ધ બ્રહ્મવાદ ગ્રન્થમાળા.

પુષ્ટિમાર્ગીય સંપ્રદાયાનુયાયીઓને જાહેર નિવેદન કરવામાં આવે છે કે સંપ્રદાયના પ્રખર મર્મજ્ઞ પંડિતાચાર્યના સ્મારકમાં આ નવીન અને તદ્દન સસ્તી સાહિત્ય યોજના શ્રી પુષ્ટિમાર્ગીય સંપ્રદાયમાં જુનામાં જુની અને અદ્વિતીય લાયબ્રેરી તરફથી બહાર પાડવામાં આવે છે. કેટલીકવાર પ્રામાણિક સાહિત્ય વાંચકોને મળતું નથી. એ વિચારો ઉપર પુરતું ધ્યાન આપી આ યોજના બહાર પાડવામાં આવે છે. આશા છે કે સંપ્રદાયની પ્રત્યેક વ્યક્તિ 'નામસેવા' નિમિત્તે પણ આ યોજનાનો સંપૂર્ણ આદર કરશે. યોજનામાં ટુંક નિયમો નીચે પ્રમાણે છે.

### ગ્રન્થમાળાની યોજના.

(૧) ગ્રન્થમાળાનું નામ નિત્યલીલાસ્થ ગો. શ્રીઅનિરુદ્ધાચાર્યજી સદરહુ લાયબ્રેરીના પિતા તથા અધ્યક્ષ હોવાથી શ્રીઅનિરુદ્ધ બ્રહ્મવાદ ગ્રન્થમાળા રાખવામાં આવે છે.

(૨) ગ્રન્થમાળાનું વાર્ષિક લવાજમ રૂા. ૧) રહેશે, તેમ છતાં તેથી વધુ મદદને સહર્ષ વધાવી લેવામાં આવશે.

(૩) દરવર્ષે ઓછામાં ઓછા ૩૯૯) પાનાનું દળદાર સાંપ્રદાયિક પ્રામાણિક સાહિત્ય આપવામાં આવશે.

(૪) ગ્રન્થમાળા પગભર થયે તેમાંથી થતી બચતના બદલામાં વધુ પાનાનું સાહિત્ય આપવામાં આવશે.

(૫) અવારનવાર તદ્દન અપ્રકટિત સંસ્કૃત ગ્રન્થો મૂળ તથા અનુવાદ પ્રકટ કરવો એ ધ્યેય પણ આ ગ્રન્થમાળાનું રહેશે.

(૬) ગ્રન્થમાળાના પુસ્તકો ઉપર કોઇ જાતનું કમીશન ચઢાવવામાં આવશે નહિ અર્થાત સદરહુ ગ્રન્થમાળાનો વહીવટ સેવાભાવનાથી કરવામાં આવશે.

(૭) ગ્રન્થમાળાના ગ્રન્થોનો અનુવાદ વિગેરે સસ્તાં પડે માટે સાંપ્રદાયિક વિદ્વાન આચાર્યો, શાસ્ત્રીઓ તથા ગ્રેજ્યુએટોને વિનંતિ કરવામાં આવે છે કે તેઓ સેવાભાવથીજ લેખનદ્વારા મદદ કરે.

(૮) ગ્રન્થમાળાનાં પુસ્તકોની ભાષા તદ્દન સરળ રહેશે જેથી સામાન્ય વૈષ્ણવ જનતા તેનો લાભ લઈ શકે.

(૯) સાંપ્રદાયિક વિદ્વાન શાસ્ત્રીઓ, તથા ગ્રેજ્યુએટોનાં લખેલાં પ્રામાણિક સાહિત્યનો નિકાસ ન થવાથી તેઓને ઉત્તેજન આપવા માટે તેઓનાં પુસ્તકો પડતર કિંમતે ખરીદી ગ્રન્થમાળાના પુષ્પ તરીકે યોજવામાં આવશે. આ બાબતની પસંદગીમાં સર્વ સત્તા લાયબ્રેરીની વ્યવસ્થાપક કમીટીને હસ્તક રહેશે.

—: મંત્રી :—

શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય નડીઆદ.

જગદ્ગુરુ શ્રીમદ્વલ્લભાચાર્યચરણ પ્રકટિત તત્ત્વાર્થદીપનિબન્ધનુ દ્વિતીય

# શ્રીસર્વનિર્ણયપ્રકરણ.

૩-૪ ફલ તથા સાધનપ્રકરણનુ ગુર્જર ભાષાન્તર ન્યો. રૂા. ૨) ટપાલખર્ચ જુદુ


અનુવાદક તથા પ્રકાશક—રા. રા. શ્રીયુત સુન્દરલાલ મણિલાલ વકીલ.

બી એ એલ એલ બી એડવોકેટ હાઇકોર્ટ ૭૦/ ગુગનીની વાડી, સી પી ટેન્ક મુબઈ નં. ૪.


આ ગ્રન્થવિભાગમા વિશ્વોદ્ધારક **શ્રીમદ્વલ્લભાચાર્યજી** શ્રીમહાપ્રભુજીના મૂલ **તત્ત્વાર્થદીપ નિબન્ધ ગ્રન્થનો** અનુવાદ ગુર્જરભાષામા કર્યો છે પ્રથમ **શબ્દાર્થ** અને તે પછી **વિવેચન** આપ્યુ છે જેમા શ્રીમદ્વલ્લભાચાર્યજીના તત્ત્વાર્થપ્રકાશનો અક્ષરશ પ્રતીક પ્રમાણે અનુવાદ આપ્યો છે આ અનુવાદ સ્થૂલ અક્ષરમા છે મૂલ ગ્રન્થનો અર્થ સુદૃઢ કરવા દશ દિગન્તવિજયી ગોસ્વામિશ્રીપુરુષોત્તમજીએ ઉપન્યસ્ત કરેલા પ્રત્યેક શ્રીમદ્ભાગવતાદિ તેમજ શ્રીસુબોધિન્યાદિ ગ્રન્થના સર્વ પ્રમાણવાક્યો શોધી તેમની Index ( સૂચી ) પણ તે તે સ્થળે આપી છે. આથી સુજ્ઞ વાચક તે તે સંસ્કૃત વાક્ય તે તે મૂલ ગ્રન્થમાથી જોઈ શકે એમ છે. શ્રીમદ્ભાગવતાદિ ગ્રન્થના પ્રમાણવાક્યોની વર્ણવાર સૂચી કરવાનુ કઠિન કાર્ય કર્યુ છે

મૂલ ભાષાન્તર ઉપરાન્ત પ્રથમ ૧-૧૦ પૃષ્ઠમા શ્રીતત્ત્વાર્થદીપ નિબન્ધ ગ્રન્થની ભૂમિકા સમજાવી **આ કલિકાલમાં શ્રીમદ્ભાગવત માર્ગે સર્વ કોઈ જીવ તરી શકે છે** એમ સમજાવી **શ્રીમદ્ભાગવતમાર્ગ સુશકય** છે એમ સિદ્ધ કર્યુ છે તે પછી ૧-૮ પૃષ્ઠમા સરલ સૂક્ષ્મ અર્થ સમજાવે એવી સમગ્ર ગ્રન્થની **વિષયાનુક્રમણિકા** આપી છે જે કોઈપણ આબાલ વૃદ્ધ જીજ્ઞાસુવાચક સ્વલ્પ સમયમા વાચી શકે છે અને ગ્રન્થનુ તાત્પર્ય સમજવા તત્પર થાય એમ છે તે પછી મૂળ ગ્રન્થ સમજવા આભિરુચિ થાય એ માટે ૧-૬૪ પૃષ્ઠમા પ્રકરણવાર તેના વિષયની કારિકા એકત્રિત કરી તેનો **સારાંશ** આપ્યો છે આ **સારાંશમા** શ્રીમદાચાર્યચરણે ચર્ચેલા તે તે **વૈદિક માર્ગ, સાંખ્ય માર્ગ, યોગમાર્ગ; બૌદ્ધમત, શાક્તમાર્ગ,** તથા **ભાગવતમાર્ગના** તે તે **ફલનો** તથા **સાધનનો** પણ સરલબોધ થાય એમ છે આ સર્વ માર્ગ ઉપર અન્ય વિદ્વાનોના મત પણ આગલ ભાષામા ઐતિહાસિક દૃષ્ટિથી ફૂટનોટમા આપ્યા છે જેથી આધુનિક સુશિક્ષિત વર્ગ પણ **શ્રીમદાચાર્યચરણના** આ **નિબન્ધ** ગ્રન્થના અભ્યાસ તરફ આકર્ષાય એમ છે. આ ૧-૬૪ પૃષ્ઠનો **સારાંશ** વાચ્યા પછી કોઈ પણ વાચક મૂલ ગ્રન્થની સંસ્કૃત કારિકાનો પાઠ કરી તેના અક્ષરાર્થ તથા વિવેચન સમજવા તત્પર થશે અને તે માટે આ ગ્રન્થ વિભાગનો સમગ્ર અનુવાદ મૂલ સંસ્કૃત શ્લોકની કારિકા તથા પ્રમાણવાકયના ઉપન્યાસ પૂર્વક તથા શબ્દાર્થપૂર્વક આપ્યા છે

**પ્રભુપ્રાપ્તિ સાથે ધાર્મિક નૈતિક** વિષયના **આચારશિક્ષણનો જનસમાજમાં પ્રચાર થાય એવી** આ ગ્રન્થની ભાષા તથા શૈલી રાખી છે જિજ્ઞાસુ વિદ્વદ્ગણો તેમજ સામાન્ય જિજ્ઞાસુને પણ ઉપયુક્ત થાય એવો આ ગ્રન્થ છે કઠિન શબ્દો, ઉપયુક્ત વિષયો તથા ઐતિહાસિક વિષયોનો અર્થ ફુટનોટમા સુસ્પષ્ટ કર્યો છે

આ ગ્રન્થ લેનારાઓએ તથા આ ગ્રન્થના અન્ય વિભાગના ભાષાન્તરની યોજના કરી આ ગ્રન્થનુ સમ્પૂર્ણ ભાષાન્તર કરાવવા ઈચ્છતા હોય એવા મહાશયોએ પ્રકાશક સાથે મુબાઇમા અથવા નીચેને સરનામે પત્રવ્યવહાર કરવો રા. શ્રીયુત મણિલાલ ત્રિકમદાસ વકીલ.

ટેન્નાગરવાડ-કેશરાની ખડકી, મુ ભરૂચ.

તા. ક.—એકજ પુસ્તક મગાવનાર ન્યોછાવર સાથે પોસ્ટેજની ટીકીટો ૦-૪-૬ ની વધુ મોકલી આપશે તો તેમને વી પી થી મગાવવા કરતા ફાયદો થશે

## લેખાનુક્રમ.

શ્રાવણ, સં. ૧૯૯૨.

॥ श्रीविभुवदनानलाचार्यो विजयन्तेतमाम् ॥

વર્ષ ૧૧. શ્રાવણ. સં. ૧૯૯૨.

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ.

અંક ૫ શ્રીવલ્લભાબ્દ ૪૫૮.

## प्राचीन कीर्तन.

राग मल्हार ॥ अचवन करो हो लाल बनवारी ॥ घटा घुमड चहुंदिसतें छाई परम हुलास भयो गिरिधारी ॥१॥ निरख निरख मुख कमलनयनको ज्यों ज्यों मानत सुफल घरी ॥ सूर निरख दंपतिकी छबी परम हुलास भयो मन भरी ॥२॥

राग मल्हार ॥ लाई है चंद्रावली बीरी ॥ आप सँवार सुहस्त लालको देत लाल मुख धीरी ॥१॥ देत लाल अधरामृत मुखसों घटा घुमड घन छाय रहीरी ॥ नंददास प्रभुकी छबी निरखत मानत है ब्रज सुफल घरीरी ॥२॥

ब्यारूके राग मल्हार ॥ बरखा उदित भई रत मान ॥ सांझ समे ब्यारु की बीरियां डोलत हो कित कान ॥१॥ नंद बाबाहु बेठे मग जोवत प्रीत सुतनकी जान ॥ सूरस्याम निही छिन आये भोजन कीनो आन ॥२॥

राग मल्हार ॥ कृष्ण बलदेव दोउ बेठे नंदरानी पास ब्यारु करन लागे कुंवर कन्हैया ॥ भोजन अति रसाल अरोगत नंदलाल चुंबन देत गाल आनंदसों मैया ॥१॥ पेडा केसरी ओर बासोंदी सुजेना नाना भांत स्वाद उपजैया ॥ पुरी घपरी खोवा मलाई संधानो पापर पीत सुहैया ॥२॥ यह बीधसों हरि ब्यारु करन लागे देख मेघकी घटा जुर धैया ॥ परमानंददास प्रभुको वैभव परम हुलास भयो मन गैया ॥३॥

राग बसंत ॥ झुलत हींडोरे गिरिधरनलाल ॥ बाजे बाजतहे अति रसाल ॥ सावन फागुनको एकतार ॥ जल बरसत है जानो रंग फूहार ॥ बहु मेघ जुर भयो अंधकार ॥ मानो अबीर गुलालकी है बहार ॥१॥ तहां जुवती झुलवत आय आय ॥ दोउ मिल बसंत मल्हार गाय ॥ गरजत घन जानो गति मिलाय ॥ नचत कर बाजत मृदंग साथ ॥२॥ संग झुलत राधा नवल बाल ॥ कबहुक झुलतहें नंदलाल ॥ ललितादिक गावे गारी रसाल ॥ व्रजवधू हसत कर दे दें ताल ॥३॥ फीर झुलवत राधा रसिक नार ॥ तब झुलत मोहन करी सिंगार ॥ तहां

मुरझ परयो हे आय मार ॥ रति रोवत असुवन भइ धार ॥४॥ वृंदावन फूल्यो आसपास ॥ कालीन्दी बहत हे अति हुलास ॥ यह दरसन दीजे जान दास ॥ गोवर्धनकी हे येही आस ॥५॥

राग केदारो ॥ आज शरद सावनकी झुलत झुकझुले नंदनंदा ॥ शरद हींडोले झुलत दोउ जन दादुर मोर कोकिला अलापत शोभा बढी सुखकंदा ॥१॥ निरख निरख व्रजबाल हसत हे मनमोहन नंदनंदा ॥ झुलत नृत्य करत श्रीश्यामा नचवत गीड गीड गीड गीड तक थेई थेई गीड गीड गति छंदा ॥२॥ मन हर लीयो रसिक नंदनंदन जयजय कहत बोलत गति छंदा ॥ श्रीगिरिधर प्रभु तुम चिरंजीयो श्रीबालकृष्ण देख मन भाये प्यारी रटत नदनंदा ॥३॥ पद ॥

संग्रहकर्ताः—कीर्तनीयाजी मोहनलाल देवरामजी.

---

विद्यावाचस्पतिसमीक्षाचक्रवर्तिप्रभृतिविविधविरुदावलीविभूषितजयपुरराज्यसभाप्रधानपण्डितवेदविज्ञानविभाकर-श्रीमधुसूदनजिओझामहोदयाना(७०)सप्ततितमवर्षप्रवेशाभिनन्दनसमयेऽधिवेशितायाः पण्डितसभायाः सभापतीना जगद्गुरुश्रीवल्लभाचार्यकुलकौस्तुभगोस्वामी श्री १०८ श्रीगोकुलनाथमहाराजाना

## वक्तृता

वन्दे श्रीकृष्णदेवं मुरनरकभिदं वेदवेदान्तवेद्यं
लोके भक्तिप्रसिद्धयै यदुकुलजलधौ प्रादुरासीदपारः ।
यस्यासीद्रूपमेव त्रिभुवनतरणे भक्तिवच्च स्वतंत्रं
शास्त्रं रूपं च लोके प्रकटयति मुदा यः स नो भूतिहेतुः ॥१॥

अयि भो विविधशास्त्रपरिष्कृतमतयः सुधियः ! श्रुतिस्मृतिसदाचारानुयायिनः सभासदश्च ! अद्य वयमिह यस्मै कर्मणे समुपस्थिता यत्सुदुर्लभविद्वत्संगमसुखमनुभूय प्रसादमनुभवामस्तद्भवतामेवाऽसीमसद्भावनायाः फलम् । यद्यपि गौरवपूर्णं पदमिदमस्मिन्महे बहव एवाचार्या विद्वत्प्रवराश्च स्थापयितुमासन्नेव तथापि यद्भवद्भिर्वयमेवोररीकृतास्तदत्र विषये सर्वथा भवतामेव सौजन्यमसीमसद्भावना च कारणमित्यनुभवामः ।

माननीयाः प्रविद्वांसः ! जयपुरनगरराज्यमिदं सुदूरपूर्वकालादेव विविधविद्यानां निवास-वसतिः प्रसिद्धम् । पूर्णमनुत्तमं च राजाश्रयमनुप्राप्य विविधागमपरिश्रान्तधियः सुधियोऽत्र विशेषतो विराजन्ते । यद्यपि चतुर्वर्गमूलं विद्यास्तथापि विशेषतो धर्मानुष्ठानं शास्त्रायत्तमित्यत्र नास्ति कस्यचन विमतिः । भारतीयसर्वशास्त्रेषु वेद एवाऽस्माकं ज्ञानक्रिययोर्निधानम् । यतस्तत्रैवास्माकं क्रियाः सर्वाः सर्वं च विज्ञानं निहितं वर्तते । यद्यपि वेदोक्तकर्मानुष्ठानपद्धतिवेदिनो बहव एव विद्वांसो भवेयुस्तथापि समयेऽस्मिन् वेदविज्ञानानुभवशालिनो विपश्चितः सुदुर्लभा एव । परमः खलु मोदावसरोऽय यदत्रैव भारते भारतालंकरणं वेदविज्ञानप्रथमप्रकाशकर्ता सर्वविद्यानिपुणप्रावीण्यो 'विद्यावाचस्पति' 'समीक्षाचक्रवर्ती' त्यादिविरुदावलीप्रवितः पण्डितश्रीमधुसूदनझामहोदयो

यः पुनः स्वतःप्रमाणं वेदमेव हेतुवादेन कथमप्यप्रमाणं वदंति स एव वेदानिन्दकत्वान्नास्तिक इति मनोराशयः प्रतिभाति ।

अत्र कश्चिदाह शब्दरूपस्य वेदराशेः कथं स्वतःप्रामाण्यमिति । तत्रोत्तरम् । 'वेदो नारायणः साक्षात् स्वयंभूरिति शुश्रुम' इत्यादिवाक्येभ्यो वेदस्य भगवद्रूपत्वं भगवद्वाक्यत्वं निर्दोषत्वं च स्वीकृत्य स्वतःप्रामाण्यं स्वीकुर्मः । तथाहि–शब्दे निर्दोषत्वमेव प्रामाण्यम् । लोके हि प्रामाणान्तरमूलानां प्रामाण्यमतन्मूलानां चाप्रामाण्यं दृश्यते । नद्यास्तीरे पंचफलानीति केनचिदुक्तेऽपरः पृच्छति 'कथं त्वया ज्ञायते' इति, तदा स कथयति दृष्टफलो देवदत्तः कथयतीति । तत्र शब्दस्य दृष्टमूलत्वात्प्रामाण्यमायाति । यत्र पुनः 'श्रुतं मयेति' उत्तरं, तदा प्रमाणान्तरमूलाभावात् सन्दिहानोऽप्रामाण्यं शब्दस्य स्वीकरोति प्रष्टा । अप्रामाणिकजनवाक्ये तु न मूलविरहादप्रामाण्यमपि तु, दुष्टमूलतया शब्दस्य स्वाभाविकप्रामाण्याय वादो भवति । द्रष्टा वक्ता वाऽन्तःकरणदोषैर्दुष्टो न तु शब्दः इति ।

भ्रमो विप्रलिप्सा करणापाटवमिति त्रयो दोषाः पुरुषे नतु शब्दे । केचन भ्रमेणायथार्थं ब्रुवन्ति, परे तु स्वार्थपरा वञ्चनायासत्य वदन्ति । अन्ये पुनरिन्द्रियाकौशलेनायथा कथयन्ति । स दोषः पुरुषस्य, न तु शब्दस्य । शब्दः प्रमाणं, तन्मूलं पुरुषः । शब्दस्तु सर्वदा यथार्थतामेव बोधयति निर्दोषत्वात् । मिथ्यान्तःकरणो हि पुरुषः । तत्र क्वचित्तद्दोषं शब्देऽप्युपचार्य 'मिथ्येदमस्य ...' मित्युच्यते, न वस्तुतः शब्दे मिथ्यात्वम् । शब्दस्तु यथार्थतामेव व्यनक्ति । पुरुषो दोषव- मिथ्या वदति तत्र शब्दस्तथार्थतामेव बोधयति, यत्र तु पुरुषः सत्यं कथयति तत्र शब्दस्तथा प्रकाशयतीति शब्दस्य सर्वदा यथार्थता । तद्बोधकत्वमेवास्य प्रामाण्यम् ।

ननु यथार्थतापि चेत्प्रमाणं तर्हि उष्णजले उष्णजलत्वमप्रमाणं स्यात् । जले हि शीतस्पर्शता यथार्थता, न तूष्णता । इति चेत्–नैष दोषः । लौकिका हि जलस्य यथार्थतामुष्णजलस्य चाऽयथार्थतामजानन्त एवोष्णजल प्रमाणं मन्वते । ये पुनस्तत्त्ववेदिन उष्णजलस्यायथार्थतां जलस्य च यथार्थतां जानन्ति, ते तूष्णजलस्य प्रामाण्यं नैव स्वीकुर्वन्ति । नाप्यभ्रान्तताम् ।

जलस्योष्णावस्थात्वस्यौपाधिकत्वात् । तस्मात् शब्दे यथार्थतायाः सत्त्वाद्दोषस्य चाभावा प्रामाण्यं स्वत एव । अप्रामाण्यं तु दोषसत्ताज्ञानेन पश्चाद्भवतीति परतः ।

नन्वस्तु शब्दस्य स्वतःप्रामाण्यं, तस्य अर्थेन सह कः सम्बन्धः? संयोगसम्बन्ध इति चेन्, क्षुरमोदकादिशब्दोच्चारणे मुखपाटनपूरणाद्यापत्तेः । न च कार्यकारणभावः सम्बन्धः, द्वयोरपि नित्यत्वात् । प्रत्याय्यप्रत्यायकत्वमेव संबन्ध इति चेन्न । केन सम्बन्धेन शब्दोऽर्थं प्रत्याययतीत्येतदेव तु निरूप्यते, तत्र प्रत्यायकत्वादेव प्रत्यायकत्वमिति न सम्भवति, आत्माश्रयदोषापत्तेः । स्यादेवं यद्यनित्यः शब्दार्थयोः सम्बन्ध स्यात् । अस्ति तु तयोर्नित्य एव सम्बन्धः प्रत्याय्यप्रत्यायकत्वलक्षणः । तत्र प्रमाणं किमिति चेत्, इदमेव प्रमाणं यच्छब्दश्रवणानन्तरमर्थमधिगच्छति जनः ।

ननु इदमर्थज्ञानमभिप्रायानुमानद्वारेण भवति न सम्बन्धेन इति चेन्न । अर्थाभिप्रायशून्येनापि जनने स्वमायवस्थायामुच्चारितैः शब्दैरर्थज्ञानं परस्य भवतीति । एवमनर्थज्ञैरपि प्रयुज्यमानं वेदवाक्यं व्युत्पन्नानामर्थं प्रत्याययति । तस्मादस्ति शब्दार्थयोः प्रत्याय्यप्रत्यायकः सम्बन्धो नित्यः । तर्हि किमिति शब्दस्य प्रथमश्रवणेऽर्थं न जानाति जन इति चेत्, सहकारि विरहादिति ब्रूमः । यथा नेत्रस्यालोकः सहकारी भवति तथा संज्ञाग्रहणमर्थज्ञाने सहकारि । तेन 'अयं शब्दोऽस्य संज्ञे'ति येन पुरुषान्तरेण तत्संज्ञा ज्ञाता तस्यैव शब्दोऽर्थं प्रत्याययति, नान्यस्य । ननु 'अस्य अयमर्थ' इति पुरुषेणान्येन कथितेऽर्थज्ञानं भवति यदि, तर्हि तत्प्रत्यायकत्वं पुरुषकृतं जातमतः पौरुषेय एव सम्बन्ध इति दोषः । तत्राप्युच्यते, 'अस्यायमर्थ' इति न सम्बन्धकरणमिदं किन्तु प्रसिद्धस्य सम्बन्धस्य कथनमात्रम् । कथमेवं ज्ञायत इति चेदेवम् । यो हि प्रसिद्धशब्दस्याऽन्यथार्थं कथयति तं बहवो निवारयन्ति 'नायमस्यार्थः' इति । यो हि गोशब्दस्याश्वमर्थं बोधयति तमन्ये निवारयन्ति 'नायमस्यार्थः, सास्नादिमानस्यार्थ' इति । संबन्धकरणपक्षे तु निवारणं न सम्भवति । देवदत्त इति स्वपुत्रे व्यपदिष्टे कोपि तं न निवारयति 'नायमस्यार्थ' इति । तस्मान्नित्य एव शब्दार्थयोः प्रत्याय्यप्रत्यायकत्वरूपः संबन्ध इति सिद्धम् ।

भगवति वेदे तु दोषाणां पूर्वोक्तानां संभव एव नास्ति । यतस्तत्र लौकिकपुरुषप्रवेश एव न भवति । लौकिकपुरुषप्रवेशे सत्येव वेदे पुरुषदोषोपचारसंभवः । नान्यथा । पुरुषप्रवेशो हि त्रेधा संभवति, पदपदार्थसंबन्धकरणद्वारेण, वाक्यवाक्यार्थसंबन्धद्वारेण, ग्रन्थस्यैव वा सर्वस्य पुरुषनिमित्तत्वेन । यदर्थं दृष्ट्वा तद्वाचकस्य पदस्य तत्र सम्बन्धं कल्पयन्ति लोकाः; सम्बन्धं जानन्ति वा, तर्हि पदार्थाश्चानित्या इति तदुत्पत्त्यनन्तरमर्थकल्पनेन पुरुषान्तःकरणदोषोपचारः शब्दे संभवति । तत्सर्वं वेदे नास्त्येव । प्रवाहन्यायेन वैदिकपदपदार्थयोर्नित्यत्वाच्चसम्बन्धस्यापि औत्पत्तिकत्वात्पुरुषदोषसम्बन्धगन्धोऽपि न संभवति । इदमपि जैमिनीयमतदिशोक्तम् ।

वस्तुतस्तु निर्दोषपूर्णगुणभगवद्वाक्यत्वाद्भगवत्स्वरूपत्वाच्च वेदस्य, तत्र दोषस्पर्शोऽपि न संभवति । यथोक्तं समाधिभाषासु भगवता—

'शब्दब्रह्म परं ब्रह्म ममोभे शाश्वती तनू' ।
स एष जीवो विवरप्रसूतिः प्राणेन घोषेण गुहां प्रविष्टः ।
मनोमयं सूक्ष्ममुपेत्य रूपं मात्रा स्वरो वर्ण इति स्थविष्ठः ॥
यथाऽनिलः खेऽनिलबन्धुरूष्मा बलेन दारुण्यधिमथ्यमानः ।
अणुः प्रजातो हविषा समिध्यते तथैव मे व्यक्तिरियं हि वाणी ॥ ११ स्कं.

जीवयतीति जीवोऽयं सूत्रात्मा भगवान् नाभिचक्रविवरादुत्तिष्ठति । ततश्च घोषसहितेन प्राणेन सम्मिलितः सन् गुहां हृदयाकाशं प्रविष्टो भवति । एषा द्वयी वाणी । पूर्वा परा, द्वितीया तु पश्यन्तीत्युच्यते । ततश्च स एव भगवान् मनोमयं सूक्ष्मरूपं प्राप्य मानसी गीः कथ्यते । ततः

परं कण्ठादायागत्य स्थूलः सम्मात्रास्वरवर्णादिरूपेणाभिव्यक्तो भवति। एषा वैखरी। एतानि नाभिहृदयमनःकण्ठाः सूत्रात्मनो भगवतः स्थानानि। तत्तःस्थानेषु समागतः, स वस्तुस्वरूपेणाव्यक्तोऽप्येषः, कर्णविवरे पिहिते व्यक्ततामपि घोषरूपेण कथंचिद्यातः क्रियामा ज्ञानांशसहितः, सोऽयं वेदपुरुषः प्रकाशितो भवति। यथा दारुषु सर्वत्र विद्यमानोऽग्निर्बलेन मथितः प्रकाशितो, हविषा च प्रज्वलितो भवति, तथैव भगवान् सूत्रात्मा वर्णादिरूपेण बहिरायातीति श्लोकार्थः। तदेतत्परोक्षरूपेण श्रुत्याप्युच्यते 'चत्वारि वाक्परिमिता पदानि तानि विदुर्ब्राह्मणा ये मनीषिणः। गुहा त्रीणि निहिता नेङ्गयन्ति तुरीयां वाचो मनुष्या वदन्ति।' वदन्तीत्यनेन ज्ञायते शब्दप्रयोग एव मनुष्यप्रयत्नो न तु तदुत्पादने।

किञ्च श्रौतानुष्ठानपद्धतिवाक्ये 'वेदाक्षराणि यावन्ति पठितानि द्विजोत्तमः। 'तावन्ति हरिनामानि कीर्तितानि न संशयः।' 'तस्य वाचकः प्रणव' इत्याद्यभियुक्तवचोविस्तरैर्वेदाक्षराणामपि सार्थकता सिध्यति। किंच वैदिकपदवाक्यानामपि भगवद्वाचकत्वं 'आकाशस्तल्लिङ्गात्' इत्यादिव्याससूत्रेषु 'इति सम्भृतसम्भारः पुरुषावयवैरहम्। तमेव पुरुषं यज्ञं तेनैवाऽयजमीश्वरम्।' इत्यादिसमाधिभाषासु चोक्तम्। तदेतत्सर्वमस्मदाचार्यचरणैरपि सङ्गृह्योक्तम्—

अपञ्चीकृतरूपं हि सूत्रमात्र हरिः स्वयम्।
सुषुम्णामार्गतो व्यक्तः शब्दब्रह्म प्रकाशते॥
पञ्चाशद्वर्णरूपश्च सूक्ष्मो नित्यो निरन्तरः।
सर्वतोऽन्तोऽनन्तरूपो बहुरूपः स्वभेदतः॥
वर्णः पद तथा वाक्यं तस्य नामत्रयं मतम्।
वर्णाः पदानि सर्वाणि भगवद्वाचकत्वतः॥
सर्वार्थाण्येव सर्वत्र व्यवहृत्यै तथापि तु।
शक्तिसंकोचतो लोके विशेषख्यापनानि वै॥

एवमिह वेदस्यास्य शब्दोऽर्थश्च सर्वोऽप्यलौकिको न प्राकृतः केवलः। अस्य पुनर्वेत्तारोऽतिदुर्लभाः सम्प्रति। सर्वलोकाप्रियतया तदाशयविवरणकर्तारः प्रवचनकर्तारस्तु सुतरां दुर्लभा इत्यत्र तु नास्ति कस्यचन सन्देहलेशोऽपि। एवं वेदज्ञानव्याख्याप्रवचनादिदौर्लभ्ये महति वर्तमाने य इमे पण्डितप्रकाण्डं विद्यावाचस्पतिसमीक्षाचक्रवर्तिप्रभृतिविविधबिरुदावलीविभूषिताः श्रीमधुसूदन-ओझामहोदया वेदविद्यानिधयस्तद्व्याख्याप्रवचनादिप्रसिद्धवैदुष्या विद्यानिधानामिमां जयनगरभुवमलं-कुर्वन्ति इति भारतीयानां महामहद्भागधेयम्। चराचरगुरोर्भगवतः श्रीकृष्णस्य परमोऽयमनुग्रहो यत्सुकृतिनो भवन्तः सर्वेपि जयपुरनिवासिनः पण्डितप्रवरा ये नित्यमेतेषां वेदविज्ञानव्याख्यागिरमाकर्णयन्तः सुखं वासरानतिवाहयन्ति। एतेषां वेदविज्ञानविषयविवेचनग्रन्थानवलोक्य विस्मयस्मेरमानसा विद्वांसः सर्वेऽपि प्रमोदन्तेतमाम्। सर्वथा प्रशस्यतममेवेद पुरमपि जातं यत्रैतादृशाः,

सरस्वतीमूर्तयो विद्वत्प्रवरा निवासमनुतिष्ठन्ति । धन्यतमश्चायमनन्यः सुगृहीतनामधेयः पार्थिवोऽभूद्येनायं विद्याचरणपतिर्निजसभाया अलङ्करणं कृतः । कुशलिनश्च वयमपि जाता य इमेऽद्य संख्याऽनल्पमनुष्ठेयमिदमेतेषामभिनन्दनमभिनन्दामः । वयमप्येतान् स्थानेऽभिनन्द्य सुतरां सुखिनः सन्तुष्टाश्च भवाम इति अस्माकमेष आत्मा निवेदयति । वर्द्धतामेतेषामिदं सारस्वतं वैभवम् । संपत्स्यतां चैषां सर्वदा सर्वविधाऽनुकूलता लौकिकी भगवदनुग्रहेण । नैरुज्येन सहैवेमे चिरमायुष्मन्तः सन्तः सर्वदा नास्तिकानां हृदयेषु भगवति वेदे श्रद्धामुद्भावयन्तः पुरमिदं मण्डयन्त्विति दिव्यशिशोररसनस्वामिनः श्रीकृष्णस्य चरणनलिनयोराशास्य विरमामः पल्लवात् । हरिः ॐ शम् ॥

---

## वेणुरव.

(લેખકઃ—રા. રા. ધીરજભાઈ વ્રજદાસ આંકલીઆ, B. A. LL. B. એડવોકેટ).

**નોંધઃ**—નં. ૧૮૧ માં કહ્યું કે સર્ગથી માંડીને બીજી સર્વ લીલાઓ આશ્રયને પોષણ કરનારી છે, અને આશ્રય એ મુખ્ય છે. તેમજ દ્વિતીય સ્કંધના દશમા અધ્યાયમાં કહ્યું કે ભગવાન સર્વ પદાર્થમાં દશધા ઓતપ્રોત છે. વળી બારમો આશ્રયસ્કંધ પણ છેલ્લો છે એ સર્વ જોતાં આશ્રય એ મુખ્ય લીલા છે એમ સિદ્ધ થાય છે પણ પુષ્ટિમાર્ગમાં નિરોધ મહાફલસમર્પક કહેવાય છે, તેથી નિરોધ અને આશ્રય વચ્ચે શું સંબંધ છે તે જાણવાની આવશ્યકતા રહે છે, તે સંબંધ શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજી, શ્રીપુરુષોત્તમજી, અને શ્રીવલ્લભજી બહુજ સુંદર રીતે પ્રતિપાદન કરે છે માટે તે અમે નીચે આપીએ છીએ.

न. १८७. रन्ध्रान् वेणोरधरसुधया पूरयन् ।

सुधा त्रिविधा । देवभोग्या, भगवद्भोग्या, सर्वभोग्या च । तत्र हेतुर्लोकान्तरे स्थापिता । तस्याः साक्षादनुभवो नेन्द्रियेण सम्भवति । अतः श्रोत्रपेयैव सा । सा हि सर्वेषां भगवदीयत्वं सम्पादयति । आनन्द एव सा प्रकटा द्रवीभूता । ब्रह्मानन्दादप्यधिका । आनन्दसारभूता । सा न कथञ्चिन् साधनतामापद्यते स्वतः । अतो नादब्रह्मणि तां योजयितुं नादोत्पत्तिस्थाने वेणौ तत्रापि तद्रन्ध्रेष्वमूर्तत्वात् पूरिता । न हि सा साक्षाद् वेणुमपि स्पृशति । वेणोरग्निसमासात् वेणुमध्येऽपि सा न अतो यदा नादस्तद्द्वारा गच्छति तदा तेन सम्बद्धा गच्छति, ततः कर्णद्वारा हृदये प्रविष्टा वर्णनायां मुखे समागच्छन्ती मुखमपि स्वभोग्ययोग्यं करोति । यावच्च रसरूपेण सोऽन्यांशो नान्तः प्रविशति तावदपि साक्षात् तद्भोगयोग्यता न भवति । एतदर्थमेव वर्णनम् । तत्प्रवेशे निरोधः सिद्धः । अतः सम्पत्तरो गोपेषु भोग्यगोपीव्यतिरिक्तासु सर्वेषु च । अत एव निरोधो भावानन्तरं निरूपितः । सुखदुःखप्रजानां भोग एतत्पर्यवसायी । ततो विमोचनं स्वाश्रयप्रापणं च प्रत्यासत्तिः । अन्यथा तदिच्छा व्यर्था स्यात् । अयं पुनर्नवानन्दभोगे जाने तदान्याविर्भावविकल्पे सम्पन्ने कल्पना इव मुख्यो रसभोगः सम्भवति तदङ्गानां च क्रमेण । अतो निरोधो महाफलः । अतोऽत्र निरः

प्रकरणान्ते निरूप्यन्ते । भगवद्भोगानन्तरमेव भगवान् भोग्यो भवति । अतोत्र शुकोपि मुख्यतया स्त्रिय एव वर्णयति । अग्निकुमाराणाप्यत एव स्त्रीत्वम् । नहि पुरुषोन्योपभोग्यो भवति स्वोपभोग्यो वा । परं ज्ञात्वा पाने महान् रस इति भगवतोग्रे ज्ञानोपदेशनिबन्धः । मुख्यप्रापणार्थं वा । दुःख दूरीकरणार्थं च । अत एवाग्र आधिदैविकीं स्त्रियं प्रार्थयिष्यन्ति । अतो रूपेण वशीकृत्याधरामृतं पाययन् स्वच्छन्दतां सम्पादयति । सु. ( १०-१८-५. )

સુધા ત્રણ પ્રકારની છે, દેવભોગ્યા ભગવદ્‌ભોગ્યા અને સર્વથી અભોગ્યા. તેમાં હેતુ એ છે કે તે અધર જે ભોગરૂપ છે તેમાં ભગવાને તેને સ્થાપી છે, તેનો સાક્ષાત્ અનુભવ ઉચ્છિષ્ટથી થઈ શકતો નથી, તેથી તે સુધાનું કર્ણદ્વારાજ પાન થઇ શકે છે, તે સુધા સર્વને ભગવદીય કરી દે છે, તે સુધા પ્રકટ દ્રવીભૂત આનન્દરૂપ જ છે, બ્રહ્માનંદ કરતાં પણ અધિક છે, આનન્દની પણ સારભૂત છે. તે પોતે કોઈ પણ પ્રકારે સાધનરૂપ થતી નથી તેથી નાદબ્રહ્મમાં તેને યોજવાને નાદનું ઉત્પત્તિસ્થાન જે વેણુ તેના છિદ્રોમાં તેને ભગવાને પૂરી આપી, કારણ કે તે અમૂર્ત ( મૂર્તિ વગરની ) છે, તે સુધા વેણુને પણ સાક્ષાત્ સ્પર્શ કરતી નથી. वेणोः અને रन्ध्रान् એ બે શબ્દોનો શ્લોકમાં સમાસ ન કરેલો હોવાથી એમ સમજાય છે કે તે સુધા વેણુમાં પણ નથી, તેથી જ્યારે નાદ વેણુદ્વારા જાય છે ત્યારે સુધા નાદની સાથે સંબન્ધમાં આવીને જાય છે, પછી કર્ણદ્વારા હૃદયમાં પ્રવેશ કરે છે અને વર્ણન કરતી વખતે મુખમાં આવે છે અને મુખને પણ સ્વભોગને યોગ્ય કરે છે. જ્યાં સુધી રસનાં પૂરની સાથે સુધાનો અંશ અંદર પ્રવેશ કરતો નથી ત્યાં સુધી સાક્ષાત્ તેના ભોગની યોગ્યતા થતી નથી તેને માટેજ વર્ણન. તે રસના પ્રવેશથી નિરોધ સિદ્ધ થાય છે માટે ગોપોને વિષે તે રસ થોડો પ્રવેશ કરે છે અને ભોગ્ય ગોપી સિવાયના બીજા સર્વેને વિષે તે થોડો પ્રવેશ કરે છે ( માત્ર ભોગ્ય ગોપીઓને વિષે જ પૂર્ણપણે તે રસ પ્રવેશ કરે છે ) તેથી જ ભક્તિની પછી નિરોધનું નિરૂપણ કરવામાં આવ્યું છે. **લીલાસૃષ્ટિમાં ઉત્પન્ન થયલા ભક્તોનું ફલ આટલે સુધી છે, ત્યારપછી તેમનો મોક્ષ અને ભગવદાશ્રયની પ્રાપ્તિ તેમને થાય છે તેથી તેમને પ્રથમની સ્થિતિની પ્રાપ્તિ થાય છે.**

જો આ ભોગ તેમને ન આપવામાં આવે તો લીલાસૃષ્ટિ વ્યર્થ થઇ જાય. આ ભોગ બ્રહ્માનંદભાવ થયા પછી અને તેમાં પણ આધિદૈવિક સ્રીરૂપ પ્રાપ્ત થયા પછી લક્ષ્મીની માફક મુખ્ય રસભોગ સંભવે છે. લક્ષ્મીના અંશો મહિષીઓ વગેરેને ક્રમથી થોડા થોડા પ્રાપ્ત થાય છે, માટે **નિરોધ જ મહાફલનું દાન કરનાર છે.** તેથી અહીં આસક્તિસમર્પક પ્રમેયપ્રકરણને અન્તે સ્રીઓનું નિરૂપણ કરવામાં આવ્યુ છે. ભગવાને ભક્તનો ભોગ કર્યા પછી જ ભક્તથી ભગવાન્ ભોગ્ય થાય છે, તેથી અહીં શુકદેવજી પણ મુખ્યતાથી સ્રીઓનું નિરૂપણ

કરે છે. અગ્નિકુમારોને પણ તેથી જ સ્ત્રીરૂપ ધારણ કરવું પડ્યું, પુરુષ કાંઈ બીજા પુરુષનો ભોગ પણ કરી શકતો નથી, આમ છતાં પણ જ્ઞાનસહિત આ રસનું પાન કરવામાં આવે તો મહાન રસની પ્રાપ્તિ થાય તેથી ભગવાને આગ્રહથી ઉદ્ધવજીને મોકલીને ગોપીજનને જ્ઞાનનો ઉપદેશ કર્યો અથવા તો મુખ્ય સ્વરૂપની પ્રાપ્તિને માટે જ્ઞાનનો ઉપદેશ કર્યો અને દુ:ખ દૂર કરવાને માટે પણ જ્ઞાનનો ઉપદેશ કર્યો. તેથી જ આગળ આધિદૈવિકી સ્ત્રીરૂપને માટે કાત્યાયનીની પ્રાર્થના કરશે, તેથી રૂપથી વશ કરીને અધરામૃતનું પાન કરાવીને ભગવાન સ્વચ્છંદતા સંપાદન કરાવે છે.

नं. १८८. गूढाभिसन्धिनाहेत्वन्तरम प्याहुर्यावचेति । नादो हि रसात्मको धारावत् कर्णद्वारा हृदि प्रविष्टः । स एव भगवदीयसर्वेन्द्रियविषयकविविधरसाभावनिर्झरः " पाथःप्रवाह इव पुष्टो रसपूररूपो जातो येन समानशीलव्यसनानां परस्परं तद्वर्णनरूपो बहिः प्रकटोभूत् । स च सार्वत्रिक इति । तत्र हृदयस्थितोधररसो मुख्याधररसस्यांश एवेति स सर्वासां हृदि स्थितः पर्ययेण सर्वासां हृदि प्रविष्टस्तदानिर्वचनीयोत्कटभावोदयेन साक्षात्तदनुभवयोग्यता भवतीत्यर्थः । एवं सति यावदुक्तरीत्या सोंशो नान्तः प्रविशति तावदपि साक्षात् तद्भोगयोग्यता न भवतीति शेषग्रन्थो ज्ञेयः । एतदर्थमेवेति । रसपूरेण तदंशप्रवेशार्थमेवेत्यर्थः । अत्रैवामत एवेति । यतो विहितभक्तिमतामप्यपं रसः फलत्वेन प्रार्थनीय एव तिष्ठति नतु तत्प्राप्त्यवाप्य प्राप्तो भवन्यतो वंशद्वयसम्बन्धिभक्तिनिरूपणानन्तरं निरोधो निरूपित इत्यर्थः । एतस्यैव तात्पर्यान्तरमप्याहुः सृष्ट्युत्पन्नानामिति । भक्ताना-मितिशेषः । भोगो भक्तिरसभोग इत्यर्थः । एतत्पर्यवसायीति । एतदप्राप्तौ तेषामपि सृष्ट्युत्पत्ति-र्व्यर्थेत्यर्थः । एतेनान्येषां कैमुतिकन्यायेनैव जन्मवैयर्थ्यं ज्ञापितं भवति 'नैष्कर्म्यमप्यच्युतभाव' त्यादिवाक्यैः । तदेवं फलस्य सिद्धत्वाद्भिमर्शनद्वयं व्यर्थमित्याशङ्क्य तत्तात्पर्यमाहुस्ततो विमो-चनमित्यादि । ये मुक्ताः स्वान्तः स्थिता एव जीवा लीलार्थं सृष्टास्तेषां परमानुग्रहतो निरवधिला-मध्यपातिभक्तैः सहैतद्रसानुभवं कारयित्वा पुनः पूर्वभावसम्पत्तेरेव मत्प्रापत्तिपदार्थत्वात् । योक्त एतद्रसप्रकटनस्य तात्पर्यं वदन्त आवश्यकतां चाहुरन्यथेति । अस्यैव परमपुरुषार्थत्वेन सृष्टिमध्ये यत्र कुत्रापि प्रकटनेनैव सृष्टेः सार्थकत्वम् । अन्यथा प्राणसम्बन्धरहितदेहसृष्टिवत् सा व्यर्था स्यादित्यर्थः । तदंशानामिति । महिष्यादीनामित्यर्थः । मुख्यमापणार्थं वेति । मुख्यः पुरुषोत्तमः । एतासां च स एवापेक्षित' इति तत्स्वात्मत्वेन कथने स एव प्रापितो भवतीति तथा (टिप्पणीजी) १०-१८-९ ॥

ગૂઢાભિસંધિથી બીજો પણ હેતુ કહે છે. નાદ રસાત્મક છે, ધારાની માફક કર્ણદ્વારા હૃદયમાં પ્રવેશ કરે છે, તે જ ભગવદીય સર્વ ઇન્દ્રિય વિષયક વિવિધ પ્રકારના રસના ભાવના ઝરણાંઓથી જલના પ્રવાહની માફક પુષ્ટ થઈને રસના પૂરરૂપ થાય છે, અને તેથી જ સમાનશીલ વ્યસનવાળા ભગવદીયો તેનું પરસ્પર

વર્ણન કરે છે અને તે બહાર પ્રકટ થાય છે, તે સર્વત્ર પ્રકટ થાય છે, તે સર્વે ગોપીજનના હૃદયમાં રહેલો છે, અરે ! એકમાંથી એક એમ સર્વેના હૃદયમાં પ્રવેશ કરે છે. ત્યારે કોઈક અનિર્વચનીય ઉત્કટ ભાવનો ઉદય થાય છે અને સાક્ષાત્ તેના અનુભવની યોગ્યતા થાય છે, એમ હોવાથી જ્યાં સુધી તે રીતે તે અંશ અંતઃકરણમાં પ્રવેશ કરતો નથી ત્યાં સુધી સાક્ષાત્ તેના ભોગની યોગ્યતા થતી નથી, એમ બીજે સર્વ સ્થળે સમજવું. વિહિત ભક્તિવાળા ભક્તોને પણ આ રસ ફલ તરીકે પ્રાર્થનીય જ રહે છે. ભક્તિની પ્રાપ્તિથી કાંઇ આ રસ પ્રાપ્ત થતો નથી તેથી સૂર્ય અને ચંદ્રવંશ સંબંધી ભક્તિનું નિરૂપણ કર્યા પછી નિરોધનું નિરૂપણ કર્યું છે. લીલાસૃષ્ટિમાં ઉત્પન્ન થયલો ભક્તોનો ભક્તિરસબોધ આવો છે. એ જો પ્રાપ્ત ન થાય તો તેમની લીલાસૃષ્ટિમાં ઉત્પત્તિ વ્યર્થ થઇ જાય આથી બીજા સર્વ જીવોનો જન્મ તો વ્યર્થ જાય છે એમાં કહેવું જ શું ? ભગવદ્‌ભાવ વિનાની નિષ્કામતા પણ નકામી છે.

**આ પ્રમાણે નિરોધ મુખ્ય ફલ છે ત્યારે શંકા એમ થાય છે કે આગળ આવતી નિરોધ અને આશ્રયરૂપ બે લીલા વ્યર્થ છે. તેના ઉત્તરમાં તાત્પર્ય કહે છે કે જે મુક્ત જીવો ભગવાનના સ્વરૂપમાં રહેલા છે, તેમને લીલાસૃષ્ટિમાં ઉત્પન્ન કરીને તેમના ઉપર પરમ અનુગ્રહ કરીને નિત્યલીલામધ્યપાતી ભક્તોની સાથે આ રસનો અનુભવ કરાવીને તેમને ફરીથી ફરીથી પૂર્વભાવ પ્રાપ્ત કરાવે છે.** લોકમાં આ રસ પ્રકટ કરવાનું 'તાત્પર્ય' કહેતાં આવશ્યકતા જણાવે છે કે આજ પરમ-પુરુષાર્થરૂપ હોવાથી સૃષ્ટિમાં કોઈ પણ સ્થળે પ્રકટ કરવાથી સૃષ્ટિનું સાર્થકપણું છે નહિ તો પ્રાણના સંબંધ વિનાના દેહની ઉત્પત્તિ જેમ વ્યર્થ છે તેમ સૃષ્ટિ પણ વ્યર્થ થઈ જાય. મુખ્યની પ્રાપ્તિ એટલે પુરુષોત્તમની પ્રાપ્તિ.

---

## सिद्धकुमारी.

પ્રિય વાચક વૃન્દ ! " ત્રિલોકમોહિની–બંસરીના નિનાદના અજબ જાદુમાં સિદ્ધકુમારિકા શ્યામા ફસાઈ પડીને શ્યામસુંદર મનમોહન રસરસિકેન્દ્ર, શ્રીનિકુંજ વિહારી, રસેશ શ્રીકૃષ્ણપ્રભુના કોટિકંદર્પલાવણ્યમય સ્વરૂપની મધુરિમામૂર્તિપર મોહ પામી, વિરહાતુર બની, પિતૃશાપને પામી તાપક્લેશાત્મક વિપ્રયોગની ફળદશાને કેવીરીતે પ્રાપ્ત થઇ તે પ્રેમલક્ષણા ભક્તિનું જાજ્વલ્યમાન મૂર્તિમત્ સ્વરૂપ શ્યામા આબેહુબ દેખાડી આપે છે. શ્રીકૃષ્ણપ્રભુના અનુગ્રહપાત્ર અધિકારી જીવો કેવા હોય છે ? તેને કેવી વિટંબના ભોગવવી પડે છે ? અને તે વિટંબનાની કસોટીમાંથી શ્યામ-સુંદર કેવી રીતે પાર ઉતારે છે ! તેનું આબેહુબ ચિત્ર આ વાતોમાં આલેખ્યું છે. આ વાતો એ વાર્તારૂપ નથી પણ ભક્તિમાર્ગીય જીવોની ફળદશા, પ્રિયતમ મિલન માટે થતી તીવ્ર ઉત્કંઠા અને વિરહાવસ્થાને પ્રાપ્ત થનારી વિરહિણી શ્યામાનું સુંદર રેખાચિત્ર છે. તેના શબ્દે શબ્દે વિશ્વધર્મ પુષ્ટિમાર્ગનું પરમ તાત્ત્વિક સ્વરૂપ તરવરે છે. તાર્કિકોના તર્કશાસ્ત્રોને ગોથાં ખવડાવનાર " શુદ્ધાદ્વૈત " " ના તત્ત્વદર્શન અને દિવ્ય બ્રહ્મવાદમતન " માં બિરાજતા પ્રાણપ્રેષ્ઠ શ્રીનિ-

સ્યામા ગોધૂલિક સમય પછી મોડી આવી. સુરિરના ક્રોધનો પાર રહ્યો નહિ. સ્યામા, આટલી વાર ક્યાં લાગી? મોડું આવવાનુ કારણ શું? મુંઝતા અવાજે પ્રશ્નો પૂછવા લાગ્યો. ત્યારે સ્યામાએ આવવામાં વિલમ્બ થવાનુ કારણ સાચ્ચા હૃદયના શુદ્ધ ભાવથી અથથી ઇતિ સુધી સંભળાવ્યું. પણ સુરિર ભગવાનના પ્રતાપથી અનભિજ્ઞ હતો. માયાજાળમાં ફસાએલો હોવાથી સ્યામાના પવિત્ર ભગવત્પ્રેમના દિવ્ય આકર્પણને સમજી શક્યો નહિ. મોડા આવવાના કારણમાં શંકા પેઠી. ખરેખર! મ્હારી પુત્રી સ્યામા કોઈ મનુષ્યના પ્રેમમાં ફસાઈ છે; નહિતર મોડી આવે નહિ. સુરિરને સ્યામાના ચારિત્ર્ય માટે શંકા પેઠી હતી. સ્યામાનું ચારિત્ર્ય શુદ્ધ હતું, તેમજ તેનો ભગવાન પ્રતિનો પ્રેમ દિવ્ય હતો. આજના ઉચ્છૃંખલ યુવાનો જેને પ્રેમ માને છે તે તો ઇશ્કઆશ્ક્યુક્ત હોઇને વિષયવાસનાથી ભરપૂર હોય છે. તે પ્રેમ નહિ, પણ સ્થૂળ સ્વરૂપ "કામ" હવસ–વિષય છે, અને તે કામથી મનુષ્ય અધોગતિને પામી પોતાનો સર્વ નાશ કરે છે. સ્યામાનો પ્રેમ તે સાચો અને દિવ્ય હતો; તેથી તે શુદ્ધ હતો. દિવ્ય પ્રેમમય જીવનમાં "કામ" ની ગંધ પણ ન હોય. તો વિષયવાસના ક્યાંથી હોય? આજ તો પ્રેમનો અર્થ "ઇશ્ક" થઈ પડયો છે કારણ કે બધા કામદેવના ગુલામો છે, તે ખરા અર્થને ક્યાંથી સમજી શકે? ભગવાનની નિર્દોષ લીલાઓમાં પણ ઇશ્કીઓને શંકા લાગે છે. પણ વસ્તુતઃ તેમ નથી. તેમનું હૃદય શુદ્ધ નથી, કામદેવનો વાસ હોવાથી તેમની દૃષ્ટિ દુષ્ટ છે. તેથી નિર્દોષ લીલાઓ પ્રતિ શંકા ઉઠાવે છે. પણ અહીં તેમ નથી. સ્યામા તો દિવ્ય પ્રેમમાં મુગ્ધ હોવાથી શુદ્ધ છે–અસ્તુ.

સુરિર કોપાયમાન થઇને કહેવા લાગ્યો, "સ્યામા, ત્હારાં મોડા આવવાનાં સર્વ કારણો અને મિથ્યા લાગે છે. અવસ્ય, તું કોઈના પ્રેમમાં બદ્ધ થઈ હોવાથી મોડી આવી લાગે છે. પણ યાદ રાખ, જે દિવ્યમંત્રથી તું મૃત્યુલોકમાં જઈ શકે છે તે શક્તિને હું શાપ આપીને નષ્ટ કરી દઈશ. એટલે તુ સિદ્ધલોક સિવાય જઇ શકીશ નહિ." આમ કહીને શાપ આપ્યો કે

**"જા, મૃત્યુલોકમાં વિહાર કરવાની તારી શક્તિ નષ્ટ થઈ જાઓ."**

સ્યામા બીચારી નિર્દોષ હતી, શાપ સાંભળીને હતાશ બની, હાય! હવે મારી દિવ્યશક્તિ નષ્ટ થઇ ગઈ, એ મનમોહન મધુરાકૃતિ સ્વરૂપના દર્શનામૃત સુખ ક્યારે મળશે? "ત્રિલોક મોહિની–બંસી" નો દિવ્ય ધ્વનિ ક્યારે સાંભળવા મળશે? આમ સંતપ્ત બની જઇ મૂર્છિત થઈ. પિતાના શાપના પ્રભાવથી સ્યામાનું મુખ કરમાઈ ગયું. વિરહતાપની પ્રચંડ જ્વાળામાં સ્યામાનું હૃદય સંતપ્ત થઈ રહ્યું હતુ. શાપના ભયથી વિકલ થઈ, અભિનવ અનુરાગથી ભરેલ અને ઉભરાએલું હૃદય એક દમદમિત થઇ મહાવ્યથાને પામ્યું. કારણ કે તેવી દિવ્ય મુગ્ધાઙ્ગનાઓના હૃદય શુદ્ધ, સરળ, નિષ્કપટ, હોય છે. અને સ્યામા તો ઉચ્ચકુળની દેવકન્યા હોવાથી ઉચ્ચ લક્ષણયુક્ત હોય તેમાં શું કહેવાનું હોય? સ્યામાના દૃષ્ટિપથમાં વ્રજેશ્વરની મધુરાકૃતિએજ સ્થાન લીધુ હતુ. કર્ણપટમાં એ દિવ્ય બંસીનો ધ્વનિ મંજુલ રણકાર કરી રહ્યો હતો. સ્યામાનું હૃદય તો વ્રજેશ્વર શ્રીકૃષ્ણચંદ્રના અજબ મનોહર સ્વરૂપ ઉપર મુગ્ધ બન્યુ હતું, પિતાના શાપથી તેને તે સ્વરૂપ અને બંસી ધ્વનિની મધુરિમાની આનંદધારા નહિ મળવાથી વિરહાવસ્થા થઇ હતી. તેને શરીરનું ભાન પણ રહ્યુ નહિ. આમતેમ વ્યથિત હૃદયથી ફર્યા કરતી હતી. તેને આશ્વાસન આપનાર કોઈ હતુ નહી. સ્યામાના રોમેરોમ પ્રતિ વિરહતાપની ચિનગારીઓ જલતી હતી.

સ્યામાનું અંતઃકરણ સામાન્ય સ્ત્રીઓના અંતઃકરણો કરતાં ઉચ્ચ અને પવિત્ર હતું, તેનું હૃદય સ્વાભાવિક દોષોથી મુક્ત હતું અને કોમળતા–સરળતા પવિત્રતા, દયા, પ્રીતિયુક્ત હતું. આવું હૃદય હતું સ્યામાનું. કારણ કે દેવતા, અને મનુષ્યતામાં એજ અવસ્થા ઉન્નત છે. તેમાં મનુષ્ય તપથી શુદ્ધ થઇ આસુરી સમ્પત્તિનો નાશ કરી તેને પ્રાપ્ત થાય છે.

**શ્યામાનો વિરહ અને જીહાસખી**—પ્રેમીઓનો સહજ સંગી વિરહ સાધ્વીના કોમલ હૃદયને બોલાવવા લાગ્યો. શ્યામા પરિમ્લાન મુખથી એકાન્ત વનકુંજોમાં પોતાના દિલના વિરહતાપના પડેલા ફોલ્લાને ફોડતી હતી. કેલીહંસ અને મૃગ પ્યારની ઇચ્છાથી આવીને ગોદમાં બેસતા હતા. તેના પરિધાન કરેલાં અંચલનો છેડો મ્હોંમા લઇને ચાવતા હતા. પણ એ દિવ્યાંગનામાં એ ક્રીડાનો ભાવ પણ નહોતો, તેને ઉત્સાહ કે ઉમંગ ન હતાં. તેને તો હૃદયમાં દાહ, શ્વાસોમાં આહ, અને નેત્રોમાં અનર્ગલ અશ્રુપ્રવાહ ચાલ્યો જતો હતો. સ્વભાવિક ચંચલ મન કોઈ પણ પ્રકારે સ્થિર રહી શકતું નથી. પણ વિરહ કે દુઃખી અવસ્થામાં એકાગ્ર થઇ જાય છે, કારણ કે મનુષ્યને માટે દુઃખ એક કુદરતી એકાગ્રતાનું સાધન છે.

શ્યામાને પિતા મુરિરના શાપથી ભૂતલ ઉપર મૃત્યુલોકમાં જવાની શક્તિ નષ્ટ થઇ જવાથી, પોતાના પ્રાણપ્રેષ્ઠના દર્શનામૃતનું સુખ મળતું નથી. બંસીનો અજબ મનોહર ધ્વનિ સાંભળી શકાતો નહિ હોવાથી વિકલ થઇ વિરહાવસ્થામાં વનકુંજોમાં ફરે છે. તેને કશુંય ભાન નથી. આવી સ્થિતિમાં વ્યથિત હૃદયથી વનકુંજમાં બેઠી છે. વિરહતાપની અસહ્ય વેદનાથી અનર્ગલ અશ્રુપ્રવાહ ચાલ્યો જાય છે. તેવામાં અંતરંગ સખી જીહા આવીને પૃચ્છા કરે છે.

"સખી, તારી આ કરૂણમય દશા મ્હારાથી જોઇ શકાતી નથી, મ્હારૂં હૃદય ચીરાઇ જાય છે. કેવી રીતે આમ ને આમ નિર્વાહ કયાં સુધી થશે ?

**શ્યામા**—"સખી, શું બતાવું ? કેવી રીતે નિર્વાહ થાય ? જે કાંઈ દુઃખ આવી પડ્યું છે તે સહન કરેજ છુટકો, અને સહન પણ કરીશ. આથી બીજો કયો નિર્વાહ હોય ?"

**જીહા**—"સખિ, હું તારી દુઃખસુખની સાથીદાર છું. મ્હારા પ્રાણ આપવા તૈયાર છું. બોલ તારૂં હિત હું શું કરૂં ?

**શ્યામા**—"સારૂં બ્હેન ? તું મારે માટે ખાસ લાગણી ધરાવતી હો તો આ મ્હારો પત્ર લઇને ભૂતલ ઉપર જા. મ્હારા પ્રાણપ્રેષ્ઠને આપજે, અને મ્હારા હાલના સમાચાર કહે, આ પ્રાર્થના મ્હારી છે. હું તારો મોટો ઉપકાર માનીશ."

**જીહા**—"હા, હા, ખુશીથી એમાં શી મોટી વાત છે ? હું તારો પ્રેમપત્ર લઇને પ્રાણપ્રેષ્ઠ પ્રભુને આપીશ, અને વિરહદુઃખ નિવેદન કરીશ. એ તો મ્હારૂં સહજ કર્તવ્ય છે."

શ્યામાએ ભગવાન વ્રજેશ્વર ઉપરનો પ્રેમપત્ર લખ્યો. વાંચીને જીહાને કહ્યું કે હું જે કહું તે ફરીને લખી દેજે.

"બંસી બંસી હારિકૈં સુષમા-સરિકૈં ખોય, મધુર મુગ્ધ મન-મીનકો લીન્હો સુખરહો મોય;
જારત અબ વિરહાગ્નિમેં કઠિન નિઠુરતા ધારિ, ભયો મનોહર પ્રાણહર હરિ વ્રજ-વિપિન-વિહારી.

**શ્યામા**—"સખિ, આ "સુષમા-સરિ" થી વિલગ થઈ મરી જવું ઉચિત છે ? અને વ્રજેશ્વર તરફથી એવી શી નિઠુરતા થઇ છે કે તું એને ઉપાલંભ આપીશ ?

**જીહા**—તું તો નરી મુગ્ધા છે ! બ્હેન, વિદગ્ધા નાયિકાઓ તો પ્રિયતમને નિઠુરતાના ઉપાલંભ આપ્યા કરે છે. પણ હા, અહીં એ અવસર નથી. સારૂં જવા દે એ વાતને. તારી વાત પણ ઠીક છે. લાવ, પ્રેમપત્ર લઇને જાઉં છું."

જીહા પણ સિદ્ધકુમારી હોવાથી આકાશમાર્ગમાં પરિભ્રમણ કરવાની તેમજ ભૂતળ ઉપર આવવા જવાની શક્તિ ધરાવતી હતી. તેથી શ્યામાનો વ્રજેશ્વર પ્રતિનો પ્રેમપત્ર લઇને ભૂતળ ઉપર આવવા નિયત સ્થાને આકાશમાર્ગથી જવા લાગી. અહીં વ્રજેશ્વર પ્રથમની માદક એક ટીલા ઉપર બેસી ત્રૈલોક્ય-મોહિની બંસી બજાવી રહ્યા હતા. જીહાએ આકાશપથમાં નરર્ન્દી-

વરસ્યામની મનમોહક મૂર્તિ જોઈ. એ મધુરી છબી તો મન હરણ કરવાવાળી, પ્રાણ આદિના મહજમાંજ આકર્પણ કરનારી, અલૌકિક સૌન્દર્યમયી હતી. તેના દર્શન કરી એ મનમોહક મૂર્તિના જાદુમાં જીહા પણ ફસાણી. વ્રજેશ્વર તો મોજથી મધુરી મુરલી બજાવી રહ્યા હતા. એમાં કોઈ જાદુઈ અભિનવ રાગ ગાઈ રહ્યા હતા. તે અપૂર્વ સંગીત ધ્વનિમાં ખુબી તો એ હતી કે ખાસ કરીને નન્દિની, મોહિની, અને આકર્પણી એ ત્રણ શક્તિઓ પ્રત્યક્ષ સ્વરૂપે જગાવી હતી. અને એ શક્તિઓના જાદુથી જડને ચેતન, અને ચેતનને જડ બનાવી રહ્યા હતા. જીહા આ અવસર ઉપર પૃથ્વીતલપર ઉતરીને આવી. પણ એક નવી ઘટના એ બનવા પામી કે બંસીધ્વનિની આકર્પક શક્તિઓના અજબ મનોહર જાદુથી જે દિવ્યમંત્રના પ્રભાવથી સ્થૂળ સૃષ્ટિના સ્પર્શદોષથી દિવ્ય જીવ બચી રહેતો હતો, અને ઉડીને આકાશગામી થઈ શકાતું હતું, તે દિવ્ય મંત્રના જપ કરવાનું મધુરાકૃતિ, વ્રજેશ્વરના મનમોહક સ્વરૂપના દર્શનમાં લીન થઈ જવાથી ભુલી જવાણું. આથી પરિણામ એ આવ્યું કે ફરીને ઉડીને આકાશમાર્ગથી દિવ્યલોકમાં જવાની શકિત ચાલી ગઈ. હવે તો જીહા મોટી કઠિનતામાં આવી પડી. જીહા આકાશમાંથી ઉતરી ભૂતલ ઉપર આવી. જ્યાં વ્રજેશ્વર પ્રભુ બિરાજી રહ્યા હતા ત્યાં આવી, પ્રણામ કરી શ્યામાનો આપેલો પ્રેમપત્ર આપ્યો.

હૃદયચોર વ્રજેશ્વર શ્યામાનો પ્રેમપત્ર લઇ ઉકેલીને વાંચવા લાગ્યા.

તે પત્રમાં શ્યામાએ શું લખ્યુ હતું ! તે વાંચવાની તીવ્ર ઉત્કંઠા થતી હશે. તેમાં આલેખ્યા હતા હૃદય જખમના ઘા, વિરહાગ્નિની પ્રચંડ જ્વાળાની ચિનગારીઓથી રોમ રોમ પ્રતિ થતી વેદનાના આલેખ્યા હતા ચિતાર, પ્રિયમિલનની ઝખનાનું આછું સ્પષ્ટ ચિત્ર હતું; અને પ્રિયતમના મોહમાં ફસાઇ પિતૃશાપનો ભોગ બનવાનો ઇતિહાસ હતો, હૃદયનું ભાવવાહી ચિત્ર શ્યામસુંદરની આંખો ખોલવા આલેખ્યું હતું.

"મન તવ છબી–બન્ધન પર્યો તન પિતુ–શાપહિ ઘોર;
મિલનપંથ પ્રાણેશ ! તવ ભયો સુકઠિન કઠોર.
હોં પરતંત્ર સ્વતંત્ર તુમ સબ વિધિ સમરથ નાથ.
ઉર–અન્તરમેં બસત હૌ જાનત સુખ–દુઃખ–ગાથ,
તૌ કસ નહિં સુધિ લેત મમ માનિ કૌન અપરાધ,
નિજ બિરુદાવલી હેરિયે હે કરુણાબ્ધિ ! અગાધ.
યદ્યપિ નહિં તવ જોગ હોં લઘુ તિય સબ વિધિ હીન,
પૈ તુમ દીન–દયાલુ હો, હોં અતિ હી પ્રિય, દીન,
અબલા–બલહૈ દીનતા અરુ અલમ્બ પિય પાય,
સોઇ ભરોસ જિય ધારિકૈ પાતી દેતિ પઠાય."
કેહિ વિધિ કહૌં કિ મિલહુ મોહિં પ્રાણનાથ ઇત આય,
જાનિ એક ચેરી નિરી લેહુ બેગિ અપનાય,

ઉપરના કાવ્યબદ્ધ પ્રેમપત્ર રસિકશિરોમણિએ ખુબ પ્યારથી વાંચ્યો, અને વાંચ્યા પછી જીહાએ શ્યામાના હાલની વિસ્તારસહિત કરણ કથની વર્ણવી બતાવી, વિરહદશાનું રોમાંચક વર્ણન અને પિતાના આ શાપના સમાચાર પણ કહ્યા. પ્રીતિ–રીતિપ્રવીણ શ્રીકૃષ્ણચંદ્રે

પ્રિયતમા શ્યામાની દૂતી ઇન્દ્રાનું સ્વાગત કર્યું, અને પોતાના ઉર ઉપર સ્થિત "મુક્તમાળા"માંથી "સુમેરુ કમલ" ના દલને તોડી પ્રિયતમા શ્યામાના પ્રેમપત્રનો પ્રત્યુત્તર નીચે પ્રમાણે લખ્યો.

### વ્રજેશ્વરનો દિવ્ય પત્ર.

પ્રિયે ! રહ્યો જો ધર્મ તવસો તુમ મન હૈ કીન,
અબ ઉત્તર કર્તવ્યકો હૌં અતિ વિજ્ઞ-પ્રવીન.
હૌં હુ તિહારો સર્વ વિધ સદા સ્વજન-સ્વાધીન,
જનિ ચિન્તા કછુ હિય ધરો હોહુ વિરહમેં છીન.
સ્વયં આય રુચિ રાખિહૌં મેટિ સકલ દુખ-દાહ,
જાનત હૌં હિયકી સબૈ કરિહૌં પ્રીતિ-નિવાહ.

શ્રીમુખથી સાંત્વનયુક્ત વચન કહી પત્ર આવેલી ઇન્દ્રા દૂતિકાને આપ્યો. ઇન્દ્રાએ ભગવાન પ્રતિ કહ્યું. ભગવન્! આપના મધુરાકૃતિ સ્વરૂપનાં દર્શનાનંદમાં મુગ્ધ બનવાથી, જે દિવ્ય મન્ત્રના પ્રતાપથી આકાશમાં જઈ શકતી હતી તે દિવ્ય મન્ત્રના જપ જપવા ભુલી ગઈ. અતએવ ભૂતલના સ્પર્શદોષથી હવે મ્હારામાં આકાશ સંચરણ-શક્તિ રહી નથી. હું હવે મ્હારા લોકમાં શી રીતે જઈ શકું? પ્રભુ! હું મ્હોટા સંકટમાં આવી પડી છું.

શુભે? કોઈ ચિન્તા નહિ, મ્હારા નામમંત્રનો જપ કરો, તેમ કરવાથી ચાલી ગએલી શક્તિ પુનઃ પ્રાપ્ત થશે.

પૂર્ણ પુરુષોત્તમ ભગવાનના મનમોહન સ્વરૂપનું ધ્યાન કરી, તેમના જ દિવ્ય નામના અષ્ટાક્ષર મહામંત્રનું સ્મરણ કરવા માત્રથી દિવ્ય શક્તિ આવી ગઈ, અને પોતાની પાસે બિરાજી રહેલ વ્રજેશ્વરને નમન કરી આકાશગામિની થઈ, તેનાં નયનપથમાં તો મુરલીધર શ્યામસુંદરની મધુરાકૃતિ વિચરણ કરી રહી હતી.

### દિવ્ય પત્ર મિલન કે પ્રિયમિલન!

શ્યામા વનકુંજમાં વિપ્રયોગ અવસ્થામાં છે. ઇન્દ્રા, શ્રીવ્રજેશ્વર પ્રાણપ્રેષ્ઠ પ્રભુના શ્રીહસ્તાક્ષરનો પત્ર લઇને આવવાની રાહ જોઈ બેઠી હતી. ઇન્દ્રાના નહિ આવવાથી આકુલવ્યાકુલ થઈ રહી હતી. તેમને શી ખબર હોય કે એ દિવ્ય મધુરાકૃતિના અદ્ભુત સ્વરૂપમાં મોહિત થવાથી દિવ્ય મન્ત્ર ભુલી ગઈ હતી. જેથી આવવામાં વિલમ્બ થયો હતો.

થોડો કાળ નિર્ગમન થયા પછી ઇન્દ્રાએ આવીને શ્યામાને કહ્યું કે લે, તમારૂં કામ કરીને આવી છું. સખી, તમે મોટા ભાગ્યશાલિની છો કારણ કે પૂર્ણ પુરુષોત્તમ વ્રજેશ્વર જેવા ઉત્કૃષ્ટ નાયક સાથે પ્રેમ થયો છે. વાસ્તવમાં જગતમાં જો કોઇ પ્રેમપાત્ર સ્વરૂપ હોય તો તે માત્ર એકજ સ્વરૂપ છે. ભાવથી સર્વનો પ્રિયતમ થવામાં એજ સ્વરૂપ યોગ્ય છે. એમ કહી ઇન્દ્રાએ વ્રજેશ્વરનો 'સુમેરકમલ'દલમાં લિખિત પત્ર કહાડયો. લો, આ પત્ર હૃદય સાથે ચાંપીને બુઝાવો તાપ તનના, વાંચો એમાં શું લખ્યું છે?

શ્યામાએ વ્રજેશ્વર શ્યામસુન્દરના દિવ્ય પત્રને પ્યારથી છાતી સરસો ચાંપી, આંખોએ અડકાડી, શિર પર ચઢાવ્યો.

શ્યામાના હૃદયમાં આનંદના સ્રોત વહેતા હતા. આજ ભગવાનનો દિવ્ય પત્ર આવવાથી ઉત્સાહમાં હતી, અને વાંચવા લાગી.

સુધિ બિનશાતી નેહશાતી મહામોદમાતી,
દગન લગાતી ઔંજુડાતી તાતી છાતીકો ।
નેક ન અઘાતી બાર-બાર હિય લાતી કબિ,
જતન જુગાતી જિમિ સૂમ નિજ થાતીકો ॥
દીર્ઘપથ આયો જાનિ શ્રમ બહુ પાયો, દગ-
વારિઅ ન્હવાયો કદિપ જીવન-સંઘાતીકો ॥
ચેતત વિયોગ-યોગ સુગ સુગપત પાતી,
બાચિ-બાચિ પાતીકો 'સુબિન્દુ' પાંતી-પાંતીકો ॥
પુલકાવલિ બાઢતિ ગાતનમૈં તનમૈં મૃદુ કણ્ટક રોમ ખિલૈ ।
મનમૈ અનુરાગ-પગાગ ભરે તિમિ નયનન નીર મરન્દ ઢલૈ ॥
સુખ-સ્વેદન વાગ્દિ-બિન્દુ છએ જડતાબસ બૈનહુ ના નિકલૈ ।
ઇંમિ ફૂલિ રહી વહ કેતકિ-બીજનુ સ્યામહિ પાવસ આય મિલૈ ॥

પ્રાણપ્રેષ્ઠનો પત્ર સ્યામા વારવાર વાચી રહી છે પણ સંતોષ પ્રાપ્ત થતો નથી યદિ તે દિવ્ય પત્ર એક હજાર શ્લોકોથી ને આલેખવામા આવ્યો હત તો પણ પરિતોષ ન થાત. પ્રિય એવો જ પદાર્થ છે અને પ્રીત પણ એવી જ વસ્તુ છે. સ્યામવનના પ્રેમનીર પીને સ્યામા-ફૂલી ગઇ. અર્થાત દિવ્ય પત્રમિલનથી ખુશ ખુશ થઈ ગઈ, જાણે સાક્ષાત ભગવાનની પ્રાપ્તિ થઈ હોય નહિ શુ ?

જીહા—સખી દિવ્ય પત્ર દર્શનથી તને બહુ જ આનદ થયો છે સારૂ. પણ મેં આ શ્રમ કરી આપ્યુ તેનો પુરસ્કાર (ભેટ) તો લાવો ?

સ્યામા સજલ નેત્રથી બોલી—બ્હેન જીહા ! તારા આ ઋણથી હું મુક્ત થઈ શકું એમ નથી એમ કહી જેના આખમાથી અશ્રુપ્રવાહ ચાલ્યો જતો હતો તે સ્યામાએ જીહાના ગળે હાથ ભેરવી દીધા જ્યારે રજનીશ (ચદ્ર) પોતાના સુધા-સ્નિગ્ધ હસ્તોથી રજનીનો પરિરંભ કરી, પૂર્ણ કલાઓથી વિકસિત બની રહ્યો હતો, દક્ષિણાનિલ મલયાચલ પર ચદન-શાખાઓની સગ વિહાર કરી રહ્યો હતો, ત્યારે સ્યામા પોતાની સુગંધી દ્રવ્ય યુક્ત ફૂલોવાળી શય્યામા પાગી મર મસ્તક રાખી, મનમોહન સ્યામસુન્દરના મિલનની ચિન્તા કરી રહી હતી

તકતિ તિય નિજ પીતમકી રાહ ।
રચિ-રચિ પુહુપન સેજ દમાઈ ઉમગિ-ઉમગિ ઉત્સાહ ।
નેક ન ધીરજ હોત હૃદય-બિચ બાઢયો પ્રેમ-પ્રવાહ ॥
રગ-રગમે વ્યાપત છન-છનમૈ પ્રિય-મિલનકી ચાહ ।
કબ ધૌં બિન્દુ પ્રાણધન મિલિહૈ કબ મિટિહૈ ઉરદાહ ॥

સ્યામા પ્રિયતમની ચિન્તા કરતી હતી ચિન્તા કરતા કરતા વૃત્તિ એકાન્ત ભાવમા લીન થઈ ત્યારે ઉરમા ઝપકી આવી ગઈ સ્વપ્નાવસ્થા પ્રાપ્ત થઈ, તેમા સ્યામસુન્દર નન્દનન્દને મનથી ને મનથી ઉપાલમ્ભ આપે છે.

કહિ પ્રિય, નેહ નિબાહનો પૈ કબ સુધિ લીન ।
હોય ત્હૈ કિત લીન હો હે રસ-રીતિ-પ્રવીન ॥

ઉપર પ્રમાણે ઉપાલમ્ભ આપી રહી છે. શ્યામસુંદર વ્રજેશ્વર શ્રીકૃષ્ણે જાણ્યું કે શ્યામાની હવે કસોટી હદ ઉપરાંત કરવી નહિ. કારણ કે પોતે ભક્તવત્સલ છે. ભક્તજનના કલ્પદ્રુમ ભગવાન્ શ્યામસુંદર મદનમોહન પ્રકટ થયા. શ્યામાના મુખચંદ્ર ઉપરનો જે સ્વપ્ન ભાવ વ્યંજિત થઈ રહ્યો હતો તે ભગવાન સાનન્દ નિરખતા નિરખતા હસી પડયા. બીચારી શ્યામાને પ્રભુ પ્રકટ થયાના ખબર પણ નથી. તે તો હજી ઉપાલમ્ભ આપે છે. ભગવાન આ ભાવ જોઇને ચુપચાપ પર્યંકુ ( પલંગ ) ઉપર બેસી ગયા. બેસીને ભગવાને શું કર્યું ? પ્રિયતમા શ્યામાને પ્રેમપૂર્વક બે હસ્ત વડે ઉપાડીને જ્યાં બેઠી કરવા જાય છે. શ્યામાની નિંદ્રા ભંગ થઈ, નેત્ર ઉઘાડીને જુએ છે તો ગોકુલ ગ્રામના ટીલા ઉપર બેસીને જે સ્વરૂપ બંસી બજાવી રહેલું હતું, તે પોતાના પરમ અનન્ય પ્રિયતમ રસિકશિરોમણિના દર્શન કરી અતિ આનંદિત થઈ ગઇ. જે સ્વપ્નાવસ્થામાં હતું તેજ જાગૃત અવસ્થામાં દષ્ટિપથ હતું. જે ભીતર હતું તેજ બહાર જોવામાં આવતું હતું જે ભગવાન શ્રીકૃષ્ણચંદ્ર દર્શનાનન્દનું સુખ આપી રહ્યા હતા તેજ પ્રિયતમ પ્રાણપ્રેષ્ઠ હતા.

**સર્વાંગસુંદરી શ્યામા અને મુરિરની શંકાઃ**—શ્યામાએ પ્રિયતમના દર્શન કર્યા એટલુંજ નહિં પણ અનન્ય ભાવથી તે સ્વરૂપનો દિવ્ય સમાગમ પ્રાપ્ત કર્યો. શરદપૂર્ણિમાની રસિક રજનીમાં જે દિવ્ય આનંદમય સમાગમ ગોપિકાઓએ કર્યો, તેજ સુખાનંદમય ભગવાનનો સમાગમ કર્યો, આવી રીતે રસિકશિરોમણિ પ્રભુ નિયત સમયપર પ્રતિદિન શ્યામાના મંદિરમાં પધારી પરમ સુખ આપી જતા હતા. પણ એ શ્યામસુંદર પ્રભુને જોવા કોઇ શક્તિમાન હતુંજ નહિ. માત્ર શ્યામા એ શ્યામસુંદરના સ્વરૂપને જોઈ શકતી.

સાધારણ કુમારિકામાં નવવિવાહિતા થયા પછી પુરુષસમાગમ પ્રાપ્ત થતાં ચીન્હો પ્રકટ બની કાંતિમાં વધારો થાય છે. તે માફક સિદ્ધકુમારિકા શ્યામાને પુરુષોત્તમ ભગવાન વ્રજેન્દ્ર શ્રીકૃષ્ણચંદ્રનો પ્રતિદિન દિવ્ય સમાગમ થવાથી કાષ્ઠવત થઇ ગયેલ શરીરના સર્વ અંગ પ્રત્યંગો ખીલી જઈ શ્યામાનું શરીર સર્વાંગસુંદર બન્યું. પિતૃશાપથી જે મુખારવિંદ પરિમ્લાન બની ગયું હતું તે સુંદર ચંદ્રસમુ દેદીપ્યમાન બની ગયું. સદાય પ્રફુલ્લવદના રહેતી હતી. મુખારવિંદ ભરાવદાર થવાથી અને નવયૌવન ખીલી નીકળેલું હોવાથી શ્યામાનો પિતા મુરિર વિસ્મય પામ્યો. શ્યામાના શરીરપરિવર્તનના આકસ્મિક ફેરફારથી શંકાશીલ બન્યો. તે વિચાર કરવા લાગ્યો કે મ્હારા શાપથી જેનું મુખ પરિમ્લાન બની જઇ શરીર કાષ્ઠવત થઇ ગયું હતું તેજ શ્યામાનું શરીર આજ નવયૌવન પરિપૂર્ણ કેમ લાગે છે ? રખેને મ્હારી પુત્રી કોઈના પ્રેમસંબંધથી તો નહિ જોડાઇ હોય ! નહિતર આવું શરીર ન હોય. મુરિર ગભરાયો. શ્યામાની માતા ઉત્તમાને કહ્યું કે શ્યામાનું શારીરિક પરિવર્તન થઇ નવયૌવના બની ગઇ તે માટે મ્હને મોટી શંકા રહે છે. શા કારણથી શરીર સર્વાંગસુન્દર બની ગયું ! માટે તમે શ્યામા સાથે અષ્ટપ્રહર રહીને કોઇ આવનાર વ્યક્તિની તપાસ કરો.

શ્યામાનું રહસ્ય જાણવા માટે મુરિરના કહેવાથી ઉત્તમા અષ્ટપ્રહર શ્યામા સાથે રહેવા લાગી. કોણ પુરુષ અહીં આવે છે, તેની છુપી તપાસ કરવા પ્રયત્ન કરતી હતી. પણ અહીં તો એ ચતુરચૂડામણિ નવનીતચોરને પવન અને આકાશ પણ જોવાનું સામર્થ્ય ધરાવી શકતા નથી. તો બીચારી ઉત્તમાના શા ભાર છે કે એ ચતુરચૂડામણિ ચોરને પકડી શકે ? ઉત્તમાને કોઇ પણ મનુષ્યનો પત્તો નહીં લાગવાથી હેરાન થઇને કહેવા લાગી કે આ શો ગામઠો !

**શ્યામની બાંસુરીના વિરહ.**

રવતિ કહું બંસરી રી વીર !
દ્રવત હિય પુનિ સ્રવત નયનન પુલકિ ઉઠત શરીર. ।

સોઈ બંસીબટ યમુનતટ સોઇ કુંજ–કુટીર ॥
નયનપથ ગત હોત છિન–છિન કરત વિવશ અધીર ।
સખી અલિ ભેટેં હૃદય-નિધિ 'બિન્દુ' મેટેં પીર ॥

એક દિવસ શ્યામાએ જીહા સખી પ્રત્યે કહ્યું સખી, તારા પુણ્યપ્રભાવથી પ્રાણપ્રેષ્ઠ પ્રિયતમ શ્રીવ્રજેશ્વર મિલનનું સુખ–સૌભાગ્ય તો પ્રાપ્ત થયું, પરન્તુ તેની બંસીનાદના સુમધુર અમૃતામૃત માટે મ્હારો જીવ તલસી રહ્યો છે. એ આનંદની સુઘડીઓ ક્યારે પ્રાપ્ત થશે? અને એ પ્રિયતમ શ્યામસુન્દર થોડીવારને માટે મળે છે તેથી પરમ આનંદની તૃપ્તિ થતી નથી.

જીહાએ કહ્યું—બહુ સારૂં સખિ! એક કામ કરો. મ્હારા કંઠમાં આપની ભુજલતાઓ ભીલાવી પીઠ પર બેસી જાઓ, બસ. હું તને લઈને શ્રીગોકુલ તરફ ગમન કરૂં.

શ્યામાને તો એટલુંજ જોઇતું હતું. જીહાના ઉપર પ્રમાણેનાં વચન સાંભળી બહુજ પ્રસન્ન થઈ, જીહાના કંઠમાં ભુજલતાઓ ભીડી વળગી પડી. બંન્ને દેવાંગનાઓ આકાશમાં ઉડી ચાલી વાતવાતમાં શ્રીગોકુળ આવી પહોંચ્યાં, ત્યાંતો કર્ણપટપર શ્રીવ્રજેશ્વરની બંસરી ઉદ્દગત થઇને નાદાનંદની દિવ્યધારા દિગ્દિગન્તમાં વહી રહી અને સંપૂર્ણ સૃષ્ટિને આપ્લાવિત કરી રહી હતી, અર્થાત મોહ પમાડી રહી હતી. લતાદ્રુમ નાદધ્વનિના પ્રભાવથી દિવ્ય છબિને વ્યાપ્ત થઇ અનૃતુમાં ફલ-ફૂલ દ્રવીભૂત થઇને મકરન્દ ઢાલી રહ્યા હતા

જહેં અસ દશા જડનકી બરની। કો કહિ સકે સચેતન કરની ॥

નીચે ગાયો ચારે તરફની ઘેરી રહી હતી અને આકાશમાં પક્ષીઓ પણ ઉડતાં ઉડતાં સ્તબ્ધ થઈ ગયાં. વસ્તુતઃ જડતા અને ચેતનતા અંતઃકરણ અને પ્રાણની અવસ્થાઓ હતી. નહીં તો એક ચેતન સત્તાસમાન રૂપથી સર્વત્ર વ્યાપ્ત હોત.

**બંસીધ્વનિ**—આ પ્રમાણે શ્યામા અને જીહા શ્રીવ્રજેશ્વરની મોહિની બંસરી સુણી રહ્યાં છે. એ સુમધુર સ્વરૂપના દર્શન લોચન ભરી ભરીને કરી રહ્યાં છે. એ મંત્રમુગ્ધ બનેલી દિવ્યાંગનાઓ ભાન ભુલી ગએલી છે. જીહા તો ફરીને આકાશમાં જવાનો દિવ્યમંત્ર જપવો ભુલી ગઇ, એ મોહનમંત્રમાં સર્વમંત્ર લીન થઈ ગયા છે તેવામાં જેમ આકાશમાંથી તારકમંડળનો તારો ખરે તે માફક દિવ્યમંત્રના ભુલી જવાથી જીહા શ્યામા બંને જણ નીચે ઉભેલી બંસી ધ્વનિમાં મંત્રમુગ્ધ બનેલી ગૌ ઉપર ઝાડની ડાળી માફક પટકાઇ પડી. આ અવાજથી ગૌએ આમ તેમ ન્હાસવા લાગી. આથી ગોપગણો હાથમાં લાકડીઓ લઇને દોડયા. આ મામલો જોઇને વ્રજેશ્વર મનમાં હસી પડયા. કારણકે તે અંતર્યામી પ્રભુ તો બધું જાણતા હતા તેથી ગોપગણોને લાકડીઓ લઇને દોડતા અટકાવ્યા, અને બન્ને નવયુવતિઓને સન્માનપૂર્વક બોલાવી અને પુછયુ કે કેમ આવી રીતે આવ્યા છો? જીહાએ બે હસ્ત જોડી કહ્યું; કૃપાનાથ! શ્યામાને બંસરીના દિવ્યનાદ સાંભળવાની ઉત્સુકતા હતી. પછી સર્વ વર્ણન ભગવાનને કહ્યુ. ત્યારે ભગવાન કહે છે કે એ તો સ્વાભાવિક છે. પરંતુ આવી રીતે આવવું નહિ.

જેનું અંતઃકરણ જેવું હોય તેના પ્રેમનું સ્વરૂપજ તેવુંજ હોય છે. જે જાતિનું જે વૃક્ષ હોય છે, તેના ફળ–ફૂલ પણ તેવાજ હોય છે. આવી રીતે શ્યામાનું અંતઃકરણ પણ સત્ત્વગુણ અને દિવ્ય સામગ્રીથી બનેલું હોઇને ભારે મધુર અને મુગ્ધ હતું. અહંતા મમતાને તો સ્થાન હતુંજ નહિ. આવી દિવ્ય સુકુમારતા હતી. તેના હૃદયમાં ચૈતન્ય કિરણોના યોગથી મધુરરસ વહન કરતો હતો, આથી સ્વાભાવિક લજ્જા, વિનય, પવિત્રતા અને સરલતા આદિ સમ્પત્તિઓની

શ્યામા, ત્હારો પિતા સુરિર મ્હારામા કેમ વિશ્વાસ નથી રાખતો તેનું રહસ્ય સાંભળ "પૂર્વજન્મમા તે વૈશેષિક-મતને માનવાવાળો તર્કશાસ્ત્રી મીમાંસક બ્રાહ્મણ હતો" આ સંસ્કારથી તેનો મ્હારામા ભગવદ્ભાવ વિષયક વિશ્વાસ નથી કારણ કે એ મલ્લ માનસનો નૈસર્ગિક ગુણ છે.

શ્યામા બોલી, ભગવાન્! એ બુદ્ધિ શી? જે તમારામા સર્વતોભાવ પ્રવૃત્ત ન કરે, એ વિદ્યા કેવી? જે તમને પરમ પ્રિયતમ ન પ્રતિપાદિત કરે

ભગવાને કહ્યું કે—શ્યામા, મ્હને માત્ર મ્હારી કૃપા (અનુગ્રહ) ના બળથી કેવળ ભાવુક ભગવદીયોજ જાણે છે અને તે ભગવદીયો જગતના જીવાત્માઓને દયાપૂર્વક મ્હારી સન્મુખ શરણે લાવે છે બાકી તર્કથી કોઇ પણ મને મેળવી શકતુ નથી, હું તો માત્ર પ્રેમને વશીભૂત હોવાથી "પ્રેમલક્ષણા ભક્તિથી હું પ્રસન્ન થાઉં છું, તર્ક એ બુદ્ધિનો વિષય છે અને હું તો એથીએ પર છુ અર્થાત પરમતત્ત્વ હું જ છુ.

એક દિવસ ભગવાને સુરિરને પરમતત્ત્વ દેખાડવા વિચાર કર્યો. સુરિર, ઉત્તમા, શ્યામા, છીદ્રા, આદિ એકત્ર થઇને શાતાક્રીડમા બેઠા હતા સુરિર "શ્રીકૃષ્ણ પરબ્રહ્મ કેવી રીતે છે? તે શ્રીદેવર્ષિ નારદજીના વચનનુ સ્મરણ કરી તે જટિલ સમસ્યા પર તાર્કિક બુદ્ધિ અનુસાર વિચાર કરી રહ્યો હતો શ્યામા પ્રાણપ્રેષ્ઠ, પ્રિયતમ વ્રજેશ્વરની ભાવનામા નિમગ્ન હતી કયારેક એ મનમોહન મધુરાકૃતિ સ્વરૂપમા અને કયારેક ત્રૈલોકય-મોહિની" બંસરી-નિનાદમા તન્મય થઇ રહી હતી છીદ્રા શ્યામાની પાસે બેસીને પુષ્પોના સુંદર કલામય આકર્ષક આભૂષણો બનાવી રહી હતી અને ઉત્તમા બેઠી બેઠી વિચારગ્રસ્ત સુરિરની મુખમુદ્રા જોતી હતી આ પ્રકાર હતો. ભગવાને આ સમયે કૌતુક કર્યું

ઉપર પ્રમાણે સર્વેજણા બેઠા હતા તેવામા નગેન્દ્ર પુરાણ પુરુષોત્તમ રસિકશિરોમણિ વૃન્દાવનચન્દ્રનું અધર પર બંશી ધારણ કરેલી છે તેવુ સ્વરૂપ પ્રગટ થયુ તે સમયે આપશ્રીના બિમ્બારુણ અધર પર રહેલી મુરલીએ સુમધુર ધ્વનિથી "નન્દિની, મોહિની, અને આકર્ષણી" શક્તિઓદ્વારા સકળ ચરાચર ને વિહ્વળ કર્યું. તે મહાપ્રાણમા સર્વના પ્રાણ આકર્ષિત થયા. અને તે સિદ્ધલોકની સર્વ દિવ્યાંગનાઓ અને દિવ્ય પુરુષોએ આક્રીડમા ખેંચાઇ આવ્યા. તેમજ અન્ય દિવ્ય લોકો, દેવી-દેવો આકાશપથમા એકત્રિત થઇ ગયા પક્ષિયોની પંક્તિઓ ભગવાન્ શ્યામસુંદરના ઉપર મંડલાકાર નિતાન્ત સ્થિર થઇ ગયા છે તેમાથી કોઈ કલરવ કરી શકતુ નથી તેમજ પાંખ પણ ફફડાવી શકતુ નથી, નીચેના ભાગમા મૃગ મૃગલીઓના વૃંદો જડ મૂર્તિઓની માફક ચારે બાજુ ઘેરી વળ્યા છે લતા તરુઓમા અનવરતરૂપથી લાગી રહેલ ફલ-ફૂલ ઝરી રહ્યા છે અને તેમાથી અનવચ્છિન્ન મકરન્દની ધારા વહાવી રહ્યા હતા કામધેનુઓના સ્તનોમાથી દુધની ધારાઓ અસ્ખલિત રીતે એકતાર વહેતી હતી પવન નિસ્પંદતાને પામી પ્રાણની માફક ગતિ ભૂલી ગએલ છે, તન્મયતા, તલ્લીનતા, એકાગ્રતા, તદાકારતા અને તદાત્મતારૂપ સહચરીઓ સાથે શાન્તિદેવી ભગવાનની બંસરી-ધ્વનિ પર ચારે તરફથી સમ્પૂર્ણ વ્યાપ્ત બની જઈ આનંદની ભૂમિકામા સંગીત કલાધર સાથે નૃત્ય કરી રહી છે.

એ મનમોહક સ્વરૂપની ઘનશ્યામ છબિ પણ એવી મોહક હતી, અને તેની બંસરી-ધ્વનિ પણ એવી જ હતી નેત્ર અને શ્રોત્ર-પથગામિની થતાંની સાથે સીધી મન અને પ્રાણને ભેદીને આત્મા સાથે તદાકાર થઈ જતી હતી. આવી બંસરી—ધ્વનો પ્રસંગમા બીચારા તર્કશાસ્ત્રનો શો હિસાબ!

મુરિર તો મુરિર જ બન્યો, મહાનાદના પ્રબલ પ્રવાહમાં અંતઃકરણના ચારે ભેદનું શું થયું ? તેનું બીચારાને ન હતું જ્ઞાન, કે ન હતું ભાન. બધાંનાં શરીર જાણે જડતાવશ ન થયાં હોય ? તે માફક હલી ચલી શકે નહિ તેવાં સ્તમ્ભિત થયાં હતાં. અને તે સજીવ પ્રતીત થતાં હતાં અને એ બંસરીનો મહાનાદ તો એકેજ હતો કે " एकमेवाद्वितीय...આ પ્રમાણે ભગવાન સર્વને આશ્ચર્યમાં ગરકાવ કરી પ્રાણપ્યારી શ્યામાને લઇ શ્યામસુન્દર અંતર્ધાન થયા.

સર્વને માલુમ થઇ ગયું કે ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની કેવી છે સુષમા અને બંસી-ધ્વનિ કેવી છે? એની મિઠાશ મધુરપ સંસાર છોડાવી લંગોટ લગાવીને યોગી કે વૈરાગી નથી બનાવી શકતી પણ એ વસ્તુ પ્રેમ-આસક્તિનું પ્રદાન કરી દિવ્ય પુષ્ટિભક્તિમાર્ગાનુગામી બનાવી સંસારના બંધનથી મુક્ત કરી આપે છે. સહન પણ કરાવે છે. સાચું વિરક્ત જીવન દિવ્ય અનુરાગથી પરિપૂર્ણ કરાવી નારીએળ માફક ઉપરની જટિલ પણ ભીતરથી મહામાધુર્યરસથી ભરપુર બનાવે છે.

यस्वादाद्विरसा भवन्ति सकलास्त्रैलोक्यराज्यादयः ।

શ્યામાનું દિવ્ય ચિત્ર પુષ્ટિભક્તિમાર્ગીય વૈષ્ણવોને મનનીય હોવાથી તેમાં પુષ્ટિતત્ત્વની આછી ઝાંખી થવાથી મેં હીંદિમાંથી મૂળ લઇને તેનું સ્વતંત્ર આલેખન કર્યું છે, અસ્તુ.

મ્હારા ગુરુદેવ કૃપાપીયૂષપારાવાર ચિ. શ્રીદ્વારકેશલાલજી (પોરબંદરસ્થ) મહોદયના યુગલ ચરણારવિંદમાં સાષ્ટાંગ દંડવત પ્રણામ કરી મ્હારી લેખિનીને વિરામ આપું છું

લી. દાસાનુદાસ સેવક—અમૃતલાલ હરજીવનદાસ પારેખ મહુવાવાળા.

---

## केवां हशे ?

શુદ્ધ પન્થના પથિક બનતા, સુકર્મે રાચતા અવનવા આગમે પડકાર પાડતા, અનેરા ઓજસ્ અર્થે, વણથંભે શુદ્ધ આદેશનું-અહંકાર મ્હોરે મ્હોરતા, વિશ્વપ્રીત્યર્થે નિષ્કામ કર્મે તદ્રુપ થતા કર્મચારી કેવા હશે ?

જ્ઞાનોપયોગી જ્ઞાનમયદેશે બ્રહ્મશોધને વિચરતા, સંસારે અનાસક્ત રહેતા, અકથ્ય કષ્ટે બ્રહ્મજ્ઞાન ઉપલબ્ધ કરતા, આનન્દે વિલીન થતા મુનીન્દ્રોનું મન્દિરીયું ક્યાં હશે !

બ્રહ્મ, બ્રહ્મજ્ઞાન, જ્ઞાનનો આત્મે અનેરો રણકાર, રણકારે રાચતી દિવ્ય-જ્યોતિ, જ્યોતિએ પરિણમતો અતિમાનુષી વૈરાગ્ય કેવો હશે !

બ્રહ્મજ્ઞાન, જ્ઞાનનું તેજ, તેજે ઓપતાં રમ્ય રશ્મિઓ કેવાં હશે !

સત્સંગ, સત્સંગથી સાંપડેલ શિક્ષા, શિક્ષાનું અનુકરણ, અનુકરણથી, ઉદ્બોધન થએલી સંયોગ-વિપ્રયોગની ભાવના કેવી હશે !

સત્સંગ, સત્સંગે ઉભરતી ભજનીય ભક્તિ, ભક્તને પમરતો પરમ પ્રેમ, પુનિત પ્રેમે પરિણમતી—આનન્દરસની હેલી કેવી હશે !

કૃપયાવિષ્ટ આત્માનું કમનીય ઓજસ કેવું દીપતું હશે !

શ્રીવલ્લભનું સાચું શરણ, શરણે સોહી રહેલી સમીરસ ઝરતી આંખલડી, આંખલડીની અદીઠ ચમક, ચમકે ચમકતું દીનતાનું વાતાવરણ ક્યાં સર્જતું હશે !

બંસીબટે વિહાર, વિહારના હાવભાવમા તલ્લીન થતો શુસીનો મજુન રસ, રમણીય રસથી ઉદ્દીપન થએલુ અનુપમ ઓજસ્, અનેરા ઓજસે આકર્ષાતુ ગોપીવૃન્દ કેવુ વિહ્વલ થઈ ગયુ હશે?

વે શ્રીકૃષ્ણ હમારા પ્યારા હૈ.

અગણિત અંડકરત વિસ્તારા, કોઉ ન પાવત ઉનકા પાર,
અણમેં હૈ સબસે ન્યારા, ભક્તનકુ વશ રહેનાર. વે ...પ્યારા હૈ
કર્તું અકર્તુ અન્યથા કર્તું, નંદકિશોર કહેવાવત હૈ,
વિરુદ્ધ ધર્માશ્રયત્વ દિખાવે, શિવાદિક નાચ નચાવત હૈ વે ...પ્યારા હૈ.
મુનીન્દ્રકે હૃદયમે ન આવત, નારદકું નાચ નચાવત હૈ,
સનકાદિક ધ્યાન લગાવત, ઈન્દ્રાદિક ગર્વ હરત હૈ વે પ્યારા હૈ
યશોદા મૈયાકુ મુહ બતાવત, સારે વિશ્વ બતાવત હૈ,
અનેકાનેક લીલા કરત, સખાસંઘ હસત હસાવત હૈ વે....પ્યારા હૈ
મૃદુ મધુ મુરલી બજાવત, ગોપી સાથ નાચ નાચત હૈ,
રાધાજી સાથ રાસ ખેલત, મન-મોહન નરેશ બનત હૈ વે ..પ્યારા હૈ.

(લેખક—પરમભગવદીય કવિવર શ્રીદયારામભાઈના પટ્ટશિષ્યનો પ્રપૌત્ર
જોષી જીવણલાલ છગનલાલ.)

---

## વૈષ્ણવની વાતુ.

### ( લે. ભગવદીય વેલજીભાઈ મીસ્રી. )

રાને ભગવદ્‌વારતામા ઉકે પુછ્યુ કે આતા, આપણુ મન ભગવાનમા કેમ નહી લાગતુ હોય તમે ઘડી ઘડી કો છો કે પ્રભુ વહાલા કરવા પણ વાલપ કમ નહી ઉપજતી હોય?

**આતો**—પ્રભુ વાલા થાવામા એકજ વાત છે, કે લીલામય પ્રભુના સ્વરૂપનુ હૃદય દર્શન કરી શકે, પણ એમ થાવામા ગોપીયુના ભાવનુંજ ભાવન કરવુ પડે. ગોપીયુના સંયોગસુખનુ દર્શન પ્રથમ થાય. પછી એણે ઓધવજી દ્વારે પોતાના વિપ્રયોગ સ્વરૂપને પ્રગટ કર્યુ. એવી બેઈ ભાવનાનુ સ્મરણ રાતને દી રીયા કરે ને મનનો નિરોધ થઈ જાય તો તો પ્રભુ વાલા લાગે જેવા લાગે, પ્રભુ વિયોગનુ દુ:ખ ગોકળમા નંદરાયજીને જશોદાજીને બીજી ગોપીયુને થીયુ. એવું દુ:ખ જો જરાય પરાપત થઈ જાય ને તો તો કામ થઈ જાય. જઈ અક્રુર ભગવાનને રથમા બેહારીને પધરાવી હાલ્યો. ઈ વાત જ્યા ગોકળમાં ફેલાણીને તઈ બાયુના ખંભા લગીના પેરેલ હાથીદાતના ચુડલા ખળળ દઈને ભોય ઢગલા થઈ ગીયા. એવા શરીર સોસાઈ ગીયાં. અને વીલાપ કરવા મંડીયુ એક બીજાને કેવા મંડીયુ કે અરેરે આપણા પ્રાણનાથને મથુરા જાતાં ટોકીએ વાર્યા નઈ હવે આપણા દીપલા દી કેમ જાહે? એમ કેતા કેતા આંખુમાથી ચોધાર આંસુ જેમ પરનાળા હાલે એમ, હાલી નીકળા ને આખનુ આંજણ ધોવાઈને મોઢા ઉપર કાળાશ વળી ગઈ. કંકુની ટીલીયુ ને કેસરની આડુ ધોવાઈને ચોળી ઉપર રાતા રાતાં છાટણાં થઈ ગીયાં, જાણે કેમ અક્રુર નરસિંહ રૂપ થઈને એનો રદો ચીરીને માંઈથી પ્રભુને પધરાવી ગીયો હોય. અને માથાના વાળ તો છુટા થઈને કેમ જાણે જોગણુ ફરતીયુ હોય, રુદન કરતી કરતી એક બીજીને કે છે કે અરે હવે આપણે કેમ જીવશુ? અરે માઈ આખા વ્રજની દશા તો જુવો, મોરલા ટોકારા કરતા ઈએ મુગાઈ થઈને બેઠા રીયા છે, આ ગાયુ ને વાછડા ખડકે પાણી

પીતાં નથીને આંસુમાંથી પાણી ટપકાં કરે છે. અરે એનાં વૃદ્ધ પિતા જસોદાજીને નંદજીના, દુઃખની તો વાતજ શી કરવી? પાંહિ ઉભું રેવાતું નથી. આપણા દુઃખમાં એનું દુઃખ ભળે તો તો આપણા આંસુના પુર પ્રવાહે આખું વ્રજ બુડી જાય.

ઉદ્ધો—હે આતા. તમેં વાત કરો છો ને ત્યાં મારી છાતી ધરબક ધરબક થાવાં મંડી છે હવે જો વધારે વાત કરશોને તો છાતી હાથ નઈ રીએ જરૂર ફાટી પડશે, હવે મને જીવાડવો હોય તો બીજી વાત કરો.

આતો—તેં પુછ્યું તઈમેં કયુ. નકર હું કયાં કે તો તો? હું જાણું છું કે તું કાચા હૈયાનો છો, તારી મોટી માના હામુ તો જો ઉંધી પડીને હીબકા ભરે છે જેમ જસોદાજી કેતાંતાં કે અરે મારા મોહનને કોઈ દેખાડો હે મોહન હે મોહન મને તારૂં મુખ એક વાર દેખાડ અરે મારી વૃદ્ધ અવસ્થાએ તારૂં મોઢું ભાળું. હજી મે તંને મારા મન ગમતાં લાડ લડાવ્યાં નથી. ત્યાં તો, કારમા કંસે તને શીદ તેડાવ્યો હશે.? અરે હવે હું મારી નજરે આગળ મારા કૃષ્ણબળદેવને રમતાં કઈ દેખીશ? એમ જસોદાજી કેતાં કેતાં છાનાંજ રેતાં નથી. અટલે 'દીકરા, વાલપ જો પેલાં થઈ તો દુઃખનો અનુભવ થીયો. અટલે જેટલો સ્નેહ એટલુંજ દુઃખ છે.

ઉદ્ધો—આતા, આવો પ્રેમ પરથમ કેમ પરગટ થાતો હશે?

આતો—બાળભાવે પ્રેમ પ્રગટ થાય. ને પ્રૌઢ થાય તેઈ પ્રભુના અંગસંગનું સુખ પ્રાપ્ત થાય. તઈ આશકતી બરોબર થાય. પછે તો પોતાના પ્રભુનું મુખ ન જોવાય તો એક એક ક્ષણે દુઃખની હદ વળે, ગોપીયું જળ ભરવા જાય તઇ મોટા ગોપ ગોંદરે બેઠા હોય ને પ્રભુ બીરાજતા હોય. પણ મોટાની લાજને મારે દર્શન ન કરી હકે. તઇ એના મનમાં કેમ થાય ઈ, પોતેજ હમજી હકે ને કાં એના મનમાં મન દઈ તોજ હમજાય. રેવાય નઇ. પછે લાજમાં ને લાજમાં બોલે કે, આ લાજ બળી જાઓ, આ લાજ શું કામની. પ્રાણ પ્યારાના મુખના દર્શન પણ ન થીયાં.

ઉદ્ધો—હે આતા, આજકાલ વાતુ હંભળાય છે કે કળયુગમાં સતીયું પ્રગટ થયું છે. ઇએ લાજને બાળી દીયો, એમ બોલે છે તઇએ ગોપી રોખી તો ખરી હો?

આતો—મુરખા એને ને ગોપીના ભાવને જમીન અસમાન જેટલું છેટું છે. ગોપીયુંનો નિષ્કામ સ્નેહ અલૌકીક સુધાસાગરના શિરોમણી તરફ વળેલો હતો. ને આજકાલની પામર નષ્ટ નિર્લજ તો પતિવ્રતથી ભ્રષ્ટ થઈ જગતના વિષયસાગરમાં જઇ પડવાની છે, કયાં જગત તારણી વ્રજની ગોપીને કયાં હાડ ચામની કોથળી સરખી સંસારી શામા? તુંય છોકરા મૂરખ લાગે છે. અલૌકીકને લૌકીક બરોબર ગણુસો, આજપછી કોઈદી હરખામણીમાં પ્રાકૃત વસ્તુને અપ્રાકૃત હારે હરખાવીશમાં.

ઉદ્ધો—આતા? એટલું હમજતો હોઉ તો ધીરેજનો બેશી રહું ને મારો સતસંગ કરવા બધાય નો આવે, આવી આવી વાતું જાણવા હાર તો તમારી કણે આવું છું, હવે પ્રઈદી કઉ તો કેજો, લ્યો હવે સાલતો પરસંગ કો.

આતો—તુને ખબર છે. ગોપીયુંને પાપણનું એક મટકું મારવું પડતું એટલીવાર દર્શનનો વિયોગ કરોડું જુગ બરાબર લાગતો તો, ને વીધાતાને મનમાં આવે એમ બોલતીયું કે આવા સ્નેહરસથી હીન જગતે શા મારે જીવતાં હશે, સ્નેહ રસને જાણનાર હોત તો વીધી આપણને પાપણું ન કરત ને. પોતેય પાપણ વોણોજ રેત, પલકવારનું દુઃખ આટલું થાય તો પરદેશ પધાર્યાનું કેટલું થાય? એક ગોપી કે અરેરે પ્રભુ પધાર્યા ને હું જીવતી રહી માઈ હૈયું કેમ ન

ફાટી પડું? પણ અરેરે બાઈ, કયા ચક્ર ફાટે, કારણ વજર રાખ્યું છે ઈ કેમ ફાટે, પણ ઈરાણે એટલુય હોંભર નઈ કે આ દેહ રાખવાથી હળાહળ ઝેર પીને જીવન તજી દેવું હારૂં ઠીક લલાટમાં લખેલ કોણ ફેરવે?

ઉકો—આતા, લલાટમાં કોણ લખી જાતું હશે?

આતો—વીધીનું નામ બ્રહ્માનું છે. ઈ જગતના બધા જીવનું એના કર્મ પ્રમાણે સારૂં કે નરહું ભોગવવાનું નિર્માણ કરે છે. પણ જે વાત ગોપીયું બોલે છે. એના કપાળમાં લખનાર બ્રહ્માજી નહી, ઇતો ગોપીયુંની પદરજની વાછના કરે છે; ઈ કેમ લખી હકે? ગોપીયું તો જગતની ને ભગતની ચુડામણી છે, એનું તો શું? પણ આધુનીક ભક્તિ મારગમાં શરણ આવેલ છે એના લલાટ હામુય બ્રહ્માજી જોઈ હકતા નથી. એની વીધાતા શ્રીજમુનાજી છે, ને પરથમ કહ્યુંઈ ગોપીયુંની વીધાતા પ્રભુની ઇચ્છા શક્તિ છે. ભગતને પોતાનો વિયોગ પોતાની પ્રાપ્તિમાં મુખ્ય સાધન રૂપેજ છે, સંયોગમાં તો વહાલાને એકજરૂપે નિરખાય છે પણ વિયોગદશામાં તો સર્વત્ર વસ્તુમાં પોતાના પ્રિયતમનું ભાવન નજર આગળ ઊભું થાય છે.

ઉકો—હે આતા, આપણી નજર આગળ એવાં અનેક રૂપ તો શું પણ એકે રૂપે પરગટ નઈ પણ રદા માંય ઝાંખી થાતી નથી તઈ આપણાંય હૈયાં આપણા કોહના મંડાણના કાળા પાણા રોખાને.

આતો—ગાંડા હૈયે કયાં થકો આવે, પરથમ તો આપણમાં ભાવનાનો છાંટોય નથી. દીનતા નથી, જનમ એળે ગીયાનો ઓરતો નથી, તો કયાં થકો હૈયે આવે.

ઉકો—તઈ કેવી ભાવના રાખીઈ તો હૈયે આવે?

આતો—હોવાર કઈ ગીયો, કે તું ગોપીરૂપ થઈ જા. ગોપીની ભાવનામાં ગુંથાઈ જા. ગોપીયુંના સંયોગ સુખે રદયની સુંદર ભાવનાને નચાવી કુદાવી હર્ષના આંહૂ પાડ. ને ગોપીયુંની વિયોગ અવસ્થાનું સમરણ કરી, રદયમાં હાય ઉત્પન્ન કરી. દુઃખનાં આંહૂ વરસાવ, આ બધું થાવું ઇશ્વાલમનું છે ઈ વાત હું તને પરથમ કઇ ગીયો છઉં.

ઉકો—ભગવાનના હાથમાં ઈ વાત કે આપણા હાથમાં?

આતો—જે વહતની ખેવના થાય ને એને હારૂ રાતદી નીદર નો આવે જો વજેના કારમ આવે છે તઈ ધરમાં દીકડોય ન હોય. પછે કેટલી ઘોડા ઘોડ થાય છે. ગોઠે માગ્યું વ્યાજ દઈ હવાયા દોઢા દેવાનો ઠેરાવ કરીને પણ દરબારી લેણું ચુકાવીઈ છઇ ઇ ટાણે હવા શેર ભોઈ બળી જાય છે. ઈ તો તું જાણુ છો? તઇ નાણા હાટું આટલું દુઃખ વેઠવું પડે છે. તો પ્રભુ જેવું ખરૂં નાણું હીરા રોખ્યું મેળવવું. એમાં તો શરીરનાં રૂધીર હુકાઇને હાડપીંજર થઈ જાય, કાંઈ સાધનબળ નો રીએ. કેવળ નિઃસાધન થાય. તઈ પ્રભુના દર્શન રદામાં થાય. પછી પરગટ દરશન થાય, પણ દીકરા, સાધના વહમી છે, એવો કોણ હોય કે સંસારસુખના અનેક પ્રકારના વૈભવને આગ લગાડીને પ્રભુ વહાલા કરે, એવા તો સંતદાસજી જેવા કોકજ નીકળે.

ઉકો—આતા, તમે કયું તું ને હું પીતાંબરબાપાની વાત કરીશ?

આતો—તને ઠીક હાંભરી આવ્યું. લે કઉં! પ્રભુવાલાનું બરોબર સમરણ એમાં છે. એકવાર પોતે શ્રીઠાકોરજીના શણગાર ધરાવતા હતા. તઈ પોતાને એમ થીયું કે આવા કાંઈ હાચાને કાંઇક ખોટા એવા આભરણ પ્રભુ ધરે છે ને ઘરમાં વહુ છોકરાં તો ખોટાને હાથે-અડાડનાં નથી પછે સેવાથી પોચીને મેનાને બોલાવ્યો ને કયું ચોપડો કાઢ બધી વઉ અને છોકરાં પાહે કેટલું દોનું છે, પછે હીમાબ મુકયો તો આટક હજારના દાગીના થીયા. શ્રીઠાકોરજીના

જોયા ત્યાં અંતે તો નાનુ હાના થીયા. કરીણે પોતે કહ્યું કે મારા પ્રભુ તો આ બાઈજીવુની છોકરાં છે, એની બરોબર ઠાકોરજીનો ભાગ પણ નથી. પછે વિચાર્યું કે ઘરમાં આઠ હજારના દાગીના હોય તો પ્રભુને નવ હજારના હોય ત્યાં સુદ્ધી તો ઠીક. પછે હીરા, પના, માણેક મોતી મગાવ્યાં ને જામનગરથી જરીઆ તેડાવ્યા ને નવ હજારના આભરણ સમરાવ્યાં ને પ્રભુને અંગીકાર કરાવી ઉત્સવ માન્યો, આવા ભાવવાળાને પ્રભુ વાલા થીયા ગણાય.

વળી સત્યવાદી પણ એવા કે હજારૂંનું નુકશાન થાતું હોય તોય ખોટો અક્ષર ન બોલે, એકવાર પાંત્રીશ હજારના લેણાનો કેસ હાલતો હતો. એને નાને ભાયે કહ્યું કે ભાઈ બે અક્ષર ફેરવીને બોલો તો કેશ ઉડી જાય. તઈ પોતે કહ્યું. તું મારૂં શાનું ખોટું કરવા માગજ. હું પીતા-બર મારા જન્મમાં ખોટું બોલ્યો નથી ને બોલવાનોય નથી. ભલે પાંત્રીશ હજાર બીજા માથે આવી પડે.

ઉકો—આતા, તમે એની પરથમ દશાની વાત કરીતી ઈ તો કો ?

આતો—લે કઉં ટુંકામાં. પીતાબરભાઈ ને એના ભાઈ ધનજીભાઇ કરાંચી કમાવા જતા હતા. દરીઆમાં તોફાનને લઈ વાણ વીશ ગાઉથી પાછું માંડવી આવ્યું. પછે ગામમાં ગીયા. ત્યાં કાશીવાળા શ્રીરણછોડજી મહારાજ બીરાજતા હતા, દરશન કરવા ગીયા. તઈ મારાજે પુછ્યું. ક્યાંથી આવો છો ? બધી હકીકત કહી. ભેટ ધરી. તઇ આપે આજ્ઞા કરી, કોનું કે પાસ જીતને પૈસે હો સો સબ ધરો, તઈ જેટલા હતા ઈ બધાય ધરી દીધા. પછે આપે આજ્ઞા કરી, તુમ બોત કમાઓગે, એમ આશીરવાદ આપ્યો. પણ દંડવત કરી બજારને પાટીએ બેઠા, કે ભાઈય તો મહા આજ્ઞાએ ઠીક થાશે પણ પેટમાં ખાવાનું શું કરવું, એમ વિચાર કરતા હતા ત્યાં એક વોરો બડી જાતનો નીકળ્યો, એણે પુછ્યું, કોણ છો, કે હજાર છીએ. શું વસારમાં પડ્યા છો ? કે વસાર તો કાંઇ નથી, પણ કમાવા જઈ છીએ ખરચી ખુટી છે, તઈ કે હાલો મારી દુકાને, કોથળી છોડીને કે તમારે જોઇ એટલા રૂપીયા લઈ લીયો, પછે ૬૬ રૂપીઆ લીધા ને કહ્યું તમે કમાઓ પછે મને મોકલજો. મારૂં નામ ગુરૂ, કરાચી ગીયાને એમજ થીયું બાર મહીનામાં ૨૦ હજાર રૂપીઆ કમાણા. એમ દીકરા, આનું નામ આત્મનિવેદન, જેમાં ખાવા પર્યંતનો વીચાર પણ ન કર્યો તો પ્રભુએ લાજ રાખી.

એવી એવી એની વાતું બીજી ઘણીય છે. વળી કોક ટાણે કેશ.

---

# નવીન સાહિત્ય.

શ્રીમદ્ભાગવત દશમસ્કંધ પૂર્વાર્ધ અ. ૫ થી ૩૨ સુધીમાં શ્રીસુબોધિનીજીના વ્યાખ્યાન રૂપ શ્રીવલ્લભજીકૃત લેખ તથા લાલુભટ્ટજી કૃત યોજના તથા નિર્મલગામ ભટ્ટ કૃત "કારિકાર્થ" સંસ્કૃતમાં છપાવવાની ગોઠવણ ૫. ભા. ગીરધરલાલ મગનલાલ આંકલીયા તથા પ્રોફે. શ્રીવિઠ્ઠલદાસજી ભટ્ટ M. A. તરફથી થઇ રહી છે.

૨. શ્રીસુબોધિનીજી સંસ્કૃતમાં શ્રીભાગવત દશમસ્કંધ પૂર્વાર્ધ અ. ૩૩/૩૬ નું છપાવવાનું કાર્ય ૫. ભ. વાડીલાલ ન. શાહ તરફથી શરૂ કરવામાં આવ્યું છે.

# ગુરૂ સેવા.

न च दृष्टा सुबोधिनी वृथा तज्जन्म भूतले

**( શ્રીહરિરાયજી )**

શ્રીમહાપ્રભુજી માને છે કે શ્રીમદ્‌ભાગવત સાક્ષાત્ ભગવદ્‌રૂપ છે. તે સમજાવનાર એટલે શ્રીમદ્ ભાગવતની ટીકા કરવાને યોગ્ય વૈશ્વાનર વાકપતિ વિના અન્ય કોઈ સમર્થ નથી. ભગવાનની આજ્ઞાથી પોતે મનુષ્ય દેહ ધારણ કરી વિષ્ણુ અને વ્યાસને પ્રિય ભાગવતનો ભગવત્સ્વરૂપનો ગૂઢ અર્થ પ્રકટ કર્યો. તેજ **શ્રીસુબોધિનીજી.** આજકાલના સામાન્ય મનુષ્યો તે સમજી શકે નહિ તેથી કાકા શ્રીવલ્લભજીએ સમગ્ર સુબોધિનીજી ઉપર 'લેખ' નામની સુંદર ટીકા અતિ શ્રમ લઈ પ્રસિદ્ધ કરી છે. ભગવત્કૃપાથી તે સમગ્ર ટીકા આપણને પ્રાપ્ત થાય છે પણ તે છપાવવાનું કાર્ય કરી ગુરૂ સેવા કરી કૃતાર્થ થવું એ આપણા હાથમાં છે. જો કોઈપણ શ્રીગોસ્વામી બાલક અથવા દ્રવ્યવાન્ વૈષ્ણવ તે સેવા કરવા તૈયાર હોય તો અમારી પાસે પ્રથમ સ્કંધના લેખની પ્રેસકોપી તૈયાર છે અને છપાવવાનો જે દ્રવ્ય આવશ્યક છે તે મળેથી છાપી શકાશે.

આધિભૌતિક વસ્તુઓ જેવી કે ફુલપાન શાક સામગ્રી સુવર્ણ ચાંદી વગેરે સુધી દૃષ્ટિ સામાન્ય વૈષ્ણવોની પહોંચે છે પણ તેઓએ સમજવું જોઈએ કે જ્યાં સુધી આધ્યાત્મિક જ્ઞાન ભક્તિ પર્યંત દૃષ્ટિ લંબાઈને સેવા આધિદૈવિક નહિ થાય ત્યાં સુધી માત્ર આધિભૌતિક સુધીજ પહોંચવામાં કાંઈ પણ લેશ માત્ર પણ અર્થ સરતો નથી, તેમ પ્રભુ પ્રસન્ન પણ થતા નથી કેમકે શ્રીવલ્લભાચાર્યે સ્પષ્ટ આજ્ઞા કરી છે કે न लौकिकः प्रभुः कृष्णो मनुते नैव लौकिकम् પ્રભુ કૃષ્ણ લૌકિક નથી અને લૌકિકની દરકાર કરતાજ નથી તેમના ઉપર તો ભાવ થવો જોઈએ તેને માટે ભાવના હૃદયમાં થવી જોઈએ ભાવનાને માટે ગુણગાનની આવશ્યકતા છે એ ગુણગાન તેજ શ્રીસુબોધિનીજી માટે જે પુષ્ટિમાર્ગીય જીવ પોતાનું તથા અન્ય પુષ્ટિમાર્ગીય જીવોનું કલ્યાણ કરવા ઈચ્છે છે અને પ્રભુને પ્રસન્ન કરી સેવા આધિદૈવિક કરવા ઈચ્છે છે તેઓએ આવી **સેવા** કરવી તેજ ઉત્તમ પ્રકારની સેવા છે.

**શ્રીવૈષ્ણવસેવામંડલ, ૪૭૮ ડંકનરોડ, મુંબાઈ નં. ૪.**

---

## વૈષ્ણવતા.

અમે રે વૈષ્ણવ પદના ધરતા દાવા રે,
જીવનમાં શ્રીવલ્લભ નામ કમાવારે—ટેક૦
નહિ અન્ય તણી રે કાંઈ પરવારે,
અંતે શ્રીવલ્લભપદમાં અર્પવારે—અમે રે૦
સેવા સ્મરણને આચરવા રે,
પ્રેમ ભક્તિની નોબત ગજવવારે—અમે રે૦
અન્ય તણો આશ્રય નવ ધરવા રે,
પતિવ્રતા ભક્તિ આદરવા રે—અમે રે૦
અવર તણું અહિત ન કરવા રે,
ઉદર મહાપ્રસાદથી ભરવા રે—અમે રે૦
શ્રીવલ્લભશરણથી પ્રભુ પદમાં મ્હાલવા રે,
ચંદ્ર સખી સ્વરૂપે શ્રીકૃષ્ણને લાડ લડાવવા રે,—અમે રે૦

લેખકઃ—દાસાનુદાસ, ફુલચંદ ગોવર્ધનદાસ શાહ પાદરાના કોઠિવાર ભગવદ્ સ્મરણ.

# अलौकिक व्रजयात्रा की सूचना.

श्री मथुरा मण्डलान्तर्गत श्री कामवनस्थ सप्तम पीठाधीश्वर प्रातः स्मरणीय अखण्ड गोलोक वासी श्री गुसाईंजी तथा गोस्वामि श्री १०८ श्री गोपाललालजी महाराज के आत्मज गोस्वामि श्री १०८ श्री रमणलालजी महाराज को श्री व्रज यात्रा करवे को विचार भयो है सो सम्वत् १९९२ मिती प्रथम भाद्रपद कृष्ण ९ मंगलवार [ गुर्जर श्रावण, वदी ९ मंगलवार ] तदनुसार ता० ११।८।३६ कूँ आपश्री श्री प्रभून की शयन आरती करके सायंकाल कामवनसूँ श्री मथुरा जी पधारेंगे। तथा मिती प्रथम भाद्रपद कृष्ण ११ गुरुवार ता० १३।८।३६ कूँ आपश्री विश्रान्तघाट पै श्री व्रज यात्रा को नियम लेंगे तथा मिती प्रथम भाद्रपद कृष्ण १३ शनिवार ता० १६।८।३६ श्री मधुवन यात्रा जायगी तदनन्तर या यात्रा में श्री पुरुषोत्तम मास भी अन्तर्गत आ जायगो।

ऐसे शुभ अवसर पै समस्त पुष्टिमार्गीय वैष्णव मण्डली कूँ ये सूचना देवे में आवै है जो या शुभ समय में समस्त सज्जन वैष्णव गण समस्त गृह कर्म त्याग करके सकुटुम्ब सपरिवार श्री व्रज यात्रा करवे के निमित्त अवश्य आवेंगे कारण आपश्री प्रथम ही व्रज यात्रा करवे पधारेंगे।

या व्रज यात्रा में व्रजकमल के नियमानुसार प्रत्येक ग्राम तथा प्रत्येक लीला स्थलन के दर्शन किये जायंगे तथा श्री प्रभून कूँ भोग सामग्री आदि जो पहलें श्री व्रजभक्त श्री गोपी जनन नें स्थल स्थल पै अरोगाई हीं वाही प्रमाणसूं और वाई लीला के भावसूं भोग सामग्री स्थल स्थल पै अरोगवाई जायगी। शास्त्र में व्रजमण्डल कमलवत् कह्यो है तासूं व्रज चौरासी कोस के व्रज कमल के नक्शा के नियमानुसार ही यात्रा करवे में आवैगी।

सन्ध्या के समय स्थल को माहात्म्य कथा प्रसंग तथा कीर्तन होंयगे तासूं मुंबई तथा काठियावाड की केशरिया मण्डली कूँ भी ये सूचना देवे में आवै है जो ऐसे पुण्य समय में हमारे संग व्रज यात्रा करवे को अवश्य ही अलभ्य लाभ लेंगे। हमारी व्रज यात्रा के निमित्त आगन्तुक यात्रियन कूँ प्रत्येक प्रकार के सुख तथा आनन्द को प्रबन्ध कियो जायगो.

अब और एक अद्भुत सूचना दी जा रही है कि जतीपुरा में श्री गिरिराजजी के कुनवाडे के मनोरथ के समय में कामवन सूँ बड़े धूम धाम के साथ श्रीगोपी जनके हृदयस्थ लीलोद्योधक श्री प्रभु श्री मदनमोहन जी अवश्य पधारेंगे और वहां पर मनोरथ भी होयंगे। ऐसे शुभ अवसर पर समस्त पुष्टिमार्गीय वैष्णवमण्डली कूं तथा मुम्बई की तथा काठियावाड की केशरिया मण्डली को सूचना देवे में आवे है जो या शुभ समय में समस्त सज्जन वैष्णव गण समस्त गृह कर्म त्याग करके सकुटुम्ब सपरिवार श्री व्रज यात्रा करिवे निमित्त अवश्य आवेंगे, कारण कि श्री प्रभु ७० वर्ष में श्री गिरिराज जी पधारेंगे। या व्रज यात्रा में जो प्राचीन स्थल लोप होगये है तिनकी तपास कर २ के समस्त वैष्णवन कूँ दर्शन कराये जायेंगे। ऐसे शुभ अद्भुत समय में व्रज यात्रा को अवश्य लाभ लेवेंगे।

मोहनदास प्रभुदास—श्रीमदनमोहनजी के मंदिर, मु० कामवन भरतपुर स्टेट।

# ગુરૂ સેવા.

न च दृष्टा सुबोधिनी वृथा तज्जन्म भूतले

(શ્રીહરિરાયજી)

શ્રીમહાપ્રભુજી માને છે કે શ્રીમદ્‌ભાગવત સાક્ષાત્ ભગવદ્રૂપ છે. તે સમજાવનાર એટલે શ્રીમદ્ ભાગવતની ટીકા કરવાને યોગ્ય વૈશ્વાનર વાક્‌પતિ વિના અન્ય કોઈ સમર્થ નથી. ભગવાનની આજ્ઞાથી પોતે મનુષ્ય દેહ ધારણ કરી વિષ્ણુ અને વ્યાસને પ્રિય ભાગવતનો ભગવત્સ્વરૂપનો ગૂઢ અર્થ પ્રકટ કર્યો. તેજ **શ્રીસુબોધિનીજી.**-આજકાલના સામાન્ય મનુષ્યો તે સમજી શકે નહિ તેથી કાકા શ્રીવલ્લભજીએ સમગ્ર સુબોધિનીજી ઉપર 'લેખ' નામની સુંદર ટીકા અતિ શ્રમ લઈ પ્રસિદ્ધ કરી છે. ભગવત્કૃપાથી તે સમગ્ર ટીકા આપણને પ્રાપ્ત થાય છે પણ તે છપાવવાનું કાર્ય કરી ગુરૂ સેવા કરી કૃતાર્થ થવું એ આપણા હાથમાં છે. જો કોઈપણ શ્રીગોસ્વામી બાલક અથવા દ્રવ્યવાન્ વૈષ્ણવ તે સેવા કરવા તૈયાર હોય તો અમારી પાસે પ્રથમ સ્કંધના લેખની પ્રેસકોપી તૈયાર છે અને છપાવવાનો જે દ્રવ્ય આવશ્યક છે તે મળેથી છાપી શકાશે.

આધિભૌતિક વસ્તુઓ જેવી કે ફુલપાન શાક સામગ્રી સુવર્ણ ચાંદી વગેરે સુધી દૃષ્ટિ સામાન્ય વૈષ્ણવોની પહોંચે છે પણ તેઓએ સમજવું જોઇએ કે જ્યાં સુધી આધ્યાત્મિક જ્ઞાન ભક્તિ પર્યંત દૃષ્ટિ લંબાઇને સેવા આધિદૈવિક નહિ થાય ત્યાં સુધી માત્ર આધિભૌતિક સુધીજ પહોંચવામાં કાંઈ પણ લેશ માત્ર પણ અર્થ સરતો નથી, તેમ પ્રભુ પ્રસન્ન પણ થતા નથી કેમકે શ્રીવલ્લભાચાર્યે સ્પષ્ટ આજ્ઞા કરી છે કે न लौकिकः प्रभुः कृष्णो मनुते नैव लौकिकम् પ્રભુ કૃષ્ણ લૌકિક નથી અને લૌકિકની દરકાર કરતાજ નથી તેમના ઉપર તો ભાવ થવો જોઇએ તેને માટે ભાવના હૃદયમાં થવી જોઇએ ભાવનાને માટે ગુણગાનની આવશ્યકતા છે એ ગુણગાન તેજ શ્રીસુબોધિનીજી માટે જે પુષ્ટિમાર્ગીય જીવ પોતાનું તથા અન્ય પુષ્ટિમાર્ગીય જીવોનું કલ્યાણ કરવા ઇચ્છે છે અને પ્રભુને પ્રસન્ન કરી સેવા આધિદૈવિક કરવા ઇચ્છે છે તેઓએ આવી **સેવા** કરવી તેજ ઉત્તમ પ્રકારની સેવા છે.

**શ્રીવૈષ્ણવસેવામંડલ, ૪૭૮ ડંકનરોડ, મુંબાઈ નં. ૪.**

## વૈષ્ણવતા.

અમે રે વૈષ્ણવ પદના ધરતા દાવા રે,
જીવનમાં શ્રીવલ્લભ નામ કમાવાંરે—ટેક૦
નહિ અન્ય તણી રે કાંઈ પરવારે,
અંતે શ્રીવલ્લભપદમાં અર્પવારે—અમે રે૦
સેવા સ્મરણને આચરવા રે,
પ્રેમ ભક્તિની નોબત ગજવવારે—અમે રે૦
અન્ય તણો આશ્રય નવ ધરવા રે,
પતિવ્રતા ભક્તિ આદરવા રે—અમે રે૦
અવર તણું અહિત ન કરવા રે,
ઉદર મહાપ્રસાદથી ભરવા રે—અમે રે૦
શ્રીવલ્લભશરણથી પ્રભુ પદમાં મ્હાલવા રે,
ચંદ સખી સ્વરૂપે શ્રીકૃષ્ણને લાડ લડાવવા રે,—અમે રે૦

લેખકઃ-દાસાનુદાસ. ફુલચંદ ગોવર્ધનદાસ શાહ પાદરાના કોટિવાર ભગવદ્ સ્મરણ

# अलौकिक व्रजयात्रा की सूचना.

श्री मथुरा मण्डलान्तर्गत श्री कामवनस्थ सप्तम पीठाधीश्वर प्रातः स्मरणीय अनन्त गोलोक वासी श्री गुसाईंजी तथा गोस्वामि श्री १०८ श्री गोपाललालजी महाराज के आत्मज गोस्वामि श्री १०८ श्री रमणलालजी महाराज को श्री व्रज यात्रा करवे को विचार भयो है सो सम्वत् १९९२ मिती प्रथम भाद्रपद कृष्ण ९ मंगलवार [ गुर्जर श्रावण वदी ९ मंगलवार ] तदनुसार ता० ११।८।३६ कूँ आपश्री श्री प्रभून की शयन आरती करके सायंकाल कामवनसूँ श्री मथुरा जी पधारेंगे। तथा मिती प्रथम भाद्रपद कृष्ण ११ गुरुवार ता० १३।८।३६ कूँ आपश्री विश्रान्तघाट पै श्री व्रज यात्रा को नियम लेंगे तथा मिती प्रथम भाद्रपद कृष्ण १३ शनिवार ता० १५।८।३६ श्री मधुवन यात्रा जायगी तदनन्तर या यात्रा में श्री पुरुषोत्तम मास भी अन्तर्गत आ जायगो।

ऐसे शुभ अवसर पै समस्त पुष्टिमार्गीय वैष्णव मण्डली कूँ ये सूचना देवे में आवे है जो या शुभ समय में समस्त सज्जन वैष्णव गण समस्त गृह कर्म त्याग करके सकुटुम्ब सपरिवार श्री व्रज यात्रा करवे के निमित्त अवश्य आवेंगे कारण आपश्री प्रथम ही व्रज यात्रा करवे पधारेंगे।

या व्रज यात्रा में व्रजकल्प के नियमानुसार प्रत्येक ग्राम तथा प्रत्येक लीला स्थल के दर्शन किये जायगे तथा श्री प्रभून कूँ भोग सामग्री आदि जो पहले भी व्रजभक्त श्री गोपी जनन ने स्थल स्थल पै अरोगाई ही वाही प्रमाणसूँ और वाई लीला के भावसूँ भोग सामग्री स्थल स्थल पै अरोगाई जायगी। शास्त्र में व्रजमण्डल कमलाकार कह्यो है तासूँ व्रज चौरासी कोस के व्रज कमल के नकशा के नियमानुसार ही यात्रा करवे में आवेगी।

सन्ध्या के समय स्थल को माहात्म्य कथा प्रसंग तथा कीर्तन होंयगे तासूँ मुंबई तथा काठियावाड की केसरिया मण्डली कूँ भी ये सूचना देवे में आवे है जो ऐसे पुण्य समय में हमारे संग व्रज यात्रा करवे को अवश्य ही अलभ्य लाभ लेंगे। हमारी व्रज यात्रा के निमित्त आगन्तुक यात्रियन कूँ प्रत्येक प्रकार के सुख तथा आनन्द को प्रबन्ध कियो जायगो.

अब और एक अद्भुत सूचना दी जा रही है कि सतयुग में श्री गिरिराजजी के कुनवाड़े के मनोरथ के समय में कामवन सूँ पधारे हुए श्रीगोपी जनन के हृदयस्थ लीलापुरुषोत्तम श्री प्रभु श्री मदनमोहन जी अवश्य पधारेंगे और वहां पर मनोरथ भी होवेगो। ऐसे शुभ अवसर पर समस्त पुष्टिमार्गीय वैष्णवमण्डली कूं तथा मुम्बई की तथा काठियावाड की केसरिया मण्डली को सूचना देवे में आवे है जो या शुभ समय में समस्त सज्जन वैष्णव गण समस्त गृह कर्म त्याग करके सकुटुम्ब सपरिवार श्री व्रज यात्रा करवे निमित्त अवश्य पधारेंगे, कारण कि श्री प्रभु ७० वर्ष में श्री गिरिराज जी पधारेंगे। या व्रज यात्रा में जो प्राचीन स्थल लोप होगये है तिनको तलाश कर २ के समस्त वैष्णवन कूँ दर्शन करावे जायेंगे। ऐसे शुभ अद्भुत समय में व्रज यात्रा को अवश्य लाभ लेंगे।

मोहनदास मथुरादास—पोस्टमास्टर के घर, मु. कामवन भरतपुर स्टेट।

# समाचारादिक.

**સમ્રાટનુ રક્ષણ—**સમ્રાટ પાંચમા એડવર્ડ એક અત્યંત લોકપ્રિય શહેનશાહ છે તેમના પર જીવલેણ હુમલો કરનાર એજ યુરોપમાંથી પેદા થયુ એ યુરોપની ઘોર પડતીનુ ચિન્હ છે સમ્રાટનુ તો પ્રભુએ રક્ષણ કર્યું એ થોડા આનંદનો વિષય નથી

**ગાંધીજીના હરિલાલ અબદુલ્લા થયા—**મુસલમાનોને ત્યા મહેમાન તરીકે રહેનાર ખીલાફત ચળવળ વખતે 'અલ્લા હો અક્બર' ની ચીસો પડાવીને "મૌલાના" બની બેસવાની અભિલાષા સેવનાર મહાત્માના દીકરા તે કેવા હોય ? જે બકરીના દૂધથી પોતાનો પિંડ પોષાય છે, તેજ બકરીને ખાઈ જનારના પાક બીસ્કીટ ખાવાનો હિંદુઓને ઉપદેશ કરનાર ગાંધીજી હિંદુ કયા છે ? જો તેઓજ હિંદુ નથી તો હરિલાલ શા માટે અબદુલ્લા કે જોસફ કેમ ન બને ?

**દેવગઢબારીઆમાં આનંદ—**જેઠ વદી ૧૩ ના રોજ અત્રે શ્રીચતુર્થપંચમપીઠાધીશ્વર શ્રીમદ્ ગોસ્વામી શ્રી ૧૦૮ શ્રીવલ્લભાચાર્યજી મહારાજ સુરતથી અત્રેના મહાજનની વિનતીથી પધાર્યા હતા લગભગ પચાસ દીવસ અસાડ વદી ૭ સુધી બીરાજી જન્મદિવસોનો, હીંડોળાનો અને બોધદાયક વ્યાખ્યાનોનો તથા ત્રણ જાહેર સભાઓનો અલભ્ય લાભ આપ્યો છે —

અસાડ સુદી ૩ ના રોજ આપશ્રીનો જન્મ દિન હોવાથી સવારમા મથુરાજીના યાજ્ઞિકકેસરી અમૃતરામજીએ માર્કંડેયપૂજા કરાવી મહારાજશ્રી તથા મોટા લાલબાવાશ્રી બીરાજ્યા હતા બાદ નંદ મહોત્સવ તથા દાઢી લીલા થઈ ને પ્રસાદ ટોકરે ટોકરા ચોકમા આપશ્રીએ તથા લાલ બાવાશ્રીએ વૈષ્ણવોને લૂટાવ્યો હતો અત્રેના મહાજન તરફથી રાત્રે બહાર ગામના વૈષ્ણવોને તથા અત્રેના મહાજનના તમામ વૈષ્ણવોને શ્રીદશાનીમાની જમણવાડીમાં પ્રસાદ લેવડાવ્યો હતો ને ત્યાં આપશ્રી પધાર્યા હતા મંદિરમાં ગરજાદી વૈષ્ણવો તમામ સ્રીપુરૂષોને પ્રસાદ લેવડાવ્યો હતો ત્રણ ચાર દિવસ સુધી રાતના સ્રીઓના ધર્મ સંબંધમા આપશ્રીએ મંદિરમા ચર્ચા ચલાવેલી ને તે વિષય સરળતાથી માતાઓ, બ્હેને પુત્રીઓ પ્રત્યે સમજાવી કહ્યો હતો

ત્રણ ચાર દિવસ રાતના ભગવદ્‌વાર્તામાં નારાયણદાસ દિવાનની વાર્તામા વિઠ્ઠલદાસને માર માર્યાનો પ્રસંગ અને યદુનાથદાસને એક સ્રી ઉપર આસક્તિ હતી તે તથા હરીદાસ ખવાસની વાર્તાના સમજી શકાય નહીં તેવા અને લોકવિરૂદ્ધ લાગે તેવા પ્રસંગોનુ સરળતાથી દૃષ્ટાંતો, સિદ્ધાંતો આપ નિરૂપણ કરી સર્વના મન રંજન કર્યાં હતા અને આજ્ઞા કરેલી તે આ વાર્તાઓનું રહસ્ય સાધારણ જ્ઞાન વાળાઓથી સમજવુ દુર્ઘટ છે આપણા માર્ગના સંસ્કૃત ગ્રંથો તથા નીતિના ગ્રંથોનુ અવલોકન કરનારનેજ સમજી શકાય

અસાડ સુદ ૬ ના રોજ આપશ્રીનો પાટ ઉત્સવ હોવાથી તે દિવસે પણ નંદમહોત્સવનો આનંદ થયો ને પ્રસાદ આપશ્રીએ તથા લાલ બાવાશ્રીએ લૂટાવ્યો હતો ને આજરોજ પણ શ્રીદશાનીમાની જમણવાડીમાં અત્રેના મહાજન તરફથી દેશી પરદેશી સર્વ વૈષ્ણવને પ્રસાદ લેવડાવ્યો હતો મહારાજશ્રી પોતે જમણવાડીમાં પધાર્યાં હતા શ્રીવિઠ્ઠલેશપુસ્તકાલય સ્થાપવા તથા શ્રીસર્વોત્તમસ્તોત્ર શીખવવાનો પ્રબંધ થયો છે

સુદી ૧૫ તથા વદી ૪–૫ એ રીતે જાહેર ભાષણો શ્રીદશાનીમાની વાડીમાં થયા હતા શુદ ૧૫ ના રોજ મહારાજશ્રીના પ્રમુખપણા નીચે અત્રેની હાઇસ્કુલના હેડમાસ્તર સાહેબે તથા દાહોદ હાઈસ્કુલના હેડમાસ્તર મી ભાઇચંદભાઈએ ગુરુ શિષ્યના ધર્મો ઉપર વ્યાખ્યાન કર્યું હતુ વ ૪–૬ ના રોજ કાશીના પંડિતજી નંદકિશોરજીએ માતૃ ધર્મ અને મનુષ્ય કર્તવ્ય ઉપર ભાષણ કર્યાં હતા આપશ્રી વ ૭ શનિવારે સાંજે અત્રેથી વિજય કરી સંતરામપુર પધાર્યા છે.

તા ૪ ૭ ૩૬ ના રોજ રાત્રે શ્રીદશાનીમાની વાડીમા શ્રીમદ્ ગોસ્વામી શ્રી૧૦૮ શ્રીવલ્લભાચાર્યજી મહારાજશ્રીના પ્રમુખપણા નીચે જાહેર સભા થઈ હતી તેમાં આબાલવૃદ્ધ તથા રાજ્યના અમલદાર વર્ગ, સદ્‌ગૃહસ્થોએ હાજરની સંખ્યામાં હાજરી આપી હતી–૧ રા બા દિવાન બહાદુર મોતીલાલ ભાઈએ શરૂઆતમાં મહારાજશ્રીની આજ્ઞાથી વક્તાઓની ઓળખાણ કરાવી અને અત્રેની હાઇસ્કુલના

હેડમાસ્તર મી. મહેન્દ્ર પંડ્યા તથા વડોદરાની હાઈસ્કૂલના હેડમાસ્તર મી. ભાઈચંદભાઈ શાહ બન્ને ગુરુ અને શિષ્ય સંબંધી પ્રવચન કરવાના છે એમ નિવેદન કર્યું હતું. ત્યાર બાદ શ્રીયુત પંડ્યાએ પ્રાચીન અને અર્વાચીન સમયના વિદ્યાર્થી અને ગુરુનો સંબંધ અસરકારક ભાષામાં જણાવ્યો હતો. પ્રાચીન સમયના વિદ્યાર્થીમાં શ્રીકૃષ્ણની ગુરુભક્તિનો દાખલો સુદામા સાથે વનમાં લાકડાં લેવા ગયાનો ટાંકી હાલના વિદ્યાર્થીઓનું વર્તન ઉદ્ધતાઈ ભરેલું છે તે ન હોવું જોઈએ તેમ ભારપૂર્વક જણાવ્યું હતું અને શિક્ષકો તથા વાલીઓએ પોતાના બાળકો નિયમનમાં રહે તેની સંભાળ લેવા આગ્રહપૂર્વક વિનંતિ કરી હતી. ગુરુ શબ્દનો અર્થ બહુ પ્રકારથી કહ્યો હતો. વર્તનના રૂપમાં સાબીત ગણુ, સહ ગ્રહ-ચંદ્ર માફક શીતળતા અને ગુરુ શિષ્યનો સંબંધ સમજાવ્યો હતો. ત્યાર બાદ બીજા વક્તા શ્રીયુત ભાઈચંદભાઈએ શ્રીયુત પંડ્યાના વ્યાખ્યાનને અનુસરી હાલના વિદ્યાર્થીઓનો જે સંબંધ છે, તે ચાલુ રહે તો ભવિષ્યમાં દેશની સ્થિતિ કેવા પ્રકારની થાય તેનો ખ્યાલ કરવા શ્રોતાજનોને વીનંતી કરી હતી. ગુરુ એ આધ્યાત્મિક સૂર્ય છે અને જેમ ભૌતિક અંધકારનો સૂર્ય પ્રકાશ આપી નાશ કરે છે તેમ ગુરુ માનસીક અંધકારનો નાશ કરી જગતની સત્ય સ્થિતિનું ભાન કરાવે છે તે ઉપરાંત તેઓએ ગુરુ દત્તાત્રેય અને તેમના શિષ્યનો તથા સત્યની શોધમાં એક રાજા એક સંત પુરુષને ત્યાં ૩૬ વરસ વનમાં રહી સેવા કરી તે પ્રસંગનું દૃષ્ટાંત આપી પારલૌકિક જીવન કેવા પ્રકારનું હોય છે. તે અસરકારક ભાષામાં સમજાવ્યું હતું. પ્રસંગને અનુસરી હાલના પ્રમુખશ્રીમાં જે કંઈ લક્ષણો તેમના શિષ્યોના અનુભવમાં આવ્યાં છે તે પણ દર્શાવ્યાં હતાં.

૪ ત્યાર બાદ રા. બા. દીવાન સાહેબે ગુરુની ભક્તિરૂપિણી શિષ્યોને કેવા પ્રકારની તૃપ્તિ થાય છે. તે સારી રીતે સરળ ભાષામાં સમજાવ્યું હતું.

૫ છેવટે પ્રમુખશ્રીએ (મહારાજશ્રીએ) પોતાની પ્રકૃતિ અસ્વસ્થ હોવા છતાં શ્રોતાજનોની લાગણીને માન આપી સુંદર અને સ્પષ્ટ ભાષામાં બન્ને વક્તાઓના વ્યાખ્યાનોનો ઉપસંહાર કરી હાજર રહેલા સમાજનોના મન ઉપર ઉંડી છાપ પાડી અને આજનો ગુરુપુર્ણિમાનો અર્થ તેના રહસ્ય સાથે સમજાવ્યો હતો. આધિદૈવિક આધ્યાત્મિક અને આધિભૌતિક રીતે ગુરુપુનમથી ચતુર્માસ પ્રભુની સેવામાં ચિત્ત પરોવવા તથા નિયમથી સેવા સ્મરણ કરવાનો પ્રકાર પ્રથમના આઠ માસનું પરિવર્તન થઈ અષાડ શુ. ૧૫ થી ગુરુ સેવાનો પ્રકાર તથા દશેરાનો દિવસ વિજયાદશમીનો પ્રકાર સમજાવ્યો હતો. શ્રીયુત માસ્તર ભાઈચંદભાઈએ આપેલો ગુરુ શબ્દનો અર્થ સૂર્ય રૂપનો દાખલો યાદ કરાવી તથા પ્રથમ વક્તાનો ચંદ્રરૂપનો દાખલો આપી કહેલું કે અજ્ઞાન રૂપી અંધકારનો નાશ કરનાર તથા તેની સાથે શીતળતા કરનાર ગુરુ છે.

પાદરામાં—નગર ખંભાતીઆવાળા શાહબાગ મ્હોટાવાળા ગોસ્વામી શ્રીવ્રજનાથલાલજી મહારાજશ્રી પધારી શરૂઆતમાં શાસ્ત્રીજીએ વર્ણાશ્રમની સ્થિતિ, મનુષ્યનું કર્તવ્ય—સદાચારવિચારની શુદ્ધતા, જીવનો પરમ કલ્યાણનો માર્ગ, ભક્તિની શ્રેષ્ઠતા વિષય ઉપર સુંદર વિવેચન કર્યું. શ્રીયુત પરમાનંદજીએ હાલમાં આર્યોની અવગતિ તથા શ્રીપાદની આવશ્યકતા જણાવી કેમ એના ઉપર ટેકની તથા પ્રાચીન સમયની ઉન્નતિ છે. પૂજ્ય મહારાજશ્રીએ મંગળાચરણ બાદ પુષ્ટિમાર્ગીય સિદ્ધાંતો ધાર્મિક જીવનની આવશ્યકતા વૈષ્ણવતાના નિયમો; શ્રાવણ લક્ષણો તથા ગુરુ પ્રત્યે પૂજ્ય ભાવ, દંભો પાખંડથી અલગ રહેવા સત્પુરુષોનો સમાગમ અને ભગવદ્ સેવા મંગળકારક ને શ્રેય છે એ વિષયો સુંદર રીતે વર્ણવ્યા હતા બે કલાક સુધી શ્રોતાઓએ શ્રવણ કરી સભા વિસર્જન થઈ હતી.

ગોરવાગામમાં—શ્રીવૈષ્ણવધર્મવર્ધિની સભા તરફથી નવી ધારાસભામાં દાખલ થયેલ ધર્મ વિરોધી બીલો સામે પ્રોટેસ્ટ જાહેર કરવા તારીખ ૧૨-૭-૩૬ રવીવારે એક જાહેર સભા ભેળાવવામાં આવી હતી. પ્રમુખસ્થાન શ્રીયુત ગોરધન રામચંદ્ર શાસ્ત્રીએ શોભાવ્યું હતું. શરૂઆતમાં પ્રમુખે પ્રસંગોચિત ભાષણ કર્યાં પછી સંસ્થાના મંત્રી મી. મનસુખલાલ શાહે નવી ધારાસભામાં જે ધર્મ વિરોધી બીલો રજુ કરવામાં આવેલાં છે તે બીલો:—ડૉ. ભગવાનદાસનું વર્ણાન્તર લગ્ન બીલ, ૨ એમ. સી. રાજનું અસ્પૃશ્યતા નિવારણ બીલ, ૩ ડૉ. દેશમુખનું હિન્દુ સ્ત્રી વારસા હક બીલ, ૪ મી. શારદાનું શારદા એક્ટ સંશોધન બીલ. ઉપરના ચાર બીલો સામે સખ્ત વિરોધ દર્શાવનારા ઠરાવો રજુ કરી તે ઉપર વિવેચન

કર્યું હતું. તેને રા. મોહનલાલ ગાંધીએ અનુમોદન આપતાં તે ખીલો હિન્દુ સનાતન ધર્મ, વર્ણાશ્રમ પ્રણાલિકાને તોડવાવાળાં હોઇ કેટલાં ઘાતક છે તે સવિસ્તાર જણાવ્યા પછી પ્રમુખે વિવેચન કરી મત લેતાં સર્વે ઠરાવો સર્વાનુમતે પસાર થયાનું જાહેર કર્યું હતું. તે પછી તે ઠરાવો યોગ્ય સ્થળે મોકલવા માટે પ્રમુખને સત્તા અપાયા પછી સભા વિસર્જન થઈ હતી.

**સન્નીતિરામાયણ**—શ્રીસાગરરામાચાર્યનામક શ્રીમધ્વસંપ્રદાયની પરંપરામાં થયલા આચાર્યે આ નાનો ગ્રંથ સંસ્કૃતમાં શ્લોકબદ્ધ લખેલો છે. રામાયણના અનેક નાના મોટા પ્રસંગોનાં દૃષ્ટાંતો સાથે નીતિની ગુંથણી ઘણીજ ઉત્તમ રીતે બુદ્ધિપૂર્વક કરી છે. આનું સરળ હૃદયગ્રાહી ભાષાંતર શાસ્ત્રીજી મંગળજી ઉદ્ધવજી પુરોહિતે કરેલું છે. સુરમ્ય સંસ્કૃત ભાષામાં લખાયલા આ નીતિગ્રંથનો અનુવાદ કરીને શાસ્ત્રીજીએ ગુજરાતી વાચકોની સારી સેવા બજાવી છે. અનુવાદમાં શાસ્ત્રીજીએ ઘણોજ શ્રમ લીધો છે અને અર્થ સમજાવવામાં તેમણે સ્થળે સ્થળે ઉપયોગી ટિપ્પણો દાખલ કર્યાં છે. પુસ્તક સંગ્રાહ્ય છે. મૂલ્ય ૭ આના. ઠે. શાસ્ત્રીજી મંગળજી ઉદ્ધવજી પુરોહિત, મુ દાત્રાણા ( કાઠિયાવાડ )

**ચોયલામાં શાસ્ત્રાર્થ**—શ્રીપ્રણામી ધર્મ સભા જામનગર તરફથી આ પુસ્તિકા મળી છે. કપડવંજથી દશેક ગાઉ દૂર ચોયલા ગામ છે ત્યાં શ્રીપ્રણામી સંપ્રદાય છે. એ સંપ્રદાયના અનુયાયીઓ ઉપર નડિયાદના સ્માર્ત શાંકર પંડિતો રા. ગોવર્ધન શર્મા, રા. હીરાલાલ શાસ્ત્રી અને વૈદ્યરાજ સુંદરલાલ જોષી એ ત્રણે જે હુમલો કર્યો તેના જવાબમાં જામનગરના પ્રણામી આચાર્યશ્રી ધનીરામ મહારાજના પ્રણામી પંડિતો તરફથી જે ઉત્તર-પ્રત્યુત્તરો થયા તેનું બયાન આમાં છે—પ્રણામી સંપ્રદાય અનન્યતાથી કૃષ્ણભક્તિ કરે છે, તેના પર માયાવાદી શાંકર પંડિતોએ કરેલા હુમલાઓ પોકળ તથા પામર છે એ સાફ જણાઈ આવે છે. વળી શ્રીવલ્લભસંપ્રદાય સામે પણ કટાક્ષ કરવાનું રા. ગોવર્ધન શર્મા ચૂકયા નથી. સભ્યતા અને વિવેકને તો તેમણે તિલાંજલિજ આપી છે. રીતસર શાસ્ત્રાર્થ ન કરતાં પ્રણામી સંપ્રદાય ઉપર ખોટા હુમલા કરવાની માયાવાદી પંડિતોની આદત કોઈપણ રીતે વખાણવા લાયક નથી પ્રણામી પંડિતોએ ઉત્તમ રીતે શાસ્ત્રાર્થની રીતિ, વિવેક, સભ્યતા જાળવ્યાં છે. રા. સુંદરલાલ જોષીની વર્તણુંક તટસ્થ વિવેકીને છાજતી હોય તેમ લાગે છે. બાકી બે પંડિતોએ તો કેવળ આકાંડતાંડવજ કર્યું છે. જે આક્ષેપો વિરોધીઓ પર કરે છે તેજ આક્ષેપો માયાવાદી પંડિતોપર પણ છેજ. પ્રમુખ તરીકે એણે બેસાડેલ યતિમુકુંદાશ્રમ (ખંભાતવાળા) બ્રાહ્મણ નથી, પણ દશા સોરઠીયા માત્ય વાણીયા છે તેઓ ખંભાતમાં ઘણા જાણીતા છે। તેમના પ્રમુખપદે આ બ્રાહ્મણ પંડિતો શું જોઇને એકઠા થયા? વળી નડિયાદના સંતરામ મહારાજના મંદિરમાં જનારા આ માયાવાદી પંડિતો શું જોઈને પ્રણામી પંથપર આક્ષેપ કરે છે? સંતરામ મંદિરમાં શુદ્ર સાધુઓની ઘોર (કબર)જ છે. તેની પૂજા કયા ગ્રંથોમાં છે. આ સંસ્થાના સમારંભોમાં ભાગ લેનારા માયાવાદી પંડિતો અનન્ય કૃષ્ણ ભક્તિ કરનાર પ્રણામી સંપ્રદાય પર આક્ષેપ કરવા નીકળે એ કેટલું બેહુદું છે? અમે તો પ્રણામી પંડિતો-શ્રીકૃષ્ણદત્ત શાસ્ત્રી તથા શાસ્ત્રી મંગળજીભાઇને ધન્યવાદ આપીએ છીએ.

---

---

શ્રીયમુનાજીના નામસ્મરણનો અદ્વિતિય ગ્રન્થ

# શ્રીયમુનાસ્તોત્રરત્નાકર

ઘણા સુધારા વધારા સાથેની આવૃત્તિ ૨ જી. શ્રી યમુનાજીના સુંદર રંગીન ચીત્રજી સાથે

ભારતના દિવ્યજ્યોતિર્ધર સ્વરૂપ શ્રીમાન વલ્લભપ્રભુએ ગાયેલા શ્રી યમુનાજીનાં યશોગાનના નીચેના વિષયો આવેલા છે.

૧ શ્રીમદ્વલ્લભાચાર્યજી કૃત શ્રીયમુનાષ્ટક મૂળ તથા અન્વયાર્થ, પદાર્થ વિસ્તૃત વિવેચનપૂર્વક ગુજરાતી ટીકા સાથે અભ્યાસીઓને ખાસ ઉપયોગી.

૨ શ્રીમદ્પ્રભુચરણ શ્રી ગુસાંઈજી કૃત શ્રીયમુનાષ્ટપદી મૂળ તથા તે ઉપર પંચમ કુમાર શ્રી રઘુનાથજી કૃત વિવરણ સંસ્કૃત મૂળ તથા તેની ગુજરાતી ટીકા.

૩ પંચમકુમાર શ્રી રઘુનાથજી કૃત શ્રી યમુનાષ્ટક ટીકા સાથે.

૪ શ્રી હરિરાયપ્રભુ કૃત શ્રીયમુનાવિજ્ઞપ્તી ટીકા સાથે.

૫ શ્રી ગો. શ્રી જીવનેશજી વિરચિત શ્રી યમુના ચતુષ્પદી ટીકા સાથે.

૬ શ્રી ગો. શ્રી જીવનલાલજી વિરચિત શ્રી યમુનાષ્ટક ટીકા સાથે.

૭ શ્રી ગો. શ્રી દેવકીનંદનજી „ „ ટીકા સાથે.

૮ પંડિત ગદાધરવિરચિત શ્રી યમુનાદ્વાદશપદી „

૯ શ્રી ગર્ગસંહિતાન્તર્ગત-શ્રી યમુનાસહસ્રનામસ્તોત્ર

૧૦ અષ્ટસખા આદિનાં ગાયેલાં શ્રી યમુનાજીનાં ૪૦ પદ

૧૧ અપ્રકટિત શ્રી યમુનાજીનાં ધોળ, પદ, કવિત વગેરે.

૧૨ શ્રી યમુનાજીની આરતિઓ-પ્રભાતે તથા સાયંકાળે સ્મરણ કરવા માટે.

૧૩ શ્રી યમદ્વિતિયા-ભાઈબીજનું સ્નાન તથા તેનું માહાત્મ્ય ને તેની પુરાણોક્ત કથા પણ આપી છે.

અપ્રકટિત પદ, ધોળ, આરતિ વગેરે ૧૫૦ ઉપરાંત કીર્તનોનો સમાવેશ આ ગ્રન્થમાં છે.

ટુંકામાં શ્રી યમુનાજીના નામ સ્મરણના સંપૂર્ણ સાહિત્યથી ભરપુર આ ગ્રન્થ છે.

શ્રી યમુનાજીનાં સુંદર ચીત્રજીનાં દર્શન કરી કૃતાર્થ થશો.

ન્યોછાવર નહિ જેવીજ માત્ર આઠ આનાજ રાખી છે.

મહર્ષિ ગર્ગાચાર્ય પ્રણીત

(જ્યેષ્ટલાલજી) ની બેઠકોનું વર્ણન. ૫ શ્રી ગોકુળનાથજી (ભાળાપ્રસંગવાળા) ના બેઠકોનું વર્ણન ૬ શ્રી રઘુનાથજી (પંચમલાલજી) ની બેઠકોનું ચરિત્ર ૭ શ્રી હરિરાયજી (શિક્ષાપત્ર આદિ ગ્રન્થોના કર્તા) ની બેઠકોનું વર્ણન ૮ શ્રી નાથજીની બેઠકો તથા ચરણ ચોકીનું વર્ણન વગેરે ઐતિહાસિક માહિતી સાથે આપવામાં આવ્યું છે.

**( अक्षर आ लाइन जेवाज मोटा अक्षरथी व्रजभाषामां )**

આ ગ્રન્થ છપાવ્યો છે. ન્યોછાવર નહિ જેવી જ માત્ર બે રૂપીઆ રાખી છે.

## મહાનુભાવ–રસખાનજી

સચિત્ર—શ્રીનાથજીને ભેટવા દોડના રસખાનજીના ચિત્ર સાથે છેલ્લાં વીસ વરસની અમારી સતત શોધખોળમાથી મળી આવેલા રસખાનજીનાં પ્રાચીન, ભાવવાહી, રસરસિક, (કવિત, સવૈયા વગેરે) અત્યુત્તમ કીર્તનોનો સંગ્રહ છપાવ્યો છે. ન્યો રૂ. ૦–૪–૦

## શ્રીકૃષ્ણચરિત્ર બાલલીલા.

### સરસગીતા, ધ્રુવાખ્યાન, પાંડવયજ્ઞ વગેરે.

આ ભાવવાહી ગીતોનો સંગ્રહ છે. આખુ પુસ્તક વાચ્યા વિના હાથમાંથી છોડવાનું મન થશેજ નહિ આમાં આપેલાં આખ્યાનો બહેનોએ કંઠાગ્ર કરવા જેવા છે. ન્યો રૂ. ૦–૪–૦

## શ્રીનાથજીનો ઇતિહાસ.

અનેક દાખલાઓ, વેદ, પુરાણ, સંહિતા, શ્રીમદ્ ભાગવત, પ્રાચીન ઐતિહાસિક પુસ્તકો, વગેરે ગ્રન્થોમાંથી અમારી છેલ્લી શોધખોળમાંથી મળેલો મહાન્ સંગ્રહ છે તમે કોઈ વખત સાભળ્યુ પણ નહી હોય તેવી ઐતિહાસિક માહિતી જાણવા મળશે ન્યો. રૂ ૦–૪–૦

## કનકાભિષેકનો ઇતિહાસ.

### પ્રાચીન ઇતિહાસીક ચિત્રો સાથે

વિદ્યાનગર નરેશ મહારાજા શ્રીકૃષ્ણદેવની વિરાટ્ ધર્મમહાસભામાં અનેક વિદ્વાન્ પંડિતોને પરાસ્ત કરી, જગદ્ગુરુ શ્રીમદ્વલ્લભાચાર્યજીએ દિગ્વિજય મેળવ્યો, મહારાજાએ કનકાભિષેક કર્યો તેનો સચોટ હૃદયસ્પર્શિ પુરાવા ૪૦ ગ્રન્થોના ઐતિહાસિક પ્રમાણોથી અને સુપ્રસિદ્ધ વિદ્વાન્ સાક્ષર પ્રો જેઠાલાલ. ગો શાહ એમ એ એમની પ્રસ્તાવનાથી બહાર પાડેલ છે તથા કનકાભિષેકના ઐતિહાસિક ચિત્રો અમારી પ્રાચીન શોધખોળમાથી મળી આવેલા તે ચિત્રો મહાન્ ખરચે તૈયાર કરાવી આ પુસ્તકને શણગારવામાં આવ્યું છે. ન્યો. રૂ. ૦–૪–૦

## પ્રેમ સાગર.

### ( શ્રી કૃષ્ણની લીલા ચિત્રદર્શન સાથે ) ( વ્રજભાષામાં )

વ્રજવિહારી, શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુની બાલલીલા, પનઘટલીલા, મગરોકનલીલા, માખનચોરીલીલા, રાસલીલા, વૃન્દાવનલીલા, મથુરાંલીલા, અને શ્રી દ્વારકાલીલાના આમેહુબ દિવ્ય ચરિત્રાત્મક વર્ણન વાચવાથી ભગવદ્સ્વરૂપજ્ઞાન સ્ફુરશે એટલુજ નહી પણ એ રસેશ સ્વરૂપની સેવા કરી લાડ લડાવવાના કોડ જાગશે. અનંત વર્ષોથી વિમુખ થયેલો જીવ લીલાનુભવ કરી, મનુષ્યરૂપી નાવથી "પ્રેમસાગર"માં અદ્ભુત આનંદ પ્રાપ્ત કરશે. પ્રત્યેક અધ્યાયે લીલાત્મક ભાવવાહી ચિત્ર દર્શનો થશે, અને દિવ્ય ચરિત્ર વાંચવાથી એ પુસ્તક હાથમાંથી છોડવાનું મન નહિ થાય ન્યોછાવર રૂ. ૨–૦–૦ પોસ્ટેજ અલગ.

# લેખાનુક્રમ.

ભાદ્રપદ, સં. ૧૯૯૨.

॥ श्रीत्रिभुवनानलाचार्यो विजयन्तेतमाम् ॥

વર્ષ ૧૧. ભાદ્રપદ, સં. ૧૯૯૨.

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ.

અંક ૬ શ્રીવલ્લભાબ્દ ૪૫૮.

## अथ श्रीजीवनाष्टकं प्रारभ्यते.

॥ शार्दूलविक्रीडितवृत्तम् ॥

स्वेच्छाविग्रहधारिणं श्रुतिपथे प्रीत्या सदाचारिणं ॥
मायावादविदारिणं क्षितितले भक्त्योघविस्तारिणम् ॥
स्वीयानां हितकारिणं प्रतिदिनं सर्वाघसंहारिणं ॥
तं वंदेऽहमशेषसद्गुरुपरं श्रीजीवनाख्यं सदा ॥१॥
श्रीमद्भारतमंडले करुणया स्वानां हितायाधुना ॥
गूढं ब्रह्मकुले हि वै चरति यो लीलास्वरूपादिभिः ॥
सद्भक्तेषु करोति सम्यगनिशं कर्माण्यमर्त्यानि वै ॥
तं वंदेऽहमशेषसद्गुरुपरं श्रीजीवनाख्यं सदा ॥२॥
श्रीगोपीजनवल्लभस्य परमां भक्तिं च धृत्वा हृदि ॥
क्षेमाय स्वनृणां करोति सततं सेवां च तत्सर्वथा ॥
वेदोक्तं सकलं च कर्ममलं प्रेम्णाऽचरत्यत्र यः ॥
तं वंदेऽहमशेषसद्गुरुपरं श्रीजीवनाख्यं सदा ॥३॥
वस्तुत्वात्तु निरंतरं जगदिदं ब्रह्माद्वितीयं खलु ॥
द्वैतं नास्ति हि किंचिदेतदखिलं भूतः प्रभुः स्वेच्छया ॥
दुर्वादौघहरं तथैवमृषभं ज्ञानं च दत्वा जनान् ॥
तं वंदेऽहमगाधबोधसदनं श्रीजीवनाख्यं सदा ॥४॥
यस्य श्रीमदुभौ शुभौ हि चरणौ यावद्धि नोपासते ॥
तावत्संभ्रमतीह संकटयुतो जंतुः सदा संसृतौ ॥

संप्राप्नोत्यनपायिनीं व्रजपतेर्भक्तिं प्रसादेन वै ॥
तं वंदेऽहमशेषशक्तिमृषभं श्रीजीवनाख्यं सदा ॥५॥
शूद्राद्या निगमाधिकाररहिता दोषावृता ये खलु ॥
भूतास्तेप्यनघा हराविभरता यस्याश्रयेणाखिलाः ॥
योऽश्रान्तं प्रददाति मंत्रममलं ह्यष्टाक्षरं स्वानुगान् ॥
त वंदेऽहमचिंत्यविक्रममलं श्रीजीवनाख्यं सदा ॥६॥
दत्वान्नं प्रचुरं धनं सुवसनं स्वर्णं तथा भूषणम् ॥
प्रीत्या पालयति द्विजाननुदिनं सूदारचित्तेन तु ॥
भानुं भारतमंडलस्य सुरप ह्याचार्यचूडामणिं ॥
तं वंदेऽहमुदारचित्तमनिशं श्रीजीवनाख्यं परम् ॥७॥
पाप नश्यति नूनमेव सकलं यद्दर्शनात्सत्वरं ॥
तापश्चाऽस्त्वखिलस्तु यच्चरणयोः संस्पर्शनाच्छाम्यति ॥
दैन्यं गच्छति सर्वमेव हि पुनर्यत्संश्रयात्सर्वथा ॥
तं वंदेऽहमशेषसद्गुरुपरं श्रीजीवनाख्य सदा ॥८॥
इत्येतद्गिरिजादिशंकरकृतं श्रीजीवनस्याष्टकं ॥
मायावादहरं परं च विशदं कृष्णैकभक्तिप्रदम् ॥
प्रीत्या दीनतया पठत्यनुदिनं यः स्तोत्रमित्थ शुभ ॥
प्राप्नोत्याऽऽखिलं स वांछितफलं तत्संप्रसादात् ध्रुवम् ।
इति गिरिजाशंकरविरचितं श्रीजीवनाष्टकं संपूर्णं, शुभं भवतु ॥

---

## अथ श्रीमद्रणछोडस्तवनम् ।

यस्याश्रयेण सततं सकला मनुष्याः संसारसागरमहो नु तरत्यवश्यम् ॥
गोलोकदुर्लभपदं च तथाप्नुवंति प्रस्तौमि तं सुरवरम्रणछोडसंज्ञं ॥१॥
यस्य प्रभावमृषभं दिविजाः सुभक्त्या गायत्यहर्निशमलं किल स्वर्गलोके ॥
अर्थान्विताः सुरगणा अपि येन जाताः प्रस्तौमि तं सुरवरम्रणछोडसंज्ञं ॥२॥
यस्य स्वरूपमनिशंत्व सतामगम्यं पुण्यात्मनां च सुलभं हि समस्तकाले ॥
मुह्यंति वै सुमतयोप्युत यस्य रूपे प्रस्तौमि तं सुरवरम्रणछोडसंज्ञं ॥३॥
यस्तु स्वयं निजनृणां हृदयेषु सम्यक् भूत्वाऽपरोक्षमघपुंजदवं धुनोति
भ्रान्त्यांधकारमखिलं च करोति दूरं प्रस्तौमि तं सुरवरम्रणछोडसंज्ञं ॥४॥

यश्च त्रयीमतसदापरिपालनाय भक्त्युद्भवाय निधनाय दुराहिनां च
आविर्भवत्यवनिगोसुरहेतवे च प्रस्तौमि तं सुरवरम्रणछोडसंज्ञं ॥५॥
पठति य इदमेवं पंचकं प्रेमभक्त्या भवति समरसुक्तस्तस्य सद्यः प्रसन्नः ॥
तरति किल नरो वै दुस्तराख्यं भवाब्धिं लभति च हरिलोकं मृत्युकाले प्रकृष्टम् ॥६॥
इतिश्रीरणमुक्तस्य पंचकमेतदुत्तमम् ॥
गिरिजाशंकरेणोक्तं तत्प्रसन्नायस प्रतम् ॥७॥

કાઠિયાવાડ–કુતીઆણાના રહીશ ગોશેકવાસી વૈદ્યશાસ્ત્રી ગિરિજાશંકર નારણજીએ પોતાના શ્રીગુરુદેવ પોરબંદરવાળા નિ. લી. ગોસ્વામી શ્રીજીવનેશાચાર્યજી મહારાજ તથા ગો. રણછોડલાલજી મહારાજના સ્તવનમાં ઉપરના સ્તોત્રો રચ્યાં છે, તે તેમના ટ્રસ્ટી પરમ ભગવદીય જાદવજીભાઈ મૂળજીભાઈ (ખાગેશ્રીવાળા) એ પ્રકટ કરવા મોકલ્યાં છે. સદ્ગત વૈદ્યશાસ્ત્રીને એકજ પુત્રી હતી, તે તેમના અવસાન બાદ કાશીમાં ભણતા એક બ્રાહ્મણ વિદ્યાર્થીને પરણાવીને ટ્રસ્ટી ઋણમુક્ત થયા છે.

---

## वेणुरव.

(લેખકઃ—રા. રા. ધીરજભાઈ સાંકલીઆ, B. A. LL. B. એડવોકેટ).

नं. १८९. मूले सुधयेत्येकवचनेन प्रसङ्गेनान्ययोरपि स्वरूपं निरूपणीयमतस्त्रैविध्यं विवृण्वन्ति सुधेति । दीव्यन्तीति देवास्तद्भोग्या सचिदादिषु स्थापिता मुख्यांशभूता धर्मभूतेत्यर्थः । मुख्यलीलाया भगवतो भोग्या पूर्वदलात्मकस्वरूपभूतानन्द इत्यर्थः, सर्वैरपि मुखद्वाराऽभोग्योत्तरदलात्मकस्वरूपभूतानन्द इत्यर्थः । तत्रेति । त्रैविध्य इत्यर्थः । अधरो हि लोभात्मकत्वाच्यथायोग्यं विविच्य ददात्यतस्त्रैविध्यमित्यर्थः । मुखद्वाराऽभोगे हेतुमाहुस्तस्या इति । उत्तरदलात्मकस्वरूपं श्रोत्रद्वारा हृदि प्रविष्टं सदनुभूतं भवति । ततो वर्णने मुखद्वारा निर्गच्छतीति रसमर्यादेत्यर्थः । उच्छिष्टेनेति । ततो निर्गमनादुच्छिष्टं मुखं तेनेत्यर्थः । अन्यमुखतो निर्गतस्य श्रवणेपि तन्मुखस्य परम्परया हेतुत्वम् । साक्षात्करणत्वन्तु स्वश्रोत्रयोरेवेति साक्षादित्युक्तम् । अत इति । सोत्तरदलात्मिका श्रोत्रपेयैव । मुखद्वारा पाने पूर्वदलत्वमेव स्यादितिभावः । अत एव न सम्भवतीत्युक्तमेवकारश्चात्रोक्तः । वेणौ स्थापने भगवतस्तात्पर्यमाहुः सा हीति । सर्वाभोग्या देवभोग्या चेत्यर्थः । सर्वेषामिति । भोग्यदेहेन्द्रियादीनां देवानाञ्चेत्यर्थः । आनन्द एवेति । द्रवीभूता सर्वांशसम्बन्धार्थं विरलात्मया सर्वांशेन प्रकटा । आनन्दरूपैवेत्यर्थः । आनन्दसारेति । आनन्दस्य भगवतोपि सारभूतेत्यर्थः । स्वत इति । लोभरूपत्वात् स्वतो न कुत्रापि यात्यतो भगवानेव योजितवानित्यर्थः । (श्रीवल्लभजीकृत लेख मा. १०–१८–५).

મૂળમાં સુધયા એકવચન છે તો પણ પ્રસંગને લઈને બીજા બે પ્રકારની સુધાનું સ્વરૂપ પણ નિરૂપણ કરવું જોઈએ તેથી સુધાનું ત્રણે પ્રકારનું વિવરણ

કરે છે. જે ક્રીડા કરે તે દેવો કહેવાય, તે દેવોથી ભોગ્ય સુધા સત્ ચિત્ વગેરેનો મુખ્ય અંશ અથવા ધર્મરૂપ હોય છે. મુખ્ય લીલામાં ભગવાનથી ભોગ્ય હોય છે, સંયોગસ્વરૂપભૂત આનન્દરૂપ હોય છે. સર્વેથી મુખદ્વારા અભોગ્યા તે વિપ્રયોગરસાત્મક સ્વરૂપાનંદભૂત હોય છે. અધર લોભાત્મક હોવાથી યથાયોગ્ય વિવેક કરીને તે સુધાનું દાન આપે છે, તેથી તેના આમ ત્રણ પ્રકાર છે. મુખદ્વારા ભોગ નહિ થવાનું કારણ કહે છે કે વિપ્રયોગાત્મક સ્વરૂપ શ્રોત્રદ્વારા હૃદયમાં પ્રવેશ કરીને અનુભવાય છે, પછી વર્ણન કરતી વખતે મુખદ્વારા બહાર નીકળે છે, એવી રસની મર્યાદા છે. મુખદ્વારા બહાર નીકળવાથી મુખ ઉચ્છિષ્ટ થાય છે. બીજાના મુખથી બહાર નીકળે તેનું શ્રવણ કરવામાં તે મુખ પરંપરા હેતુ છે. સાક્ષાત્ શ્રવણનું સાધન તો પોતાના શ્રોત્ર જ છે. એ વિપ્રયોગરૂપ સુધાનું પાન તો શ્રોત્રથીજ થઈ શકે છે. મુખદ્વારા પાન કરતાં તે સુધા સંયોગરસાત્મક થઈ જાય. સુધાને વેણુમાં સ્થાપન કરવામાં ભગવાનનું તાત્પર્ય એ છે કે તે સર્વને ભગવદીય કરે છે. સર્વ એટલે ભોગ્ય દેહ, ઇન્દ્રિયો, અને દેવો સર્વને ભગવદીય કરે છે. સર્વાંશથી સંબંધ થાય માટે તે સુધા બહુ સૂક્ષ્મ અવયવોવાળી હોય છે. આનન્દરૂપ ભગવાનના સારરૂપ તે હોય છે. લોભસ્થાનમાં રાખેલી હોવાથી તે પોતાની મેળે કોઈ પણ સ્થાને જતી નથી માટે ભગવાનેજ તેને યોજી આપી.

न. १९०. निरोधानन्तरं लीलाद्वयं पूर्वभावसम्पादनरूपस्कन्धद्वयेनोच्यते । फलं तु. **निरोध एवेतिभावः । अयमिति । निरोधफलरूपो मुख्यो रसभोगः ।** एकोनविंशाध्यायोक्तवसनदानेन पूर्वं ब्रह्मानन्दभावे जातेपि पुनः पञ्चविंशाध्यायोक्तब्रह्मानन्दभावात्मैतदनन्तरं शब्दब्रह्मकृतपूर्वभावसम्पादनेनाधिदेवक्रीडायोग्यपूर्वसिद्धप्रसादरूपशक्तिप्रवेशकृतजीवत्वे पुनः सम्पन्ने सति सम्भवतीत्यर्थः । लक्ष्म्या इवेति लक्ष्मीर्हि ब्रह्मानन्दरूपा सती नायिकारूपा, अत्रापि धर्मद्वयसम्पादनेन लक्ष्म्या साम्यसम्पादनाद्रसभोगेपि साम्यमिति भावः । लक्ष्मीपदमत्र साक्षात्पुरुषोत्तमस्य स्वकीयारूपालम्बनपरं न त्वन्यत्र मुख्यापरं, टिप्पण्यां तादृश्यानामित्यस्य 'महिष्यादीना' मितिव्याख्यानात् । एतासां पतित्वेन प्रार्थनात् तत्साम्यमेव वक्तव्यमिति तदाशयः । अत एव 'विवाहितान्यायेन रमणं भविष्यती' त्यग्रिमाध्याये वक्ष्यते । अत इति । यतो लीलाद्वयं प्रत्यापत्तिरूपमतो निरोधो महत् स्वरूपात्मकं फलं यस्य तादृश इत्यर्थः । अतोत्रेति । निरोधो महाफलस्तच फलं लीलैव सिद्धमतस्ता एव तामसप्रकरणान्ते तदन्तर्गतप्रमेयप्रकरणान्ते च निरूप्यन्त इत्यर्थः । अत इति । यतो भगवत्कर्मभोगरूपं स्त्रीणाम्माहात्म्यमत इत्यर्थः । न हीति । पुरुषो भोग्यो न भवतीति । तत्र भगवत्कर्तृकभोगासम्भवादनुपदोक्तमर्यादया भगवत्कर्मकोपि भोगो न भवेदत एवाग्निकुमाराणामपि स्त्रीत्वमित्यर्थः । अन्योपभोग्य इति । स्त्रीभोग्य इत्यर्थः । इदं तृतीयस्कन्धनिबन्धे विचारितम् । ( श्रीवल्लभकृतः लेख. १०–१८–५. )

**નિરોધ પછી બે લીલા મુક્તિ અને આશ્રય પૂર્વભાવ, સંપાદનરૂપ બે સ્કંધથી કહેવામાં આવે છે. ફલ તો નિરોધજ છે.** નિરોધના ફલરૂપ મુખ્ય **રસભોગ** છે. ઓગણીશમા અધ્યાયમાં ભગવાને ગોપીજનને જે વસ્ત્રદાન કર્યું તેનાથી બ્રહ્માનન્દભાવ થયો, તે છતાં ફરીથી પચ્ચીશમા અધ્યાયમાં કહેલા બ્રહ્માનન્દભાવ પ્રાપ્ત થયા પછી શબ્દબ્રહ્મકૃત પૂર્વભાવ સંપાદન કરવાથી અધિદૈવક્રીડાને યોગ્ય પૂર્વસિદ્ધ પ્રસાદરૂપ શક્તિપ્રવેશકૃત સ્ત્રીત્વ ફરી સંપન્ન થવાથી થાય છે. લક્ષ્મી બ્રહ્માનન્દરૂપ છે, અને નાયિકારૂપ પણ છે. અહીં પણ બન્ને ધર્મ સંપાદન કરવાથી લક્ષ્મીનું સામ્ય થવાથી રસભોગમાં પણ સામ્ય પ્રાપ્ત થાય છે. લક્ષ્મીપદ અહીં સાક્ષાત્ પુરુષોત્તમના આલંબન સ્વકીયારૂપ છે. મુગ્ધા નાયિકારૂપ નથી કેમકે ટિપ્પણીજીમાં તાદશીનામ્ નો અર્થ મહિષીઓ કરેલો છે. કુમારિકાઓએ પતિ તરીકે પ્રાર્થના કરેલી હોવાથી કુમારિકાનુંજ સામ્ય કહેવું જોઇએ એવો તેનો આશય છે. તેથીજ આગળના અધ્યાયમાં કહેવામાં આવશેજ કે વિવાહિતાની રીતે રમણ થશેજ. **મુક્તિ અને આશ્રય એ બે લીલા પૂર્વસ્થિતિ પ્રાપ્ત કરાવનાર હોવાથી નિરોધજ મહોટું સ્વરૂપાત્મક ફલ જેનું છે એવો છે.** નિરોધજ મહોટું ફલ આપનાર હોવાથી અને તે ફલ સ્ત્રીઓમાંજ સિદ્ધ હોવાથી સ્ત્રીઓનું જ તામસ પ્રકરણને અન્તે અને તામસપ્રમેય પ્રકરણને અન્તે પણ વર્ણન કરવામાં આવ્યુ છે. કેમકે ભગવાનૂનો ભોગ સ્ત્રીઓજ કરી શકે છે તેથીજ સ્ત્રીઓનું માહાત્મ્ય છે. પુરુષનો ભોગ ભગવાન્ કરી શકતા નથી, તેથી ભગવાનૂનો ભોગ પુરુષો પણ કરી શકતા નથી અને તેજ કારણને લીધે અગ્નિકુમારોને સ્ત્રીસ્વરૂપ પ્રાપ્ત કરવું પડયું. આનો વિશેષ વિચાર ત્રીજા સ્કંધ નિબંધમાં કરેલો છે.

નં. १९१. स्त्रीभावो गूढः पुष्टिमार्गे तत्त्वमित्यादि । भगवतः स्त्रीभावो लक्ष्मीसमानत्वं रसोद्रेके भोग्यत्वमिति यावत्, स स्त्रीभावः पुष्टिमार्गे तत्त्वम् । भगवतो भोग्यत्वेन भक्ताधीनत्वादभक्तानां भोक्तृतया स्वाधीनत्वात् । "कृष्णाधीना तु मर्यादा स्वाधीना पुष्टिरुच्यते" इति पञ्चमस्कन्धनिबन्धे पुष्टिमार्गलक्षणात् । इति कृष्णपदार्थ इति । स्त्रीभावापन्नो भगवान् कृष्णपदवाच्य इत्यर्थः । तादृशभावापन्नस्य भगवतः परमानन्दरूपत्वात् । रसशास्त्रे तयोक्तत्वात् । "कृषिर्भूवाचकः शब्दो णश्च निर्वृतिवाचकस्तयोरैक्यं परं ब्रह्म कृष्ण इत्यभिधीयते" इति श्रुतौ परमानन्दरूपतया कृष्णपदनिर्वचनात् । क्वचिदविवृत इति । वेणुनादस्य बहुवारं जायमानत्वेपि नैतादृशसुधासंवलितो जायतेतः क्वचिद् वेणुनादेधरसुधासंवलिते कृष्णपदार्थो विवृत इत्यर्थः । सुधासंवलितत्वकथनात् सुधासार्थक्याय भगवतः स्त्रीभावोपेक्षितः । स एव कृष्णपदार्थः । सोस्मिन् वेणुनादे विवृतोधरसुधया पूरयन्नित्युक्तेः । स्त्रीभावाभावे भगवदधरसुधाया वैफल्यं स्याद्तोधरसुधासाहित्योक्ते "स्त्रीभावो विवृत" इति ज्ञेयम् । (योजना १०-१८-६.)

**ગૂઢ સ્રીભાવ પુષ્ટિમાર્ગમાં તત્ત્વ છે. સ્રીભાવ** એટલે લક્ષ્મીસમાન થઇ જવું તે, રસના ઉદ્રેકમાં ભક્તથી ભોગ્ય થવું તે, **આ સ્રીભાવ પુષ્ટિમાર્ગમાં તત્ત્વ છે.** (શ્રુતિમાં પણ કહ્યું છે કે 'सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता' ભક્ત સર્વ કામનો ભોગ કરે છે તે સમયે ચતુર ભગવાન્ ગૌણપદને પ્રાપ્ત કરે છે) ભગવાન્ ભોગ્ય થવાથી ભક્તને આધીન થાય છે, અને ભક્ત ભોક્તા હોવાથી પોતે સ્વાધીન-સ્વતંત્ર છે. પંચમસ્કંધ નિબંધમાં પુષ્ટિમાર્ગનું લક્ષણ આપતાં પણ કહ્યું છે કે **કૃષ્ણને આધીન થવું તે મર્યાદા અને ભક્તને કૃષ્ણ આધીન થાય તે પુષ્ટિ.** આજ કૃષ્ણપદનો અર્થ છે. સ્રીભાવ પ્રાપ્ત થયલા ભગવાનજ પરમાનંદરૂપ છે. રસશાસ્રમાં પણ તેમજ કહ્યું છે. કૃષ્ણપદની વ્યુત્પત્તિ કરતાં શ્રુતિમાં કહ્યું છે કે 'कृष्' નો અર્થ **સત્તા** છે અને 'ण' નો અર્થ **આનંદ** છે, તે બેનું ઐક્ય તેજ **પરબ્રહ્મ કૃષ્ણ.** વેણુનાદ ઘણીવાર થાય છે તો પણ આવી સુધાથી મિશ્રિત તો ક્વચિતજ થાય છે. સુધાના સાર્થક્યને માટે પણ ભગવાનનો સ્રીભાવ અપેક્ષિત છે, તેજ **કૃષ્ણપદનો** અર્થ છે, તેનુંજ અહીં વેણુનાદમાં વિવરણ કર્યું છે. જો ભગવાનનો સ્રીભાવ ન થાય તો ભગવદધરસુધા વિફલ થઇ જાય. અહીં વેણુનાદ સુધાવાળો હોવાથી સ્રીભાવનુંજ વિવરણ છે.

નં. ૧૯૨. **देवभोग्या** दिव्यस्त्र्यादिनिष्ठा ज्ञेया । **सर्वेषु** चेति । गवादिषु । **यावच्चेत्या**दिप्रयोजनं टिप्पण्यामाहुर्गूढेत्यादि । तर्हीति । जाते निरोधे तेनैव भगवत्कारितसुधानुभवे च सिद्ध इत्यर्थः । **ये मुक्ता** इत्यादि । तथा च '**मुक्तिर्हित्वान्यथारूपं स्वरूपेण व्यवस्थिति**' रितिमुक्ति लक्षणेनान्यथारूपत्यागपूर्वकस्वरूपव्यवस्थापनस्य **मुक्तित्वाल्लीलार्थं सृष्टानां** लीलोपयोगित्वेनैव रूपेण व्यवस्थानस्य मुक्तित्वेन स्वान्तःस्थितत्वरूपमुक्तत्वभावान्मोचनमेकादशार्थः । '**आभासश्चे**'ति वाक्यात् सृष्टिस्थितिप्रलया यतो जायन्ते ज्ञायन्ते च स **आश्रयः** आधिभौतिकादिरूपत्रयवेत्ता वाश्रयः । स च भगवानेवेति लीलानुभावनोत्तरं पुनर्भगवद्रूपता या सा **भत्यापत्तिर्द्वादशार्थं** इति न स्कन्धद्वयवैयर्थ्यं नापि प्रस्तुतस्य परमफलत्वहानिर्नापि लक्षणवाक्यवैरूप्यं लक्षणापत्तिर्वेत्यर्थः । **सृष्टिरिति** । लीलासृष्टिरित्यर्थः । ननु यद्येतदप्राप्तौ सृष्टिर्वैयर्थ्यं तदा लीलासृष्टौ सर्वेषामेवैतद्भोगः कुतो न दृश्यत इत्याकाङ्क्षायामस्यातिदुर्लभत्वं सुबोधिन्यामाहुरयमित्यादि । ननु यद्येवं तदा ब्रह्मानन्दप्राप्त्यभावान्महिष्यादीनामेतद्भोगो न स्यादित्यत आहुस्तदंशेत्यादि । तथा च तेषामपि केनचिद् द्वारेण ब्रह्मानन्दोत्तरमेव स इत्यर्थः । फलितमाहुरत इत्यादि । **महाफल** इति । महत् फलं यस्य तादृशः । गमकमाहुरतोऽत्रेत्यादि । ननु निरोध एव जाते चेन्महाफलप्राप्तिस्तदा भ्रमरगीते वक्ष्य..। ज्ञानोपदेशलीला न युज्यत इत्यत आहु **परं** ज्ञात्वेत्यादि । (प्रकाश १०-१८-९.)

**દેવભોગ્યા** એટલે દિવ્ય સ્રી વગેરેમાં રહેલી સુધા. **સર્વ** એટલે ગાયો વગેરે. મુક્તિનું લક્ષણ એવું છે કે '**અન્યથારૂપનો ત્યાગ કરીને સ્વરૂપથી**

**સ્થિતિ કરવી તે.'** લીલાને માટે સર્જેલા જીવો લીલોપયોગી રૂપથી સ્થિતિ કરે તેજ મુક્તિ. પોતાના સ્વરૂપમાં રહેલા જીવોને ત્યાંથી મુક્ત કરવા તેજ મુક્તિ. એ એકાદશ સ્કંધનો અર્થ. સૃષ્ટિ સ્થિતિ અને પ્રલય જેનાથી થાય છે અને જે જાણે છે તેજ **આશ્રય.** આધિભૌતિક વગેરે ત્રણ રૂપને જાણનાર તેજ **આશ્રય.** એ આશ્રય તો ભગવાનૂજ છે. તેથી લીલાનો અનુભવ કરાવીને ફરીથી ભગવદ્રૂપતા કરી આપવી તેજ **પ્રત્યાપત્તિ** અથવા પૂર્વસ્થિતિ પ્રાપ્ત કરી આપવી તે એ બારમા સ્કંધનો અર્થ થયો. માટે અગીઆરમો અને બારમો સ્કંધ વ્યર્થ પણ થતા નથી તેમ નિરોધના પરમફલત્વની હાનિ પણ થતી નથી તેમજ મુક્તિ આશ્રય વગેરેના લક્ષણને કાંઈ પણ અડચણ આવતી નથી. જો આ ફલ પ્રાપ્ત ન થાય તો લીલાસૃષ્ટિજ વ્યર્થ થઈ જાય તો લીલાસૃષ્ટિમાં સર્વેને આ ભોગ કેમ થતો નથી એ શંકાના સમાધાનમાં શ્રીસુબોધિનીજીમાં કહ્યું છે કે અતિ દુર્લભ છે. જો એમ છે તો મહિષીઓને બ્રહ્માનન્દની પ્રાપ્તિ ન હોવાથી તેમને પણ આ ભોગ ન થાય એ શંકાના સમાધાનમાં કહે છે કે તેમને પણ કોઇક દ્વારથી બ્રહ્માનન્દની પ્રાપ્તિ થયા પછીજ આ ભોગની પ્રાપ્તિ થાય છે. સાર એ કે **નિરોધજ મહાફલ આપનાર છે.** જો એમ છે તો ભ્રમરગીતમાં ઉદ્ધવજીદ્વારા ગોપીજનને જ્ઞાનોપદેશ ભગવાન્ આપે છે તે નિરોધરૂપી મહાફલની પ્રાપ્તિ પછી નકામું થઇ જાય એ શંકાના સમાધાનમાં કહે છે કે જ્ઞાન થયા પછી આ ભોગમાં મહાન્ રસ અનુભવાય છે.

---

## महान् भक्तकवि दयाराम.*

( લેખકઃ—રા. રા. શ્રીયુત રામમોહનરાય જસવંતરાય દેસાઈ. )

चिन्तासन्तानहन्तारो, यत्पादाम्बुजरेणवः ॥
स्वीयानां तान्निजाचार्यान् प्रणमामि मुहुर्मुहुः ॥

**ત્રિવેણીસંગમઃ**

તીર્થરાજ પ્રયાગમાં ત્રિવેણીસંગમ આગળ એક અતિમનોહર દશ્ય નિહાળાય છે. એક બાજૂએથી વહી રહેલાં ગંગાજી અને બીજી બાજૂએથી વહી રહેલાં યમુનાજી, એમના મહાપ્રવાહોનો સંયોગ અહીં થાય છે, અને છતાં એ બે જળસ્રોત, ગૌર અને શ્યામલ, કેટલાક અન્તર સુધી જૂદા વ્હેતા દેખાયા પછી એકરૂપ બની જાય છે.

ભક્તકવિઓના જીવનમાંય કવિભાવ અને ભક્તિભાવનો સંગમ આપણે આવીજ સુન્દર રીતે થતો જોઇએ છીએ; અને પ્રયાગરાજ આગળ ગુપ્ત વહીને એ પુણ્યપ્રવાહોમાં ભળી જતી સરસ્વતી પણ અહીં નથી એમ નહીં. કવિભક્તનું આત્મત્વ આવું વ્યક્ત પણ સઘન ઝરણું છે, જેમ ઉક્ત મહાપ્રવાહોની અંદર એકતા સાધતું નિરંતર વહ્યા કરે છે.

---

*અમદાવાદમાં શ્રીપ્રેમભક્તિ સાહિત્ય મંડળ તરફથી સં. ૧૯૯૨માં ઉજવાયેલી શ્રીદયારામ જયન્તીના પ્રમુખપદેથી અપાયેલું વ્યાખ્યાન.

દયારામના જેવા વૈષ્ણવકવિભક્તના સમ્બન્ધમા તો આ ઉપમા બીજી રીતેય સાર્થ દીસે છે શ્રીકૃષ્ણ અને રાધાજીના શ્યામલ ગૌર સ્વરૂપના અદ્વૈતમા વિલીન થતો ભક્તનો આત્મભાવ જે મનોરમ દર્શન આપે છે તે તો વળી અધિક અલૌકિક છે, એમા શક નથી

**સાહિત્યમા સ્થાન**

મહાકવિ દયારામનું સ્થાન આપણા સાહિત્યમા ઘણુ ઉંચુ છે, એટલુજ નહીં, પણ ગૂજરાતના ભક્તકવિઓમાય તે એવુ જ ઉચ્ચ અને નરસિંહ, મીરા તથા વલ્લભભટ્ટની સાથે છે વૈષ્ણવસામ્પ્રદાયિક વિદ્વાનો તો એમને પ્રથમ સ્થાન આપે છે ગૂજરાતી સાહિત્યના યુગાધિપોમા દયારામનુ પદ મ્હોટામા મ્હોટાની સમોવડુ છે અને આપણા પ્રાચીન સાહિત્યના છેલ્લા મહાકવિ તેઓ જ મનાય છે ગૂજરાતના સાહિત્યઉપવનમા સુરવ અને સુરસભર્યાં મધુરા કવનમા પુષ્કળ વહન છે એ સાચુ છે તથાપિ દયારામની કોમળ, સરલ, સત્કારી, ભાવભીની વાણીમા રસના જે મીઠા ઝરણા ઝરી રહ્યા છે, તે તો કેવળ અનુપમ છે

**દયારામનો સમય:**

ભક્તકવિ દયારામનો જન્મ ૧૭૭૬ મા અને અવસાન ૧૮૫૨ મા થયુ, એટલે ગૂજરાતની મરાઠી રાજ્યહકૂમતમા બ્રિટીશ સત્તાનો અગુલિપ્રવેશ થયો ત્યારથી, ભારત સમસ્તમા તે સર્વોપરી થઈ પડી ત્યા સુધીનો આ સમય હતો તેમાનો લગભગ આખો પૂર્વાર્દ્ધ અન્ધાધૂનિથી ભરપૂર હતો જો કે ચાન્દોદ, ડભોઈ, જ્યા એમનો જન્મ થયો અને સામાન્ય રીતે એમનો નિવાસ હતો, ત્યા મરાઠી રાજ્યસત્તા સ્થાયી હતી એટલે તે સમયની શાસનપદ્ધતિને અનુસરતી શાન્તિ તો ત્યા હોવી અસભવિત નથી શાન્તિ સર્વદા ધર્મ અને સાહિત્યની પોષક મનાય છે

દયારામ ગૂજરાતી, સંસ્કૃત, વ્રજ [હિન્દી] તથા મરાઠીમા ઘણા નિષ્ણાત હતા તે ભાષાઓ અને ઉર્દુ તથા મારવાડી ભાષાઓયે સારી જાણતા હશે કારણ કે તેમા પણ એમની પદ્ય કૃતિઓ મળી આવે છે એટલે પોતાના યૌવનકાળમા વિદ્યાભ્યાસનો, તેમ જ વિશાળ દેશ પર્યટન એમણે કરેલ તેના અનુભવ આદિનો સારો લાભ પોતે લઇ શક્યા હતા, એ દેખીતું છે આ સિવાય ગૂજરાતના એક સુપ્રસિદ્ધ તીર્થ તરીકે ચાન્દોદ કરનાલીમા આવતા સમર્થ શાસ્ત્રવેત્તાઓનો સત્સમાગમ મળે અને પાસે આવેલા, તે સમયના, ગૂજરાતના પાટનગર વડોદરા જવુ આવવુ થયે ત્યા મ્હોટા વિદ્વાનોનો પરિચય થાય આ સહુ એમના જેવી પ્રાસાદિત વ્યક્તિના જ્ઞાનઓજસમા સ્વાભાવિક રીતે અભિવૃદ્ધિ કરે, એ સહજ સ્હમજાય તેમ છે સંગીત અને સામ્પ્રદાયિક (શુદ્ધાદ્વૈત) સાહિત્યમા તો એમણે અસાધારણ સિદ્ધિ પ્રાપ્ત કરી હતી, એમ એમના ગ્રથમાથી જણાયા વિના રહેતુ નથી, અને પ્રચલિત આખ્યાયિકાઓ એનુ સારૂં સમર્થન કરે છે

આ સમયના ઉત્તરાર્દ્ધમા દેશમા ધીમે ધીમે અરાજકતા અને અશાન્તિ ઓછા થવા–જવા લાગ્યા હતા જનસમાજના આ વધતા જતા સ્વાસ્થ્યનુ ફળ ધાર્મિક અને સાહિત્યજનક પ્રવૃત્તિઓના અધિક વિકાસમા આવ્યુ દયારામના સમકાલીન સહજાનન્દ સ્વામીજી (૧૭૮૦–૧૮૩૦) એ પોતાનો સ્વામી નારાયણ (સત્સગી) સમ્પ્રદાય પણ ગુજરાતમા આજ અરસામા સ્થાપ્યો હતો

**કવિ અને ભક્ત**—દયારામનો જન્મ સાઠોદરા નાગર જ્ઞાતિની ઉંચી કોમમા થયો હતો અને જે મહાકુશળતા તેમણે મેળવી, તે પોતાના કુળના શુભ સસ્કાર ઉપરાન્ત સત્સગ અને સત્શિક્ષણની સાધના સતત ચાલુ રાખેલી તેને લીધે હતી, એમ દીસે છે ભક્ત કવિ નરસિંહ અને દયારામની વચ્ચે આ વગેરે કેટલીક બાબતોમા સુન્દર સામ્ય છે, એમ બનેના અભ્યાસીને સ્હમજાયા વિના રહેતુ નથી

આગળ એક દૃશ્ય વર્ણવ્યું છે, બે પુણ્ય પ્રવાહોનો સંગમ, દયારામમાં ભક્તિ અને કવિત્વના સંયોગના દર્શનેજ એ ચિત્ર સ્મૃતિમાં આવ્યું છે. ભક્તોય 'જન્મતા ( અર્થાત્ જન્મથી ભક્તિના સંસ્કારવાળા ) હશે;' પણ જીવનના પૂર્વકાળમાં અધમ અથવા સાધારણ વ્યવહારગ્રસ્ત રહ્યા પછી ભક્તિભાવની મહાસિદ્ધિને પાછળથી પામેલ, એવાં ઘણાં મનુષ્યો વિષે જાણ્યું છે. પરંતુ 'કવિઓ તો જન્મેજ છે,' ( જન્મથી કવિત્વ પ્રસાદ એમને પ્રાપ્ત હોય છે, ) એ સર્વસામાન્ય મન્તવ્ય છે. અને છતાં જનશ્રુતિની આખ્યાયિકાઓ આપણે માનિએ તો વલ્લભભટ્ટમાં ભક્તિની સાથે કવિત્વ ઉદય પામ્યું હતું; નરસિંહ મહેતામાં પણ તેમજ મીરાંબાઇ, એમ લાગે છે કે ભક્તિભાવના વહન વડે કવિતાવલ્લિ સિંચાઇ.

એટલે હવે પ્રશ્ન એ રહે છે કે દયારામમાં આ વસ્તુ કેમ બની હશે ! એમની કેટલીક કૃતિઓમાં બે પ્રવાહોનો સમાગમ છે, છતાં તે ઓતપ્રોત નથી, અને ઘણીકમાં જે મહાસ્રોત વહે છે, તેમાં બંનેના ભિન્ન અસ્તિત્વનો ખ્યાલ પણ આવતો નથી અર્થાત્ ત્યાં કવિત્વ અને ભક્તિભાવને કેવી રીતે જૂદાં પાડવાં, તે સુઝતું નથી. આ વિષય વિશેષ અભ્યાસીનો હોઈ, દયારામ પ્રથમ કવિ હતા કે ભક્ત, એનો નિર્ણય તેમને જ સોંપવો યોગ્ય મનાશે.

પરંતુ એક સત્ય તો દીવા જેવું સ્પષ્ટ છે કે એમની ઉત્તમ કાવ્યકૃતિઓમાં પ્રપૂર્ણ ઉત્કૃષ્ટ ભક્તિભાવ જોતાં તેઓ જેટલા મ્હોટા કવિ છે, તેટલાજ મ્હોટા ભક્ત પણ છે, એ વાતનો બિલકુલ સંશય રહેતો નથી.

**કાવ્યકૃતિઓ:**—કવિમાં પ્રસાદ અને રસવૃત્તિ સ્વાભાવિક હતાં; તેમાં સાક્ષરના અને અનુભવ ઉમેરાયાં. એમને સર્વાનુભવરસિક પણ કેટલું લખ્યું છે; પરંતુ તેમાં જે પ્રતાપ આપણે ન્હાળીએ એ ઓછો દીસે છે. એમની શક્તિનો ખરો વિકાસ અને પ્રકાશ તો સ્વાનુભવરસિક કૃતિઓમાં જ દીસે છે. દયારામમાં પ્રતિભા વિપુલ છે અને એને તેમણે સાહિત્યનાં વિવિધ ક્ષેત્રોમાં વાળી છે; તથાપિ ભક્તનું હૃદય અને કવિનું માનસ, એવું સાચું પોષણ તો એ બંનેનાં સંગમ કે સહવહન એમાં થાય છે.

એમણે આપેલ સર્વદેશીય સાહિત્ય જોતાં, રુકમણીવિવાહ સત્યભામાવિવાહ અને મીરાંચરિત્ર આદિ વ્યાખ્યાન, દાનલીલા, રાસલીલા, કમલલીલા આદિ લીલાત્મક,—પ્રેમરસગીતા જેવાં ભાવાત્મક કાવ્ય, પ્રબોધબાવની જેવાં ઉપદેશાત્મક કાવ્ય, રસિકવલ્લભ અને ભક્તિપોષણ જેવા સામ્પ્રદાયિક સિદ્ધાન્તોના પદ્યગ્રન્થઃ કૃષ્ણસ્નેહની ગરબીઓ, તથા સતસૈયા જેવો ( વ્રજભાષામાં ) મ્હોટો કાવ્યગ્રન્થઃ એમ સ્નેહ ધર્મ, બોધ, વૈરાગ્ય આદિ અનેક વિષયો આલેખતી, વિસ્તારતી, મન્થન કરતી કાવ્યકૃતિઓ, એમનો સતત પરિશ્રમ, વિશાળ જ્ઞાન, એકનિષ્ઠ વૃત્તિ, ઉંચો રસભાવ આદર્શ ભાવના, ભક્તિભર્યું હૃદય તથા પ્રભુભાવઓનું આત્મત્વ, એની સબળ પ્રતીતિ આપે છે.

**કવિત્વ:**—દયારામનાં કાવ્યોમાં વિશિષ્ટ લક્ષણ મૃદુભાવ, મધુર વાણી, શબ્દલાલિત્ય, સુન્દર અલંકાર અને સુમોહક ધ્વનિ છેઃ અને એમની રસભરની સરલ પદાવલિવાળી ગરબીઓ તો ખરે જ સાચાં મોતીની મોંઘી માળા છે.

આ ભક્તકવિની પૂર્વે અને એમની પછી કવિઓની ભરેલીનાં સેંકડો ભરે ડાયરો પદો રચાયાં હશે, પરન્તુ જેણે એની ખરી મોહિની લગાડી, જેણે લોકહૃદયને સન્તોષ દીધું, તે તો આ ભક્તકવિરાજની અજબ વાણીએઃ ઘણા કવિઓએ રસબંસરી વગાડી છે, પણ જેણે સકળ નરનારને તરબોળ કીધાં છે ભગવદ્રસમાં,— એવી તો એક એજ—

"રસિયે વગાડી રંગવાંસળી !"

દયારામના કાવ્યોની વિવિધ ખૂબીઓનું અનેક રીતે પૃથક્કરણ થઇ શકે અને થયું પણ છે પરંતુ અહીં તેના વિશિષ્ટ ગુણદર્શનને અંગે માત્ર ચાર વિભાગ કરવામાં આવ્યા છે, અને દરેક વિભાગના થોડા થોડા નમૂના લઈ તેની પ્હેલી પંક્તિઓ અહીં આપી છે જેથી અકારણ લંબાણ થતું અટકશે કારણ કે એમની એ સઘળી કૃતિઓ બહુ લોકપ્રિય અને પ્રસિદ્ધ છે

(૧) જેમાં સૌન્દર્ય વિશેષ છે એવી *

—ચાન વ્હેલી અલબેલી પ્યારી રાધે
—રૂપાળી રાધા ત્હારૂં તનરે, મહેજે સુન્દરતાથી ભર્યું છે
—સજ્જન સાંભળજો રે, હરિની બાળલીલાના કંઈ ગાશું
—કિયે ઠામે મોહિની ન જાણી રે મોહનજી!

(૨) જેમાં માધુર્ય વિશેષ છે એવી

—માતા જસોદા ઝુલાવે પુત્ર પારણે
—વાગે વૃન્દાવનમાં વાંસળી રે
——માનીતી તું છે મોહન તણી, ઓ વાંસનડી!
—મ્હારા વ્હાલા રે લાગો છો વ્હાલા
—ઉભા રહો તો કહું વાતડી બિહારીલાલ!
—પ્રેમની પીડા તે મને કહીએ રે, ઓ મધુકર!
—સખિ હું તો જાણતી જે સુખ હશે સ્નેહમાં
—કાનુડો કામણગારો રે, સાહેલી આ તો

(૩) જેમાં આનન્દ વિશેષ+ છે એવી

—લોચન મનનો રે કે ઝગડો લોચનમનનો
—એક સમે હનુમાન ગરુડ બેઉ એક સ્થળ મળીયા
—ગરબે રમવાને ગોરી નીસર્યાં રે લોલ
—શ્યામ રંગ સમીપે ન જાવું મ્હારે આજ થકી
—હાવાં હું સખિ નહિ બોલું રે કદાપિ નંદકુંવરની સંગે,
—જે કોઈ પ્રેમઅંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે

(૪) જેમાં નીતિ-વૈરાગ્યની વિશેષ છે એવી ×

—મનજી મુસાફર રે, ચાલો નિજ દેશભણી
—નિશ્ચેના મહેલમાં વસે મારો વ્હાલમો રે
—મ્હારૂં રણમ્નું ઢોર ઢણુકે છે મડું નગરમાં
—ચિત્ત તું શીદને ચિંતા કરે કૃષ્ણને કરવું હોય તે કરે
—હરિ તને પ્રસન્ન તે મ્યમ થાયે તારા દીલનું કપટ નવ જાયે

---

* આ વિભાગમાં કરુણભાવનો પણ સ્વાભાવિક રીતે સમાવેશ થાય છે

+ એક વિલક્ષણતારસિક સજ્જને કેટલાક વખત ઉપર ટોલ્લો મારીને સાહિત્યપત્રમાં ચર્ચા ઉભી કીધી હતી, કે આપણા પ્રાચીનોમાં ઉલ્લાસ (આનંદ વિનોદ) ન્હોતો ! દયારામના અહીં ત્રીજા વિભાગમાં અર્પેલ કાવ્યોના નમુના ઉપરથી એવી અર્થહીન ટીકાનું ઉપલકિયાપણું રહમજાશે

× આમાં વિનોદનો પણ સમાવેશ થાય છે

જેમાં આ કવિનાં સ્નેહ અને શૃંગારનાં પદો—ગરબીઓમાં સુંદરતા, મધુરતા અને આનંદ ભિન્ન ભિન્ન રીતે પણ અધિક ખીલી નીકળે છે તેમજ એમનાં નીતિ (બોધ) અને વૈરાગ્યનાં કાવ્યોમાંય આલેખાયેલ સંસારની અનુભવિકા બહુ ભાવપૂર્ણ અને હૃદયભેદક છે.

**ભક્તિભાવ**—ભક્ત કવિની કૃતિઓમાં પ્રભુપ્રેમ પદે પદે નિહાળાય છે; એમનો અંતરાત્મા ધાર્મિકતાથી ઉભરાય છે. એમનું હૃદય શ્રીકૃષ્ણભગવાનમાં તલ્લીન છે. શાસ્ત્રપુરાણનું વિશાળ જ્ઞાન જીવનના વિકટ અનુભવ અને તત્ત્વજ્ઞાનની ઊંડી દૃષ્ટિથી તે ભરપૂર છે. એટલુંજ નહીં પણ અગાઢ શ્રદ્ધા, સતત ચિન્તન અને વિરલ આત્માર્પણ, એ સહુનું મનોહર દર્શન આપણે દયારામની પદાવલિમાં પામીએ છીએ.

એમની જીન્દગીનો મહામંત્ર એકજ દીસે છે:

एकं शास्त्रं देवकीपुत्रगीतम् एको देवो देवकीपुत्र एव ।
मन्त्रोऽप्येकस्तस्य नामानि यानि कर्माप्येकं तस्य देवस्य सेवा ॥

અને આ એકજ ઉત્કટ ભાવથી કવિનું હૃદય ઉભરાતું હતું:

समाया हय जबसें तुं आंखोमें मेरी ।
जिधर देखता हुं उधर तुहि तू हय ॥

'ભક્તિમાર્ગને સુફી મતની સાથે સરખાવાતો આપણે વારંવાર જોઇએ છીએ; છતાં તે બે વચ્ચે એક મ્હોટો ભેદ સુપ્રસિદ્ધ છે. સુફીઓ ઈશ્વરને પ્રિયતમારૂપે ચ્હાય છે અને વૈષ્ણવ ભક્તો પ્રભુને સ્ત્રીભાવથી ચ્હાય છે. આર્દ્રતા સ્ત્રીહૃદયની અધિક મનાય છે; અને ગાઢ, પરમસ્નેહ આર્દ્ર ભૂમિકામાં જ વિશેષ જામે છે, એટલે અવ્યભિચારી ભક્તિરૂપ પૂર્ણ સ્નેહની ખીલવણી માટે સ્ત્રીનો હૃદયભાવ વધારે અનુકૂળ છે, એ સંસારનું અનુભવ રહસ્ય કહે છે.

દયારામમાં આ પ્રકારનો 'ગોપીભાવ' બહુ ઊંડો અને સુદૃઢ હતો.

"મેં શ્રીકૃષ્ણજી વર્યા, રાધિકેશ શ્રીકૃષ્ણજી વર્યા," એ આ ભક્ત કવિની પ્રતિજ્ઞા છે; અને—

"પાઓ પ્રેમરસ પ્રાણજીવન રે!"

એ એમના પ્રેમનૃષિત હૃદયની યાચના છે.

પ્રેમની નિરંતર તપસ્યા કરતાં ગોપીજનઉરનું સુમોહક ચિત્ર આલેખતાં, તેઓ સુંદર રીતે દર્શાવે છે કે અનુપમ પ્રણય વાંચ્છનાનું કાતીલ દર્દ જિગરમાં નથી એમ નહીં.

"ઓધવજી! છે અજાગી રે, વાત એક પ્રેમ તણી.
કોઇ અનુભવી જાણે રે, કહેતાં ન આવે બણી."

અને—

"હું શું જાણું જે પ્રાણ પરવશ પડશે,
અગ્નિ ઉઠશે આખી દેહમાં!"

"રોમ રોમ રમિયો તું વસિયો,
ભવ વૈભવ મેલ્યે તું ખસિયો,
વિરહના અંગાર અંગે જળિયા રે."

અને એ અનુભવના દર્દમાંથી ચેતનવન્તી જનતી ઊર્મિઓની પીડા પણ બહુ કરુણામય શૈલીથી આલેખાઇ છે.

"માનીતી તું છે મોહન તણી, હો વાંસલડી રે......
પીયે અધરામૃત પીયૂ તણુ તું, હો વાંસલડી રે,
અમારે શોકય સરીખું તું સાલરે, હો વાંસલડી રે.

તથા એ 'વાંસલડી' વાંસની બનતી હોવાથી—

"રાધિકા કહે આજે જાવું વનમાં મારે બેનીજી!
વંશ તણું વન સળગાવી દેવું, કોઈ ખોટું કહે તો કેનીજી."

એ વચનો ઉકત ભાવનું અજબ સમર્થન કરે છે.

કવિનો જનમાસનો પરિચય અદ્ભુત છે, તેની આવાં કાવ્યોમાં સુરમ્ય ઝાંખી થાય છે. આ લેખમાં, "આનન્દ વિશેષ"વાળા (ત્રીજા) વિભાગમાં દર્શાવેલ છે એ વગેરે કંઈક કાવ્યોમાં તેમનો શ્લેષ એવી ખુબીથી પ્રકટે છે કે તેમાંનું રસવહન તથા ભાવોદ્દીપન સર્વ રીતે નૈસર્ગિકજ લાગે છે.

કવિનો ભક્તિમાર્ગ ઉપરનો વિશ્વાસ એટલો સબળ અને સર્વવ્યાપી છે કે તેઓ તપ યોગ, આદિ અન્ય માર્ગોને શુષ્ક, નિષ્ફળ જણાવે છે:

"એ ઝીટા સરખા જોગને શું પાથરીયે કે ઓઢીએ;
પ્રત્યક્ષ પાવક પરહરી, શીદ પત્થરમાં શિર ફોડીએ?"

અને—

"કામ જિત્યો ત્યારે વધ્યો એક વ્યંડળ,
ક્રોધ જિતે વધ્યો વૃક્ષ રે;
લોભ જિત્યો ત્યારે વધ્યો એક અજગર:
જો હરિભાવ નથી રે."

એ એમનો સ્વાનુભવપ્રેર્યો સુબોધ છે. તેઓ સુનિશ્ચયથી માને છે કે હરિભાવ વિના ઉદ્ધાર નથી અને શુષ્ક ત્યાગ વડે પ્રભુધામ રૂપ સત્ફળની પ્રાપ્તિ સાધ્ય નથી; એટલું જ નહીં પણ "અનન્યાશ્રય" એટલે એક જ ઇષ્ટની ભક્તિમાં તેમને અચળ શ્રદ્ધા છે.

"બહુ ઘરનો પરોણો જેમ ભૂખે મરે,
એક આસક્તિ વિના ચિત્ત ના ચોરાય રે."

એમાંના ભક્તિપૂર્ણ હૃદયની દીન યાચના તો એ છે જે—

"મારા મન-મુખ-લોચનમાં આવી રહેજો, શામળિયા વહાલા!"

અને—

"મારા અન્ત સમે, અલબેલા! મુજને મૂકશો માં."

પરન્તુ એમની ભક્તિરસમાં તરબોળ થયેલ અગાધ ઉરભાવની પરિસીમા તો—

"વ્રજ વ્હાલું રે, વૈકુંઠ નથી જાવું;
ત્યાં મુજ નન્દકુંવર કયાંથી લાવું?"

એ વચનોમાં છે. આવા વજ્રસંકલ્પને શું અસાધ્ય રહી શકે?

હવે આપણે આ ભક્તકવિનાં શૃંગારવર્ણનનાં કાવ્યો વિચારીશું:—જેને લઇને ઘણા સમય સુધી એમના સંબંધમાં ગેરસમજુતી રહી હતી અને ચારિત્ર્યદૂષણના એમની સ્હામેના ગંભીર આક્ષેપોમાં જે એક શસ્ત્રસમાન ગણાયાં હતાં.

કાવ્યોમાંનો શૃંગાર:

જો કોઈ સાચા ભક્ત અથવા કવિને ઘોર અન્યાય થયો હોય, તો તેમ દયારામને થયું છે. આમ થવાનાં થોડાંક કારણો તો દેખીતાં છે. કોઇપણ પ્રસિદ્ધ વ્યક્તિ એવી ભાગ્યે જ હશે, જેને વિષે કાંઇ ને કાંઈ ટીકા થવાનો પ્રસંગ ન આવે. વળી કેટલાંક જીવનની તો પ્રવૃત્તિઓ જ એવી થઇ જાય છે જે તેને પૂરી નહીં સ્હમજનારા સદોષ ગણે. દયારામની જિન્દગી વિષે વૈષ્ણવ સામ્પ્રદાયિક સજ્જનોએ કરેલ તપાસનું પરિણામ એમના સંબંધના ઉક્ત આક્ષેપોની બિનસાબીનીમાં આવ્યું છે; ઉપરાંત વળી, એમના જીવનનો સુજ્ઞાત ઉત્તર કાળ પણ એમને ભક્ત અને સચ્ચારિત્ર્યવાન દર્શાવે છે; અર્થાત્—જૂદી જૂદી દૃષ્ટિથી વિલોકતાં એમનું જીવન નિષ્કલંક દીસે છે.

બન્યું એમ કે કવિ નર્મદાશંકર જેમણે એમનાં કાવ્યોનો સંગ્રહ કરવા બહુ મહેનત લીધી હતી તથા જેઓ સાથે સાથે દયારામના જીવન પ્રસંગોની પણ બને તેટલી નોંધ કરતા હતા, તેમણે સાંભળેલી કેટલીક વાતો સાચી માની લીધી; એટલું જ નહીં પણ કવિની શૃંગારરસ વર્ષતી પ્રેમની ગરબીઓ ઉપરથી એમના માનસની કલ્પના કરી લઇ, તેને અસાધારણ મહત્ત્વ આપ્યું! અધુરામાં પૂરૂં 'મહારાજ લાયબલ કેસ'માં બ્હાર આવેલ પુષ્ટિમાર્ગના આચાર્યોના દુરાચારની વાતોને લઇને વિદ્વાનો, લેખકો તથા સામાજિક કાર્યકરોને ત્હેની તરફ અત્યંત અણગમો આવી ગયો હતો, એટલે સુધી કે એ માર્ગના સિદ્ધાંતો, સંસ્થાઓ અને અનુયાયીઓ સહુ ભ્રષ્ટચારિત્ર્ય મનાયા! આ મન્તવ્યની પૂરી અસર દયારામને લગતા અનિષ્ટ માનસ ઉપર થઈ અને એમ માનવાને પણ કારણ રહે છે કે એમના તરફ અસાધારણ ભાવ અને ગાઢ શ્રદ્ધા રાખનાર સામ્પ્રદાયિક આદિ સાક્ષરોએ ખાસ પરિશ્રમ લઇને સત્ય તારવી કહાડયું ન હોત તો આજ પણ એમના ચારિત્ર્ય ઉપરનો દોષારોપ ચાલુ જ હોત!

શૃંગારલીલાનાં અથવા શૃંગારનાં વર્ણનવાળાં કાવ્યો એકલા દયારામે લખ્યાં છે એમ નહીં. જયદેવ, નરસિંહ, આદિ મહાભક્ત મનાતા કવિઓનાં પદ્યોમાંય પુષ્કળ શૃંગાર છે; અને છતાં એમનાં ચારિત્ર્યને કોઇએ દૂષિત ગણ્યું નથી અથવા એમના ગ્રન્થોનો અનાદર થયો દીઠો નથી. સ્વામીનારાયણ પંથમાં સાધુઓ પણ હરિની પ્રેમલીલાને અંગે શૃંગાર લખ્યો છે, પરન્તુ તે કવિઓનેય કોઇએ ભ્રષ્ટ કહ્યા નથી.

દયારામના સમ્બન્ધમાં બીજી એક વાત વિચારવા જેવી છે તે એ છે કે એવાં પદો—ગરબીઓ એમના કાવ્યગ્રન્થનો ન્હાનકડો ભાગ છે; અને તેમાંય એવાં કાવ્યો તો જૂજ છે, જેમાં સ્થૂલ અથવા આગળ પડતો શૃંગાર તરતો હોય. બાકીનો બધો ભાગ તો એવો છે, જેમાં ઉગ્ર શુદ્ધિવાદીનેય વિરોધ કરવા યોગ્ય ભાગ્યે કાંઈ મળે!

વળી આ ભક્ત કવિએ ભગવાનની પ્રણયલીલા ગાઈ તેમાં એકલો શૃંગાર નહીં પણ કરુણારસે એટલોજ ખીલ્યો છે, એ વીસરવાનું નથી. તવેનું આલેખન ઓછું વધતું થયું છે, ત્યાં રસરાજ શૃંગાર પ્રધાનપદે હોય, એ પ્રાચીનોની લાંબા કાળથી ચાલી આવેલી પદ્ધતિ હતી. હવે શૃંગારની ખીલવણી આપણા સંસ્કૃત સાહિત્યમાં પુષ્કળ છે; ભારતની સઘળી ભગિની ભાષાઓમાં પણ વિપુલ છે: ઉપરાન્ત વળી વૈષ્ણવીય સાહિત્યમાં શ્રીમદ્‌ભાગવત, નારદભક્તિ-સૂત્ર આદિ શાસ્ત્રના અને ધાર્મિક ભાવનાઓવાળા ગ્રન્થોમાં તો શ્રીભગવાનના વિહારને અંગે અન્ય સર્વ રસોની સાથે શૃંગારને સવિશેષ સુહાવવો, એ કર્ત્તવ્ય મનાયું છે. એ શાસ્ત્રાજ્ઞાને અનુસરતાં કવિ લખે છે કે—

" નરવિહાર વરનન અશ્રે,
સો સ્વરિતદ થારંગ,
જુરિ ધૃત ત્રિવહી જિમિઅમિ,
હોઇ જુરાંકુસ રંગ." ૮

[ માનવીના વિહારનું વર્ણન આશ્રયે કરે છે; પણ શ્રીહરિના વિહારનું વર્ણન નિર્મળ અને કલ્યાણકારી છે. જેમ જ્વરપીડિત મનુષ્યને ઘૃત વિષરૂપ છે પણ જ્વરાંકુશ ઔષધની સાથે તે અમૃતતુલ્ય ગુણકારી થાય છે. ]

હિન્દુ તરીકે ઉછરેલી જનતાના મ્હોટા ભાવને ભગવદ્દલીલા સમ્બન્ધમાં થયેલા શૃંગાર વર્ણનોમાં વિકારવશતા અગવા આશ્ચર્ય કે ઘૃણા થવાનો સંભવ ઓછો છે. જે ભાવ આપણને માતાપિતા આદિના અંગે ન થાય, તેવો દુર્વિકાર ભગવાનની ભક્તિના સમ્બન્ધમાં નજ થાય, એ દેખીતું છે; અને જગતના સર્વ સામાન્ય અનુભવની એ કથા છે.

માત્ર વૃત્તિ કે લાગણીનાં રંગી ચશ્મા દ્વારા નહીં, પણ ઇતિહાસની ખરી પરિસ્થતિ–જેવી મળી આવે છે તેવી–વિલોકવાને આપણે યત્ન કરીશું તો સહજ પ્રતીત થશે કે સંસારમાં ઘણી વસ્તુઓનું 'સારા નરતાપણું' અથવા દોષ અથવા અદોષ, તે, જે કાળમાં હોય ત્હેના સામાન્ય લોકમન્તવ્ય (–ફેશન ?) ઉપર બહુધા અવલમ્બે છે. દાખલા તરીકે—અશ્લીલ ગણાતા સાહિત્યની જીવનકથા નિહાળી જોઇએ. મધ્યકાળના યુરોપમાં ફ્રાન્સની રાજભગિની અને નવ્હારની રાણી વિદુષી માર્ગારેટે 'હેપ્ટામેરન' ( કથાસપ્તતિ ) નામનો શીત્તેર વાર્તાઓનો સંગ્રહ રચ્યો છે, જેમાં હાલના શિષ્ટ સમાજમાં વાંચી ન શકાય એવા અશ્લીલતાવાળી વાર્તાઓ પણ છે; અને વિશેષ ખૂબી તો એ છે કે એ વાર્તાઓનો પ્રસંગ રાણીજીએ પોતાના પ્રવાસ દરમ્યાન દાસીઓને હાથે લખાવ્યો હતો ! ઇટલિના સુપ્રસિદ્ધ સાક્ષર, બૉક્કોશિઓ કૃત ' દકેમેરન (કથાશતક)ની વાર્તાઓ સારા કુટુમ્બનાં સ્ત્રીપુરુષો એક સ્થળે એકઠાં મળ્યાં છે ત્યાં કહેવાયલી તેમાંની પણ કેટલીક અત્યારે અવાચ્ય ગણાય એવી છે ! અર્થાત્–એવી વાતો તે સમયે હાલના જેવી વાંધા પડતી નહી ગણાતી હોય, એમ દીસે છે.

આ સિવાય ગ્રીક પ્રજાની ઉન્નતિના કાળનાં ત્યાં રચાયલાં અતિ સુન્દર પણ નગ્નાકૃતિ પૂતળાં, અને સામ્પ્રત સમયમાં લન્ડન, પેરિસ, વગેરે પાશ્ચાત્ય સંસ્કૃતિનાં કેન્દ્રરૂપ નગરોમાં સ્થળે સ્થળે, શિષ્ટકલા પ્રદર્શનોમાં અને ગૃહસ્થોનાં નિવાસસ્થાનોમાં દષ્ટિગોચર થતાં નગ્ન ( સ્ત્રીપુરુષો તથા દેવતાઓનાં ) ચિત્રો, પૂતળાં, વગેરેનાં પણ આ સમ્બન્ધમાં દષ્ટાન્ત આપી શકાય. વળી એ દેશોમાં થોડા વખતથી પ્રચલિત નૃત્ય આદિની આપણને પરિહાર્ય લાગતી સામાન્ય જનતાને ઘૃણા ઉપજાવે એવી રીતિઓ ઉક્ત સમયભાવનો એક અધિક દાખલો છે ! આવી અનેકાનેક બાબતો છે, જેમાં કાળભેદ એ જ વારંવાર દોષ—અદોષનુ કારણ બને છે.

મૂળ મુદ્દો એ છે જે શૃંગારનાં વર્ણનવાળાં કાવ્યોનો આરંભ આપણી ભાષામાં દયારામે કર્યો નથી; અને એ રચાયાં ત્યાં [ખાસ કરીને] ધાર્મિક ભાવનાવાળાં હરિલીલાને લગતાં પદો કોઇ પણ રીતે વાંધા પડતાં ગણાતાં નહીં હતાં. જે ધાર્મિક મન્તવ્યો વડે ભગવદ્દભાવમાં સ્નેહનું નિરૂપણ કરતાં તેમણે શૃંગાર આલેખ્યો, તેમાં તેઓ માત્ર એમની પૂર્વ થયેલી મહાન્ ભક્તરાજોએ સ્વીકારેલી અને સૈકાઓથી ચાલી આવેલી તથા શાસ્ત્રાનુસાર મનાયલી પ્રથાને અનુસર્યા હતા. એટલે એ વસ્તુને એમના મનાતા સદોષ ચારિત્ર્યની સાથે કાંઇજ સબંધ હોઇ શકે નહીં.

હવે આ વિષયમાં દેશી વિદેશી વિચારશીલ વિદ્વાનો શું માને છે, તે થોડુંક જોઈએ:

ગુજરાતના અર્વાચીન સાક્ષરકુળના આચાર્ય ગોવર્ધનરામ ત્રિપાઠીએ પોતાના યૌવનકાળમાં The classical Poets of Gujart નામના નિબન્ધમાં દયારામની શૃંગારકૃતિઓ ઉપર સખ્ત હુમલો કર્યો હતો. આ અન્યાયી અને ગેરસમજુતીભર્યો લેખનનું કેટલેક અંશે પ્રાયશ્ચિત તેમણે પોતાની ઉત્તર અવસ્થામાં સરસ્વતીચન્દ્ર (ના ચોથા ભાગ)માં કર્યું, તે પ્રસિદ્ધ છે. આ પછી 'દયારામના અક્ષરદેહ' નામનો એક પત્રો મનનશીલ લેખ એમણે લખ્યો છે. તેમાં પોતાનાથી થઈ ગયેલ નિરાધાર આક્ષેપોનો એક સુન્દર અને સત્યપ્રિય સાક્ષર તરીકે જે પૂર્ણ નિરાસ ( એમનાથી બની શક્યો તેટલો ) કર્યો છે, તે દયારામનાં કાવ્યોના અભ્યાસીઓએ અવશ્ય અધ્યયન યોગ્ય છે. તેઓ લખે છે કે "એ બે કવિઓ ( નરસિંહ અને દયારામ )ના અનુભવ એ એનાં હૃદય, એ એની જ્વાળાઓ, જ્યાંસુધી લોક ભક્તિરસનો આસ્વાદ કરતા ત્યાં સુધી પુરુષનાં અને તેમના કીર્તિદેહ પુરુષોને તેમ સ્ત્રીઓને, વૃદ્ધોને તેમ યુવકોને, પવિત્ર અને પૂજનીય લાગતા. એ કીર્તિદેહના અને અક્ષરદેહના પ્રમાદ એ પૂજકવર્ગને સ્વાદનીય, પથ્ય અને બેભરકર લાગતા. માતાપિતાના અને સ્વામીઓના દેખતા તેમના શૃંગારપરિભાષાવાળા લેખ સ્ત્રીઓ ગાતી, પણ કવિઓની અને આ સર્વની ભાવનાઓ સમાન વૃત્તિની હોવાથી કોઈને એ સ્ત્રીઓના ગાવાના પદાર્થોમાં કોઈ શબ્દ વર્જ્ય લાગતો નહોતો અને કોઈના શ્રવણમાં કે હૃદયમાં અપવિત્રતા પેસતી નહીં."

ડૉ. ગ્રિયર્સનના જેવો ભારતીય સાહિત્ય વિશારદ લખે છે કે—

"I am persuaded that no indecent thought entered their minds when they wrote these burning words."

ઘણાં વર્ષો પૂર્વે, કલકત્તા હાઇ કોર્ટનો મુખ્ય ન્યાયાધીશ, સર વીલીયમ જોન્સ લખી ગયો છે કે "That anything natural can be offensively obscene never seems to have occurred to the Indians or their Legislator. a singularity pervading their writings......but no proof of moral depravity."

કેટલાક પાશ્ચાત્ય કવિઓની જિન્દગી દુરાચારમય હોવાનું અને દયારામને તેમની સાથે સરખાવવાનું આપણે વારંવાર સાંભળીએ છીએ. પરંતુ બન્નેના જીવનવ્યવહાર અને જીવનઆદર્શોમાં આસમાનજમીન જેટલું અંતર છે, એ ચોક્કસ છે. દયારામનું જીવન ધર્મપરાયણ હતું, અને તેમનો ઘણો ખરો સમય ધર્મમંદિરોના વાતાવરણમાં વ્યતીત થયો હતો. હવે એમની સમાન કક્ષામાં મૂકવામાં આવતા યુરોપીય કવિ સાક્ષરોની જિન્દગીઓ ધાર્મિક તો નહોતી; એટલું જ નહીં, પણ એથી ઉલટી જ માનવાનું આપણે જાણીએ છીએ! એટલે આવી તુલના કોઈ રીતે યોગ્ય નથી. એ તો આજના Sex Novelની સાથે બાઈબલના Old Testamentની સરખામણી કરવા જેવું છે!

પ્રાચીનોની જીવનનીતિ, એમનું માનસ તથા એમના આચારવિચાર ( ધાર્મિક તેમ જ વ્યાવહારિક )ના ઉપર દયારામને તેમના કરતાં તેમને સમજવાથી (અને ગૂઢ ભાવથી) સહાનુભૂતિની બહુ જરૂર છે,—જો આપણે તેમના હૃદયના ભાવ, બુદ્ધિનાં તેજ અને વચનના મર્મનું સાચું દર્શન કરવું હોય તો!

ચાલુ જમાનામા કાઇક કરવુ (અર્થાત્ શ્રેયકર, હિતકર કરવુ) તેના કરતા કાઇક આશ્ચર્ય-જનક કહેવુ વધારે મહત્વનુ, ગૌરવવાન ગણાય છે। ઝળકાટ ને પ્રકાશ, માહિતી ને જ્ઞાન, અને લેખન શકિતને પ્રતિભા માની લેવાની લોકો ભૂલ કરે છે, અને એવી ભ્રાંતિમા બહુ અજબ રીતે અભિવૃદ્ધિ કરવામા આવે છે પ્રચાર (અથવા ચળવળ)ને સાહિત્યનું, સમાજનું શિષ્ટ—આવશ્યક અંગ બનાવી, આત્મસ્તુતિ અને પરતિરસ્કારની ધમણદ્વારા અનેક અને વિવિધ રીતે ઉક્ત વસ્તુનું સમર્થન થાય છે। એટલે સ્વાભાવિક રીતે, કાઇક નવુ, વિચિત્ર ખેચાણકારક કહેવુ—લખવુ—કરવુ એમા જ બુદ્ધિકૌશલ્યની પરિસીમા માનનારાઓનો સમુદાય કેટલાક સમયથી વધતો ચાલ્યો છે

એના એક સંઘપતિએ થોડા વખત ઉપર એક નવો તુક્કો ઉરાડ્યો છે, કે દયારામ ભક્ત નહી, પણ પ્રણયી હતા પરંતુ જમાનાના બળને લઇને તેમને ભક્ત થવુ પડ્યુ। અર્થાત્ પ્રેમના ગીતો લખવાને તેમણે ભક્તિનો ઢોંગ કર્યો હતો, પ્રભુપ્રેમનો માત્ર સ્વાંગ ધર્યો હતો। આમ બુદ્ધિનું બુદ્ધિપૂર્વક અપમાન કરવામા આવે ત્યા શુ કહેવુ? જો પાત્ર અપવિત્ર અશુદ્ધ હોય તો તેમા મૂકેલી વસ્તુ બગડ્યા વિનાની કેમ રહે? Do men gather grapes of thorns and figs of thistles? જો કવિમા જીવનની પ્રામાણિકતા ન હોય, આચાર વિચારની વિશુદ્ધિ ન હોય તો એમનો આખો સમ્પ્રદાય અને ગૂજરાતી જનતાનો ઘણો મ્હોટો ભાગ તેમને મહાભક્ત માને છે, એમ કેવી રીતે બને? "આપણે એક માણસને બધો વખત છેતરી શકીએ પણ સઘળા મનુષ્યોને બધોય સમય છેતરી શકવુ અશક્ય છે।" ખરૂ જોતા તો એમના તરફ દિનપ્રતિદિન લોકભાવ વધતો જાય છે, અને ગૂજરાતી વિદ્વદ્વર્ગે પણ કેટલોક સમય એમના ચારિત્ર્યના દોષો સમ્બન્ધમા ભ્રાન્તિ સેવ્યા પછી, હવે એમના ભક્તિપૂર્ણ જીવન, તથા કાવ્યો તરફ ભાવ અને માનની દૃષ્ટિથી અધિક અધિક જોવા માડ્યુ છે, એ જ એમની સ્વાયત્ત સિદ્ધિનુ સુફળ છે બાકી કવિનુ ભક્તિપૂર્ણ જીવન, એમનો પ્રસિદ્ધ 'ગોપીભાવ', એમનુ ભગવદીય કવિત્વ, એ સહુય આવા વિચિત્ર તર્કતુમુલને નિવારી શક્યા નહી, એ આ જમાનાની ખૂબી છે।*

'ગમે તેવા ગાઢ ધુમ્મસમા થઇને પણ અન્તે સત્યનો પ્રકાશ બ્હાર આવ્યા વિના રહેતો નથી સત્ય શોધનારને તો સત્ય મળેજ છે, સત્ય પ્રાપ્ત ન થાય તો ત્યા દોષ સત્યનો નહીં, પણ સત્યશોધકનો પોતનોજ હોય છે' સાચી વાત તો એ છે કે આપણા ટીકાકારોમા ખામી છે તે બુદ્ધિની નથી પણ સહૃદયતાની છે, પોતાનાજ વૃત્તિવિચારમા સર્વકાળ અને સકળ જગત્‌ને આલેખવાના માનસની છે। નહીં તો એટલુ સ્હમજવુ કઠિન નથી કે દયારામની પ્હેલાના કવિઓએ સ્નેહભરી કવિતા લખી નથી એમ નહીં એટલે એમને કવિરાજ શામળની પેઠે એને

* આ સમ્બન્ધમાં એક વાતની નોંધ લેતાં દિલગિરી થાય છે ગૂજરાતના એક પ્રસિદ્ધ પત્રકાર અને નવીન સાક્ષરોના આચાર્ય (જેમના તરફ આપણને માન છે તેઓ–) ઉક્ત ટીકાના અવલોકનમાં— "પણ જો દયારામ ભક્ત હોય તો?" એટલુ જ કહી શક્યા છે। સાહિત્ય ક્ષેત્રમાં આખુ જીવન ગાળ્યા પછી અને ભક્ત કવિ વિષે જે વિવિધ નવુ સાહિત્ય પ્રકટ થયુ છે તે જોયા પછી, માત્ર આટલો શંકારૂપ પ્રશ્નાર્થ-અને પછી તે સમ્બન્ધમાં પોતાનો સ્પષ્ટ અભિપ્રાય આપવાને બદલે સન્તોષમય વિરામ?—અને આથી શું કહેવુ? આનાથી ઉલટુ, દિ બ નર્મદાશંકર મ્હેતાએ પોતાના મુંબઇના દયારામજયન્તીના વ્યાખ્યાનમાં જે સબળ અને સપ્રમાણ, સુયોગ્ય ઉત્તર આપ્યો છે તે દયારામનાં સાહિત્ય અને તેની ભાવનાઓમાં રસ લેતા સહુએ અવશ્ય વાંચવા જેવો છે

એના કરતાં વિશેષ રસપૂર્ણ અધિક મીઠાશવાળી પ્રેમકથાઓ લખવાને શો પ્રતિબન્ધ હતો? અથવા મહાકવિ પ્રેમાનન્દની જેમ પુરાણોમાંથી આખ્યાનો લઇને પોતાના હૃદયના સ્નેહના ઉમળકા એમાં ઠાલવવામાં, પ્રેમી ઉરના ભાવ તેમાં વિવિધ રીતે ગૂંથવામાં એમને નડે તેમ શું હતું?

**પરિમલ:**

કાર્લાઇલ સુન્દર રીતે કહે છે કે "મહાન્ કવિ સ્વર્ગની વિદ્યુલ્લતા સમાન છે. સંસાર તેના આગમનની રાહ જોતો હોય છે, તે એના વડે જ્વલન્ત બને છે અને એ જ્વાળાઓ જગત્ સમસ્તમાં વ્યાપ્ત થાય છે." દયારામ પણ આવા પ્રકારની મહાન્ વ્યક્તિ હતા. એમની કવિતા એમના યુગનો પ્રધાન પ્રવાહ છે, અને એમની અસરો વિશાળ તથા અધ્યાત્મપ્રેરણાઓ વિપુલતાથી જનતામાં વહન કરી રહી હતી, એમ સાંભળીએ છીએ. દયારામનાં કાવ્યનું શ્રવણ, વાચન, મનન આપણને કોઇક જૂદીજ અલૌકિક દુનિયામાં લઈ જાય છે, એ ઘણાંની અનુભવકથા છે.

મુખ, શ્રવન, દગ, નાસિકા, સબકો એક હિ ઠૌર;
કહેવો સુનવો, દેખવો, કવિયનકો કછુ ઓર!

કવિરાજોનો આવો વિરલ અધિકાર છે; અને દયારામમાં તે પૂર્ણ વિકાસ પામ્યો હતો, પરન્તુ તેઓ માત્ર કવિ નહોતા; ભક્ત પણ હતા. એમની આખી જિન્દગીનું ફળ (એમનો 'અક્ષર દેહ') જે ગૂજરાતને સમર્પિત છે, તે ખરેજ આપણો બહુ કિંમતી વારસો છે.

દયારામની કાવ્યવાટિકા એક સુન્દર દેવાલય સમાન છે, જેમાં હરિવિહારનું રાસસદન છે. આવા ભાવિક આત્માઓને પરમાત્માની ઝાંખી કયમ ન થાય?

આવાજ કવિમહાત્માને માટે કહેવાયું છે કે—

"ઓ મર્ત્યભૂમિના ફિરસ્તા! દુઃખદાવાનળ બધે-
દુનિયા માંહે ચોતરફથી ભડભડ દહન્ત દીસે; અરે!
વિષવહ્નિ બાળે, ઉકુમન અમ વ્યોમ ખાળે, ઉદ્ધરો-
અમ જીવિતઃ વાંસલડી વિરલ તમ વાઈ વિશ્વસુધા ભરો."

દયારામના આન્તરજીવનની કાંઇક ઝાંખી પણ આપણને થાય તો તેમાં વારંવાર કવિભાવ કરતાંય ભક્તિભાવ અધિક દીસે છે; એટલે આપણે કાંઇ અનેરી પણ એકજ ધૂન ત્યાં સાંભળીએ:

"માગું હરિસેવા, હરિસેવા."
મલિન હૃદયમાં હરિ ન બિરાજે;
હરિ પ્રસન્ન થાયે તો સુગમ સહુ.
નિજ સરખો કરે તે મળતાં, જ્યમ;
નીચ જળ ગંગ મળતાં ગંગ છે.

મહાન ભક્ત કવિ દયારામને જન્મ થયે આજ ૧૫૮ વર્ષ અને એમના અવસાનને ૮૨ વર્ષ થયાં. તે દરમિયાન એમના કીર્તિદેહને વિવિધ અને વિચિત્ર સમયરંગ જોવા પડ્યા છે, તથાપિ એમનામાં ચોખ્ખું સુવર્ણ હોય તે કયમ કલુષિત રહે? આ ભક્ત કવિની વધતી જતી જયન્તીઓ પણ જનસમાજ તથા વિદ્વન્મંડળનો ભાવ એમના તરફ અધિક છે તેની પ્રતીતિ છે; અને તેવો ભાવ એકલા એમના વૈષ્ણવ [વલ્લભીય] સંપ્રદાયનોજ નહીં, પણ ગૂજરાત સમસ્તનો છે, એ નિઃસંશય છે, અને દોષારોપણનો સબળ નિરાસ તથા ગુણપૂજનનો અધિકાધિક વિકાસ: એજ એમના પવિત્ર કાર્યનું પુણ્ય સત્ફળ છે.

ફૂલની સુવાસ તેનું અવસાન થયા પછીય કેટલોય સમય રહે છે; પરન્તુ દૈવી જીવનનો પરિમલ તો અમર છે. દયારામનો અક્ષરદેહ એવી વિરલ, અમોલી વસ્તુ છે જેમાં અખૂટ ભંડાર ભર્યો છે પરમ પ્રેમરસનો—એવુ તેનાથીજ બને,

"જે કોઈ પ્રેમ અંશ અવતરે!"*

---

# कीर्तन–भक्ति.

[સં. ૧૯૯૧ ના અમદાવાદમાં પ્રેમભક્તિમંડળ તરફથી ઉજવાયલી શ્રીદયારામજયંતિ પ્રસંગે અમદાવાદના સુપ્રસિદ્ધ ધર્મપરાયણ ઉદાર નાગરિક શેઠ હરિદાસ અમરતલાલે આપેલું વ્યાખ્યાન.]

**સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો,**

આજે અત્રેના પ્રેમભક્તિ મંડળના નિમંત્રણને માન આપીને હું આજની સભાનું અધ્યક્ષસ્થાન લઉં છું આજનો હરિકીર્તનનો મેળાવડો ભક્તકવિશ્રી દયારામભાઈની જયન્તી નિમિત્તે યોજાયો છે. આવતી કાલે તે કવિની જયન્તી નિમિત્તે વ્યાખ્યાનકર્તાઓ કવિની કવિતાની ચર્ચા જુદા જુદા દૃષ્ટિએ કરશે હું સાહિત્યકાર નથી અને આજે મારે એ વિષય ઉપર કંઈ પણ બોલવાનું નથી આજે તો આપણી સમક્ષ ડાકોરવાળા પ્રખ્યાત કીર્તનકાર શ્રીયુત ગિરિજાશંકરભાઈ આપણને કીર્તનનો લાભ આપવાના છે, તે પ્રસંગે કીર્તનભક્તિ વિષે બેજ શબ્દો હું બોલીશ.

એ તો સર્વ જાણે છે કે આપણા શાસ્ત્રકારોએ પ્રભુને પ્રાપ્ત કરવાના ત્રણ મુખ્ય માર્ગો દેખાડયા છે. કર્મ, જ્ઞાન અને ભક્તિ. આમાંના પ્રથમ બે માર્ગો આ કલિકાલમાં આપણે માટે દુષ્કર છે. ભક્તિ એજ સર્વને માટે સરળ અને શ્રેષ્ઠ માર્ગ છે. કર્મનું ફળ શાસ્ત્રોક્ત વિધિથી કરવામાં આવે તોજ આપણને મળે છે. અને તે પણ સ્વર્ગ. જ્યાં સુધી આપણાં સુકર્મો ક્ષીણ થયાં નથી ત્યાં સુધીજ તે ટકે છે. જ્યારે તે ક્ષીણ પામે છે ત્યારે સ્વર્ગ આપણે છોડવું પડે છે क्षीणे पुण्ये मृत्युलोकं विशन्ति આથી કર્મથી મળતું ફળ નિત્ય નથી. વળી કર્મનું ફળ મેળવવાને દ્રવ્ય, યજમાન, યજ્ઞ કરાવનાર, ભૂમિ, કાલ, એ બધાં શુદ્ધ જોઈએ. એ શુદ્ધિ આ કરાલ કલિકાલમાં મળવી અશક્ય છે. જ્ઞાન માર્ગ કેવળ વૈરાગ્યનોજ ઉદ્‌બોધ કરતો હોવાથી ફક્ત સંન્યાસીઓ અને ત્યાગીઓને માટેજ છે. આપણે બધા રહ્યા ગૃહસ્થાશ્રમી. આપણને તો ભોગ પણ જોઈએ. તે ભોગ આપણને સંસારમાં આસક્ત કરે એવો નહિ પણ આપણા જીવનની આધ્યાત્મિક ઉન્નતિ કરનારો હોય તેવો. એવાઓને માટે ભક્તિ એજ મુખ્ય સાધન છે. આથીજ ભગવાને ગીતામાં અર્જુનને ભક્તિનો ઉપદેશ કર્યો છે. ભક્તિ એટલે પ્રભુના પ્રેમનો અને શરણનો માર્ગ. વેદ પણ એ ભક્તિનોજ ઉપદેશ આપે છે. વેદનાં સૂક્તો ભક્તિથીજ ભરપૂર છે. એટલા માટે શ્રીવલ્લભાચાર્યે કર્મ અને જ્ઞાનને ગૌણ ગણીને ભક્તિનેજ મુખ્ય ધર્મ માન્યો. ભક્તિને જેટલાં કર્મ અને જ્ઞાન અનુકૂળ હતાં તેને સ્વીકાર્યાં. જે કર્મ કે જ્ઞાન ભક્તિનેજ પોષે નહિ તેને વર્જ્ય કર્યાં. પ્રભુ માટેનું કર્મ સેવા અને પ્રભુને માટેનું જ્ઞાન, તે ભક્તિના અંગો છે, અને તે રીતે કર્મ અને જ્ઞાનનો ભક્તિમાં અન્તર્ભાવ તેમણે કર્યો.

---

* આ લેખ તૈયાર કરવામાં 'ગુજરાતી' નો 'દયારામકૃત કાવ્યસંગ્રહ' તથા સદ્‌ગત મૂળચન્દ તેલીવાળા અને પ્રો. જોશીકૃત 'દયારામનું આન્તરજીવન' એ પુસ્તકોની સારી સહાય મળી છે, એમ આભારસહિત દર્શાવવું ઘટે છે.

તેમણે ભક્તિની વ્યાખ્યા એવી આપી છે કે પ્રભુના માહાત્મ્યજ્ઞાન પછીથી સર્વથી અધિક પ્રેમભાવ પ્રભુ માટે ઉત્પન્ન થાય તે ભક્તિ કહેવાય છે. આ ભક્તિજ મોક્ષની સાધક છે. આ ભક્તિ સાધનરૂપ છે તેમ ફલરૂપ છે.

સાધનરૂપ ભક્તિ નવધા ભક્તિ કહેવાય છે. જે ફલરૂપ અગર સાધ્યભક્તિ છે તે 'પરા' ભક્તિ અગર પ્રેમ લક્ષણા ભક્તિ કહેવાય છે. નવધા ભક્તિના નામ શ્રીમદ્ભાગવતના ૭ મા સ્કંધના ૫ મા અધ્યાયના નીચેના શ્લોકમાં જણાવ્યાં છે.

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम्
अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम्

આ નવ પ્રકારની ભક્તિમાં શ્રવણ ભક્તિ, અને કીર્તન ભક્તિનાં નામો આપ્યાં છે. નવ પ્રકારની ભક્તિ કર્યાથી પ્રભુ માટે પ્રેમ થાય છે. તે પ્રેમલક્ષણા ભક્તિ કહેવાય છે. શાંડિલ્ય મુનિએ सा परानुरक्तिरीश्वरे ઇશ્વરમાં સૌથી શ્રેષ્ઠ પ્રેમ તેનું નામ ભક્તિ કહ્યું છે. પણ તે ભક્તિ પ્રેમનું બીજ શ્રવણાદિ ભક્તિ છે. આપણે સર્વે આજે શ્રવણભક્તિ માટે ભેગા થયા છીએ. જ્યાં પ્રભુના ગુણગાન ગવાતાં હોય, જ્યાં તેમના વિષેની કથા થતી હોય તે સાંભળવાને આપણે એકઠા થઇએ અને એક ચિત્તે સાંભળીએ તેનું નામ શ્રવણ ભક્તિ કહેવાય છે. આપણે માટે આજ શ્રવણભક્તિનો દિવસ છે અને રા. ગિરિજાશંકરભાઈ માટે કીર્તનભક્તિનો દિવસ છે. દયારામભાઈ તેમના ભક્તિપોષણમાં શ્રવણભક્તિનું માહાત્મ્ય નીચે પ્રમાણે દેખાડે છે.

નામ કેશવનું કર્ણમાં, પડતાં સહુ થાય પવિત્ર;
શરદ ઋતુના સંગથી, જેમ નિર્મળ નીર વિચિત્ર.
વિચિત્ર જળ તેમ જાતિરે જાણો, સર્વ શુચિ સદા નામે પ્રમાણો;
શુદ્ધ સુવર્ણ જેવું અગ્નિથી થાય, માંજે ઓપે હેવો મેલ ના જાય.

સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

પ્રભુનું નામ કાનમાં જતાંની સાથે આપણા હૃદયના મેલ દૂર કરે છે અને આપણને પવિત્ર બનાવે છે. જેમ નદી કે સરોવરનાં જળ શરદ ઋતુના સંગથી નિર્મળ બને છે તેમ. વલી સોનાને શુદ્ધ કરવું હોય તો તેને કોઈ માંજવા બેસે તો તે પ્રમાણે થતું નથી પણ અગ્નિમાં તપાવીએ તો એકદમ તેનો મેલ જતો રહે છે, તેમ શ્રવણભક્તિથી આપણા હૃદયના મલિન વિકારો દૂર થાય છે.

કીર્તનભક્તિને પણ નીચે પ્રમાણે દયારામભાઇ સમજાવે છે.

નામ કીર્તન શ્રીકૃષ્ણનું, કલિમાં સહુ સાધન ત્યાજ્ય;
ભવસાગર તરવાતણી, સહુને એ સુગમ પથ પાત્ય.
પાત્ય પ્રગટ શ્રમ નહીં ધર્યું રહેલું, દામ વિના ફળ થાય સહુ પહેલું;
સર્વ અવસ્થામાં ને સૌ ઠાર, અધમ ઉત્તમ સૌને અધિકાર.

સેવો શ્રીકૃષ્ણ કૃપાળ.

કલિયુગમાં 'કીર્તન' એજ ઉત્તમ સાધન છે. ભવસાગર તરવાનો ઉપાય એજ છે તેને માટે કંઇ પણ પૈસો આપણે ખર્ચવો પડતો નથી. ન્હાનાં, મોટા, બાળક કે વૃદ્ધ પુરૂષ કે સ્ત્રી રંક કે રાજા, પાપી કે પુણ્યશાળી બધાંઓને તેનો અધિકાર છે માટેજ कलौ केशवकीर्तनात् એમ કહેલું છે.

એમાં એમનુ અનોખું પ્રશંસનીય માગણું. સન્ધિકાનો સમય. તે સમયે બંસીવા'વાનુ સૂચન. તે પણ ગીતે ગાવાનું. હરેક ગરબીઓમાં મનનું વલણ ન્યાફેજ પડવાનું, અંતે રસનિધાને–શ્યામસુંદરે–ગોપીનાથે પરિણમવાનું. જે વખતે આત્મમાં જેવો ભાવ તે વખ્તે તેવોજ પડકાર. "માગવે તે માન ધરે......" "પેટ તેં કરાવે પાપ......" "દ્યોસરેન આરો ધામ......" "મહામંગલરૂ......", ઈત્યાદિ ઘણાએ ધ્રુપદીઆ એ રસમેઘના રસોદ્યાનમાં મંજુલ રવે ટહૂકી રહ્યા છે અનેરૂં ઓજસ્ પ્રસરાવી રહ્યા છે. ધૂનોએ પણ કેટલી બધી. સુમાર નહિ. "બનજા હરિદાસા હરિદાસા......", "હરિ મોટા હરિ મોટા સહુથી હરિ મોટા હરિ મોટા......", "હરિસેવા હરિસેવા માગુ હરિસેવા હરિસેવા", ઇત્યાદિ ધૂનો સાંભળતાં–મગ્ન થતાં ભક્તિરસની ધૂન ચઢયા વગર રહેજ નહિ. ભાવુક હૃદયે પ્રેમાશ્રુની રેલ રેલાયા વગર રહેજ નહિ. બાલ્યાવસ્થાનો ભાવ પ્રકટ પેખવા પોતાનું પારણુ "માતા જસોદા ઝુલાવે પારણે" અદ્વિતીય છે. વનિતાવૃન્દને તો પોતે ઘણુંએ અર્પ્યું છે. પોતે તો બની રહ્યા છે હૃદયરાજેશ્વર–હૈયાના હાર કોકિલ કંઠે ગાનારી–ગરબે ઘૂમનારી લલનાઓના. રૂકમણિ હરણ, સત્યભામાનો વિવાહ, વિગેરે સારા પ્રસંગે–પદ્માઓના પરાગે પમરતા વદને સૂણીએ છીએ. સૂણી આલ્હાદીએ છીએ. ઘડીકર્બર રમમાં રસવાનીઓમાં છકી જઈ મસ્ત બનીએ છીએ. ગરબીઓ તો ખરેખર વનિતાવૃન્દના હૈયાના હાર જેવી થઈ રહી છે. વધારે કહીએ તો એ ગરબે ઘૂમનારી ગોરીઓનું મ્હોંનું પાન છે. પાનના–રસછાંટણાંજ અદ્દ્ભુત–અદ્વિતીય. એજ દયારામભાઈનું ઓજસ્. ઓજસૂનાં રમ્ય રશ્મિઓ પણ અપરિમિત. ભક્તિપોષણ ભક્તિરસનાં સારાં પગથીઆં બતાવે છે. ધીમે ધીમે એક પછી એક આંટીઘુંટીઓ બતાવી–અચૂક થોડી બતાવી ઠેઠ આનન્દમય ધામ સુધી પહોંચાડી રસ–રાસેશ્વર સ્વરૂપનાં દર્શન કરાવે છે. એમાં એ બધો સારાંશ. એજ એમના ભક્તિમય હૃદયની સાચી સાક્ષી આપે છે. એક પણ નાનું સરખું પદ એવું નહિ હોય કે જેમાં ભક્તિરસની હેલી ન થઈ રહી હોય–શુદ્ધ બ્રહ્મવાદનુ સ્થાપન ન થઈ રહ્યું હોય, એજ આત્માનો અનેરો ચમત્કાર. રસિક વલ્લભ પણ પોતાના વેદાંતપરના ઉચ્ચતમ જ્ઞાનની પૂરેપૂરી સમજાવટ પાડી રહ્યો છે. સાક્ષરત્વનું ભાન કરાવી રહ્યો છે. આ તો થઈ ગુજરાતી સાહિત્યની થોડી ઘણી કથા. હવે જરા આગળ ધપીએ. હિન્દી–વ્રજભાષાવ રસ્તે પોતાના "સતસૈયા", "રસિકરંજન", "વસ્તુવૃન્દદીપિકા", "પિંગળસાર", "કૌસ્તુભરત્નાવલી", "ચાતુરચિત્તવિલાસ", વિગેરે મહાન્ ગ્રંથો મોજુદ છે. એ સુચતુર માળીના સોહામણા બગીચામાં પરાગે પમરી રહ્યા છે. ફારસી ભાષા વાસ્તે, "એક ખુબસુરત ગબરૂ......", "સુનિયે હરિ હજરત......", "શ્રીકૃષ્ણ કહે કૃષ્ણ કહે જુ તુ જ્યાં મેરી......", ઇત્યાદિ કવનોનો કેકારવ થતોજ સુમધુર છે. અનુભવે અનુભવી શકાય છે. સાહિત્યપ્રેમી જનતા જોઇ શકે છે એકાદશ ભાષાનો દૂહો "ગિરિધર મુજે પ્રાણ...", નવરાશના સમયે તપાસી માણી શકે છે કાવ્યોને. જણાશે પછી સાક્ષરત્વનું. કેટલી કોટિયે પહોંચ્યો છે એ રસીલો રસમેઘ. એની ગર્જના ઘણાએ સિંહોને વસમી પડે છે. ભક્તિરસની–આનંદરસ ને–પ્રેમરસની હેલી નીરખવી હોય–આસ્વાદવી હોય તો "પ્રેમરસગીતા" એ રસઝરંતા ગીતી વર્ષન્તા વનમાળીના બગીચામાં ટહૂકી રહી છે. એનો મંજુલ રવ અનેરો રવે છે, વાતાવરણુ ઓરજ નિર્મુ કરે છે. સંસ્કૃત માટે "મન ભજરે વારંવાર શ્રી નટવર નંદકુમારં......", "જય શ્રી યમુને મહારાણી......", ઇત્યાદિ.ઞબધો પણ પમરી રહ્યા છે. પોતાના "ચેત ચેત મન ચપળ ચઘને......", એ લીટીથી શરૂ થતી "ચેતવણી" જનતાને એક અજબ ચાબખા રૂપ છે. સોંસરી પાષાણહૃદયને પીગળાવી દીન બનાવી દે છે. પોતાની લાવણીઓ પણ ઘણી "હનુમાન

ગરબાની સાવણી", દક્ષિણી ભાષામાં "નરસિંહ મ્હેતાની હુંડી", "વૃષભાનુસુતાની માપણી", "મીરાં ચરિત્ર", "સ્તવન મંજરી" ઇત્યાદિથી જનતા ભાગ્યેજ અજ્ઞાત હશે. પોતાની વિનતડીઓ પણ ઘણી. ખાસ કરીને વિનવણી વાસ્તે પોતાની "વિનય બત્રીસી", દુન્યવી ક્લેશના પરિહારને માટે એમનો "ક્લેશકોઠાર" ગ્રંથ અદ્વિતીય છે: તદુપરાંત પદ-કીર્તન-રેખતા, હેરબા-ખ્યાલાદિનો આરોજ નથી.

કુંજનાં હરેક પ્રકારનાં સુપુષ્પો એ રસીલા રસમેઘના રસોદ્યાનમાં વિકસી ફૂલી-ફાલી-ફોરી રહ્યાં છે. પરાગને પ્રસરાવી રહ્યાં છે. જનતા લઇ શકે પે મનગમતો લ્હાવો. આ શું સાહિત્ય સેવાઓ ન કહેવાય ? જનતા કોને વધાવશે ? કોને સન્માનશે ? પૈસાદારને કે ગુણીને ? દયારામભાઈ તો ફેલબટાઉ જેવા હતા. અદ્વિતીય રસે-રસનિધાને-રસરાસેશ્વર સ્વરૂપે પરિણમનારા હતા. એમની પાસે ન્હોતો ખ્હોળો દુન્યવી પૈસો. હતો એક અમૂલ્ય હીરો. જનતા એક કસોટીયે હીરાને કસોટે છે-પારખે છે-પૂજે એ છે. આજ સુધીમાં ઘણાએ કરોડાધિપતિઓ જનતાની જાહેરે થઇ ગયા હશે. જનતા કોને સંભારે છે ! યુવાવસ્થામાં જબરજસ્ત હિંમત. ખરા યુવક તરીકેનું અક્ષરશઃ પાલન. ત્રણ વાર પરિક્રમણ કોઇનો સાથ પણ નહિ. હાલમાં ડાકોર સુધી જવામાં પણ સાથ જોઇએ છીએ. પગરસ્તે તો સંઘની જોડેજ જવાય. કહો જોઇએ કેટલાએ લૂંટી લીધા દયારામભાઇને-ને કેટલા બની ગયા સંઘની જોડે જનારામાંથી ? એટલી મનોબળની ખામી. હજો પ્રણામ અનન્ત કોટિ એ રસ ઝરંતા રસગોપને-મોતી વર્ષન્તી ભાવભીની ગોપીને-દયાર્દ્ર દયારામને.

લેખક:—પરમભગવદીય કવિવરશ્રી દયારામભાઈના પટ્ટશિષ્યનો પ્રપૌત્ર,
જોષી જીવણલાલ છગનલાલ, ડભોઈ.

---

## શું શીખી આવ્યાં ?

(સુરતથી પ્રગટતા 'પ્રતાપ' સાપ્તાહિકના તંત્રી શ્રી. કાલિદાસ શેલત પ્રતિકાવ્ય-parody લખવામાં અને એ રીતે ધારી અસર નિપજાવવામાં પંકાયેલ છે. નીચેનો ગરબો તેની સાક્ષી આપશે.)

('મથુરામાં ખેલ ખેલી આવ્યાં ?' એ પ્રચલિત ગરબાનું કટાક્ષ કાવ્ય.)

કોલેજમાં ખૂબ ભણી આવ્યાં, ઓ બ્હેન ! શું શીખી આવ્યાં !
'રીસ્ટ વોચ' શેનું પહેરી લાવ્યાં ?—ઓ બ્હેન.

કુમકુમ ચાંદલો ક્યાં મૂકી આવ્યાં ? પાઉડર ને પફ કોનાં લાવ્યાં ?—ઓ બ્હેન.
સાદું જીવન, વેશ સાદો મૂકીને, ફેશનના ફંદ ક્યાંથી લાવ્યાં ?—ઓ બ્હેન.
કડલી ને વેલણ ક્યાં મૂકી આવ્યાં ? રેકેટના ખેલ ખેલી આવ્યા ?—ઓ બ્હેન.
ઘરનાં મંદિરિયાં સૂનાં મૂકીને, કલબોમાં ક્યાં ઘૂમી આવ્યાં ?—ઓ બ્હેન.
માતૃત્વ મોંઘાં ક્યાં મૂકી આવ્યાં ? 'કોર્ટશીપ' કોનું લાવ્યાં ?—ઓ બ્હેન.
ગૃહિણીના ધર્મ કર્મ ક્યાં ભૂલી આવ્યાં ? પદવીના છંદ કોનાં લાવ્યાં ?—ઓ બ્હેન.
સતીઓની ભાવના ભૂલી જઇને, 'ડટ નોનસન્સ' લઈ આવ્યાં ?—ઓ બ્હેન.
વ્રત, તપ, સંયમ ક્યાં મૂકી આવ્યાં ? હોટલમાં 'ચહા' પી આવ્યાં ?—ઓ બ્હેન.
લજ્જા આભૂષણ ક્યાં ભૂલી આવ્યાં ? કોના સ્વચ્છંદ શીખી લાવ્યાં ?—ઓ બ્હેન.
'ન્હાવા ધોવાનો એ મંત્ર ભૂલીને, 'છૂટા કેશ' કોના લાવ્યાં ?—ઓ બ્હેન.
આપણું સઘળું ક્યાં મૂકી આવ્યાં ? પારકું શું કામ ચોરી લાવ્યાં ?—ઓ બ્હેન.
નવાના મોહમાં "જૂનું જવાદો, ખાખ પર મહેલ ચણી" આવ્યાં !—ઓ બ્હેન.
વિદ્યાને જ્ઞાનના મોંઘા ખજાના, છોડી કંગાલ થઇ આવ્યાં ?—ઓ બ્હેન.
સ્નેહ-સૌજન્યની દેવી તમે તો, જગ-કેમે સ્રાવા ક્યાં ગયાં ?—ઓ બ્હેન.
પુરુષ ને વંદ્ય આર્ય નારી મટીને, શીદને 'મડમ' બની આવ્યાં ?—ઓ બ્હેન.

# समाचारादिक.

**શ્રીમાન્ કાંકરોલીનરેશની ઈંદોરમાં પધરામણી**—ઇંદોરમાં ઘણા લાંબા સમય બાદ કાંકરોલી નરેશ પૂજ્યપાદ ગોસ્વામીવર્ય શ્રીવ્રજભૂષણલાલજી મહારાજ પોતાના પ્રિય અનુજ સાથે પધારવાના હોવાથી અહિંથી વૈષ્ણવ જનતામાં બહુ ઉત્સાહ ફેલાઇ રહેલ હતો. આપશ્રીનું સ્વાગત સ્ટેશન ઉપર હજારો વૈષ્ણવોએ પ્રેમભીના હૃદયેથી કરેલ હતુ તે સિવાય અહિંના સ્ટેટ તરફથી શ્રીમાનોનું જે સ્વાગત કરવામાં આવેલું તે અવશ્યજ વૈષ્ણવો માટે આનંદદાયક હતુ. સ્ટેટ તરફથી શ્રીમાનોના સ્વાગત માટે બેંડ, હાથી, ઘોડા, ગાડી, સિપાઇ, વગેરેનો પૂર્ણ બંદોબસ્ત હતો. તે સિવાય રાજ્યના પ્રતિષ્ઠિત વ્યક્તિઓ પણ શ્રીમાનોના સ્વાગત માટે સ્ટેશન ઉપર હાજર થયા હતા. તેમાના મિ. દાતે પ્રાઇવેટ સેક્રેટરી, મિ. હાઉસ હોલ્ડ ઓફીસર, પંડિત ખ્યાલીરામ વૈદ્ય, આપશ્રીના અધિકારી મિ. શાહ, આપશ્રીના શાસ્ત્રી દેવર્ષિ વ્રજનાથજી, શેઠ બળદેવદાસજી, બાબૂલાલજી, મોહનલાલજી વગેરે મુખ્ય હતા. શ્રીમાનોની મોટર ખંડવાથી સ્ટેશન ઉપર આવતાંની સાથે જયજયકારથી તમામ સ્ટેશનનું વાતાવરણ પવિત્ર બન્યુ હતું તે પછી શ્રીમાનોની મુલાકાત રાજ્યના પ્રતિષ્ઠિત પુરૂષોથી કરાવવામાં આવી હતી, અને હારતોરા અર્પણ કરી શ્રીમાનોની સવારી સરઘસ સાથે લઇ જવામાં આવી હતી. શ્રીમાનોના પધારવા પછી તરતજ સભાઓની સંયોજના કરવામાં આવી હતી. અને હરરોજ રાત્રિના વ્યાખ્યાનોનો પ્રોગ્રામ રાખવામાં આવેલ હતો શ્રીમાન્ પૂજ્યપાદ સભાપતિ મહોદયના સાંપ્રદાયિક પ્રવચનો સાંભળી વૈષ્ણવ જનતા કૃતકૃત્ય થઈ હતી. ત્યારે આપશ્રીના અનુજના પ્રવચનો જે સામયિક અને ઉત્સાહપૂર્ણ થાય છે તેથી વૈષ્ણવો ખૂબ પ્રસન્ન થયા હતા. એ સાથે આપશ્રીના શાસ્ત્રી દેવર્ષિ વ્રજનાથજી શિક્ષા જેવા ગહન વિષયને સરલ કરી સમજાવતા હોવાથી તથા સાંપ્રદાયિક સિદ્ધાંતોનું વિદ્વત્તાપૂર્વક પ્રતિપાદન કરતા હોવાથી લોકોમાં અપૂર્વ જાગૃતિ થઈ છે. અને વૈષ્ણવોમાં સ્થાયી પ્રવૃત્તિ પ્રારંભ કરવાની ઈચ્છા થઈ છે. તદનુસાર જે કાર્ય કરવામાં આવશે તે સ્પષ્ટ થશે. હાલ તો શ્રીમાનોના પધારવાથી અહિં આનંદની અમીવર્ષા થઈ રહી છે.

**ગોરાગામ (જી. કોલાબા) શ્રી. વૈ. ધ. વ. સભા શ્રી. વૈ. ધ. વાચનાલય સંસ્થાઓનો સત્તરમો વાર્ષિકોત્સવ**—અત્રેની શ્રી વૈ ધ. વ. સભા તથા શ્રી. વૈ. ધ. વાચનાલય બન્ને સંસ્થાઓનો ૧૭મો વારસીકોત્સવ ચાલુ પુરશોત્તમ માસના સુદી ૧૨–૧૪–૧૫ ના રોજ ઉજવવામાં આવ્યો હતો. પ્રમુખસ્થાન માટે મુંબાઈથી શ્રીયુત હરિકૃષ્ણ વીરજી ગાસ્રી "શુદ્ધાદ્વૈત વિશારદ" ને ગો. શ્રી. ૬ શ્રી ગોકુલનાથજી મહારાજશ્રીને વિનંતી કરી તેડાવવામાં આવ્યા હતા. શાસ્ત્રીજી તા. ૩૦–૮–૩૬ ના રોજે અત્રે આવ્યા હતા સાથે મુંબાઈ પુ. યુ. પ. ના મંત્રી શ્રીયુત ગીરધરલાલ જગજીવનદાસ શહા પણ આવ્યા હતા. તેજ દિવસે રાતના ૯ વાગે વારસીકોત્સવના કાર્યપ્રારંભ થયો હતો. શરૂવાતમાં અષ્ટસખાની વાણી ગવાયા બાદ પ્રભુ સ્તવન તથા સ્વાગત પર ગીત શ્રીયુત રામચંદ્ર પંડ્યાએ સંગીત સાથે સંસ્કૃતમાં ગાયા બાદ શ્રીયુત મોહનલાલ ગાંધીએ સ્વાગતનું ભાષણ વાંચી બતાવ્યું હતું. બાદ શ્રીયુત ગોવરધન રામચંદ્ર ગાસ્રીએ હરિકૃષ્ણભાઇને પ્રમુખસ્થાન સ્વીકારવા માટે દરખાસ્ત રજુ કરી હતી તેને શ્રીયુત પુરશોત્તમદાસ શહાએ અનુમોદન આપ્યા પછી શાસ્ત્રીજીએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતુ સભામાં સનાતની મહારાષ્ટ્રીય સમાજ મોટા પ્રમાણમાં હાજર હોવાથી સંસ્થાના મંત્રી શા. ઘનશામદાસ શહાએ જાહેર કર્યું હતું કે સંસ્થાનો કાર્યક્રમ આવતા કાલ ઉપર મુલત્વી રાખી શાસ્ત્રીજીએ આજે "સનાતન ધર્મ અને ચાલુ પરિસ્થીતી" ઉપર વ્યાખ્યાન આપવા કૃપા કરવી તે વીનતીને માન આપી શાસ્ત્રીજીએ પોતાના વ્યાખ્યાનમા ભારતવર્ષનું ગૌરવ, સનાતન ધર્મની વ્યાખ્યા, વેદોની મહત્તા, પરાપૂર્વથી ચાલતી આવેલી ચાતુર્વર્ણ્ય વ્યવસ્થા, તેમા ફેરફાર કરવા માગતાઓની અજ્ઞાનતા, વીગેરે વીસ્તારથી વીવેચન કરી સનાતન ધર્મને આઘાત પોચાડવા ધારાસભામાં આવતા બીલો કેટલા ઘાતક છે તેનું સ્વરૂપ સમજાવી દરેક સનાતની પ્રજાને જાગ્રત થવાની ચેતવણી આપી હતી. શાસ્ત્રીજીના વ્યાખ્યાનથી ઉપસ્થીત જનતા ઉપર સારી અસર થયેલી જણાતી હતી સભામાં ઉપસ્થિત થયેલા મહારાષ્ટ્રીય સજ્જનો તરફથી આગ્રહ થવાથી શાસ્ત્રીજીનુ જાહેર વ્યાખ્યાન બીજે દીવસે કરાવવામા આવ્યું હતું ત્યાર બાદ સભા વીસર્જન થઈ હતી.

બીજા દીવસે ' શાસ્ત્રીજીએ બપોરના ટાઇમે શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના શિક્ષા શ્લોક ઉપર એક કલાક સુધી વીવેચન કરી સાંપ્રદાયિક શ્રોતૃ સમાજને આનંદીત કર્યો હતો. રાત્રે ૮।। વાગે અગાઉ દીવસે જાહેર કર્યા મુજબ ગામના સાર્વજનીક શ્રીવિષ્ણુ મંદીરમા સભા એકઠી થઇ હતી સભાનું પ્રમુખસ્થાન અત્રેના સુસ્ત સનાતની વકીલ શ્રીયુત વી. આર. જોસી બી. એ. ને આપવા આવ્યું હતું. શાસ્ત્રીજીએ ધર્મની આવશ્યકતા, એ વિષય ઉપર બોલતા લગભગ દોઢ કલાક સુધી વીવેચન કરી ધર્મ એ શું વસ્તુ છે તે વીગત સાથે જણાવી તે બજારની નજીવી ચીજ ન હોઇ એક અમૂલ્ય વસ્તુ છે અને તેને દરેક મનુષ્ય માત્રે ધારણ કરવાની ખાસ જરૂર છે. જો તેને છોડવામા આવે તો તેથી કેટલી હીણપણુતા ઉત્પન્ન થાય તે શ્રોતૃ સમાજને ઠસાવીને સમજાવી આપ્યુ હતુ છેવટમા શાસ્ત્રીજીએ વર્ણાશ્રમ સ્વરાજ્ય સંઘની માહીતી આપતાં તે સંઘ સ્વતંત્ર સ્થાપન કરવાની જરૂર પડવાનુ કારણ કોંગ્રેસ જેવી રાજ્યકારણી સંસ્થાઓએ પોતાના ધ્યેયથી ચલીત થઇ ધારમીક વિષયોને પોતાના પ્રોગ્રામમાં ઉપર ચડાવવા માંડ્યા ત્યારેજ સનાતન પ્રજાને જુદા પડી આ સંઘ સ્થાપન કરવાની જરૂર પડી. સંઘ સનાતન ધર્મનું રક્ષણ કરી સ્વતંત્રતા પ્રાપ્ત કરવા માટે કાર્ય કરે જાય છે તેમ કહેલ વગેરે જણાવ્યુ હતુ બાદ સભાના પ્રમુખ વકીલ મહાશયે શાસ્ત્રીજીના વ્યાખ્યાનના વખાણ કરતાં જણાવ્યું કે સનાતન ધર્મ, અને વર્ણાશ્રમનુ ખરૂ સ્વરૂપ સમજ્યા વગર સ્વછંદી વરતન માટે તલસી રહેલા ધર્મના બંધનો તોડવા માગે છે તે તેમની અજ્ઞાનતાજ છે અને તે અધોગતીનોજ માર્ગ છે વીગેરે સમજાવ્યા બાદ સભા વીસરજન થઇ હતી.

સવારના ૯ વાગે જગદ્ગુરૂશ્રી વૈશ્વાનરાવતાર શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ચિત્રજીને પાલખીમાં પધરાવી ગામમાં સરઘસ રૂપે ફેરવવામાં આવી હતી. પાલખીને વૈષ્ણવો ઉચકીને ચાલતા હતા તેમજ ભજનમંડળી "ભક્તીકા ડંકા બાજતગે" ઈત્યાદી તાલ મૃદંગ સાથે વૈષ્ણવો ગાતા હતા પાછળ સ્ત્રી સમાજ હસરા લઇ ચાલતો હતો. ચિત્રજીને ઠેર ઠેર વૈષ્ણવોના ઘેર શ્રીફળ, ભેટ, હારતોરાથી સન્માનવામાં આવતા હતા. સરઘસ લગભગ અગીયાર વાગે મુલ ઠેકાણે એટલે શાસ્ત્રીજી ગોવરધનભાઇના ઘેર આવી ઠાકોરજીને પલનામાં પધરાવતા આવતા હતા તે ઠેકાણે દર્શનાર્થે સર્વ વૈષ્ણવ સમાજ ભેગો થયો હતો. અત્રેથી બાર માઇલ ઉપર આવેલા મહાદ ગામમાં કે જે સુધારકોનું સ્થાન કહેવાય છે તે ઠેકાણે અત્રેના આગેવાનો અગાઉ દીવસે ગોઠવણ કરી આવ્યા મુજબ આજ બપોરના ત્રણ વાગે શાસ્ત્રીજી હરીકૃષ્ણભાઈ તેમજ અહીંનો વૈષ્ણવ સમાજ લગભગ વીસ પચીસ મોટરથી મહાડ ગયો હતો. અને ત્યાં ત્યાંના આગેવાનોના સહકારથી પાંચ વાગે સભા ગોઠવવામાં આવી હતી સભામાં સનાતની તેમજ સુધારક સમાજ સારા પ્રમાણમાં હાજર હતો. પ્રમુખસ્થાન મહાડના શ્રીયુત વામનરાવ રામચંદ્ર જોષી વકીલને આપ્યા બાદ શાસ્ત્રીજી વ્યાખ્યાન આપવા માટે ઉભા રહ્યા હતા તેમને વ્યાખ્યાનમાં વેદ શાસ્ત્ર મનુષ્યકૃત નહી પણ ઈશ્વર કૃતજ છે. મનુષ્ય માત્રને તે શાસ્ત્રની આજ્ઞા પાળવી ફરજ છે વગેરે વગેરે દાખલા દલીલો સાથે લંબાણથી સમજાવી હાવમાં ચાલી રહેલી ચળવળો અસ્પૃશ્યતા નિવારણ, અસવર્ણ વીવાહ, વીધવા વીવાહ, વીગેરે ચળવળો ધર્મ વીરૂદ્ધ કેવી ઘાતક છે તેનું સ્વરૂપ સમજાવી વર્ણાશ્રમ સ્વરાજ સંઘની માહીતી આપી હતી. તેમનું વ્યાખ્યાન પૂરૂ થયા પછી મહાડના અસવર્ણ વીવાહનો આગ્રહ કરેલા એક કોંગ્રેસમેન ચુનીલાલ મેઘજીભાઇ બોલવા ઉભા રહ્યા હતા તેમણે બોલતાં સામે મનુષ્ય કૃત છે, વેદના કરતા એક નહી પણ અનેક છે, શ્રીકૃષ્ણ એ દેવ નહી પણ એક કર્તબગાર પુરૂષ થઈ ગયા, ગીતા એ તે એકલા શ્રીકૃષ્ણે કહેલી નહી પણ પાછળ ચાલીસ પચીસ માણસોએ કહેલી છે વીગેરે વીગેરે કહી પાછળથી અઘટ્ય આક્ષેપો લેવા શરૂ કર્યા કે તુરતજ સભામાથી વીરોધ થઈ તેમને બેસી જવા માટે સુચનાઓ થઇ તેથી અંગત આક્ષેપોમાં લેવા નામ લીધા હતા તેમની માફી માગી બેસી ગયા. ત્યારબાદ શાસ્ત્રીજી તેમને જુવાબ આપવા માટે ઉભા રહ્યા. શરૂઆતમાંજ તે ચુનીલાલભાઈને એકજ પ્રશ્ન પુછયો કે શાસ્ત્રો મનુષ્ય કૃત છે તો તે બનાવનારનું નામ કહો ત્યારે તે ભાઈ કહેવા લાગ્યા કે તે માલુમ અજ્ઞાત છે તે પછી શાસ્ત્રીજીએ જણાવ્યું કે આપ જેને અજ્ઞાત માલુમ કહો છો તેનેજ અમો પરમાત્મા કહીએ છીએ પરંતુ તમોએ શાસ્ત્રોનો પુરો

છે કે એ પ્રતિમાને પધરાવવા માટે ખુદ મુખ્યાજીએ જ શ્રી ઠાકોરજીને પધરાવવાનું સુંદર પવિત્ર આપ્યું હતું એ ઉપરથી સમજી શકાય છે કે એ પ્રતિમાને હવેલીની અંદર મુકવા પાછળ હવેલીનાજ ગોસાંઈ કર્તા નોકરોના હાથ અગર સહાનુભૂતિ હોવી જોઇએ. ખેર ગમે તે હો પણ સંપ્રદાયને વગોવનારા એ કૃત્યથી ભાવિક વૈષ્ણવોની પારાવાર લાગણી દુઃખાઈ રહી હતી પરંતુ વૈષ્ણવોના સદ્‌ભાગ્યે તાજેતરમાં ના. કાઉન્સીલ તરફથી નીમાએલ શ્રી હવેલીની કમીટી માંહેના મેમ્બરોની જહેમતથી આખરે એ પ્રતિમાને શ્રી હવેલીમાંથી ખસેડી હતી તે માટે મેમ્બરોનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. અને આશા રાખી યે છીએ કે હાલમાં શ્રી હવેલીમાં સંપ્રદાય વગોવાય એવા કેટલાક જડ ઘાલી બેઠેલ કઢંગા રીતરીવાજોને નાબુદ કરી શ્રી હવેલીને પ્રથમની માફક કીર્તિવંત બનાવવાની પોતાની ફરજ નહિજ ચુકે. એજ નમ્ર વિનંતી.

લી. દા. દા. ગોપાલદાસ નારણદાસના ભગવદ્સ્મરણ.

**ચ્યવનપ્રાશ તથા દ્રાક્ષાસવ** જગતપ્રસિદ્ધ સુખસંચારક કું. મથુરા તરફથી ઉપરના બન્ને ઔષધોના નમૂના મળ્યા છે. આ કંપની જૂની છે અને વિશ્વાસપાત્ર છે. જે ઔષધોને બનાવે છે, તે આયુર્વેદ પ્રમાણે ઉત્તમ વસ્તુથી બનાવે છે. તેથી તે ઔષધો તાત્કાલિક ગુણ દાખવે છે. દ્રાક્ષાસવ શ્રી યમુનાજલથી શાસ્ત્રીય રીતે બ્રાહ્મણોદ્વારા સિદ્ધ થયો છે. વળી દ્રાક્ષ પણ ઉત્તમોત્તમ વપરાય છે. તે જૂનો થાય તે માટે મોટા ભવ્ય હોલ બનાવીને વ્યવસ્થા કરી છે. ચ્યવનપ્રાશ (જીવન) પણ શાસ્ત્રીય રીતે અષ્ટ વર્ગ યુક્ત તૈયાર કરવામાં આવે છે. જે જે વનસ્પતિઓ શાસ્ત્રકારોએ લખેલી છે, તે મહાપ્રયાસ મેળવીને દવા તૈયાર થાય છે. આટલી ચોક્કસાઈ તથા ખાત્રી જવલ્લે થતી હશે. આ કંપની જનસમાજની અમૂલ્ય સેવા બજાવીને વર્ષોથી વિશ્વાસ સંપાદન કરી રહેલી છે. બીજી પણ ઘણી પેટંટ દવાઓ તૈયાર રહે છે. ગ્રાહકો પૂર્ણ વિશ્વાસ રાખીને કંપની સાથે સંબંધ બાંધે તે માટે બેમત છેજ નહિ.

**કરાંચીમાં જન્માષ્ટમી મહોત્સવ**—શ્રી પુષ્ટિમાર્ગીય પુસ્તકાલયના આશરા હેઠળ "શ્રી કૃષ્ણ જન્માષ્ટમી" ના પ્રસંગે કરાંચીના સુપ્રસિદ્ધ વિદ્વાન પંડિત, ધારા શાસ્ત્રી મહારાજ ચેતારામ હેમનદાસ વકીલના પ્રમુખપદે વૈષ્ણવની એક જાહેર સભા રાત્રે ૮॥ વાગે મળી હતી. જેમાં પંડિત પુરુષોત્તમદાસ પીતામ્બરદાસ ઓઝા, અને કેવલરામ તારાચંદ ઓઝા, તથા નિરાત્માનંદદાસ, આચાર્ય, અને અધ્યાપક પંડિત નારાયણદાસ વાસુ, વગેરે વક્તાઓએ છટાદાર પ્રાસંગિક વિવેચનો કર્યાં હતા. ત્યારબાદ ઉપરોક્ત સંસ્થાના ટ્રસ્ટી શેઠ ગોવર્ધનદાસ તુલસીદાસે સંસ્થાના ઉદ્દેશો, અને અત્યારસુધી તે દ્વારા કેટલું કાર્ય થયું, તે ઉપર અસરકારક ભાષામાં બોલ્યા હતાં અને સભાપતી તથા વક્તાઓનો આભાર માની "શ્રીગોવર્ધનધારીજીના વચનામૃતો" વાંટવામાં આવ્યાં હતાં. પછી શ્રી ગોવર્ધનનાથજીની જય ઘોષણા સાથે સભા વિસર્જન કરવામાં આવી હતી.

**ડભોઈમાં શ્રીકૃષ્ણ જયન્તિ મહોત્સવ અને શ્રી નટવર ફંડનો વાર્ષિક મહોત્સવ**—
શ્રી પુષ્ટિમાર્ગીય પાઠશાળામાં તૃતીય વર્ષનો અભ્યાસ કરી પરીક્ષા આપનાર અને વીરપ્રસાદ દ્વારા સંસ્થાપિત શ્રી નટવર ફંડના મંત્રી મ્હેતા ગોવિંદલાલ મૂળજીભાઈ વગેરેની વ્યવસ્થાથી શ્રી નટવરલાલજીના મંદિરમાં મહોત્સવ સાંજના ૬ વાગે ધામધૂમથી ઉજવાયો હતો.

આરંભમાં કીર્તન વધાઈઓ ગવાઈ હતી. ત્યારબાદ રા. રા. પરીખ બાપુલાલ કેશવલાલને પ્રમુખ સ્થાન આપવામાં આવ્યું હતું. પાઠશાળાના બાળકો શાહ હીરાલાલ અને વલ્લભદાસે પ્રભુ પ્રાર્થના કર્યા બાદ મ્હેતા ગોવિંદલાલે મંડળનો વાર્ષિક હેવાલ રજુ કર્યો હતો. દેસાઇ રમણલાલ અમૃતલાલ, પરીખ રમણલાલ જેઠાલાલ, શાહ ચન્દુલાલ નાથાલાલ, તથા ગાંધી કૃષ્ણલાલ મગનલાલ વિગેરે કેળવાતી યુવકોએ શ્રી કૃષ્ણચરિત્ર વિષયક સપ્રમાણ નિબન્ધો વાંચી સંભળાવ્યા.

પાઠશાળાના સ્તોત્રવર્ગના બાળકો દવે પુરુષોત્તમદાસ, શાહ દ્વારકાદાસ, દવે ઠાકોરલાલ વિગેરેએ "કૃષ્ણાશ્રય, મધુરાષ્ટક" ઈત્યાદિ સ્તોત્રો ગાઈ સંભળાવ્યા હતા. મંત્રીના આગ્રહથી શાસ્ત્રીજી રણછોડ જોષી દયારામ તથા પાઠશાળાના વ્યવસ્થાપક રા. ર. દવે હિંમતલાલ છોટાલાલે અનેક પ્રમાણો તથા દૃષ્ટાન્ત થી "શ્રી કૃષ્ણ સ્વરૂપ" સુન્દર રીતે પ્રતિપાદન કર્યું હતું.

પ્રમુખનું ભાષણ વંચાયા બાદ મંત્રીએ સૌનો આભાર દર્શાવ્યો હતો. રાત્રિના ૯॥ વાગે જયનાદપૂર્વક સભા વિસર્જન થઈ હતી.

**પાઠશાળાને ઉત્તેજન**—તા ૧૪-૮-૩૬ના રોજ શ્રી પુષ્ટિમાર્ગીય પાઠશાળાની ભરુચ ઋષિનિવાસ વાળા રા રા રેવાશંકર નાગેશ્વર અધ્યાપકે સાંજના પાા વાગે મુલાકાત લીધી હતી પ્રારંભમાં ઈન્દુમતીબ્હેન ગટુલાલ પારેખે "જય શ્રી હરિ દેવાધિદેવા" એ પ્રાર્થના હારમોનીયમ સાથે મધુર કંઠથી ગાઈ હતી શ્રીયુત રેવાશંકરભાઈને પ્રસાદી પુષ્પમાળા અર્પણ કરી શાસ્ત્રીજી રમણલાલે દર્શ વર્ષોનું ક્રમશઃ શિક્ષણ પ્રશ્નોત્તરદ્વારા બતાવ્યું હતુ તૃતીય વર્ષની પરીક્ષા આપનાર ઉત્સાહી યુવક ભગવતપ્રસાદ જમનાદાસ અમૃતલાલે "ભક્તિ રસ છે" વગેરે અનેક ગહન પ્રશ્નોના પ્રમાણો તથા દૃષ્ટાંતોથી સચોટ જવાબ આપ્યા હતા શાહ ચન્દુલાલ નાથાલાલ શ્રીમદ્વલ્લભાચાર્યનું જીવનચરિત્ર વાંચી સંભળાવ્યુ હતું શાહ કંચનલાલ ચુનીલાલ, શાહ વલ્લભદાસ હિંમતલાલ તથા શાહ હરિલાલ હિંમતલાલ વગેરે બાળકોએ સંગીતપદ્ધતિથી જુદાજુદા રાગોમાં રા શેઠ મંગળદાસ છોટાલાલના હારમોનિયમ પૂર્ણ સહકારથી ગાઈને સંભળાવ્યા હતા શ્રોતાઓથી મકાન ચિકાર હતુ શાસ્ત્રીજી રમણલાલની સૂચનાથી રા રા રેવાશંકરભાઈએ પાઠશાળાના સંસ્થાપક સદ્ગત શેઠજી મોતીલાલના પુત્ર શેઠજી અમ્બાલાલ મોતીલાલ, અધ્યાપક શાસ્ત્રી રમણલાલ જયશંકરરામ, વ્યવસ્થાપકો તથા છાત્રવર્ગ સૌની પ્રશંસાયુક્ત સુન્દર વ્યાખ્યાન કર્યું હતુ શાસ્ત્રી રમણલાલે વક્તા તથા શ્રોતાઓનો અને યુવકોનો આભાર દર્શાવ્યો હતો રા રા. વિઠ્ઠલદાસ હિંમતલાલ શાહે ફુલહાર કર્યા બાદ ગાળામાંથી શાસ્ત્રીજીને ઘેર પાન સોપારી વિગેરે થયા બાદ સૌ સાડા સાત વાગે વિદાય થયા હતા ગાંધી ઓચ્છવલાલ ચુનીલાલ તથા ગાંધી કૃષ્ણલાલ રમણલાલ વિગેરેએ સારી તૈયારી કરી હતી

**જાહેર આભાર**—ભરુચ નિવાસવાળા રા રા રેવાશંકર નાગેશ્વર તરફથી પાઠશાળાને લગભગ રૂ. ૨૧) ના ધાર્મિક પુસ્તકો ભેટ મળ્યા છે, તે બદલ આભારી છીએ અન્ય સદ્ગૃહસ્થોને પણ ધાર્મિક શિક્ષણ લેતા બાળક બાલિકાઓને ઉત્તેજન આપવા વિનંતિ છે

**અ ખેડાગાં જન્માષ્ટમી મહોત્સવ**—તા ૧૦-૮-૩૬ ના રોજ દશાવાડની વાડીમાં રા રા તલાટી મણિલાલભાઈ, તથા રા રા બક્ષી જેઠાલાલભાઇ વિગેરે આગેવાનોના શુભ પ્રયાસથી ધામધૂમથી જયંતિ ઉજવાઇ હતી જેઓથી ભરુચ ઋષિનિવાસવાળા રા રા રેવાશંકર નાગેશ્વર તથા શ્રીપુષ્ટિમાર્ગીય પાઠશાળાના અધ્યાપક શાસ્ત્રી રમણલાલ જયશંકરરામને વ્યાખ્યાન માટે તેડાવ્યા હતા બપોરના ૨ થી ૪ બન્ને વક્તાઓના વ્યાખ્યાનો થયા હતાં ફુલહાર આભારદર્શન વિગેર થયા બાદ સાંજના ડબ્બોઇમાં બન્ને વક્તાઓ રોકાયેલા હોવાથી ચાર વાગે વિદાય થયા સ્ત્રીઓ ગાવતાં અને જતા પણ ફુલહાર વિગેરથી વક્તાઓનો સારો સત્કાર કર્યો હતો

**દેવગઢ બારીઆ**—સવાલક્ષ શ્રીઅષ્ટાક્ષર મંત્રના કરેલા જપની પૂર્ણાહુતિ—અત્રેના મંડળીના સાત વૈષ્ણવોએ અધીક ભાદરવા સુ ૧૩ થી વદી ૪ સુધી રા ગ ગોર મોહનલાલભાઈ સાથ નવ ગાઉ દૂર મંદીરના ચેનપુર ગામમાં મંદીરના બગીચામાં હરરોજ દરેક જણે એકવાર ફક્ત શેર દુધ લઇ અપવાસ કરી આખો દિવસ અતરત્તર મંત્રના જપ, માળા ૨૧૬ તથા પાંત્રીસ પાઠ શ્રીસર્વોત્તમ સ્તોત્રના એ રીતે જપી સવાલક્ષ ઉપર મંત્ર જપ કરી ભજનાનંદના આનંદ માટે મંડળીના વૈષ્ણવોને આમ ત્રણથી ચેનપુર બોલાવ્યા હતા કડકીઆ ચીમનલાલ બક્ષીજી, મોદીજી ઘડીઆ વિગેર સાઠ વૈષ્ણવોએ ૧ ૪-૫ બે દિવસ રાતના મંડળીમાં વધાઇઓ ગાઇ ભટ, ગુરુભેટ વિગેરે કાઢી સત્સંગ સમાગમનો પણ અનેરો આનંદ થયો હતો રા પારેખ સગુરવાળા, સમાધાનીજીએ સાત દિવસ આ જપ યજ્ઞમાં હાજર રહી તન તોડ સેવા બજાવી હતી આવો શ્રીભાગવતની સપ્તાનો આનંદ વૈષ્ણવોએ સં ૧૯૭૮માં ખજુરી મુકામે કર્યો હતો બાદ આ અલૌકિક આનંદ જપયજ્ઞનો મળ્યો તે માટે ગોર મોહનલાલભાઈને આ કાર્ય નિષ્કામ રીતે કર્યાં કરાવ્યા બદલ જેટલો ધન્યવાદ આપીએ તેટલો થોડો છે આવો સતસંગ સમાગમ આવા સમયમા સાત દિવસ ઘરબારથી દૂર રહી કરવો કરાવવો એ અહોભાગ્ય છે અહીંના વૈષ્ણવો આ પ્રમાણે ધર્મકાર્યમાં ઉત્સાહ રાખે છે તે શ્રીગુરુદેવના બોધનો પ્રતાપ છે બાકી સાત ભાઈઓ તરફથી તથા પારેખ સમાધાનીજી તરફથી અને સોમવાર મંડળીના વૈષ્ણવો તરફથી પ્રસાદ લઈ સૌ ઘેર આવ્યા

**બાપોદ્રડ (વસતી-સોરઠમાં નામદારચિત પ્રગતિ)**—આ નામે વિક્રમ સં ૧૯૯૨ની જન્માષ્ટમીને દિને 'શ્રીપુષ્ટિ યુવક સમાજ' ની સ્થાપના થઈ છે "સમાજ" નો હેતુ આ ગામની વૈષ્ણવ

ભાવથી ભારપૂર્વક પ્રાર્થના છે, વૈષ્ણવ સમાજ-કેસરીઆ મંડળીને ખાસ નિવેદન કે—આપ છિપ્રી, પોથી, માળા તથા અન્ય પુસ્તકોની ભેટ જરૂર આપશો.

લી. દાસાનુદાસ,
**ગોવર્ધનદાસ મનજીભાઈ પટેલ**
વ્યવસ્થાપક,
શ્રીપુષ્ટિયુવકસમાજ.

ભેટ, પુસ્તકો, વિગેરે મોકલવાનું સ્થળ.
—:વ્યવસ્થાપક:—
શ્રીપુષ્ટિયુવક સમાજ.
મુ. આપોદર, વાયા વંથલી સોરઠ-કાઠીયાવાડ. T. S. Ry.

**શ્રીગોપાલકૃષ્ણ સનાતન બ્રહ્મચર્યાશ્રમ**—સં. ૧૯૯૦ નો હેવાલ મળ્યો. ૫૦ બ્રાહ્મણ બાળકોના જીવન ઘડતરમાં દિવ્ય અંશોનો જ પ્રચાર કરનારી મહા ગુજરાતની આર્ય સંસ્કૃતિના જ્વલંત આદર્શને પ્રકાશતી આ સંસ્થા એક અજોડ ધાર્મિક સંસ્થા છે. તેને જેટલી મદદ ગુજરાત આપે તેટલી ઓછી છે. વ્યાપાર પ્રધાન, ધર્મનિષ્ટ ગુજરાતી હિન્દુ પ્રજા સિદ્ધપુર તીર્થમાંની આ સંસ્થાને હજુ વિશાળ બનાવે અને સંસ્કૃતિના આ હ્રાસ કાળમાં સંસ્કૃતિ રક્ષક દ્વિજને આ સંસ્થા દ્વારા ઉત્પન્ન કરે તેવી આશા અસ્થાને નથી. સંસ્થાના મંત્રી અને પ્રાણસમા શાસ્ત્રીજી ઉમાશંકરજી તથા સહમંત્રી શેઠ નંદુલાલ મંછારામને અનેક ધન્યવાદ છે.

**ધ્વજારોહણ મહોત્સવ**—મુંબાઈ-ઘાટકોપરના વૈષ્ણવ જીવનમાં ઐતિહાસિક ભવ્યતા આલેખનો મહોત્સવ અધિક ભાદ્રપદના કૃષ્ણ તેરશે થયો. કામવનથી ચતુર્થપંચમ પીઠાધીશ્વર ગો. શ્રી. ૬ શ્રીવલ્લભાચાર્યજી મહારાજશ્રીના શ્રીહસ્તથી ધ્વજારોહણ થયું હતું. આ મહાન્ ભક્તિ યજ્ઞમાં ૧૦ હજાર ઉપરાંત વૈષ્ણવો પ્રસાદ લેતા હતા અને ૫૦ હજાર ઉપરાંત દર્શનકર્તાઓ હતા. વૈષ્ણવો ઉપરાંત બીજી પણ બધી કોમો દર્શનાર્થ આવી હતી. આ યાદગાર મહોત્સવ માટે પોતાના અઢળક દૈવી દ્રવ્યનો ઉપયોગ કરનાર ગં. સ્વ. શ્રીમતી મણિબહેન તથા ગં. સ્વ શ્રી સંતોકબહેનોની વૈષ્ણવતા યાદગાર રહેશે.

**પાદરામાં**—અધિક પુરૂષોત્તમ ભાદરવા માસમાં વૈષ્ણવોમાં અનહદ આનંદ પ્રગટતાં નીચે પ્રમાણે રચનાત્મક કાર્ય થયું હતું. (૧) શ્રી વિઠ્ઠલનાથજી કીર્તન મંડળી પરમભગવદીય ભાવીક વૈષ્ણવ કંસારા કહાનજીદાસ આણંદજીદાસની ખંત ને ઉત્સાહ તથા નિઃસ્વાર્થ પ્રયાસથી સ્થપાઇ કીર્તન શિક્ષણનો વર્ગ તેમની દેખરેખ નીચે ચાલુ છે. (૨) શ્રી પુષ્ટિમાર્ગીય પાઠશાળા પરમભગવદીય વૈષ્ણવ શાહ ફુલચંદ ગોવર્ધનદાસના અગાધ અને અટગ પ્રયાસથી (ભગવદ્કૃપા દ્વારા) સ્થપાઈ. વર્ગ તેમની દેખરેખ નીચે ચાલુ છે. (૩) શ્રી બાલકેસરીયા મંડળીની સ્થાપના પણ ફુલચંદ શાહના નીખાલસ તનતોડ પ્રયાસથી શ્રીવલ્લભ કૃપાથી થઈ બાળકોમાં ભગવદ્ભાવના જાગૃત. વૈષ્ણવોમાં ધર્મ ભાવના સતેજ થતાં સંપ્રદાયિક મનોરથો ઉત્સવો રોજ પાલણાં હીંડોળા અષ્ટાક્ષર સ્મરણ સતત ૨૪ કલાક તથા બ્રહ્મ સંબંધ ગદ્ય મંત્રનું આપસમાં ભગવદીઓ સંગે સ્મરણ, નંદ મહોત્સવ, રાધા અષ્ટમી, વિગેરે તથા વદી ૧૧ નો શ્રીમહાપ્રભુજીનો પ્રાગટ્ય મહોત્સવ માન્યો ને શ્રીવિઠ્ઠલનાથજીના મંદીરેથી સુંદર સ્યાનામાં શ્રીમહાપ્રભુજીનું ચિત્રસ્વરૂપ પધરાવી પુષ્પમાળાથી અલંકૃત કરી સન્હર્ષ વિશેષ ધામધુમથી સ્વારી પસાર થતાં આગળ શ્રીબાલ કેસરીયા મંડળી વાવટા ધ્વજાઓથી સુશોભિત તથા શ્રીવિઠ્ઠલનાથજી કીર્તનીયા મંડળી તથા પુષ્ટિ કીર્તન મંડળી કીર્તન કરતાં તથા અન્ય વૈષ્ણવ સમાજ ભગવદ સ્મરણ કરતાં તથા પાછળ બાલિકાઓ માથે કળશ ધારણ કરી ચાલતાં તથા યુવતીઓ પણ માથે દીવડા ધરી સંગે સ્ત્રી સમાજ મંગલ ગીત ગાતાં ગાતાં હર્ષપૂર્વક શ્રીઆચાર્યજી મહાપ્રભુજીની બેઠકે સર્વે વૈષ્ણવ સમાજ આવતાં સ્યાનો નિજ મંદીર સન્મુખ પધરાવી કળશ શ્રીફળ ભેટ દીવડા ગોઠવાઈ મંડળીઓનાં કીર્તન ચાલુ રહી જુદાં જુદાં મંડળો મંગલ ગીતોના આનંદમાં ગરકાવ થઈ ગયાં. લગભગ ચાર કલાકના પ્રોગ્રામ બાદ સભાસ્થળમાં પ્રમુખસ્થાને પરમભગવદીય વૈદ્ય નારાયણદાસ ભગવાનદાસને આપી તેમના કંઠમાં પ્રસાદીમાળા અર્પી. બાદ ફુલચંદ શાહે શ્રીમહાપ્રભુજીના પ્રાગટ્ય વિષે વિવેચન કરી ટુંકા ટુંકા મુદ્દાઓ સુંદર રીતે રજુ કર્યા ને પ્રમુખસ્થાનેથી આ પુષ્ટિમાર્ગ ખાવા પીવા ને પુષ્ટ રહેવાનો નથી પણ એ સુંદર સરળ ને ભગવદ પ્રાપ્તિનો અંતરાય વગરનો છે. શ્રીઆચાર્યજીએ અથાગ પરીશ્રમ સહન કરીને આ માર્ગ સ્થાપ્યો છે. જીવને ભગવાન વચ્ચેનું અંતર અનંત ગાઉનું હતું તે દૂર કરીને જીવને ભગવાનની સાનીધ્યનું દાન કર્યું છે. આપણે પુષ્ટિ જીવો મહાભાગ્યશાળી છીએ. જેથી શ્રીઆચાર્યશ્રીની આજ્ઞાઓના પગલે ચાલી નિરોધ અનન્ય ભાવ સેવા સત્સંગને સેવી અને અન્યાશ્રય અસમર્પિત દુસંગ વિગેરેથી દોષોથી બચી જીવન ભગવદ પરાયણ વ્યતિત કરશો તો નિશ્ચે કલ્યાણજ છે. સભાનું કાર્ય પૂરૂં થતાં માનવ મેદની શ્રીગોવર્ધનનાથજીકી જયધ્વનિ ઉચ્ચારી વિસર્જન થઈ હતી.

# ध्वजारोहण महोत्सव.

શ્રીગોવર્ધનનાથજી ધ્વજારોહણ મહામહોત્સવ આનંદથી ઉજવાયો છે. ઘાટકોપરના ઇતિહાસમાં આ અવસર સુવર્ણ અક્ષરે નોંધાઈ ગયો છે. આપણને દરેક ધર્મના અને દરેક વર્ગના લોકોએ અંતઃકરણપૂર્વક સહકાર આપ્યો હતો. ઠેકઠેકાણે ધ્વજપતાકા અને તોરણો રસ્તાઓમાં રાજમહારાજને માન આપે તેવા આરકાઓ ઉભા કરવામાં આવ્યા હતા. જ્યારે સ્વારી નીકળી ત્યારે દેવતાઓ દર્શન કરવા આવે તેવા દ્રશ્યો થયા હતા. તે વખતનો દેખાવ કલમથી લખાય તેવો નથી. સમસ્ત ઘાટકોપર હર્ષથી ઘેલું બની ગયું હતું. દોઢસો નેશનલીયરો, સો સ્વયંસેવિકા બ્હેનો (લખોપતીના ઘરના) અને પચાસ પોલીસ વ્યવસ્થા જાળવતા હતી. બે કલાકે સ્વારી જ્યારે મંદીરમાં આવી ત્યારે બંદુકોના અવાજો અને શંખ અને અન્ય વાજીંત્રો વાગ્યા. આપણા પૂજ્યપાદ ગો. શ્રી. વલ્લભાચાર્યજી મહારાજશ્રીએ ધ્વજજીનું સ્વાગત કર્યું. બાદ પૂજન કર્યું અને બ્રાહ્મણોનો વેદોચ્ચાર સાથે કીર્તનીયાઓના "નંદગોવર્ધન પૂજે આજ" એવા અનેક કીર્તનોના જયઘોષ વચ્ચે ધ્વજારોહણ થયું. આ અલૌકીક પ્રસંગના દર્શન કરવા દેવતાઓ પણ વીમાનોમાં બેસી આવ્યા હશે. પંદર દીવસથી અનરાધાર વરસાદ ઘાટકોપરમાં હતો. છતાં આ મહોત્સવના ચાર દિવસોમાં બીલકુલ વરસ્યોજ નહી જેથી વૈષ્ણવોને દર્શનાર્થે આવવાની સગવડતા સારી મળી. મંડપ શ્રીગોવર્ધન ચોકમાં ખાસ બનાવેલા તંબુમાં ઉભો કરવામાં આવ્યો હતો, વચ્ચે ચોતરો અને તેની વચ્ચે ૬૭ ફુટ સ્થંભ ઉભો કરવામાં આવ્યો હતો તેની ઉપર લાલ કપડું વીટવામાં આવ્યું હતું. ઉપર ૨૮, ત્રાંબાના કળશો વચ્ચે એ ગગન ચુંબી સ્થંભ ઉપર ધ્વજાજી પધાર્યાં હતા. નીચે લાઇટવાળાએ સુદર્શનજીને પધરાવ્યા હતા. મંડપની ઉપર અને આજુબાજુ ભભકદાર રોશની કરવામાં આવી હતી. ઠેકઠેકાણે ધાર્મિક મુદ્રાલેખો ટાંગવામાં આવ્યા હતા. મંડપની સામે "સપ્તાહ મંડપ" ઉભો કરવામાં આવ્યો હતો જ્યાં શ્રીમદ્ ભાગવત સપ્તાહ પારાયણ બેઠી હતી. પાછળ વાડીમાં એક મહાન પેંડાલ ઉભો કરવામાં આવ્યો હતો. ડાબી અને જમણી બાજુની વાડીમાં દીવાલો પાડી બ્હેનો તથા ભાઈઓના પ્રસાદ લઇને જવાના રસ્તા રાખ્યા હતા. પેંડાલની બીજી બાજુ સામગ્રી બનાવવા વીશાળ ચુલો કરતા. આખો દીવસ રેલ્વે ટ્રેનો કીડીની માફક ઉભરાઈને આવતી હતી. મોટરોનો તો હીસાબ ન હતો. વૈષ્ણવોના ટુથોના ટુથો કીર્તનો અને ધોળો ગાતા શ્રીનાથજી બાવાની ધ્વજાજીના દર્શનાર્થે ઘાટકોપરમાં આવી. ઘાટકોપરની ભૂમિને પાવન કરી મંદીરમાં આવી જયઘોષ કરી દંડવત કરતા હતા. અનેક બાળકોના વાળો ધ્વજાજીને નીચે ઉતરાવ્યા હતા. સાંજના વૈષ્ણવોના માનવંત આચાર્યશ્રી ગોકુળનાથજી મહારાજશ્રીએ જાતે પધારી વ્યાખ્યાન આપ્યું હતું. વૈષ્ણવોનો આ મહાન ઉત્સવ, વૈષ્ણવોનો આટલો બધો ઉત્સાહ જોઈ આપ ભારે પ્રસન્ન થઈ આનંદના ઉભરા સાથે પ્રવચન કર્યું હતું.

શ્રીયુત શાસ્ત્રીજી હરિકૃષ્ણ વીરજીએ વિદ્વત્તાપૂર્વક વ્યાખ્યાન બાદ આપ્યું હતું. દર્શનાર્થે બધા ગોસ્વામી બાળકો પધાર્યાં હતા. શ્રીનાથજી બાવાના દર્શન કરવા મુંબઈમાં બીરાજતા તમામ શ્રી. ગો. બાળકો ઘાટકોપર પધાર્યાં હતા. શ્રીકૃષ્ણજીવનજી બાવાસાહેબે ટુંક પણ સચોટ પ્રવચન કર્યું હતું. ફીલ્મવાળાએ ફીલ્મ લીધી હતી. શ્રીગોવિંદરાયજી અને શ્રીગોકુળનાથજી બંને લાલ બાવાઓ સવાર સાંજ આરતીમાં પધારતા હતા. તેઓશ્રીએ ઘાટકોપરની વૈષ્ણવ જનતાને સારો લાભ આપ્યો હતો.

## શ્રીમદ વલ્લભાચાર્યજી પધારશે કે કેમ ?

આ સંવાલે અમને ભારે મુંજવ્યા હતા. પણ તેઓ તો દયાળુ છે. અમારી વિનતિ સ્વીકારી ફક્ત એક દિવસ માટે પણ ઘાટકોપર પધાર્યાં હતા.

## એક લાખ વૈષ્ણવો દર્શનાર્થે આવ્યા હતા. -

ત્રણ દિવસમાં એક લાખ વૈષ્ણવો દર્શનાર્થે ઉતરી પડ્યા હતા. મુંબઈના બધા આગેવાનો, શ્રી. ચુનીલાલ સેતલવડ, વકીલો, બેરીસ્ટરો પણ તેમાં હતા. છેલ્લે દીવસે દેવીદાસ શેઠ અને તેમના જોડીયા રીસીવર અને અધીકારીજી પણ હતા. પ્રસાદમાં બે દિવસમાં લગભગ પચીશ હજાર વૈષ્ણવોએ પ્રસાદ લીધો હશે. જ્યારે રાત્રિ પડતી ત્યારે કીર્તનોની ધુન દાદીલીલા જેવા એટલા બધા વૈષ્ણવો

ગામડાઓમાંથી તેમજ મુંબઈથી ઉતરી પડ્યા. કેટ વોલન્ટીયરો લાઈલાજ થઈ ગયા. બહારના રસ્તાઓ પણ ચીકાર ભરાઈ ગયા હતા. પુષ્ટિમાર્ગની વિજયદુન્દુભિનો આ પ્રતાપ બળ હતો. આ ઉત્સવના હેવાલો ટાઈમ્સ, ઈવનીંગ ન્યુસ, હીંદુ કલકત્તાનું સ્ટેટ્સમેન, અલ્હાબાદના લીડરે અને મુંબઈના તમામ પત્રોએ કોલમના કોલમ ભરી લઈ સંપ્રદાયનું ગૌરવ વધારનારા ખબરો લીધાં છે.

વિશ્વદર્શનનો ધ્વજમહોત્સવનો તેણે પણ સારો અંક કાઢ્યો હતો.

## જનાના સરદારોએ કરેલી કદર.

જનાના સરદારો શ્રીલક્ષ્મીવહુજી અને શ્રીમહાલક્ષ્મીવહુજીએ કેશરી સાડીમાં સજ થયેલી સેવિકાઓ કે જેણે દર્શનમાં ભારે સેવા કરી હતી. હજારો બ્હેનોમાં વ્યવસ્થા જાળવવી ઘણી મુશ્કેલ હતી. પણ બ્હેનો બ્હેનો વચ્ચે તડાતડ ઝાપટ મારી બધાને દર્શન કરાવવા ફતેહમંદ થઈ હતી. એક પણ બ્હેનોને અકસ્માત નહી થતાં મંદીરમાં પણ નવનીત પ્રભુના દર્શન આનંદથી થયા હતા. તે માટે આ બ્હેનોને પ્રસાદી છાપવ આપી આશીષ આપ્યા હતા. શ્રીગોવિંદરાયજીએ બધા વ્યવસ્થાપકોને તેમજ કપ્તાન રા. લખપતવાળાને ઉપરણો ઓઢાડ્યા હતા.

## ગાયોનું પ્રદર્શન.

આ નિમિત્તે ડાબીવલીની ગોઆસ સંસ્થાએ પ્રદર્શન ભરી ભારે ધ્યાન ખેંચ્યું હતું. રા. હરીદાસ રામદાસે પુજ્ય ગોપીનાથજીને પધરાવ્યા હતા. પ્રદર્શન જોઈ આપ ઘણા પ્રસન્ન થયા હતા.

ગં. સ્વ. મણીબ્હેન અને ગં. સ્વ. સંતોકબ્હેન કે જેઓ પરમભગવત નિરાભિમાની વૈષ્ણવ બ્હેનો છે. ઘાટકોપર તેમને માતાઓ તરીકે માને છે. ત્રણ ત્રણ મહીનાથી ભારે જહેમત ખમીને મહોત્સવને ફતેહમંદ બનાવવા ઘટતું કર્યું છે. ગં. સ્વ. મણીબ્હેન કે જેઓએ આ મનોરથ કર્યો છે. શ્રીનાથજીબાવાની કૃપાથી તેમજ નિત્યલીલાસ્થ ભાગીથી માતાજી મહારાજના પ્રતાપે અને ગુરુદેવ શ્રીવલ્લભાચાર્યજી મહારાજશ્રીની કૃપાથી તેમની ભાવના સફળ થઈ છે સંપ્રદાયની બ્હેને ભારેમાં ભારે સેવા કરી છે. આ બંને બ્હેનો ઉપર શ્રીનવનીત પ્રભુની કૃપા હમેશાં રહે પ્રભુને લાડ લડાવા તંદુરસ્તી સારી જાળવી રાખે એવી આપણી પ્રાર્થના છે. તેમના દીયર શેઠ હરગોવીંદદાસ જીવણદાસે ગં. સ્વ. મણીબ્હેનને દરેક જાતનો ટેકો આપી પીઠબળ આપ્યુ તે માટે આપણા અભિનંદન છે.

## આગેવાન ભાગ લેનારા.

ઘાટકોપરના આગેવાન વૈષ્ણવોમાં શેઠ જીવણદાસ ભાણજી, ખીમજીભાઈ ઢીંગવાળા, શેઠ રામદાસ મુળજી, શેઠ જમનાદાસ ઉમરશી, શેઠ પ્રેમજી ચંદા, વૈદરાજ મહાદેવભાઈ, ડૉ. ચંદુલાલ, રા. છોટાલાલભાઈ, મુખ્યાજી જનાર્દન નાનજી, હરીલાલ રામજી, જગજીવનદાસ મગનલાલ, હરીદાસ અને નારણદાસ લખપતવાળા, શેઠ જમનાદાસ હરખજી, મગનલાલ જીવનભાઈ, અમૃતલાલ મ્હેતા, બાપુભાઈ, મોહનલાલ, ગોરધનદાસ ત્રિકમ, ગોરધનદાસ વીઠ્ઠલદાસ, મોહનલાલ કલ્યાણજી, જગદીશચંદ્ર અને નરોતમદાસ પી. મહેતાએ આ સ્થળે નાગરદાસ તથા ગોરધનદાસ અને છગનલાલ કરશનદાસે સારી મદદ કરી હતી.

---

## રૂ. ૨-૩-૬ વાળા વી. પી. પાછા વાળનારા ગ્રાહકોના નામો.

૨૭૦૩ શા ગિરધરલાલ છગનલાલ **કલોલ;** ૩૭ રા. મંગુભાઈ નાથાભાઇ ભટ્ટ **ભરૂચ;** ૧૯૭ દલાલ હીરાલાલ મગનલાલ **ભરૂચ;** ૧૮૯ ડૉ. જયંતિલાલ નારાયણદાસ **પાદરા;** ૩૪૪ રા. રા. ચીમનલાલ ગટ્ટુચન્દાસ **નડીયાદ;** ૩૫૩ ગ. ગ. અમૃતલાલ મોહનલાલ **નડીયાદ;** ૧૭૪ પટેલ વાઘજીભાઇ ભગાજીભાઇ **Dantali;** ૧૭૧૪ ભ. કાશીબાઈ હરજીવનદાસ **મહુવા બંદર;** ૨૦૧ મુનીમ કુંવરજી મહાજન **અસનાવર;** ૫૧૯ શેઠ વલ્લભદાસ કાનજીભાઈ **જામનગર;** ૧૫૯૭ મુરારજી ગોવિંદજી મકનજી **રાણાવાવ;** ૭૪૨ કૃષ્ણદત્ત વ્યાસ **જોધપુર;** ૧૪૨૦ મંત્રી હી. ના માને સાર્વજનિક પુસ્તકાલય **વાઘોડીઆ (વડોદરા);** ૪૭૫ દેસાઈ ગોરધનભાઈ કેશવલાલ **પાટડી (વીરમગામ);** ૫૭૭ સોભારામ સુરજમલ **સાઉસર (નાગપુર);** ૬૭૮ વિદ્યાર્થી વલ્લભદાસ ગોવીંદજી **પોરબંદર;** ૮૨૭ મુળજીભાઈ પીતાંબરદાસ **વડોદરા;** ૬૦ દેસાઇ પરશોત્તમદાસ ગરબડદાસ, ૩૯ ગ. રા. ત્રિભુવનદાસ ગોવર્ધનદાસ ગાંધી **ભરૂચ;** ૭૮૩ શા પુંજાલાલ પુરશોત્તમદાસ **ગોધરા;** ૧૬૦૫ શેઠ ગોવિંદલાલ નારાયણદાસ **દાહોદ;** કુલ રૂ. ૪૭. કુલ ગરવાળો ૫૮૪).

૩૦-૩-૦ કુલ વી. પી. ૧૩૮ પાછા ફર્યા તેના પોસ્ટેજના ખર્ચના.

---

૬૧૪-૩-૦ નુ નુકશાન દશમા વર્ષને અંતે ગ્રાહકો પાસેથી લવાજમ વસુલ કરતાં વી. પી. પાછા ફરેલા તેના.

---

**લવાજમની પહોંચ** શેઠ દાદાભા મારફત આવેલ. રા. રા. લક્ષ્મીદાસ હંસરાજ, ઠા. જમનાદાસ ચરદાસ ઘી વાળા, શેઠ કચનલાલ મગનલાલ, શેઠ તુલસીદાસ ડુંગરશી, શેઠ દ્વારકાદાસ નેણશી, રા. જમનાદાસ ઉમરશી, શેઠ ચત્રભુજ ગોરધનદાસ રા. ગોરધનદાસ લાલજીભાઈ, રા. મથુરાદાસ ગોવિંદજી, નાથાલાલ સુંદરજી, વૈદ્ય, ઠા. વાનદેવદાસ જમનાદાસ, શેઠ ગોપાળજી કું. શેઠ ભીમજીભાઇ ઉગરશી, શેઠ. દામોદર ખીમજી, રા. મથુરાદાસ ગોકુલદાસ, હરિદાસ નારણજી, રા. કેસરદાસ ગોવિંદજી દલાલ, રા. પાસનદાસ મેગજી, રા જગમોહનદાસ શ્રોફ, કુબેરદાસ રાઘવજી, શેઠ ગોકુલદાસ ડુંગરશી રૂ. ૪), અગીઆરમાં વર્ષનું આવેલ મીસ્ત્રી શીવરામ અમીચંદ, ભગવદીય ધનકોરબાઈ, શેઠ સુંદરદાસ હરજીવનદાસ, કુલ રૂ ૫૦) નો ચક મળ્યો:

શેઠ દાદાભા મારફત આવેલ—દશમા વરસના ઠા. રણછોડદાસ ધનજીભાઈ, શેઠ ગોરધનદાસ ટોકરશી, શેઠ હંસરાજ પ્રાગજી, ઠા વલ્લભદાસ માવજી, રા. માવજીભાઈ વાઘજીભાઇ રા. ભાઈદાસ ગુલાબદાસ, શેઠ મુળજી લક્ષ્મીદાસ વીસનજી, ઠા. જમનાદાસ આણંદજી, રા. રા. બળદેવદાસ જમનાદાસ, શેઠ ગોકુળદાસ પ્રેમજી ઉકા, રા રવજીભાઇ પ્રેમજીભાઈ, શેઠ પ્રાગજીભાઈ પુરૂષોત્તમદાસ, શેઠ રણછોડદાસ ગોકુળદાસ રૂ. ૧), મનમોહનદાસ કાનદાસ રૂ. ૩), રા. નારાયણદાસ કેશવદાસ, શેઠ મથુરદાસ લોચનદાસ રૂ ૪) અગિઆરમા વર્ષના આવેલ. ઠા. ચત્રભુજ દેવકરણ, રા. નેમીદાસ ઓધવજી, રા. રા. શામજીભાઇ વશરામ, વૃન્દાવનદાસ શ્રોફ, ચુનીલાલ પરિખ રૂ. ૭), વચનામૃતોના રૂ. ૩૫) મળી કુલ રૂ. ૮૬) નો ચેક મળ્યો. કુલ એકંદર રૂ. ૧૩૬) મળ્યા છે.

જેમના નામ પર આંકડા નથી તેમના રૂ ૨) લવાજમના સમજવા.

૧૬. **ચિત્રાવલી**—કોટા, કિસનગઢ અને રાજનગર (અમદાવાદ) એ ત્રણે ગૃહના શ્રીવલ્લભકુલનાં દુર્લભ ચિત્રો. મૂલ્ય ચાર આના. ટ. ખ. ૧ આનો.

૧૭. **પ્રશ્નોત્તરવિચારગ્રંથ**—મહાનુભાવ ભક્તરત્ન કવિવર શ્રીદયારામભાઈએ ધર્મસંબંધી વિકટ સવાલોના ઉત્તર લખીને કેવી ગુંચો ઉકેલી છે. તે જોઈને આશ્ચર્યમગ્ન થશો. કવિવરનું રંગીન ચિત્ર પણ સામેલ છે. મૂલ્ય ચાર આના ટ. ખ. ૧ આનો.

૧૮. **મહાનુભાવ ભગવદ્‌ભક્તો**—શ્રીમહાપ્રભુજી અને શ્રીગુસાંઈજીના સેવકોનું રસમય ભાષામાં ચરિત્ર, મૂલ્ય ત્રણ આના ટ. ખ. સવા આનો

૧૯. **કીર્તનકુસુમાકર**—આવો કીર્તન ગ્રંથ હજુ પ્રકટ થયો નથી. અતિદુર્લભ રસપૂર્ણ અપ્રસિદ્ધ પદોનો મહાન સંગ્રહ કર્યો છે. મૂલ્ય ૩) રૂપીઆ. ટ. ખ. રૂ. ૦-૧૩-૦.

૨૦. **વચનામૃતો**—શ્રીગોકુલાધીશજી મહારાજનાં પચીશ અને શ્રીગોવર્ધનલાલજી મહારાજના ૪૦ વચનામૃતો વાંચીને દિવ્ય ભાવનાનો સાક્ષાત્કાર થશે. મૂલ્ય અઢી આના. ટ. ખ. ૩ પૈસા.

ઠેકાણું—**વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી** ૮, રાજામહેતાની પોળ.
અમદાવાદ.

---

**છપાઈ બહાર પડી ગયો.** **અપૂર્વ મહાન્ ઇતિહાસ.**

# પુષ્ટિમાર્ગનો ઇતિહાસ.

**પહેલી આવૃત્તિ કરતાં બીજી તદ્દન નવીજ આવૃત્તિ. કેવલ ઇતિહાસનો જ પ્રકાશ. વિરોધીઓને સચોટ જવાબો. જગદ્‌ગુરુ શ્રીવલ્લભાધીશ્વર અને આપશ્રીના વંશજોને બાદશાહી સન્માન. મોગલ બાદશાહોનાં ફરમાનો અસલ ચિત્રો સાથે.**

ભારતેન્દુ બાબુ હરિશ્ચંદ્ર, ન્યાયમૂર્તિ દિ. બા. શ્રીયુત કૃષ્ણલાલ ઝવેરી, સદ્‌ગત તેલીવાળા, પ્રો. જેઠાલાલભાઈ એમ્. એ., પ્રો. સાંકળચંદભાઈ એમ. એ., પ્રો. ગોવિંદલાલ ભટ્ટ એમ્. એ., ઇતિહાસવેત્તા સાક્ષર રા. રા. રામલાલ ચુનીલાલ મોદી, 'ગુજરાતી'ના તંત્રીજી રા. રા. નટવરલાલ દેસાઈના લેખોનો મહાન્ સંગ્રહ.

શ્રીમદાચાર્યચરણ તથા આપશ્રીના વંશજોનો શુદ્ધ ઇતિહાસ, કનકાભિષેકના સંગીન પુરાવાઓ, શ્રીમદાચાર્યચિત્રનો ઇતિહાસ, સદ્‌ગત તેલીવાલાએ લખેલું શ્રીવિઠ્ઠલેશ્વર પ્રભુનું ચરિત્ર, મોગલ બાદશાહોના ફરમાનો, તિલકમાલા માટે જહાંગીર સાથે થયલો મહાન સત્યાગ્રહ વગેરે સંપ્રદાય ગૌરવપૂર્ણ ઇતિહાસ વાંચો. **નાસ્તિક પણ આસ્તિક બની જશે.** આ માસિકનું કદ. પૃષ્ઠ ૧૩૦ અને અનેક ચિત્રો.

**મૂલ્ય માત્ર આઠ આના.** **વસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી**
રાજામહેતાની પોળ—અમદાવાદ.

શ્રીયમુનાજીના નામસ્મરણનો અદ્વિતિય ગ્રન્થ

# श्रीयमुनास्तोत्ररत्नाकर

ઘણા સુધારા વધારા સાથેની આવૃત્તિ ૨ જી. શ્રી યમુનાજીના સુંદર રંગીન ચીત્રજી સાથે

ભારતના દિવ્યજ્યોતિર્ધર સ્વરૂપ શ્રીમાન્ વલ્લભપ્રભુએ ગાયેલા શ્રી યમુનાજીનાં યશોગાનના નીચેના વિષયો આવેલા છે.

૧ શ્રીમદ્વલ્લભાચાર્યજી કૃત શ્રીયમુનાષ્ટક મૂળ તથા અન્વયાર્થ, પદાર્થ વિસ્તૃત વિવેચનપૂર્વક ગુજરાતી ટીકા સાથે અભ્યાસીઓને ખાસ ઉપયોગી.

૨ શ્રીમદ્પ્રભુચરણ શ્રી ગુસાંઈજી કૃત શ્રીયમુનાષ્ટપદી મૂળ તથા તે ઉપર પંચમ કુમાર શ્રી રઘુનાથજી કૃત વિવરણ સંસ્કૃત મૂળ તથા તેની ગુજરાતી ટીકા.

૩ પંચમકુમાર શ્રી રઘુનાથજી કૃત શ્રી યમુનાષ્ટક ટીકા સાથે.

૪ શ્રી હરિરાયપ્રભુ કૃત શ્રીયમુનાવિજ્ઞપ્તી ટીકા સાથે.

૫ શ્રી ગો. શ્રી જીવનેશજી વિરચિત શ્રી યમુના ચતુષ્પદી ટીકા સાથે.

૬ શ્રી ગો. શ્રી જીવનલાલજી વિરચિત શ્રી યમુનાષ્ટક ટીકા સાથે.

૭ શ્રી ગો. શ્રી દેવકીનંદનજી ,, ,, ટીકા સાથે.

૮ પંડિત ગદાધરવિરચિત શ્રી યમુનાષ્ટાદશપદી ,,

૯ શ્રી ગર્ગસંહિતાન્તર્ગત-શ્રી યમુનાસહસ્રનામસ્તોત્ર

૧૦ અષ્ટસખા આદિનાં ગાયેલાં શ્રી યમુનાજીનાં ૪૦ પદ

૧૧ અપ્રકટિત શ્રી યમુનાજીનાં ધોળ, પદ, કવિત વગેરે.

૧૨ શ્રી યમુનાજીની આરતિઓ-પ્રભાતે તથા સાયંકાળે સ્મરણ કરવા માટે.

૧૩ શ્રી યમદ્વિતિયા-ભાઈબીજનું સ્નાન તથા તેનું માહાત્મ્ય ને તેની પુરાણોક્ત કથા પણ આપી છે.

અપ્રકટિત પદ, ધોળ, આરતિ વગેરે ૧૫૦ ઉપરાંત કીર્તનોનો સમાવેશ આ ગ્રન્થમાં છે.
ટુંકમાં શ્રી યમુનાજીના નામ સ્મરણના સંપૂર્ણ સાહિત્યથી ભરપુર આ ગ્રન્થ છે.
શ્રી યમુનાજીનાં સુંદર ચીત્રજીનાં દર્શન કરી કૃતાર્થ થશો.
ન્યોછાવર નહિ જેવીજ માત્ર આઠ આનાજ રાખી છે.

મહર્ષિ ગર્ગાચાર્ય પ્રણીત

## ગર્ગસંહિતા. (ગુજરાતી ભાષાન્તર સાથે)

ગોલોકખંડનું માહાત્મ્ય, ભગવાન શ્રીકૃષ્ણના પ્રાકટ્યનું વર્ણન, નંદમહોત્સવનું વર્ણન, પૂતના મોક્ષ વગેરે લીલા મોક્ષની કથા, ઉત્કચ ને મોક્ષ, શ્રી રાધિકાજીના વિવાહની કથા, વૃન્દાવન ખંડનું વર્ણન તેની ભાવના, [illegible] સ્નાન, શ્રી યમુનાજીનું વર્ણન, રાસલીલાની આધ્યાત્મિક કથા, શ્રી ગિરિરાજજીની ઉત્પત્તિ, પૂજા વિધિ, ગોવર્ધન ઉદ્ધારણ, માહાત્મ્ય વગેરે કથા, મથુરાખંડમાં કંસવધ, [illegible] કંસની રંગભૂમિમાં પ્રભુનું પરાક્રમ, અનેક દૈત્યોનો નાશ ને મોક્ષ, ઉદ્ધવનું વ્રજમાં જવું, શ્રીદ્વારકા ખંડમાં ભગવાન શ્રીકૃષ્ણની દ્વારકાલીલાનું વર્ણન વગેરે ઉત્તમ કથા છે. નોંધ. અહીં છપાય છે.

| | | | |
|---|---|---|---|
| विहारी शतसई | २-०-० | पंचामृत | ०-८-० |
| अनुभवरस | २-०-० | सुरसागर | ९-०-० |
| भावसिंधु | १-४-० | वल्लभविलास | ०-८-० |
| परवचनामृत | ०-८-० | नित्यकीर्तन | ५-०-० |
| २४ वचनामृत | ०-५-० | कीर्तन कुसुमाकर | ३-०-० |
| गीतगोविंद टीका | २-०-० | श्रीनाथजीनी भावना [छपाय छे] | ०-६-० |
| रासपंचाध्यायी मुळ | ०-२-० | प्रेमसागर | २-०-० |
| गीतगोविंद मुळ मात्र | ०-५-० | वसंत कीर्तन | २-०-० |

શ્રીમદ્વલ્લભાધિશ્વર પ્રભુની અલૌકિક રસયુક્ત વાણીનો સ્વાદ ચાખવો હોય તો વાંચોઃ-

# શ્રી સુબોધિનીજી-રાસપંચાધ્યાયી-ફલપ્રકરણ.

[ સચિત્ર-સુંદર ચિત્રો સાથે ]

અનુવાદક : પ્રો. જેઠાલાલ ગોવર્દ્ધનદાસ શાહ M. A.

(આવૃતિ ૨ જી) પ્રથમ આવૃત્તિના ત્રણે ભાગ ભેગા સાથે શ્રીમદ્ ભાગવત સ્કંધ ૧૦ અધ્યાય ૨૯ થી ૩૨ એ રાસપંચાધ્યાયી ઉપરનાં શ્રીવલ્લભાચાર્યજીનાં શ્રીસુબોધિનીજીનો સંપૂર્ણ સરળ સાદી ભાષામાં શુદ્ધ ગુજરાતી અનુવાદ કરી છપાવ્યા છે. ન્યો. રૂ. ૨—૦—૦

## શ્રીમદ્ વલ્લભાખ્યાન ટીકા.

મહાનુભાવી પરમભગવદીય શ્રીગોપાલદાસજી એ ગુર્જર વાણીમાં જે "વલ્લભાખ્યાન" આલેખ્યા છે. તેના ઉપર શ્રી મુંબાઈવાળા શ્રી જીવનલાલજી મહારાજશ્રીએ વિદ્વત્તાપૂર્ણ ટીકા લખી છે તે અને ભારતમાર્તંડ પંડિત શ્રીગટુલાલજીનું ટીપ્પણ હોવાથી. "વલ્લભાખ્યાન"માં આલેખાએલું શ્રીમદ્ભગવદ્ સ્વરૂપ શ્રીવલ્લભાચાર્યજીનું શ્રીગુસાંઈજીનું ભાવાત્મક સ્વરૂપ દૃષ્ટિપથ સમક્ષ ખડું થઈ દિવ્યદર્શનામૃતનું સુખ પ્રાપ્ત થશે. ન્યો. રૂ. ૦-૧૨-૦ પાકું પુઠું.

# નિજવાર્તા, ઘરૂવાર્તા તથા બેઠક ચરિત્ર

## સુધારા વધારા સાથે : આવૃત્તિ ૨ જી : સચીત્ર

શ્રી આચાર્યજી મહાપ્રભુજીએ પોતે ત્રણ વખત પૃથ્વીપરિક્રમા કરી, અનેક કષ્ટો વેઠી, ધર્મનું દ્વંદ્વયુદ્ધ કરી, માયામતનું ખંડન કરી, દક્ષિણમાં વિદ્યાનગરમાં રાજા કૃષ્ણદેવની ધર્મસભામાં અનેક પ્રકારના મતમતાંતરના પંડિતો સાથે વાદ કરી દિગ્વિજય કરી, કનકાભિષેકથી અલંકૃત થઇ ભક્તિ માર્ગનો બહોળો ફેલાવો કરી, અનેક પ્રકારના અલૌકિક ચમત્કારો જણાવી પુષ્ટિ-ભક્તિ માર્ગસ્થાપન કર્યો ને ૮૪ બેઠકો પ્રગટ કરી એ વાર્તા પ્રસંગો આ ગ્રંથમાં છપાયા છે.—જુઓ. આ ગ્રંથમાં શું શું વાંચશો ?

૧ નિજવાર્તા, ઘરૂ વાર્તાના ૫૧ પ્રસંગોનું વર્ણન ૨ આચાર્યશ્રીની ૮૪ બેઠકોનું સવિસ્તર વર્ણન ૩ શ્રી ગુસાંઇજીની બેઠકોનું વર્ણન ૪ શ્રી ગિરિધરજી

( જ્યેષ્ટલાલજી ) ની બેઠકોનું વર્ણન. ૫ શ્રી ગોકુળનાથજી (માળાપ્રસંગવાળા) ના બેઠકોનું વર્ણન ૬ શ્રી રઘુનાથજી (પંચમલાલજી) ની બેઠકોનું ચરિત્ર ૭ શ્રી હરિરાયજી (શિક્ષાપત્ર આદિ ગ્રન્થોના કર્તા) ની બેઠકોનું વર્ણન ૮ શ્રી નાથજીની બેઠકો તથા ચરણ ચોકીનું વર્ણન વગેરે ઐતિહાસિક માહિતી સાથે આપવામાં આવ્યું છે.

( अक्षर आ लाइन जेवाज मोटा अक्षरथी व्रजभाषामां )

આ ગ્રન્થ છપાવ્યો છે. ન્યોછાવર નહિ જેવી જ માત્ર બે રૂપીઆ રાખી છે.

## મહાનુભાવ—રસખાનજી

સચિત્ર—શ્રીનાથજીને બેટવા દોડતા રસખાનજીના ચિત્ર સાથે છેલ્લાં વીસ વરસની અમારી સતત શોધખોળમાથી મળી આવેલાં રસખાનજીનાં પ્રાચીન, ભાવવાહી, રસરસિક, ( કવિત, સવૈયા વગેરે ) અત્યુત્તમ કીર્તનોનો સંગ્રહ છપાવ્યો છે. ન્યો. રૂા. ૦-૪-૦

## શ્રીકૃષ્ણચરિત્ર બાલલીલા.

### સરસગીતા, ધ્રુવાખ્યાન, પાંડવયજ્ઞ વગેરે.

આ ભાવવાહી ગીતોનો સંગ્રહ છે. આખું પુસ્તક વાંચ્યા વિના હાથમાંથી છોડવાનું મન થશેજ નહિ. આમાં આપેલાં આખ્યાનો બ્હેનોએ કડામ કરવા જેવા છે. ન્યો. રૂા. ૦-૪-૦

## શ્રીનાથજીનો ઇતિહાસ.

અનેક દાખલાઓ, વેદ, પુરાણ, સંહિતા, શ્રીમદ્ ભાગવત, પ્રાચીન ઐતિહાસિક પુસ્તકો, વગેરે ગ્રન્થોમાંથી અમારી છેલ્લી શોધખોળમાથી મળેલો મહાન્ સંગ્રહ છે તમે કોઈ વખત સાંભળ્યું પણ નહી હોય તેવી ઐતિહાસિક માહિતી જાણવા મળશે ન્યો. રૂા. ૦-૪-૦

## કનકાભિષેકનો ઇતિહાસ.

### પ્રાચીન ઇતિહાસીક ચિત્રો સાથે

વિદ્યાનગર નરેશ મહારાજા શ્રીકૃષ્ણદેવની વિરાટ્ ધર્મમહાસભામાં અનેક વિદ્વાન્ પંડિતોને પરાસ્ત કરી, જગદ્ગુરૂ શ્રીમદ્વલ્લભાચાર્યજીએ દિગ્વિજય મેળવ્યો, મહારાજાએ કનકાભિષેક કર્યો તેનો સચોટ હૃદયસ્પર્શિ પુરાવા ૪૦ ગ્રન્થોના ઐતિહાસિક પ્રમાણોથી અને સુપ્રસિદ્ધ વિદ્વાન્ સાક્ષર પ્રો જેઠાલાલ. ગો. શાહ એમ એ. એમની પ્રસ્તાવનાથી બહાર પાડેલ છે. તથા કનકાભિષેકના ઐતિહાસિક ચિત્રો અમારી પ્રાચીન શોધખોળમાથી મળી આવેલા તે ચિત્રો મહાન્ ખરચે તૈયાર કરાવી આ પુસ્તકને શણગારવામાં આવ્યું છે. ન્યો. રૂા. ૦-૪-૦

## પ્રેમ સાગર.

### ( શ્રી કૃષ્ણની લીલા ચિત્રદર્શન સાથે ) ( વ્રજભાષામાં )

વ્રજવિહારી, શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુની બાલલીલા, પનઘટલીલા, મગરોકનલીલા, માખનચોરીલીલા, રાસલીલા, વૃન્દાવનલીલા, મથુરાંલીલા, અને શ્રી દ્વારકાલીલાના અનુક્રમે દિવ્ય ચરિત્રાત્મક વર્ણન વાંચવાથી ભગવદ્સ્વરૂપજ્ઞાન સ્ફુરશે એટલુંજ નહી પણ એ રસેશ સ્વરૂપની સેવા કરી લાડ લડાવવાના કોડ જાગશે. અનંત વર્ષોથી વિમુખ થયેલો જીવ લીલાનુસ્મરણ કરી, મનુષ્યરૂપી નાવથી "પ્રેમસાગર"માં અદ્ભુત આનંદ પ્રાપ્ત કરશે. પ્રત્યેક અધ્યાયે લીલાત્મક ભાવવાહી ચિત્ર દર્શનો થશે, અને દિવ્ય ચરિત્ર વાંચવાથી એ પુસ્તક હાથમાંથી છોડવાનું મન નહિ થાય. ન્યોછાવર રૂ. ૨-૦-૦ પોસ્ટેજ અલગ.

# ૮૪ વૈષ્ણવની વાર્તા.

## ( ઘણા સુધારા વધારા સાથે. સચિત્ર. આવૃત્તિ ૫ મી. )

અખિલ ભૂમંડલાચાર્યવર્ય જગદ્‌ગુરૂ શ્રીમદ્‌વલ્લભાચાર્યજીના અંતરંગ ભક્તો માંહેના ભગવદ્‌-કૃપાપાત્ર ૮૪ વૈષ્ણવો મુખ્યત્વે છે. તેમની વાર્તા અમોએ વ્રજભાષા ઉપરથી ગુજરાતી ભાષામાં છેલ્લી શોધખોળ પ્રમાણે ( **અક્ષર આ લાઇન જેવડાજ મોટા** ) અક્ષરથી ઘણા પ્રાચીન ગ્રન્થોના આધારે અનેક ટિપ્પણ ટીકા તથા ઐતિહાસિક પ્રાચીન અને નવીન માહિતી, દ્રષ્ટાન્તો અને સિદ્ધાન્તો સહિત સંશોધન કરી, વ્રજયાત્રા અને કાઠિયાવાડના ખાસ પ્રવાસમાં ઉપલબ્ધ થએલ હકિકત મુજબ આ પાંચમી આવૃત્તિ છાપવામાં આવી છે. ભગવદ્‌વાર્તામાં ઉપયોગી થાય તેવી સહેલી, સરળ ભાષામાં ફુટનોટ ઇત્યાદિ મુકી સુધારો વધારો કરવામાં આવ્યો છે, તેમાં શ્રીમહાપ્રભુજીનું સુંદર ત્રિરંગી ચીત્ર મુકવામાં આવેલ છે, આ પુસ્તક એક વખત વાંચ્યા પછી હાથમાંથી છોડવાનું મન નહી થાય અને જીજ્ઞાસા કાયમ રહે તેવું છે. કીમ્મત ફક્ત રૂા. ૧-૪-૦

## પંચામૃત.

મહાન્ અનુભવી પરમ ભગવદીય "વ્યાસદાસ" કૃત અનુભવૈકગમ્ય મહાન્ ગુઢ વિષયો, ભક્તિ, નીતિ, જ્ઞાન, વૈરાગ્ય, મનને શિખામણ, દીનતા, આશ્રય. વગેરે વિષયોનું ગાવાના રાગમાં દોહા, ચોપાઇમાં પંચામૃત-પાંચ અમૃત ૧ શિક્ષામૃત, ૨ દૈન્યામૃત, ૩ સ્નેહામૃત, ૪ સ્વપ્નસાર, ૫ ધનચાતક આ પાંચ અમૃતદ્વારા વૈષ્ણવોને શ્રી ઠાકોરજી, શ્રી મહાપ્રભુજી, શ્રી વલ્લભકુળનો દૃઢ આશ્રય, ધૈર્યનું અનુપમ વર્ણન કરી સ્પષ્ટ જણાવ્યું છે. ખાસ મનન કરવા જેવો આ ગ્રન્થ છે, કીમત રૂા. ૦-૮-૦

શ્રી ગોસ્વામી શ્રી હરિરાયજી કૃત

## મોટું શિક્ષાપત્ર.

શુદ્ધ ને સરળ ગુજરાતી ભાષામાં, ભગવદ્ વાર્તામાં વાંચવા
લાયક, સમર્થ સિદ્ધાન્તોથી ભરપુર,
૪૧ પત્રોમાં, ૬૪૧ શ્લોકનો સત્સંગ કરવા લાયક ગ્રંથ.
શ્રીમહાપ્રભુજીનુ ત્રણ રંગનું સુદર ચિત્ર, ૩૦૦ ઉપરાંત પૃષ્ઠ
સુશોભિત પાકું પુઠું. કીંમત ફક્ત એકજ રૂપીઓ

## શ્રીકૃષ્ણ કીર્તનમાળા

પ્રાચીન મહાનુભાવી ભક્તોની અમૃતવાણી ભગવાન શ્રીકૃષ્ણચંદ્રની બાલલીલા, દાણલીલા, પનઘટલીલા, સ્નેહલીલા, માખનચોરીલીલા; વગેરે સુબોધ ભાવવાહી રસ-રસિક ૨૦૦ ઉપરાંત પ્રાચીન કીર્તનોનો સંગ્રહ. ન્યો. રૂા. ૦-૪-૦

## શ્રી સર્વોત્તમસ્તોત્ર સટીક.

શ્રીમત્પ્રભુચરણ શ્રીવિઠ્ઠલનાથજીએ શ્રીમહાપ્રભુજીના દિવ્ય અલૌકિક ૧૦૮ નામ પ્રકટ કર્યાં છે તે સ્તોત્ર આ ગ્રન્થમાં છે. ઉપરાંત જપ કરવા માટે સર્વોત્તમ ૧૦૮ નામ, ધોળ, વગેરે પણ છે. ગુજરાતી અન્વયાર્થ પણ આપેલા હોવાથી શ્રી મહાપ્રભુજીનું સ્વરૂપ સમજી શકાય તેમ છે. ન્યો. ૦-૨-૦

## શ્રી પુરુષોત્તમ સહસ્રનામ સ્તોત્ર.

મુળશ્લોક—માત્ર ઘણા મોટા અક્ષરથી છપાવ્યો છે શ્રી મહાપ્રભુજીએ વૈષ્ણવો ઉપર મહદ્ ઉપકાર કરી સમગ્ર શ્રીમદ્—ભાગવતના સાર રૂપ શ્લોકો સંપૂર્ણ શ્રીમદ્‌ભાગવતના રચેલા હોવાથી શ્રીમદ્ ભાગવતના જેટલું પાઠનું ફળ મળે છે. ન્યો. રૂ. ૦-૪-૦

# અમારા તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો.

૧ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભા. ૧ લો. ૧)
૨ વિવિધ ધોળ પદ સંગ્રહ ભા ૨ જો ૧)
૩ શ્રી ગોકુલેશજીનાં ધોળ તથા પદ ૧)
૪ નિત્ય નિયમના પાઠ તથા ધોળ ॰।
૫ શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત (ગુજરાતી) ॰।
૬ બ્રહ્મસબંધ કાવ્ય ॰।
૭ જરૂર આટલું તો વાંચજો ॰)॥
૮ ભક્તિ પોષણ, ॰)॥
૯ શ્રી ગોવર્ધનનાથજીનું પ્રાકટ્ય ॰।-
૧૦ શ્રીષોડશ ગ્રન્થો ગુજરાતી ટીકા ૧)
૧૧ શ્રીગુસાંઇજીકૃત વિજ્ઞપ્તિ ॰।
૧૨ શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત (વ્રજભાષા) ॰।-
૧૩ શ્રીમદ્‌જીમહારાજ કૃત ૩૨ વચનામૃત ॰।
૧૪ નિત્યનિયમના ૩૫ પાઠ મુળ શ્લોક માત્ર મોટા અક્ષરથી ॰।॥
૧૫ ૮૪ વૈષ્ણવની વાર્તા ગુજરાતી ૧।
૧૬ શ્રી યમુના સ્તોત્ર રત્નાકર ॰॥
૧૭ શ્રી સ્વરૂપદર્શન (૧૪૦) ફોટાવાળું) ૩)
૧૮ કીર્તનસંગ્રહ ભા. ૧ લો વર્ષોત્સવકે કીર્તન ૧॰)
૧૯ શ્રીવલ્લભાખ્યાન મુળપુરુષ વ્રજભાષા ॰)॥
૨૦ શ્રી યમુનાજીનાં ૪૦ પદ (વ્રજભાષા) વનયાત્રા, નિત્યલીલા સાથે ॰)॥
૨૧ વનયાત્રા ॰)-
૨૨ શ્રીગિરિરાજ ભૂષણ ગ્રન્થ સટીક ॰।॥
૨૩ શ્રીગોકુલેશજીનું જીવનચરિત્ર (બે ભાગમાં માળા પ્રસંગ સાથે ૨)
૨૪ શ્રીહરિરાયજી કૃત બડે શિક્ષાપત્ર (ગુજરાતી ટીકા) ૧)
૨૫ તીર્થયાત્રાનો હેવાલ (આખા હિંદુસ્તાનમાં આવેલા વૈષ્ણવ સંપ્રદાયના તીર્થોની સંપૂર્ણ માહિતિ ૨)
૨૬ ભાવસિન્ધુ વ્રજભાષા ૧।
૨૭ નિજવાર્તા, ઘરૂવાર્તા, બેઠક ચરિત્ર ૨)
૨૮ શ્રીસર્વોત્તમસ્તોત્ર સટીક ॰)॥
૨૯ શ્રીપુરૂષોત્તમ સહસ્ત્રનામ સ્તોત્ર ॰।
૩૦ શ્રીવલ્લભાષ્ટક, ગુજરાતી ટીકા ॰।॥
૩૧ શ્રીઅષ્ટાક્ષર ગુજરાતી ભાષાન્તર ॰।॥
૩૨ પંચામૃત ॰॥
૩૩ રાસપંચાધ્યાયી (નંદદાસજી કૃત) ॰)॥
૩૪ દીનતા આશ્રયનાં પદ ॰)॥
૩૫ શ્રીગિરિધરલાલજી મહારાજ કાંકરોલી વાળાનાં ૧૨૦ વચનામૃત ૩)
૩૬ બસોબાવન વૈષ્ણવની વાર્તા અનેક ટીપ્પણ, સાથે ગુજરાની ટીકા ૨)
૩૭ વૈષ્ણવોના નિત્ય નિયમના ૪૨ ગ્રન્થો મૂળ શ્લોક માત્ર ઘણા મોટા અક્ષરથી ॰।॥
૩૮ શ્રીકાકાવલ્લભજી મહારાજનાં ૫૨ વચનામૃત ॰॥
૩૯ શ્રીદ્વારકાનાથજીના પ્રાગટ્યની વાર્તા ૧)
૪૦ શ્રીસુરદાસજીનું જીવન ચરિત્ર ૧)
૪૧ શ્રીગોસ્વામી બાળકોની વંશાવળી ૭ ઘરની દરેકના ॰)॥
૪૨ પુષ્ટિપ્રવેશ ॰)॥
૪૩ કન્યાશિક્ષણ (આવૃત્તિ ૩ જી) ॰)॥
૪૪ અણુભાષ્ય ગુજરાતી ટીકા ભા. ૧ ૩॥
૪૫ ,, ,, ભા. ૨ ૩)
૪૬ શ્રીકૃષ્ણ ચરિત્ર ૨)
૪૭ વસંત તથા ધમારનાં કીર્તન ૨)
૪૮ શ્રીવલ્લભ ચરિત્ર ૨)
૪૯ શ્રી પુરુષોત્તમ સહસ્ત્રનામ સ્તોત્ર ગુજરાતી ટીકા સહીત ૧)
૫૦ શ્રી પદ્મનાભદાસજીનાં કીર્તનો તથા શ્રીગોકુલાધીશજીનાં ૨૫ વચનામૃત ॰।
૫૧ શરદ પૂનમ-ગરબા સંગ્રહ ॰)॥
૫૨ નાની મોટી સાંઝીનાં ચીત્રો ॰)॥
૫૩ તત્ત્વાર્થદીપ નિબંધ શાસ્ત્રાર્થ પ્રકરણ ઇંગ્રેજી ગુજરાતી નોટ સાથે ॰॥
૫૪ કન્યાશિક્ષણ હિન્દીમાં ॰।
૫૫ શ્રીનાથજીનો સંપૂર્ણ ઇતિહાસ ॰।
૫૬ શ્રીકૃષ્ણચરિત્ર બાળલીલા, સરસ ગીતા, ધ્રુવાખ્યાન, પાંડવયજ્ઞ ॰।
૫૭ શ્રીકૃષ્ણ કીર્તનમાળા ॰।
૫૮ મહાનુભાવ રસખાનજીના-પ્રાચીન કીર્તનોનો સંગ્રહ ॰।
૫૯ કનકાભિષેકનો ઇતિહાસ ॰।
૬૦ રાસપંચાધ્યાયી ફલપ્રકરણ શ્રી સુબોધિનીજી ગુજરાતી ટીકા ૨)
૬૧ શ્રીગોપીગીત-સુબોધિનીજી ગુજરાતી ॰।
૬૨ શ્રીવ્રજયાત્રા-ચોરાશી કોશપરિક્રમા [સચિત્ર ૨) ॰॥
૬૩ શ્રીમથુરેશજી [કોટા] ની પ્રાગટ્ય વાર્તા

છપાય છે.

## શ્રી પદ્મનાભદાસજીનાં ૪૦ પદ.

૮૪ વૈષ્ણવની વાર્તાના અભ્યાસીઓ શ્રીમથુરેશજીના કૃપાપાત્ર મહાનુભાવી પરમભગવદીય, કોટિમાં વિરલા સમાન પદ્મનાભદાસજીથી અજાણ્યા તો નહિ હોય. આ ૪૦ પદ તે મહાનુભાવની દિવ્ય રસાત્મક વાણી છે. તદ્ઉપરાંત શ્રીમદ્ ગોસ્વામી શ્રીગોકુલાધિશજી મુંબઈવાળા મહારાજશ્રીનાં અલૌકિક પ્રસંગો યુક્ત ૨૫ વચનામૃત પણ આ ગ્રન્થમાં દાખલ કરવામાં આવે છે. ન્યો. રૂ. ૦-૪-૦

## શ્રી હરિરાય વચનામૃત

સેવા રસિક મહાનુભાવી શ્રી હરિરાયજીએ રચેલા ૧૦ ગ્રન્થોનું ગુજરાતી ભાષાન્તર. કર્તા. શાસ્ત્રી. વસંતરામ હરિકૃષ્ણ, એમણે શુદ્ધ સરળ ટીકા લખી છે. તેમાં શરણ, બ્રહ્મસંબંધ, સેવા, અનન્યાશ્રય, અસમર્પિત પુષ્ટિમાર્ગના દશમર્મ, વગેરે વિષયો મચોટ રીતે સમજાવ્યા છે કીંમત માત્ર બે આનાજ છે.

## શ્રી વલ્લભાખ્યાન. ( અક્ષર આ લાઈન જેવા )

મહાનુભાવ શ્રીગોપાલદાસજીની દિવ્ય વાણી " વલ્લભાખ્યાન " તેમજ " મુળપુરૂષ " ૪૦ પદ અને શ્રીયમુનાજીનાં ધોળ સાથેનો પાઠ કરવાનો આ અત્યુત્તમ પુસ્તક છે. કીંમત રૂ. ૦-૨-૦

આ ગ્રન્થ વૃદ્ધ વૈષ્ણવો માટે બહુ મોટા અક્ષરથી છપાવ્યો છે.

## શ્રી ગોવર્ધનનાથજીના પ્રાકટ્યની વાર્તા.

શ્રી નાથજીનું પ્રાકટ્ય, વ્રજમાં મંદિર નવુ સિદ્ધ કરાવી તેમાં આપશ્રીનું બિરાજવું, બાદશાહ દ્વારા શ્રીનાથજી નીજ ઇચ્છાથી મેવાડમાં પધાર્યા. તેનું ઐતિહાસિક વર્ણન ઉપરાંત શ્રીનાથજીની ચરણ ચોકી, તથા બેઠકોનું વર્ણન શ્રી નાથજીનાં ધોળ, કીર્તનો, શ્રી કાંકરોલીની ઐતિહાસિક હકીકત, તેમજ પરમ ભક્ત ભીલો વ્રજવાસી, મેહાડીમર, તાનસેન, રસખાનજી, શ્રીકલ્યાણભટ્ટજી, નાગજીભાઇ દેમાઇ, એમ અનેક ભક્તોના ચરિત્રો અને કર્નલ ટૉડનું શોધન-ખતિ તપાસ. અન્નકુટના પ્રસાદની ભાવના. વગેરે માહીતી સાથેનું અત્યુત્તમ પુસ્તક ન્યો. માત્ર રૂ. ૦-૫-૦

## ૨૪ વચનામૃત. ( શ્રી ગોકુલનાથજી ચતુર્થલાલજી કૃત )

આ પુસ્તકમાં મહાનુભાવી પરમ ભગવદીય કલ્યાણભટ્ટજી (કલ્લોલકાર) પ્રતિ શ્રી મદ્ગોકુલનાથજી (ચતુર્થ કુમાર) પ્રભુ ચરણે જે દિવ્ય ૨૪ વચનામૃતો દ્વારા પુષ્ટિમાર્ગનું રહસ્ય સમજાવ્યું તેનું અમરકારક વર્ણન, તેમજ શ્રીગોકુલેશ પ્રભુના ૭૮ ભગવદીઓનું અપ્રસિદ્ધ ધોળ, તેમજ આપશ્રીએ બનાવેલી ૮૪ વૈષ્ણવની નામાવળીના શ્લોક, ગોવર્દ્ધનવાસી, નિત્યલીલા, વગેરે ભગવદ્વાર્તામાં ખાસ ઉપયોગનું છે. રૂ; ૦-૪-૦

## શ્રીમદભગવદ્ગીતા.

શ્રીમદ્ ભગવદ્ગીતા એ શ્રી કૃષ્ણ ભગવાને વેદ અને ઉપનિષદોમાંથી દોહન કરી કાઢેલો ભક્તિ રસામૃત કલશ, સર્વ વેદાનુયાયી આચાર્યોને પ્રમાણ અને વેદ વિરોધિઓના પણ તત્વ વિચારને સંમત, નિરંતર પઠનીય છે. વળી હજારો પંડિતોએ આ ગીતા ઉપર અનેક વિધ ભાષ્યો કર્યા છતાં પણ તત્વ વિચારનો પાર પમાયો નથી એવો મહાસમર્થ આ ગ્રન્થ છે.

પાકું પુંઠું ન્યોછાવર ૧-૮-૦ ક્રાઉન સાઇઝમાં શબ્દાર્થ-અન્વયાર્થ સાથે
" " ૧-૦-૦ છુટો " " શ્રીમદ્વલ્લભાચાર્ય મતસ્થાપિત શુદ્ધાદ્વૈત
મતાનુસારી ટીકા સાથે. છુટો પાકું પુંઠું ન્યોછાવર ૦-૫-૦ માત્ર ગુજરાતી શબ્દાર્થ સાથે
" " ૦-૮-૦ ગુજરાતી શ્લોક, શબ્દાર્થ સાથે

# શ્રીવિઠ્ઠલેશ્વરનાં ચરણચિન્હ.

(રાગ-ચિન્તનના ધોળનો અથવા સાંભળ રે તું સજની મ્હારી-એ રાગ.)

શ્રી વિઠ્ઠલ પ્રભુ કરુણા સાગર, નખ શિખ રૂપ રસાલ જી
નવ સુંદર ચિન્હોથી શોભિત, ચરણ કમલ દલ લીલ,
ચિંતન તેનું કરીએ જી.
સઘળાં મનવાંછિત ફલ પામે, ઉરમાં ધરતાં ધ્યાન જી.
ઉરમાં ધ્યાન, નયનથી દરશન, મુખથી કરૂં ગુણગાન,
ચિંતન તેનું કરીએ જી.
સકળ જગતનો વિજય જણવતી, ધજા ચરણમાં સોહે જી,
આનંદ મંગળ અધિક જણાવી, નિજ જનનાં મન મોહે,
ચિંતન તેનું કરીએ જી.
બીજું ચિન્હ વજ્રનું સોહે, માયા મતને કાપે જી
અંકુશ ભક્ત મન ગર્વ હણીને, ચરણ કમલમાં સ્થાપે,
ચિંતન તેનું કરીએ જી.
ધનુષ તણો ટંકાર સુણીને, શૂરા તત્પર ધાય જી,
લૌકિક વૈદિક સર્વ તજીને, પ્રેમ યુદ્ધમાં : ધાય,
ચિંતન તેનું કરીએ જી.
ચિન્હ ચંદ્રનું ઉરમાં ધરતાં, અંધકાર દૂર જાય જી,
નિર્મળ પ્રેમ પ્રકાશ હૃદયમાં, તેજ પળે પથરાય,
ચિંતન તેનું કરીએ જી.
ઊર્ધ્વ રેખા હરિ રમની સરિતા, લહરી લલિત ઉછાળે જી,
પ્રેમ પ્યાલી ભરી ભરીને પીતા, ભક્તો પ્યાસ છિપાવે,

ચરણ કમલ શીતલ રસ ભીનાં, ત્રિવિધ તાપને ટાળે જી,
રાજ ચરણ વ્રજરત્ન હૃદયમાં, નિશ દિન ધરવા ધારે.
ચિંતન તેનું કરીએ જી.
(લે. વ્રજરત્નદાસ ચીમનલાલ પરીખ.)

# नूतन वर्षाभिनंदनम्

(શાર્દૂલ:)

"દેશું માખણ હે કિશોર! તમને, જો નાચશો આંગણે."
સૂણીને વ્રજવામનાં વચનને, નાચે અતિ હર્ષથી,
વ્હાલા બાલકકૃષ્ણ "ભક્તિ પ્રિય" એ, સ્નેહી અને આપને-
-દેજો દાન નિરોધનું કરી કૃપા, યાચું નવા વર્ષમાં." ૧
"જેણે પ્રાકૃત દેહ ધારણ કરી, દૈવી જનોદ્ધારવા,
"પુષ્ટિમાર્ગ" સમા વિશાળ પથને, ઉત્તમ પ્રેમે કર્યો;
આ ચાલુ વરસે કૃપામૃત અને, આનંદ દે આપના-
જોડી દે કરુણાળુ વલ્લભ પ્રભુ-" સેવા મહીં ચિત્તને." ૨
"ભક્તિપ્રિય"

## પ્રિયતમ ક્યારે મળે રે?

(રાગ આશા ભર્યા તે અમે આવીયાં, મારે વહાલે રમાડેલ રાસરે;
આવેલ આશા ભર્યા રે એ રાગ)

સહસ્ર વર્ષ વીતી ગયાં, થયો પ્રિય પ્રભુનો વિયોગરે-પ્રિયતમ ક્યારે મળેરે. ૧
ભાન સ્વરૂપનું ભૂલતાં, થયો તાપ ક્લેશાનંદ દૂર રે-પ્રિયતમ ક્યારે મળેરે. ૨
ગુરુદેવે ભાન કરાવીયું, થયું સાચા સબંધનું જ્ઞાનરે-પ્રિયતમ ક્યારે મળેરે. ૩
મૂળ કાપ્યાં ભવ રોગનાં, કરી અહંતા મમતા દૂર રે-પ્રિયતમ ક્યારે મળેરે. ૪
અહંતા વસેલી દેહમાં, તે અર્પી પ્રભુજીને ચરણરે,-પ્રિયતમ ક્યારે મળેરે. ૫
દેહ ઇન્દ્રિયો પ્રાણને, વળી અંતઃકરણ ધર્મો સહિતરે-પ્રિયતમ ક્યારે મળેરે. ૬
મમતાના સ્થાન હવે સાંભળો, રાખી તમે ચિત્ત સ્થિરરે-પ્રિયતમ ક્યારે મળેરે. ૭
સગાં સ્નેહી સ્ત્રી સુત અને વળી, ઘર અને ધન માત્રરે-પ્રિયતમ ક્યારે મળેરે. ૮
આ લોક પરલોક આત્મા સહુ, ધર્યું વ્હાલાના ચરણ સમીપરે પ્રિયતમ ક્યારે મળેરે ૯
સર્વ સમર્પણ થયું શ્યામ શું, થયો વહાલા શું નિત્ય સંબંધરે-પ્રિયતમ. ૧૦
થયાં પ્રિયતમનાં લાડીલાં, કર્યો વહાલે નિશ્ચય અંગીકારરે-પ્રિયતમ ક્યારે મળેરે. ૧૧
આત્મ સંબંધ થયો પ્રિય શું. થઈ અપ્રિય સંસારી રીતરે.-પ્રિયતમ ક્યારે મળેરે ૧૨
"તમારી, તમારી, નાથ, હું, એમ ઉચ્ચરૂં દિવસને રાતરે. પ્રિયતમ ક્યારે મળેરે. ૧૩
પ્રિય સંબંધને હિતનાં, નવ ગમે કંઇ અન્ય કામરે.-પ્રિયતમ ક્યારે મળેરે. ૧૪
પ્રેમી પ્રિયતમ મિલન વિના કેમ બૂઝે હૃદય કેરી આગરે. પ્રિયતમ ક્યારે મળેરે. ૧૫

## નૂતન વર્ષાભિનંદન.

### રાગ ( પ્રભાત. )

નૂતન આ વર્ષમા ભગવત્સ્મરણ, પરમ વૈષ્ણવ સ્વીકાર કરજો;
બહુ ધન ધાન્યને કીર્તિ આ જગ વિષે, શુભ સંજોગો સૌ આવી મળજો. ૧
દીનનો નાથ તે દયા કરે ઘણી, એજ માગું હુ કર જોડી આજે,
સેવા ભક્તિ અને સંગ ભગવદીય તણો, પામો શરણાગતિ વ્રજરાજે. ૨
એમ પ્રભુ વિષે જેવો ઉરમા ર્‌હે, તેવો ભગવદીમા નિત્ય થાયે;
તો તો ત્રિલોકના નાથ જે આપણા, રીઝશે આપણી પર સદાયે. ૩
અંધ અપંગને દીન લાચાર વળી, પામર જનની પીડા ટાળો;
તનને મનને ધન થકી ભાઇ તમે, ધર્મનો બાંધજો મોટો માળો. ૪
દુઃખ પામે કદી કોઇ કુટુંબમા, દયા તેની સદા દીલ ધરજો;
જન્મ ત્યારે ખરૂ જગતમા આવીને, જાણી કુકર્મથી નિત્ય ડરજો. ૫
સર્વમા શ્રી હરિ છે એમ જાણીને, દીલ કોઇનું કદી નવ દુભવશો;
પ્રભુના ભક્તના દુઃખ દીલમા લઇ, વિણુ માગ્યે સદા સહાય કરજો. ૬
પર ઉપકાર કરી કદી નિજ મુખથી, નિજ વખાણ કદા નવ કરશો;
અન્યના દોષને દુઃખ ખુલ્લા કરી, તેની આબરૂને નવ હણશો. ૭
આપણો આહારને ખર્ચ છે કેટલું, અને આપ્યું છે કેટલુ હરિએ,
કારણ શુ હશે તેહનું તે સદા, સાંજ સવાર વિચાર કરીએ. ૮
પાછલા વર્ષમા શુભ કીધા તમે, કર્મ શા શા તે જુઓ વિચારી;
તેથી અધિક આ નવિન વર્ષ સદા, ઇચ્છા થાવાને પર ઉપકારી ૯
વિજ ઝબુક સમ તનને ધન છે, વણસી જાતાં નહિ વાર લાગે,
એવુ સમજાશે તો દીલ ઉદારથી, પ્રાણી દુઃખે અપાશે સુભાગ્યે. ૧૦
ત્યારે અહંતા અને મમતા ટળી જશે, સેવા સ્મરણમા મન જાશે,
એજ કર્તવ્ય છે મનુષ્ય માત્રનુ, એજ મનમા સદા નક્કી થાશે. ૧૧
ઝાલ્યું શ્રી હરિ તણું નાવ જાણજો, એજ વૈષ્ણવનો ધર્મ જાણો;
પ્રભુ પંથે પળી અન્યને વાળવા, દીન ભાવે રહી શરણમાં તો. ૧૨
દેશના દુઃખને દીલમા લઇ સદા, રહી સ્વધર્મમાં સહાય કરજો,
જે શ્રીકૃષ્ણજ કહે દાસ આ દૈન્યપણે, તે પ્રેમથી ઉર ધરજો. ૧૩
કંઈ પણ મુજથી થાય કાંઇ નહીં, સેવા સ્મરણ કે સત્સંગ,
એળે ઉમર ગઇ ભાન આવી નહી, રહ્યા હજી તેના તે ઢંગ. ૧૪
વર્ષ ઓછું થયું એક આયુષથી, આજના સુમંગળ પ્રભાતે,
માટે શ્રી હરિ તણા વ્હાલા વૈષ્ણવ જન, કરજો કૃપા આ દાસ માથે. ૧૫
ક્ષમા અપરાધ કરજો માગ સઉ, જે જે અજ્ઞાનથી થયા હોયે,
કટુ વચન કે કૃતિ મારી થકી, આપનાં દીલ દુભાયા હોયે. ૧૬

એ 'નરસિંહમહેતા' પછી કેટલાક વર્ષ પરમભગવદીય 'શ્રીગોપાલદાસજી' નો જન્મ થયો હતો આગલા જન્મના દોષોને ટાળવા માટે આ જન્મમાં લૌકિક વાણીથી કઈ ઉચ્ચાર ન કરતા, મૌન ધારણ કરી અતરમા શુદ્ધભાવથી શ્રીહરિનું સ્મરણ કર્યા કરવુ એવો ભગવદીય 'શ્રીગોપાલદાસજી' એ પોતાના મન સાથે નિશ્ચય કર્યો લૌકિક દૃષ્ટિએ તેઓ બધાને મૂગા લાગતા

તેમની સગાઇ અમદાવાદ પાસે આવેલા 'અસારવા' ગામના રહીશ 'શ્રીગુસાઈજી' ના અનન્ય સેવક 'ભાઇલાલ કોઠારી' ની કન્યા 'ગોમતી' (કેટલાક ગગા કહે છે) સાથે થઈ હતી તે વખતે શ્રીગોપાલદાસજી બાળક હતા પોતાના જમાઇની મુગ્ધતા જોઇને 'ભાઈલાલ કોઠારી' એ તેમને પોતાને ઘેર રાખ્યા હતા

( ૨ )

વિક્રમ સમ્વત્ ૧૬૩૮ મા "શ્રીમદ્વલ્લભાચાર્યજી" ના દ્વિતીયકુમાર "શ્રીમદ્વિઠ્ઠલનાથજી" પૃથ્વીપરિક્રમાના મિષથી દૈવી જીવોને શરણે લેતા–લેતા 'ગુજરાત' મા પધાર્યા, અને 'ગુજરાત'ના ગામોમા નિજસેવકોને દિવ્ય વચનસુધાનુ પાન કરાવતા "અસારવા" ગામમા "ભાઇલાલ કોઠારીજી' ને ઘેર પધાર્યા

'કોઠારી' ના કુટુમ્બિયો સાથે 'ભક્ત ગોપાલદાસજી' એ પણ "શ્રીગુસાઇજી'"ના દર્શન કર્યા અને એ મધુરી મૂર્તિની મધુરિમા નિજ અતરમા નેત્ર દ્વારા ઉતારી, સ્નેહ અને ભક્તિ ભાવપૂર્વક દડવત્ કરી, દીનતાથી બે હાથ જોડી આપશ્રીના સન્મુખ ઉભા

બાળક "ગોપાલદાસજી' ના મુખ પર દીનતા અને વૈષ્ણવતાનો શુદ્ધભાવ ભાળી, તેના પર પ્રસન્ન થઈ, આપશ્રીએ ગૂથેલી "ભક્તરત્નમાલા' મા આ એક રત્નને વિશેષ ઉમેરવાની ઇચ્છાથી –भक्तरत्नपराग्रक –"શ્રીગુસાઈજીએ 'ગોપાલદાસજી' સામી શ્રીહસ્તની અગુલી ચીંધી નિજસેવક "ભાઇલાલ કોઠારીજી" ને પૂછયુ —

"કોઠારીજી", આ કોણ છે ? '

પ્રત્યુત્તરમા 'કોઠારી એ અત્યત વિનયથી કહ્યુ —

"કૃપાનાથ એ તો 'ગોમતી' નો વર છે '

"શ્રીગુસાઈજી" એ મદમદ હાસ્ય કરતા 'ગોપાલદાસજી' સામુ જોઈ માર્મિક વચન ઉચ્ચાર્યુ –

'ગોમતી' નો વર તો સાગર હોવો જોઇએ

'ભાઈલાલ કોઠારી એ કહ્યુ —

"આપના કૃપામતથી 'ગોમતી' નો વર સાગર થાય, તો તેમા કશુ આશ્ચર્ય નથી !"

'કોઠારીજી' ના દૈન્યભરેલા વચનોથી આપશ્રી અત્યત પ્રસન્ન થયા.

કહ્યુ છે કે –भक्तानां दैन्यमेवैक हरितोषणसाधनम्–ભક્તો પાસે શ્રીહરિને પ્રસન્ન કરવાનું સાધન એક 'દીનતા' જ છે '

( ૩ )

ઉપર પ્રમાણે ચર્ચા થયા પછી આપશ્રી ભોજન કરવા પધાર્યા ભોજન કરીને એક આસન પર બિરાજી બીડુ આરોગતા હતા, ત્યા ભક્ત 'શ્રીગોપાલદાસજી' પણ પ્રસાદ લઇને આપશ્રીની સન્મુખ આવ્યા

અત્યારે આના પર કૃપા કરવાનો સમય છે, એમ જાણી "કૃપાળુ શ્રીવિઠ્ઠલેશપ્રભુ' એ 'શ્રીગોપાલદાસજી ને પાસે બોલાવી, પ્રેમથી તેના મસ્તકે શ્રીહસ્ત ફેરવી, ચર્વિત તામ્બૂલ 'શ્રીગોપાલદાસજી' ના મુખમા સ્વહસ્તે પધરાવ્યુ તે શિવ–વિરચીને દુર્લભ ભગવત્પ્રસાદીના પાનથી ભક્તના રોમેરોમમા ભગવદ્રસની અલૌકિક સરિતા વહન કરવા લાગી અલૌકિક કવિત્વશક્તિ જાગ્રત થઈ મુખમાંથી "શ્રીવલ્લભાખ્યાન' નો દિવ્ય વાગીપ્રવાહ ચાલુ થયો

આપશ્રીના અનન્યભક્ત 'ભાઈલાલ કોઠારી' નું વચન ભગવદ્દઈચ્છાથી સત્ય થયું; 'શ્રીગુસાંઈજી' ના અપરિમિત અનુગ્રહથી "મૂક 'ગોપાલદાસ'-'ગોમતી' નો વર સાગર થયો અને "શ્રીવિઠ્ઠલેશપ્રભુચરણ" ની કૃપાથી અલૌકિક થયેલી વાણીદ્વારા-" વંદું શ્રીવિઠ્ઠલવર સુંદર "-એ મંગલાચરણની તુકથી "શ્રીવલ્લભાખ્યાન" મહાકાવ્યનો પ્રારંભ થયો.

અહીં નિજભક્ત 'ભાઈલાલ કોઠારીજી'નું વચન સત્ય કર્યું, તે બાબતમાં "ત્રિવિધનામાવલી" નું એક નામ યાદ આવે છે કે,-" भक्तवाक्यपरिपूरकायनमः-" ભકતવચન પરિપૂર્ણ કરનાર પ્રભુને નમન."

" શ્રી ગુસાંઈજી" એ- मूकंकरोति वाचालं—પ્રભુ મૂંગાને વાચાળ કરે છે. એ વાક્ય 'શ્રી ગોપાલદાસજી'ની બાબતમાં સિદ્ધ કરી બતાવ્યું. ખરેખર, "શ્રીગુંસાઈજીની કૃપા અપાર છે.

× × ×

જેવી રીતે " ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રે " જન્મત્યાગી-'મહાત્મા શ્રીશુકદેવજી' ના હૃદયમાં પધારી, તેના મુખદ્વારા "શ્રીમદ્ભાગવત" નું વર્ણન કરાવ્યું; પણ તેમાં ક્યાંય "શ્રીરાધાજી" નું નામ નથી. લૌકિકમાં મર્યાદા છે કેઃ-"પતિપત્નીનું અને પત્ની પતિનું નામ પોતાના મુખથી ન લઇ શકે." તેવી રીતે ભગવત્પ્રસાદી તામ્બૂલ દ્વારા "શ્રીગુસાંઈજી" ભકતપ્રવર શ્રીગોપાલદાસજી" ના હૃદયમાં પધાર્યા, અને જેમ જેમ પ્રેરણા કરતા ગયા, તેમ તેમ "શ્રીગોપાલદાસજી" "શ્રીવલ્લભાખ્યાન" રૂપી અલૌકિક રસસમુદ્ર વાણીદ્વારા ફ્લવવા લાગ્યા. જેમ "શ્રીમદ્ભાગવત" માં "શ્રીરાધાજી" નું નામ નથી, તેમ છેલ્લા "નવમા આખ્યાન" માં "શ્રીમહાપ્રભુજી" અને "શ્રીગુસાંઈજી" ના પરિવારનું વર્ણન આવે છે, છતાં તેમાંય "શ્રીગુસાંઇજી" ના બન્ને વહુજી- "શ્રીરૂક્મિણીવહુજી" તથા "શ્રીપદ્માવતીજી વહુજી" નું નામ નથી આવ્યું; એટલે ચોક્કસ થાય છે કે-"આ "શ્રીવલ્લભાખ્યાન" એ "શ્રીવિઠ્ઠલેશપ્રભુચરણ" નીજ કૃતિ છે. "શ્રીગોપાલદાસજી" ને તો નિમિત્ત બનાવ્યા છે. ભગવાન્ કેટલાંક કાર્યો પોતે કરે છે, કેટલાંક 'વ્યૂહ' દ્વારા કરાવે છે, અને કેટલાંક 'ભગવદીયો' દ્વારા કરાવે છે. તેમ આ "શ્રીવલ્લભાખ્યાન" રૂપી કાર્ય "શ્રીગોપાલદાસજી" દ્વારા કરાવ્યું છે.

આ "શ્રીવલ્લભાખ્યાન" ઉપર એક "ગં.વ્રજરાયજી મહારાજ" કૃત સંસ્કૃત ટીકા, બીજી "શ્રીજીવનેશજી મહારાજ" કૃત વ્રજભાષામાં અને ત્રીજી ગુજરાતી ભાષામાં થઇ છે. અત્યાર સુધી પ્રકટ થયેલા કોઇપણ ગુજરાતી ગ્રંથપર સંસ્કૃત ટીકા થયેલી સાંભળી અથવા જોઇ છે ? આ સંસ્કૃત ટીકાજ "શ્રીવલ્લભાખ્યાન" ની અલૌકિકતા અને શ્રેષ્ઠતા પૂરવાર કરે છે. "શ્રીજીવનેશજી મહારાજે" વ્રજભાષામાં જે ટીકા કરી છે, તેમાં તો "શ્રીવલ્લભાખ્યાન" ના શબ્દેશબ્દ છૂટા પાડી તેના ઉપર વેદ, ગીતા, બ્રહ્મસૂત્ર, ઉપનિષદ, પુરાણ પ્રભૃતિનાં સબળ પ્રમાણો આપી, ગૂઢ શબ્દને અતિ સરળતાથી સમજાવ્યો છે તથા "શુદ્ધાદ્વૈત-ભક્તિમાર્ગ" નો જે દિવ્ય સિદ્ધાંત 'શ્રીગોપાલદાસજી' એ "શ્રીવલ્લભાખ્યાન" માં સાંભર્યો છે, તેનો "શ્રીજીવનેશજી મહારાજે" અત્યંત સરલતાથી પ્રકાશ કર્યો છે.

"શ્રીગોપાલદાસજી" નો જન્મસમય, "શ્રીવલ્લભાખ્યાન" લખ્યું તે સમય, તેના માતા પિતા કોણ, તેણે આ "શ્રીવલ્લભાખ્યાન" સિવાય શું શું ગ્રંથો રચ્યા, એ બધું અદ્યાપિપર્યંત સમ્પ્રદાયના ચોક્કસ ઇતિહાસના અભાવે અંધારામાંજ છે. અત્રે મને તો-સમ્પ્રદાયના "કૃપાળુ" અને વિદ્વદ્શિરોમણિ આચાર્યોની કૃપાથી, સામ્પ્રદાયિક ઇતિહાસવેત્તા વિદ્વાનો અને શાસ્ત્રીજીઓએ સંશોધન કરી પ્રસિદ્ધ કરેલા ગ્રંથોના વાચનથી, તથા 'ભગવદીયો'ના મુખદ્વારા 'પ્રચલિત-વાર્તાના શ્રવણથી આ આપણા "પરમભગવદીય શ્રીગોપાલદાસજી"નું જીવનવૃત્તાંત લખવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું છે, જો આમાં જીવસુલભ દોષથી કંઇ અન્યથા લખાણું હોય તો 'સમ્પ્રદાયના શુભેચ્છકો' આ દોષથી ભરેલા જીવને ક્ષમા પ્રદાન કરશે, એ નમ્ર વિનંતિ છે.

મંત્ર ૨૯ મો " અધિદૈવત " સમજાવતાં " આદેશ " શબ્દ વાપરીને જે રૂપે પ્રાદુર્ભાવ કરી અગ્નિ અને વાયુ દેવોની પરીક્ષા લઇને ઝોંકા પાડયા પછી તિરોધાન કર્યું તે રૂપ " બ્રહ્મ " હતું એમ " ઉમા " એ સમજાવ્યું તેથી ઇન્દ્રે જાણ્યું તેનો આદેશ એ છે કે એ બ્રહ્મ " **વિદ્યુતથી પણ વ્યદ્યુતદ** " એ " અધિદૈવત " આગળ મંત્ર ૩૦ માનું " अध्यात्म " સરખાવો કે અનેન એટલે કે ઉપર કહેલા " અધિદૈવ " રૂપ બ્રહ્મથી એટલે કે બ્રહ્મ ( ની સત્તા ) વડે मनःगच्छतीव-तथा संकल्पः उपस्मरति " અર્થાત્ કે અધિદૈવ બ્રહ્મ, જે ( અગ્નિ અને વાયુમાંથી સત્તા ખેંચી લઇને નિર્માલ્યતા બતાવી દીધી અને સત્તા મુકે તો તણખલું પણ બાળે કે ઉડાડે-નહીંતર ખોખાં માત્ર તેમ ) **સત્તા મુકે તો મન ગતિ કરે સંકલ્પ સૂઝે** " એ રીતે અંતર્યામી અને અને તેની સત્તા માફક તથા ગીતાજીનાં પંદરમા અધ્યાયમાં કહ્યા પ્રમાણે " यदादित्यगतंतेजो+ यचन्द्रमसियच्चाग्नौ तत्तेजो विद्धि मामकं " " મમ " કહેનારા સન્મુખ ઉભેલા મૂળ " અધિપતિ " ના અધિદૈવ સ્વરૂપની તેજરૂપી શક્તિ આધિભૌતિક સૂર્યચંદ્ર અને અગ્નિના તેજરૂપે જગતને ભાસયતે પ્રકાશમાન કરે છે અને અધ્યાત્મશક્તિ મનુષ્યનાં આંખ કાન સ્વકને ઇન્દ્રિય કૃત્યો કરાવે છે. એ પ્રમાણે પણ केन ઉપનિષદે " अधिदैव " યજ્ઞરૂપ " वन અથવા અન " રૂપ અધિદૈવરૂપે જ બ્રહ્મને વર્ણવી તેનો વિજય છે તેના વિજયમાં તમે વિજયી થાઓ એમ સમજાવે તથા મંત્ર ૩૧ મામાં તેને " ઉપાસિતવ્ય " એવું જાણનારનાં વખાણ કર્યાં છે. અર્થાત્ બ્રહ્મ વિજયી છે પ્રાદુર્ભાવ અને તિરોભાવ બતાવે છે પરીક્ષા લે છે પ્રકટ થઇને સવાલો પૂછે છે ( વાત કરે છે ) અને બીજા દ્વારા બોધ અપાવે છે ( તેને ઉપાસો, અભિમાની થાઓ માં ) " ઉપાસિતવ્ય " એમ વર્ણન કરીને મૂળ પ્રશ્નોના જવાબો ગોળ ગોળ હતા તેનો સ્પષ્ટ ખુલાસો કરી દીધો એથી વધારે હું શું સમજાવી શકું ? આપ સુજ્ઞ તથા આસ્તિક ભક્તિમાર્ગાનુયાયી જનો સમજો છો જ કે ભલા પુરુષ વિના " ભલાઈ " કેવી હોય ! પછી તૈત્તરીય ઉ. ૧-૩-૪ માંનો અથાધ્યાત્મમ્ " अधराहनुः उत्तराहनुः वाक्जिह्वा " મળીને અધિકરણ થયું તે " अध्यात्म " છે. અને ૧-૭-૧ માં તો તદ્દન " प्राणोऽपानोव्यानउदानः समानः चक्षुः श्रोत्रंमनोवाक्त्वक् चर्ममांसंस्नावा-स्थिमज्जा " अथाध्यात्मं " કહીને ગણાવ્યાં છે ! ! ! પછી છાંદોગ્યમાં પણ चक्षुः श्रोत्रउद्गीथ ઉપાસનાને ૧-૩-૪ થી ૧૪ માં " અધ્યાત્મ " કહીને ૧-૪-૧ થી " अर्गातगति " ગમામયમસહન્તિ ઋણઃ પછી प्राणअपान પછી द्यौःअन्तरिक्ष પછી वेदा વિગેરે " અધિદૈવત " તરીકે વર્ણવેલાં છે. અને આગળ ચાલતાં ૧-૫-૨ તથા ૩ મા आदित्य " अधिदैवत " અને " प्राण " " અધ્યાત્મ " એમ સ્પષ્ટ સરખામણીમાં સૂર્ય જેવા મુખ્ય અધિદૈવ અને ચક્ષુ શ્રોત્ર પ્રાણ વિગેરે ગૌણ જેમાં પેલા દેવતા આવી જે બેસે છે એટલે કે સૂર્યાદિ જ્યારે સત્તા મેલે છે ત્યારે તે તે ઇન્દ્રિયો કામ કરે છે અને સત્તા ખેંચી લે છે ત્યારે કામ કરી શકતાં નથી ( ખોખાં માત્ર રહે છે જેમ ઘડપણમાં છતે કાને કાનના દેવતા ઉડી ગયે સંભળાય નહીં છતી આંખે દેવત વરાઇ ગયે દેખાય નહીં તેમ તથા આંધળા બહેરા મુંગા અધિદૈવ સૂર્ય આકાશની સત્તા વગર છે તેમ )

તેજ પ્રમાણે લંબાણ નહીં કરતાં છાં. ૧-૧-૬ "આદિત્ય" "હિરણ્મય પુરુષ" તે "અધિદૈવત" અને "વાક્પ્રાણ ચક્ષુઃ શ્રોત્ર" ૧-૭-૧ થી ૩ અને "અક્ષિપુરુષ" ૧-૭-૪ એ "અધ્યાત્મ" કહ્યાં છે. અને ૩-૧૮-૧ માં "મન" અધ્યાત્મ અને "આકાશ" અધિદૈવ વળી ૪-૩-૨ અને ૩ મા સૂર્ય, ચન્દ્ર, વાયુ અધિદૈવત અને "પ્રાણ વાક્-ચક્ષુઃ અધ્યાત્મ" કહ્યાં છે મતલબ કે "બ્રહ્માંડ" સંબંધનાં આદિત્ય આકાશવાયુ વિગેરે અધિદૈવ છે. "પિંડ" સંબંધી પ્રાણચક્ષુઃ શ્રોત્ર અધ્યાત્મ છે. સરખામણીમાં "મહાન" અને "અલ્પ" કહીયે તો પણ ચાલે.

તેજ પ્રમાણે બૃહદારણ્યક ૨–૩–૩ અને ૪ માં પણ "વાયુ" "અંતરિક્ષ" "મંડલપુરુષ" અધિદૈવ તથા પ્રાણ અને અક્ષિપુરુષ અધ્યાત્મ કહ્યાં છે અને સહુથી સ્પષ્ટ સમજાવનાર અંતર્યામી બ્રાહ્મણ બૃ. ૩–૭–૩ થી ૧૪ સુધીમાં જે અંતર્યામી સત્તા પૃથ્વી, અપ, અગ્નિ, અંતરિક્ષ, વાયુ, દ્યૌ આદિત્ય દિક્, ચન્દ્ર, નારક, આકાશ તમઃ તેજઃમાં છે તે અધિદૈવત છે અને પ્રાણવાક્, ચક્ષુઃ શ્રોત્ર, મન ત્વક, વિજ્ઞાન અને રેતઃમાં છે તે અધ્યાત્મ છે. આથી વધારે સ્પષ્ટ ખુલાસો શું હોઈ શકે? મહાન્ બ્રહ્માંડ તે અધિદૈવ અને અલ્પ (પિંડ) તે અધ્યાત્મ તેમજ બૃ. ૧–૫–૨૧ માં "वदिष्यामि" "द्रक्ष्यामि" "श्रोष्यामि" વિગેરે સ્ફુરણાથી વાક્ચક્ષુઃ શ્રોત્રાદિ થયાં તે "अध्यात्म" પિંડે અને "ज्वलिष्यामि" "तप्स्यामि" "भास्यामि" વિગેરેથી અગ્નિ સૂર્ય ચન્દ્ર (જે બ્રહ્માંડનાં ચક્ષુ છે તે) "अधिदैवकं" છે ૧–૫–૨૨ માટે મને તો લાગે છે કે સ્વભાવોધ્યાત્મ એટલે પ્રકૃતિ કેમકે પિંડની વાતોના દાખલા દેવાયા છે તે "અધ્યાત્મ" જાણીને મોહ ગયા પછી વિશ્વરૂપ દર્શન "दंष्ट्र" માં મહાભારતના કૌરવો કચ્ચડાઈ મરતા દેખાયા સૂર્ય ચંદ્ર દેવતા સર્વ બ્રહ્માંડના આધિદૈવ પુરુષોનાં દર્શન થયાં પછી ક્ષર અક્ષર કરતાં "ઉત્તમ" "શ્રી પુરુષોત્તમ" આ "શ્રીકૃષ્ણજ" છે એમ "स्मृति र्लब्धा" ત્યારેજ "करिष्ये वचनं तव" ની અર્જુનજીએ પ્રતિજ્ઞા લીધી. અમથી અધ્યાત્મ સમજથી શ્રીકૃષ્ણ પરમાત્માનું ગૌણ ગૂઢ સ્વરૂપ જાણીને અર્જુને "करिष्ये वचनतव" એવા ઉદ્ગાર નથી કાઢયા પણ अधिदैवस्य विजयं विजयध्वंनी ગેનોપનિષત્ જેવી સ્મૃતિ આવ્યા પછી "स्थितोऽस्मिगतसन्देहः करिष्येव वचनंतव" રૂપી વચન આવ્યું અને તે પાળ્યુ છે. એ પ્રમાણે આપણે તો અધિયજ્ઞ શ્રીકૃષ્ણનાં વચનો અક્ષરે અક્ષર માનનીય છે તે પ્રમાણે અધિદૈવ તમામ ચઢીયાતું છે અને અધ્યાત્મ તમામની કોટિ ઉતરતી છે. તે ધોરણે શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કધમાંથી જેમ કે spiritual એક અને intellectual માત્ર બીજાં વચનામૃતો એકઠાં કરી માહાત્મ્યજ્ઞાન નીચે ટાંકું છું. તેમાં પ્રથમ, પહેલી વિભક્તિથી જે માહાત્મ્ય શ્રીમુખે પ્રભુએ જણાવ્યું તે એ કે—

प्रापणं हि सतामहं ११–११–४८
अहं योगस्य सांख्यस्य सत्यस्यर्तस्यतेजसः
परायणं द्विजश्रेष्ठाः। श्रियः कीर्तेः दमस्यच ११–१३–३९
निर्वैरं समदर्शनं अनुव्रजामि १४–१६
भक्त्याऽहमेकया ग्राह्यः १४–२१
सर्वासामपि सिद्धीनां हेतुः पतिरहं प्रभुः
अहं सांख्यस्य योगस्य धर्मस्य ब्रह्मवादिनां १५–३५
अहमात्माऽन्तरोबाह्योऽनावृतः सर्वदेहिनां
यथा भूतानि भूतेषु बहिरन्तः स्वयं तथा १५–३६

પછી અધ્યાય ૧૬ માં શ્લોક ૯ થી ૧૫ સુધીમાં—

अहं आत्मा सुहृद्, ईश्वरः भूतानि, तेषां स्थित्युद्भ वाप्ययः

ઇત્યાદિ તેમજ ઉચ્ચૈઃ શ્રવા यम वासुकिः અનન્તઃ તુર્યાશ્રમઃ બ્રાહ્મણો વર્ણઃ ગંગા, મરુ

ધન, ત્રિપુરઘ્નઃ મેરુઃ હિમાલયઃ અશ્વત્થઃ પદ્મઃ ધનરૂપા 'વાસુદેવો ભગવતાં ત્વંતુ ભાગવતેષ્વહં, હનુમાન લક્ષ્મી વિશ્વાવસુ, ગન્ધઃ રસઃ પ્રભા, અગ્નિઃ અર્જુન પ્રભૃતિઓ, મહાભૂતો, યુગ્મ વિગેરે શ્લોક ૩૭ સુધીની વિભૂતિઓ (ગીતાજીની પેઠે)

પછી:—

अहमासं त्रिवृन्मन्त्रः १७-१२

ज्ञानिनस्त्वहमेवेष्टः १९-३

बन्धु गुरुरहं सखे १९ ४३

भक्तियोगगतिस्त्वहं २४-१४

प्रकृतिः पुरुषः कालः तत्त्रितयंत्वहं २४-१९

आत्माऽहमेव २६-३४

सर्वभूतेषु आत्मनि च सर्वात्माऽहमव स्थितः २७-४८

(यथा हिरण्यं+आद्यन्ते मध्येच) अहमस्यनतन्न (विभाव्य) २८-१९

अहंचतुर्विधः २९-३३

# मुरली-ध्वनि.

શારદ પુર્ણિમાની રમ્ય રાત્રિમાં જ્યારે વન-પ્રદેશ ચાંદીનાં પત્રાંની જેમ દેદીપ્યમાન બની રહ્યો હતો, આકાશમાં ચંદ્ર દેવતા મીઠું મીઠું હાસ્ય કરી રહ્યા હતા. નીચે શ્રીયમુનાજીનું શાંત ગંભીર અને શ્યામવર્ણું જલ એવું શોભનીય બની રહ્યું હતું કે જાણે કોઈએ તેના ઉપર શ્વેત ચાદર બીછાવી હોય. વાયુ દેવતાએ પણ પોતાની શીતલ મંદ અને સુગંધિત લહરોથી ચારે દિશાઓનું વાતાવરણ શાંત બનાવી દીધું હતું. સૃષ્ટિના ચરાચર પ્રાણી માત્ર પોતપોતાના સ્થાને વિશ્રામ લઈ દિવસ ભરનો થાક સમાવી રહ્યા હતા. આવા મનોહર સમયે એકાએક મુરલીધરના મધુર મુરલીનાદથી પ્રથમ સઘળું વનપ્રદેશ ગુંજાયમાન થઇ રહ્યું પછી એ ધ્વનિ સ્વર્ગલોકમાં પહોંચીને દેવ ગંધર્વ તુમ્બર અપ્સરાઓ અને ઇન્દ્ર દેવતાઓને ચકિત કરી ક્રમશઃ તપઃ મહઃ અને જનઃ આદિ લોકમાં થઈ સત્ય લોકમાં સનક સનાતન વિગેરે મહર્ષિઓની સમાધિનો ભંગ કરીને સ્વયં બ્રહ્માજીને વિસ્મિત કરી સમસ્ત ઊર્ધ્વ લોક પર વિજય કરી એ મધુર ધ્વનિના સંગીત સ્વરોએ નીચે પાતાળ તરફ પ્રયાણ કર્યું. પાતાળમાં રાજા બલિને ચકિત કરી નાગરાજ અનન્ત શેષનાગની સહસ્ર ફણોને કંપાવી એ સ્વરો અખિલ બ્રહ્માંડમાં ભેદીને દશે દિશાઓમાં ફેલાઇ ગયા. ભગવાન શ્રી કૃષ્ણચંદ્રની મુરલી ધ્વનિ સાંભળી સચરાચર જગતમાં એવું કોણ પ્રાણી હતું કે જે સ્થિર રહી શકે. એ ધ્વનિ સાંભળતાં જ તૃણ ચરતી ગાયોએ તૃણ ચરવું છોડી દીધું, વાછડાઓ મ્હોંમાં સ્તન હોવા છતાં સ્તનપાન ભૂલી ભગવાનની તરફ તાકવા લાગ્યાં. શ્રી યમુનાજીનો જલ પ્રવાહ ઉલટ વહેવા લાગ્યો. સુકાઈ ગએલાં વૃક્ષો નવપલ્લવિત બનવા લાગ્યાં. વનપ્રદેશનાં હરણાંઓ વિના બાંણે ઘાયલ જેવાં બની જમીન પર ઢળી પડવા લાગ્યાં. અહાહા! શો બંસીનો જાદુ! જે બંસીનાદે ચેતનને જડ અને જડ પદાર્થને ચેતનની દશામાં મુકી દીધાં તો પછી એ સંગીતનું ખરૂં રહસ્ય સમજનારી વ્રજાંગનાઓની શું દશા બની હશે? આ વિષેનું વર્ણન શ્રીનંદદાસજીએ સુંદર રીતે કર્યું છે, જેમાંની એક ટુક નીચે મુજબ છે.

સુનત ચલીં વ્રજવધૂ ગીત-ધુનિકો મારગ ગહિ।
ભવન ભીત દ્રુમકુંજ, પુંજ કિતહુ અટકી નહીં॥

વળી મહા કવિ 'નારાયણ' પણ સુંદર ઢંગથી કહે છે કેઃ—

બંસી ધુનિ સુનિ ગોપ કુમારી॥
અતિ આતુર વ્હે ચલી શ્યામપૈ તનમનકી સબ સુરતિ બીસારી॥ ૧
ગલકો હાર પહર નિજ કટિમેં કટિકી કિંકણી ગલ મહિં ડારી॥
પગ પાયલ નૂપુર ધર કરમેં કરકી પહુંચિયા પગન મઝારી॥
કાન બુલાક કપોલન બેંદી નાકમેં પહરી કાનકી બારી॥
એક નૈન અંજન બિને સોહે એક નૈનમેં કાજર સારી॥ ૩
કોઈ ભોજન પતિ પરોસત દૌરી કોઉ ભોજન તજ દીનો થારી॥
'નારાયણ' જો જૈસે હુતી ઘર સો તૈ સોહિ ઉઠિ વિપિન સિધારી॥ ૪

રસકવિ શ્રી રસખાનજી પણ ગોપીજનોને મુરલીના પ્રભાવથી બચવા સુન્દર વર્ણન કરે છેઃ—

સુનતિ હો કહા ભજિ જાઓ ઘરે, બિંધ જાઓગી નૈનકે બાનનમેં॥
યહ બંસી 'નિવાજ' ભરી વિષસોં, બગરાવતિ હૈ વિષ પ્રાનનમેં॥

## વિદ્યાવાડી*

( લખનારઃ—રમણલાલ જયેષ્ઠારામ શાસ્ત્રી, ડભોઈ. )

રોપજો...રે!
સખિ! રોપજો...રે!
વિદ્યાવાડીમાં! ૧!

સિંચજો...રે!
જલ સિંચજો...રે!
વિદ્યાવાડીમાં! ૨!

: સાખી :

ક્યારે ક્યારે ખન્તથી, જલસિંચન જો થાય,
રોપ અનેરા ઉછરે, ફળફૂલ મીઠાં થાય;
સુવાસ મ્હેંકે ત્યાંય...
વિદ્યાવાડીમાં!

લ્હાણજો...રે!
વળી મ્હાણજો...રે!
વિદ્યાવાડીમાં! ૩!

ઝીલજો...રે!
પુષ્પ વીણજો...રે!
વિદ્યાવાડીમાં! ૪!

: સાખી :

પુષ્પપર્ણ યોગે જૂઓ, શોભિત વાસ સુવાસ,
હૈયે હૈયે ફોરવો, શારદ ફૂલની વાસ;
મ્હેંકન્તી ચો...પાસ...!
વિદ્યાવાડીમાં!

લટજો...રે!
બ્હેન! ઘૂંટજો...રે!
વિદ્યાવાડીમાં! ૫!

વેરજો...રે!
ફૂલ! વેરજો...રે!
વિદ્યાવાડીમાં! ૬!

: સાખી :

વિદ્યા વર્ધન કારકી, જીવન ઉજ્જવલ થાય,
શારદ પુષ્પો પમરશે, જ્વલન્ત ચોદિશમાંય;
હર્ષિત ઉર ફુલાય...
વિદ્યાવાડીમાં!
રોપજો૦ વિ૦

---

* બ્હેન ઇન્દુમતી મફતલાલ પરિખે (ડભોઈ) ગવડાવેલું ગીત—શ્રીપુષ્ટિમાર્ગીય પાઠશાળા, (ડભોઈ).

વળી કહ્યું છે કે સેવા, સ્મરણ અને કીર્તન કરે, ને આ લોકનો વૈભવ માગે તો આપે, અને પરલોકનો માગે તો પરલોકનો આપે, માટે એમાંથી એક પણ માંગવું નહિ. ને પ્રભુનું ભજન, સેવન સ્મરણ કીર્તન તથા દંડવત કરતા રહેવું, એટલે પોતાના લોકની પ્રાપ્તિ થાય. આ જગત પોતાને રમવાનો એક બાગ છે. રમવાનું મન થાય ત્યારે કરે, ને ના ગમે ત્યારે કાઢી નાંખે. પ્રભુની રમતના આ ચૌદ લોક છે, ને ચૌદેય લોકમાં કીડીથી કુંજર સુધી સૌમાંય પ્રભુ ગાદી તકીઆ કરીને બિરાજ્યા છે એમ જાણવું. જેની પાસે પોતે જેટલી વસ્તુ કરાવે છે, તેટલી તે પોતે જ કરાવે છે. પણ પેલો ભલું, ભુંડું, સારૂં, નરસું, પાપ પુણ્ય માને છે, ને તેનું ફળ ભોગવે છે.

જો એક પ્રભુ કર્તા માને, ને પોતે અકર્તા થાય, ને સાક્ષીની પેઠે જુએ, તો તેનું કામ થાય. જેમ આ જગતમાં પ્રભુ છે, ને પોતે સાક્ષી થઈને જુએ છે. પણ આ જીવ તો જાણતો નથી કે પ્રભુ કરે છે, ને એમ જાણે છે જે હું કરૂં છું મને ફલાણે ગાળો દીધી. ફલાણે મારી નિંદા કરી. કોઇને આવો બેસો કહે છે, ત્યારે ગાળ દેનાર પર ખીજે છે, વળી માન આપે છે તેના પર પ્રસન્ન થાય છે. જગતને જુએ છે, તે એક પ્રભુરૂપે ભગવદીય જોયા કરે છે. પ્રભુને જગત કહે છે, ત્યારે પ્રભુને કશી રીસ ચડતી નથી. એટલે જેને રીસ ચઢે તે અજ્ઞાની છે. પ્રભુ કહે છે કે અલ્યા, તેં મને કર્તા તો કાઢી નાખ્યો. પણ આપણે કર્તા મટી જઇએ, ને પ્રભુ કર્તા જાણીએ, ત્યારે ભગવદીય જાણી પ્રભુ પ્રસન્ન થાય, ને તેનું મોઢું પ્રભુને ગમે.

પર. વળી એક દિવસે કહ્યું, કે પ્રભુના મોઢા આગળ સર્વ ચાકરો ઉભા છે. સર્વ શક્તિઓ ઉભી છે, તેની પાસે જે કામ કરાવવાની આજ્ઞા કરે તે કામ તેઓ કરે છે, પણ આ કામ જાત પરત્વે જુદાં જુદાં છે. એક ચાકરને આજ્ઞા આપે કે જાઓ, તમે આટલા સાધુ જમાડી આવો. વળી બીજાને આજ્ઞા આપે કે જાઓ, આ સાધુને મારી નાખો. ધણીના હુકમ તો બેઉ ખરા. પણ પેલો જમાડવા જાય, તે તો પ્રસન્ન થતો જાય, શા માટે ? જગતમાં તેનો જશ થાય, ને પેલો સાધુને મારી નાખવા ગયો, તે તો જગતથી લજવાતો જાય, શા માટે ? તેની જગતમાં નિંદા થાય. આમ છતાં ચાકરે કાંઇ ના કહેવાય નહિ. તેમ મહામાયા એ પ્રભુની શકિત છે, તે માયાએ પ્રભુને ભુલાવી દીધા છે, ને તેથી કહે છે કે આ ઘરનો હું ધણી આ ધણીઆણી મારી, આ છોકરાં મારાં, આ દ્રવ્ય મારૂં. એ માયાએ પ્રભુને ભુલાવી દીધા છે,

ને જગતને નરકમાં નાખે છે. આમ કરવાથી માયા પણ લજવાય છે. આથી મોટા ભગવદીયો એમ કહે છે કે પ્રભુને ભજો, પ્રભુની સેવા કરો, સર્વના ધણી એક પ્રભુ છે. શ્રી ગીતાજીમાં ભગવાન એમ કહે છે કે બધામાં ભગવાનને જોજો, ને પ્રભુ કર્તા જાણજો. આથી માયા કહે છે કે તમે મને આજ્ઞા કરી કે મને ભુલાવી દો, જીવને આગળ કરો, આથી મેં આવું કરવા માંડયું, એટલે જીવને નરકમાં નાખવાનું કામ મને સોંપ્યું! આથી માયા ઘણું લજવાય છે, પણ શું કરે? ધણી જે આજ્ઞા કરે તે કરવું પડે. આ માયાના મનમાં તો એમ છે કે જીવ પ્રભુનું ભજન કરે તો કેવું સારૂ?

આથી હરિ કર્તા જાણજો, હરિ વિના કોઈ છે નહિ, તદ્દન મમતારહિત રહેજો. અહંતામમતા એ પાપનું મૂળ છે. માટે પ્રભુ ચલાવે તેમ ચાલજો, પોતે કર્તા મટી જવું, ને પ્રભુ કર્તા જાણજો; કોઇના સાથે વઢવું નહિ. કોઇનું મન દુઃખવવું નહિ. કોઇ પર ક્રોધ કરવો નહિ, સર્વ પ્રાણીમાત્ર પ્રસન્ન થાય તેમ કરજો. એટલે પ્રભુ પ્રસન્ન થાય. સર્વ પ્રસન્ને પ્રભુ પ્રસન્ન છે.

૫૩. વળી એક દિવસે કહ્યું કે, નારદજીએ બ્રહ્માને પૂછયું કે જગતના કર્તા કોણ? જગત તો એમ કહે છે, કે આ સૃષ્ટિના કર્તા બ્રહ્માજી છે, ત્યારે તમે છો? ત્યારે બ્રહ્માજી કહે છે કે આ અમે કર્તા નથી. આ જીવની જેટલી પ્રકૃતિ છે, તે પ્રમાણે થાય છે. તે પ્રકૃતિ કાળના હાથમાં છે. જુઓ આ જીવ વય પચીશનો થયો, ત્યાં સુધી તો ભૂખે મુઓ, ને પછી લક્ષાધિપતિ થાય છે, એ કોણ કરે છે? એ કાળ કરે છે. જે વેળા જેનો કાળ આવશે; તે વેળા તે થયા કરશે. તે કાળરૂપી મહામાયા પ્રભુની દાસી છે તેને જેમ નચાવે તેમ તે નાચે છે. આ જગતમાં જેટલા જીવ છે, એ પ્રકૃતિને આધીન છે, જેવી પ્રકૃતિ તેવો અવતાર પામે છે, ને વળી પામશે. જે ભગવાન ભજવાનો ને સેવવાનો લાભ તે તો પ્રકૃતિના હાથમાંએ નહિ, તે તો પ્રભુના હાથમાં છે. જેટલું પોતાને દાન કરવું હોય તેટલું કરે, માટે પ્રભુની ભકિત વિના કંઈ છે નહિ. હરખ પણ ન કરશો, ને શોક પણ ન કરશો, જે વેળા પ્રભુને જે કરવું હશે તે થશે.

૫૪. વળી બ્રહ્માજી નારદને કહે છે કે અમે તો ચિતારા છીએ, આ પુતળાં તો એમણે આલેખી રાખ્યા તેમાં અમોએ નાના પ્રકારના રંગ ભર્યા છે. તે ગમે ત્યાં સુધી પુતળાં રાખે, ને ના ગમે ત્યારે પોતે સંહારે. મૂળ પુતળાં પ્રભુના ઉદરમાંથી થયાં, જ્યાં સુધી રમવાની ઇચ્છા હોય, ત્યાં સુધી તેમને રાખે ને ના ગમે ત્યારે સંહાર કરે. અમે ને આ ચૌદ લોક સર્વે એ પ્રભુના

હાથમાં છીએ, જેમ નચાવે તેમ નાચે. ભગવાન વિના કંઈ છે નહિ. માટે ભગવાનને ભજવા ને સેવવા.

૫૫. વળી એક દિવસે કહ્યું, કે આ ત્રણ ગુણથી સર્વે ઇંદ્રિયો થઈ છે. રાજસ. તામસ ને સાત્વિક. તેથી સર્વે જુદી જુદી ઉભી રહે છે, કોઇ કોઇની સાથે મળતી નથી; ને ભગવાનને તે પોતાને રમવાનું મંદિર કરવું છે, ને પેલી ઇંદ્રિયો તો વેગળીને વેગળી ઉભી રહી છે. ત્યારે પ્રભુએ પોતાની પ્રકૃતિ શક્તિને આજ્ઞા કરી કે શું જુએ છે? માર, સર્વેને ને એકઠી કરીને બાંધી નાખ. આમ પ્રકૃતિએ કર્યું, ત્યારે એકઠી થઇ, ને જેને જ્યાં મુકવી હતી ત્યાં મુકી. કોઈ ગુદા ઇંદ્રિય, કોઈ ઉપસ્થ ઇંદ્રિય, કોઇ નાક ઇંદ્રિય, કોઈ હાથ ઇંદ્રિય, કોઈ કાન ઇંદ્રિય, કોઇને મોંની ઇંદ્રિય ને કોઇને આંખની કરી. આ ઇંદ્રિયો પોતાની મેળે પોતાની ઇચ્છાથી નહોતી સ્થાન લેતી. ગુદા ઇંદ્રિય ને ઉપસ્થ ઇંદ્રિય થવું કોને ગમે? એટલે મારી કુટીને જ્યાં ઘાલવી હતી, ત્યાં ઘાલી. દૃષ્ટાંત તરીકે આપણે અરસપરસમાં નાહીને જતા હોઇએ, ત્યારે સર્વેને એમ કહીએ કે ભાઇઓ મને અડશો નહિ, હું તો અપરસમાં જાઉં છું. ત્યારે લોક તો વેગળા વેગળા ચાલે, પણ તેમાં કોઈ અસુર આવ્યો, તેણે તો આપણને ઝાલ્યા. ત્યારે આપણે કહીએ કે હું તો અપરસમાં જાઉં છું, ત્યારે પેલો કહે કે અપરસ કોણ છે? ચલ બે, યે ગાંસડી ઉઠાવની હૈ. ત્રણ મણની ગાંસડી માથે મુકી, તે લઇને આપણે ચાલ્યા. પેલી અપરસ થાકીને રહી, તેમ આ એકાદશ ઇંદ્રિયોને પ્રકૃતિએ બાંધીને આ શરીરરૂપી મંદિરમાં ઘાલી. ઇંદ્રિયોને એકની તળે બીજીને રહેવું ગમતું નહોતું, અને તેથી એકઠી થતી નહોતી, માટે પરાણે મારી કુટીને જ્યાં ઘાલવી હતી, ત્યાં ઘાલી. કોઈ ઘર ચણે ત્યાં ઇંટો લાવીને જ્યાં ઘાલવી હોય ત્યાં એકી વખતે ઘાલી દે, ને જ્યાં ઘાલે, ત્યાં ચણાય. ગમે તો મંદિરમાં ચણે કે પછી સંડાસમાં ચણે, તેમ પેલી ઇંદ્રિયને ચણી નાખી ને એક પ્રભુને બેસવાનું મંદિર કર્યું. તે મંદિરમાં પોતે પધાર્યા. એવાં કરોડો બ્રહ્માંડો કર્યા. પણ પોતાની ઇચ્છા થઇ ત્યારે પ્રકૃતિએ ઉભાં કર્યા, પોતાને કંઇ કરવું પડતું નથી. કેટલાક દિવસ તો સર્વે ઇંદ્રિયો જુદી જુદી રહી, કોઇ કોઇને મળી નહિ. જ્યારે પ્રકૃતિને પ્રભુએ આજ્ઞા કરી, ત્યારે પ્રકૃતિએ એકઠી કરી. તેમ આ ગર્ભમાં ચાર પાંચ માસનો ગર્ભ થાય છે, ત્યાર પછી જીવ સંચરે છે. કેડથી સાત લોક નીચા ને કેડથી સાત લોક ઉંચા છે. નીચલા તે નીચલો ભાગ, ને ઉપલા તે ઉપલો ભાગ.

દેહ તે બ્રહ્માંડ એ રીતે છે. એ ચૌદ લોક આ જીવનું નામ પાડ્યું, પણ તે નામ છે નહિ. એ નામ તો સંજ્ઞામાત્ર છે. લોકોનું પાડેલું છે વા કોઇનું પાડેલું છે, તે ખોટું છે. કલ્પેલું નામ તે મિથ્યા માત્ર છે, પણ એ સાચું માન્યું છે. જે નામ ઠરાવ્યું, તે નામને ગાળો દઇએ છીએ ત્યારે રીસ ચઢે છે. ત્યારે આ એકાદશ ઇંદ્રિયોમાં તું કયો ! આ હાથ તારૂં નામ ! કે પગ તારૂં નામ ? કે મોઢું તારૂં નામ ? વા માથું તારૂં નામ ? તુ કયો ? તારામાં એ બધું છે, ને જે ગાળો દે છે તેનામાં એ બધું છે, ત્યારે ગાળો કોને લાગશે ? જેમ દાંત જીભ કરડશે, પગ પગને અથડાશે, ત્યારે કોને મારશે ? આ રીતે બધું છે, આ તો હરિનાં મંદિર છે. જુઓ આ જીવમાં પોતે સિંહાસન માંડીને બેઠા છે, તેમાં પોતે જીવ પણ છે. વળી એ જીવમાં કરોડો જીવ ક્રીડા છે, કરમીઆ છે, તેમાં એ પોતે જીવ છે, તેમ કરોડો બ્રહ્માંડમાં છે, એજ રીતે છે. જેમ પેલો મોટો જીવ સવા શેર ખાય છે, ત્યારે તેમાં રહેલા કરોડો જીવ તૃપ્ત થાય છે તેમ આ જીવ પ્રભુને ભોગ ધરે છે ત્યારે સર્વે તૃપ્ત થાય છે એ રીતે રોજ રાખે, તો એ તૃપ્ત થાય. નો શા માટે ભોગ ધરે ? આથી વાળું વાયને ભુખ લાગે, ત્યારે નાહીને રસોઈ કરાને પ્રભુને ભોગ ધરે. વળી કહે છે કે તૃપ્ત થયાની કંઈ એંધાણી છે ? ત્યારે કહેવું કે દુર્વાસા આવ્યા હતા, ને ભાજીનું એક પત્ર પ્રભુએ મુખમાં મુક્યું, એટલે બધા શિષ્યો સાથે દુર્વાસા તૃપ્ત થયા. જ્યાં જેવો ભાવ મુકવો હોય તેવો મુકે, એવી પોતાની શક્તિ છે. તેમ આ જગત પ્રભુના પેટમાં છે, એટલું શા માટે કહેવું પડે ? અરે આ જગત તો પ્રભુને રહેવાનું મંદિર છે. માટે મંદિર વિના જોશો નહિ. શ્રી શુકદેવજી મંદિર વિના ને માંહે પ્રભુ વિના બીજું જોતા નથી. જ્યાં જાય ત્યાં પ્રભુ જુએ તો ચૌદ લોક તૃપ્ત થાય. એક તલ્લ પડે એટલું પ્રભુ વિના છે નહિ. આ મારાં રૂપની સાથે સારૂં સારૂં બોલીને પ્રસન્ન કરશે, તો હું પ્રસન્ન છું. જેમ તને સાકર ભાવે છે, ને લીમડો કડવો લાગે છે. તેમ સર્વે ઠેકાણે જાણજે ને ચાલજે. લીમડો તો પોતે પીવો.સાકર સામાને ખાવા આપીએ.ત્યારે પ્રભુ મંદિરમાં બેઠા છે, તે પ્રસન્ન થશે. જો જુદું જોશો તો પ્રભુ કહે છે કે હું કોપીશ, ને મને જોશો તો મને પામશો. એવાં કરોડો બ્રહ્માંડ વૈરાટ રૂપમાં છે. એવાં કરોડો વૈરાટ પ્રભુના શ્રીઅંગમાં છે. તેમ શ્રીકૃષ્ણ રસ શ્રીકૃષ્ણના સ્વરૂપમાં છે. તે ઠાકોરજી શ્રીઆચાર્યજી મહાપ્રભુજીના ભાવાત્મક છે. તે પંચાક્ષર સાથે નામ આપ્યું છે.

૫૬. વળી એક દિવસે પૂછ્યું, શ્રીગોપીજનો ત્રણ ગાઉ મથુરા છે છતાં ત્યાં

કેમ ન ગયાં ? એવાં સ્નેહીને ત્રણ ગાઉ પ્રભુ પાસે ન જવાય? ત્યારે જવાનો મનોરથ કરે પણ પોતાનું નીચપણું મનમાં આવે કે આવા મોટા પ્રભુ આગળ આપણે તો ક્ષુદ્ર છીએ; એટલે પ્રભુ પાસે જવા લાયક નથી એમ જાણીને નિરાશ થઇને રહેતાં. તેનું દૃષ્ટાંત એ કે (કહેવા લાયક નથી પણ કહું છું) કોઇ એક ચાંડાલ હોય તે આપણા ઘરમાં પેસવાનું મન કરે, ને વળી મન ના કરે. તેમ શ્રીગોપીજનો વિચારી જોતાં, ત્યારે પોતે કરોડો ચાંડાલ જેવાં પણ પણ નથી, ને પ્રભુ તો આવાં મોટા છે, માટે આપણે તેમના મોં આગળ જવા લાયક નથી. એમ પલકે ને પલકે પોતાની નીચતાને દીનતા વિચારતાં હતાં, તેથી કરીને જઇ ન શકયાં. એવા દૈન્યભાવ વિના પ્રભુ પ્રસન્ન થાય નહિ. એવો દીનભાવ તેમનામાં આવ્યો, ત્યારે પ્રભુ શ્રીગોપીજનવલ્લભ કહેવાયા, હવે આ જગતમા જીવ તો પોતાનું રૂપ પણ જાણતા નથી, તો પ્રભુનું સ્વરૂપ, શી રીતે જાણેજ? વળી પોતે દંભી ભગવદીય થઈને બેઠો છે. ગમે એટલો થા પણ કંઇએ તારૂં વળે એમ નથી, ગમે એટલા અવતાર ધર, પણ દીનતા આવ્યા વગર પ્રભુની પ્રસન્નતા થવાની નથી.

૫૭. વળી ચતુઃશ્લોકીમાં કહ્યું છે કે ભગવાનને જાણવા માટે જાણીને તેને મળવું. મળીએ ત્યારે તેમનો સ્વભાવ જાણ પડે. જો માણસ મળે નહિ. ત્યારે તેની વિસ્મૃતિ થાય, માટે મળવું. પછી તે પ્રભુની સેવા કરવી, ને સેવાથી સિદ્ધ થાય તે ફળરૂપ સેવા. ફળરૂપ સેવા તે કે જે કરે ને હૈયામાં પ્રભુની પોતાની ઇચ્છા જાણે છે, ને તે પ્રમાણે કરે છે. ને પ્રભુને પોતાને ગમે કે ના ગમે તે એ કંઇ પણ જાણતો નથી. ને સાધનરૂપ સેવા માટે પ્રભુને પ્રથમ જાણવા. વળી કહ્યું કે જે હું ને મારૂં કહે છે, તે ભગવદીય પુરુષોત્તમના સંબંધથી કહે છે, ને જીવના હરિ ધણી છે. શ્રીવલ્લભજી મહારાજે કહ્યું, કે ચોવિસ અવતાર સુધી સેવા નથી.

આ તો શ્રી મહાપ્રભુજીએ કૃપા કરીને શ્રીકૃષ્ણ સર્વોપરિ; સર્વથી મોટામાં મોટા આનંદનિધિ, રસાત્મક તેમની સેવા, તેમનો અષ્ટાક્ષર ને તેમનો પંચાક્ષર આપ્યો છે, જેટલું આપણને મળ્યું છે, તેટલું કોઇ કાળે કોઇને મળ્યું નથી. મોટા મોટા ભગવદીય થઈ ગયા છે, પણ સેવા કોઇની પાસે કરાવી નથી, પણ આ જીવ પર કૃપા કરીને કરાવે છે, માટે પોતાનું મોટું ભાગ્ય માનીને કરવી. મોટું ભાગ્ય છે કે પ્રભુને જગાવવા. ભોગ ધરવા, પોઢાડવા વગેરે બધી શ્રીગોસ્વામીજીના અનુગ્રહથી મળી છે. દયા કરીને સેવા આપી છે; માટે જીવે પોતાને ભાગ્યવાન માનવો જોઇએ.

૫૮. વળી એક દિવસે કહ્યું કે, શ્રીમહાપ્રભુજી કરોડો રસના સમુદ્રમાં પડયા છે, તે કરોડો રસની ભાવનામાં ઝુલે છે. તે કરોડો સમુદ્રમાંથી એક એક બુંદ તેમાં દામોદરદાસ પડયા છે. તે આનંદ માતો નથી, એવી બુંદ છે. તે બુંદનો એક સમુદ્ર તેની એક કણિકા આજના ભગવદીયમાં આવે, ત્યારે તે આનંદમાં પડે છે. બીજું કંઇ દેખે નહિં. તેનો પ્રપંચ, લૌકિક વહેવાર તેજ વખતે છુટી જાય. ત્રણ લોકનો વૈભવ તુચ્છ તરણા માત્ર ગણે. આ શક્તિ આનંદની બુંદમાં છે, તે બુંદ નથી મળી, ત્યાં સુધી જીવ લૌકિકમાંજ છે.

૫૯. વળી એક દિવસે પૂછયું, કે મર્યાદામાર્ગીય ભગવદીય કયા? ત્યારે કહે છે કે જે પ્રભુની મર્યાદા રાખે તે મર્યાદા ભગવદીય. તે મર્યાદી ભગવદીય ભગવાનને દેખે નહિ, પણ એમ જાણે કે ભગવાન વિના કંઇ છે નહિ. કોઇની સાથે ભુંડુ ભલું બોલે નહિ તે. શ્રીશુકદેવજી, નારદજી, ભરતજી તે સદાસર્વદા ભગવાન વિના જોતા નથી. માટે તે ભગવાનની મર્યાદા રાખતા. કોઇની સાથે પ્રભુની વાત વગર બોલે નહિ એ મર્યાદામાર્ગીય. હવે પુષ્ટિમાર્ગીય કયા? જેની સાથે પ્રભુ સાક્ષાત બોલે, ચાલે, સ્પર્શ કરે, પોતે પ્રેમથી પ્રસન્ન થાય, એ પુષ્ટિમાર્ગીય, જે ભગવદીય પોતાને સ્થાનકે રહ્યા હોય. તે પાછા મૂળ સ્થાનકે પહોંચે. ભ્રમણ ભ્રમણની જગાએ રહે, તો તે પ્રભુને પામે. જે જે વરણનો (સ્થાનનો) અધિકારી છે, તે તે અધિકારે રહે છે, તો પછી તેને ફરી તે અધિકાર પ્રાપ્ત થાય, ને અધિકારથી ભ્રષ્ટ થાય તો અધિકારથી છુટે, માટે ભગવદીય ભગવાનને ચુકે તો ભ્રષ્ટ થાય.

૬૦. વળી એક દિવસે કહ્યું કે, બ્રહ્માજી, શિવજી. વિષ્ણુ ને મહામાયા શક્તિ એ બધા એવા મોટા છે, કે બ્રહ્માજી સૃષ્ટિ કરનારા, શિવજી સંહાર કરનારા ને વિષ્ણુ પાલન કરનારા છે, ને માયા સૌને રમાડનારી છે. એવી મોટી શક્તિઓ છે, પણ તે શ્રીકૃષ્ણના હાથમાં સર્વે છે, પોતે પોતાની સામર્થ્યથી ભલે સર્વે કરે પણ અંદર સામર્થ્ય શ્રીકૃષ્ણનું છે. શ્રીકૃષ્ણ સામર્થ્ય ના મુકે, તો એ કે વસ્તુ થાય નહિ, એવા પ્રભુ મોટા છે.

વળી કહ્યું કે કોઇ આપણને ગાળ દે છે, તો આપણે વઢીએ છીએ, એ તો ખોટું વઢીએ છીએ. આપણા મનની મમતા બીજી છે, તેથી વઢીએ છીએ. જુઓ, આપણી ઓટલી કોઇ ખોદી નાખે, ત્યારે કંઈ ઓટલી ના કહેતી નથી, પણ આપણને ઓટલીની મમતા છે, માટે વઢીએ છીએ, આ

ખોટું છે. જુઓ ભરતજીને ગાળો દિધી, હાથ બાંધ્યા, પણ કંઇજ બોલ્યા નહિ, અને કોઈ ગાળ[1] આપણને દે છે, ત્યારે આપણને રીસ ચટે છે, પણ આપણે કદી રીસ ચઢાવવી નહિ.

જે માણસ કર્તા હોય અથવા આપણે કર્તા હોઈએ તો, આપણે વાંઝીઆ હોઈએ ને છોકરો ન હોય તો કેમ ઇચ્છા મુજબ પેદા કરી શકતા નથી? અને પ્રભુને આપવો હોય તો એની મેળે આવે. વળી છોકરા ચાર થાય તો કહેશે હવે એક છોકરી હોય તો સારૂં, પણ દીકરી જનમતી નથી, ને પોતે કર્તા બનીને બેસે છે. આ મિથ્યા છે. કરનારો તો એક પુરૂષ છે, તેના વગર કોઈ કરનાર છે નહિ.

૬૧. વળી એક દિવસે કહ્યુ કે, જે આપણે કર્તાપણું રાખીએ, તો પ્રભુ કહે છે કે, હું કર્તા કયાં ગયો? કર્તા તે હું છું, તારૂં જીવનું શું ગજું? તું શું કરે? તું તો એક મચ્છર મગતરૂં છે. કર્તા હું છું, મારી આજ્ઞા વિના કંઈ થાતું નથી. તું તો એક મારી સેવાને મારા ભજન વિના એક પા પળ રહીશ તો બહિર્મુખ થઇશ, માટે તારે તો એક વિશ્વાસનું કામ છે કે, જે હરિ કરશે તે મારૂં ઉત્તમજ કરશે. એટલો જ્યારે તને મારા પર વિશ્વાસ આવશે, ત્યારે તારૂં સર્વે ભલું જ થશે. વિશ્વાસ હોય ત્યાંજ વિશ્વંભર છે. એક મારો વિશ્વાસ ને મારો આશ્રય રાખીને તારી અહંતા મમતા મુકી દે, ને મારૂં સેવન કર. એટલે મારે જે કરવું હશે તે કરીશ. તું સુખે સુઈ રહેજે પણ વિશ્વાસનું કામ છે.

૬૨. વળી એક દિવસે કહ્યું કે "પરમકૃપાળુ શ્રીવલ્લભનંદન કરત કૃપા નિજ હાથ દે માથે" શ્રીગુસાંઈજી કેવા છે? પરમ કૃપાળ છે. જે જન શરણ આવે ને એમની આજ્ઞા પ્રમાણે ચાલે તો શ્રીગુસાંઈજી પ્રસન્ન થાય. અને કૃપા કરી જીવના મસ્તક ઉપર નિજ હસ્ત મુકી ને અહર્નિશ સેવા સ્મરણ કરવાની આજ્ઞા આપે. તે આજ્ઞાનુસાર જે વર્તવામાં ન આવે તો તે જીવને માથે હાથ શા માટે મૂકે? આથી જે જીવ આજ્ઞાને અનુસરી સેવા, સ્મરણ, ઇત્યાદિ કરવામાં આવે તો "પ્રહી સોંપત શ્રીગોવર્ધનનાથે" વળી શ્રીગુસાંઈજી પરમ ઉદાર ચતુર ચિંતામણિ છે. તેથી પતિત જીવોને શરણે લઇ પોતાની મહદ્ઉદારતાને પ્રકટ કરી, ને જીવના સ્થૂળ દેહને ભગવત્સેવામાં નિયોજવા

---

૧ અહીં [illegible] જનમજન્મ [illegible] ન મૂકી [illegible] એવું [illegible] જણાય છે.

આજ્ઞા કરી પોતાના ચિંતામણિ સ્વરૂપની સાર્થકયતા કરે છે. કારણ કે લોહને સુવર્ણનો સ્પર્શ કરવા માત્રથી જે સુવર્ણ બને છે તેમ શ્રીગુસાંઇજીનો શરણસ્થ જીવ કૃપાપાત્ર બની ભગવાનની સેવામાં પોતાનું સર્વસ્વ અર્પણ કરી દે તેથી શ્રીગુસાંઇજી ચિંતામણિ સ્વરૂપ છે. વળી પરમ ઉદારતાનું સ્વરૂપ તો એ છે કે સંસાર સમુદ્રની પ્રચંડ પ્રવાહની ધારાઓમાં જીવ તણાઈ જતો હોય ત્યારે આપ કૃપા કરી તેને કહાઢે છે "ભજ કૃષ્ણદાસ કાજ સબ સરહી જો જાનો શ્રીવિઠ્ઠલનાથે જ્યારે જીવ શ્રીવિઠ્ઠલનાથજીને પરમ કૃપાળુ જાણશે ત્યારે "હું અને મારૂં" ના અહંતાममતાત્મક ગર્વના સમુદ્રમાં ડુબતા જીવ જે કહાઢશે અને તે અહંતામમતાનો નાશ થએથી શ્રીગુસાંઇજી પ્રસન્ન થશે. શ્રીનાથજી શ્રીગુસાંઈ ઉપર પ્રસન્ન થાય છે ત્યારે પેસો જે જીવ શરણસ્થ છે ત્યારે તેનો હાથ પકડીને શ્રીજીને શ્રીગુસાંઇજી સોંપે છે તે વખતે જ બડભાગી જીવ પાસે હોય છે તેનું કામ થઈ જાય છે. જ્યારે જીવને પાસે જોવામાં નથી આવતો ત્યારે તે જીવને અંતરાય પડે છે. આવા મહાદયાળુ શ્રીવિઠ્ઠલનાથજી છે. સેવા ઉપરનું મમત્વ તેજ ખરો પુરુષાર્થ છે અને તેમાં પોતાનું ભાગ્ય માને જ્યારે સેવા છુટે ત્યારે પોતાનું અભાગ્ય માનીને કહેવા લાગે કે મારી સેવા હાથથી ગઇ. અરે ! હવે હું શું કરીશ? સેવાનું ખરૂં સ્વરૂપ શ્રીવલ્લભકુળ સીવાય બીજો કોઇ જાણવાને શક્તિમાન નથી, તેમની સેવા પતિવ્રતા સ્ત્રીના ટેક જેવી છે. સેવા એજ પ્રાણ છે. સેવા વગરનો પ્રાણ શા કામનો ? સેવા એ તત્ત્વમાં પરમ તત્ત્વ સ્વરૂપ છે. જો સેવા કરશો તો શ્રીગુસાંઇજી પ્રસન્ન થાય. સેવા કરવાનું અભિમાન જોઇએ. અલ્યા, તારે માથે શ્રીકૃષ્ણ બિરાજે છે, અને તું ભાઇનો, બાપનો, સ્ત્રીનો પુત્રનો ને ઘરનો થાઈં ? આ સર્વેના મટીને પોતાના પ્રભુના થઇએ, પ્રભુ શું ઓછા છે ? પ્રભુ સૌથી મોટા છે, માટે પ્રભુ સિવાય બીજા કોઇનો આશરો ન રાખવો, એક પ્રભુનો આશરો રાખવો, પ્રભુ વિના કોઇ છે નહિ.

૬૩. વળી એક દિવસે કહ્યું, કે ભગવાનની તો ઘડી એકમાં કરોડો અવસ્થા બદલાય છે, માટે તે અવસ્થાઓ આપણે જાણવા યોગ્ય નથી. ક્યારેક કયા ભાવમાં ને ક્યારેક કયા ભાવમાં બિરાજ્યા હોય ? જ્યારે વૈરાગમાં બિરાજ્યા હોય ત્યારે ભક્તને માથે બિરજતા હોય છતાં દર્શન આપે નહિ, ને તે વૈષ્ણવને મળે નહિ, ત્યારે તે કઢી કઢીને મરે છે, કે મને દર્શન પ્રભુ આપતા નથી, ને મને મળતા નથી, આથી વૈષ્ણવ ખીજી ખીજીને મરે

પ્રભુના નામના અક્ષર જાણે છે, ત્યાં સુધી નામ સાધન છે, ને જ્યારે એ નામ જેટલા અક્ષર છે, તે પોતાના સ્વરૂપના અક્ષર છે, તે પૂર્ણરૂપ છે, જેમ શ્રીભાગવતના બાર સ્કંધ છે, તે પોતાના અવયવો છે, એ બારેય એકઠા કરીએ, ત્યારે પોતાનું એક સ્વરૂપ બને છે, તેમજ અષ્ટાક્ષરને તેમજ પંચાક્ષરનું સમજવું. તેમ સેવાનું એક રૂપ છે. સ્મરણનું એવું રૂપ છે.

વળી કહ્યું કે શ્રીનંદરાયજીએ અભયા એકાદશી કરી, ને બારશી પારણું કરવા નદીએ નહાવા ગયા, ત્યારે વરુણ લઈ ગયા. નંદરાયજી એમ જાણતા કે. હું સાધને તરૂં, એક શ્રીકૃષ્ણનો આશ્રય નહોતો, ત્યારે વરુણ લઇ ગયા. પ્રભુને અનન્ય ભગવદીય ગમે છે. માટે અનન્ય થઇને એમની સેવા સ્મરણ કરવું. અનન્ય ભગવદીય વિના પ્રભુ પ્રસન્ન થશે નહિ. અનન્ય ભગવદીયને શ્રીઠાકોરજી પર દોષ આવે નહિ, ગમે તો શ્રીઠાકોરજી હજારો માણસોનો નાશ કરે, પણ ભક્ત પ્રસન્ન ને પ્રસન્ન રહે, ને પોતાને ગમે તેટલું દુઃખ આવે, છતાં જે ભગવદીય અનન્ય હોય તેને કશી વાતનું દુઃખ લાગે નહિ, પ્રસન્નનો પ્રસન્ન રહે. જેની નીચ અક્કલ છે, તે તો ખોટા છે, ને જેની સ્થિર બુદ્ધિ છે, ને ભગવાન વિના કોઈ વહાલું છે નહિ ને ભગવદીય. વળી કહ્યું કે. શ્રીકૃષ્ણ બ્રહ્મચારી છે. વ્રજ છે તે તો પોતાનું અંગ છે, બુદ્ધિ અંગી છે. પોતે વ્રજ અગ ને બુદ્ધ અંગી.

વળી કહ્યું કે અવતાર અબળાતણો સારમાં સાર છે. ત્યારે કહ્યું કે જેને એક પ્રભુની ભક્તિ વડે તરવું છે તેનું નામ અબળા, જેને સાધનનું બળ નહિ. જેને એમ નથી થતું કે હું આ સાધને તરીશ. સાધન બળ એક પ્રભુનું જ. પ્રભુ તારે તોજ તરીએ, નહિ તો ન તરાય. એવી જેની દૃઢ માન્યતા છે તેના પ્રભુ છે. વળી કહ્યું કે હું કર્તા મટે ત્યારે પ્રભુ કર્તા થાય, એટલે તે ભગવદીય છે. કર્તા તો એક પોતે પ્રભુ છે, પ્રભુને નરકમાં કોઇ જીવને નાખવો હોય, ત્યારે તે જીવથી હું કર્તા મનાય. પોતે પોતાને કર્તા માને. વળી જીવ મનમાં ધારે છે કે, હું આમ કરીશ, તો આમ થશે, ને આમ કરીશ તો આમ થશે; એવા પોતાના મનસુબા કરે છે, પણ તે બધા ખોટા પડે છે. આ બાબતમા મનનો નિશ્ચય થશે કે, હું કર્તા નથી. કર્તા એક પ્રભુ છે ને પ્રભુ કરશે તે ખરૂં છે, બીજી વાત બધી ખોટી છે. જે એણે ધાર્યું હશે તે થશે, આપણું ધાર્યું કંઈપણ થવાનું નથી. હું કર્તા નથી માટે પ્રભુની ભક્તિ નિઃસાધન થઇને કરે તો પ્રભુ પ્રસન્ન થાય.

૨૫. વળી એક દિવસે કહ્યું કે આ ઇંદ્રિયોને દેવતા છે આંખનો દેવતા સૂરજ છે. હાથનો દેવતા ઇંદ્ર છે. તેમ સર્વ ઇંદ્રિયોને દેવતા છે. કામ તો રાજા કરે છે, નરસું કામ કરાય છે, ત્યારે ઇંદ્રિયોનો દેવતા નરકમાં નાખે છે, ત્યારે કહ્યું કે ઇંદ્રિયોનો દેવતા તો સારૂં જ કામ કરાવે છે. જ્યારે યજ્ઞ કરવામાં બુદ્ધિ થાય ત્યારે તો દેવ કરાવે છે, ને જ્યારે કુબુદ્ધિએ ઇંદ્રિયો ચાલે છે, ત્યારે તે ઇંદ્રિયોના દેવતા વેગળા રહે છે. સર્વે ઇંદ્રિયોનો સરદાર ઇંદ્રિય એક મન છે. તે સર્વોપરિ છે. ત્યારે કહેશે કે મન તો પિશાચ છે. મનનો સારો મનસુબો તો છે નહિ. ત્યારે એ પિશાચ એને નરકમાં નાખે છે. જે મન વડે પ્રભુનો વિચાર; પ્રભુની સામગ્રીનો વિચાર, પ્રભુને પામવાનો વિચાર થાય તે શ્રેષ્ઠ છે. આપણને મળે, ત્યાં સુધી તો શ્રીઠાકોરજીને આરોગાવવું. ન મળે તો સંતોષ રાખી જળવડે નિર્વાહ કરીએ પણ પ્રભુ ઉપર પ્રસન્ન રહીએ. ન મળે તો ભાવના કરીએ, કે હું આવા ભોગ ધરૂં, સોનાની થાળો, રતનજડિત કટોરામાં અનંત પ્રકારના સુંદર ભોગ ધરૂં, એમ મનોરથ કરીએ, તો પ્રભુ પ્રસન્ન થાય. આવા મનોરથ કરીએ. તો કોઇવાર એ મનોરથ પુરા થાય. સર્વના હિત ઉપર સર્વના સારા ઉપરજ નજર રાખી ભોગ સર્વને આપવા, ને આપણે તો દાળ રોટલી લેવી. હમેશાં પ્રભુની ભાવનામાં તરબોળ રહેવું.

આંખનો ધર્મ જોવું છે, તે આંખે જોઈએ છીએ, તે જગતના લોકની પેઠે ન જોઇએ, કાને આ જગતમાં પદાર્થ સાંભળીએ છીએ. પણ જગત સાંભળે છે તેવું ન સાંભળીએ. એમ જોઇએ અથવા સાંભળીએ તો નરકમાં પડીએ, જોઇએ ભગવત્સ્વરૂપ. આ જગતથી અવળા ચાલીએ, તો કામ થાય, અને આ જગના આ પદાર્થનો સ્વાર્થ મરે ત્યારે ભગવત્પ્રસાદનો ભોગી થાય. જ્યાં સુધી લાડુ, પુરી, ખીર એનો સ્વાદ છે, ત્યાં સુધી પ્રસાદ છે નહિ, પ્રસાદ જ્યારે ભાસશે, ત્યારે કડવું એ ખાશે, ત્યારે ભગવત્પ્રસાદ જાણ્યો કહેવાય. તે તો ભરતજી તથા શુકદેવજી જાણે છે. બીજા જેના પર પ્રભુની કૃપા થશે, તે જાણશે.

જેને ગોળ અને ખોળ, સારૂં અને નરસું, બળવું ને જેવું તેમ ખારૂં મોળું દુધને છાશ એ સર્વે બરોબર થશે, ત્યારે એને પ્રસાદ ભોગ પડશે. ત્યાં સુધી પ્રસાદ જીવ જાણુનો નથી. જ્યારે પ્રભુ એને કૃપા કરશે, ત્યારે સારામાંથી ને નરસામાંથી. ભુંડામાંથી ને ભલામાંથી નીકળશે. પારકામાંથી ને પોતાનામાંથી ને મારા તારામાંથી નીકળશે, ત્યારે પછી પોતે પ્રભુ પ્રકટ

થશે. જ્યાં સુધી જીવ કર્તા છે, ત્યાંસુધી પ્રભુને શી ચિંતા થાય? જ્યારે પોતે કર્તા મટી જશે, ને મનમાં અનુભવશે, કે મારૂં તો એક હરિજ સર્વે કરે છે. હું તો કંઈએ કરતો નથી, એવો નિઃસાધન થાય, ને કેડને બાંધીને સેવા સ્મરણ કરે; ને હુંપણું મટી જાય, એટલે હું કર્તા મટી જાય, ત્યારે પોતે પ્રકટ થાય.

૬૬. એક દિવસે કહ્યું, કે આ જેટલા યજ્ઞયાગાદિક કરે ત્યારે જાણવું કે ઇન્દ્રિયોના દેવતા કરે છે, ને નરસાં કામ કરાય ત્યારે જાણવું કે ઇન્દ્રિયોના દેવતા તે હામેથી ઉઠયા. ભગવત્સેવા તો શ્રીસ્વામીજી, શ્રી આચાર્યજી ને શ્રી ગુસાંઇજી ઇન્દ્રિયોના દેવ થાય ત્યારે કરાયજ નહિ તો સેવા ના થાય. સેવા તો એમની કૃપા વિના થશે નહિ. પ્રભુ પોતે ઇન્દ્રિયોમાં પધારી કરે છે, ને જીવ પોતે કર્તા બને છે, જીવનું શું ગજું કે પૂર્ણ પુરુષોતમની સેવા થાય? એ તો પ્રભુનુંજ કામ. જીવે તો સાક્ષી થઈને જોવું કે પ્રભુ શું કરાવે છે? ને શું કરે છે. તારૂં કર્તાપણું અહીંઆં નથી.

૬૭. વળી એક દિવસે કહ્યું, કે આ જીવમાં રજોગુણ છે, તમોગુણ છે. ને સત્ત્વગુણ છે. જે રજોગુણી હોય, તે આસુરી હોય, તે કેવળ અહંકારી હોય. તમોગુણી હોય તે આસુરી હોય, ને સત્ત્વગુણી હોય તો ભગવદ્ભજન કરે, તે મોટો ભાગ્યશાળી. સત્ત્વગુણમાં તમોગુણ ભેળો હોય, ત્યારે સેવા સ્મરણ કરે, ને છેવટે વઢે, ને ગાળો દે, પછી જીવ બાળે. સત્ત્વગુણમાં રજોગુણ ભેળો હોય ત્યારે શું કરે? અહંકાર કરતો જાય. જે ગુણ વધતો હોય, તે એની મેળે જલદી જણાઇ આવે. રજોગુણ હોય ને સાત્ત્વક થોડો હોય ત્યારે પ્રાધાન્ય રજોગુણનું હોય, પેલો થોડો હોય, તે દબાઇ જાય. સાત્ત્વિક બહુ હોય ને રજોગુણ, તમોગુણ થોડા હોય તો સત્ત્વગુણ બીજા બેઉને દબાવી દે. સર્વમાં ગુણની પ્રધાનતા છે. જેમ ગુણ ચલાવે, તેમ આ જીવ ચાલે. જીવ ગુણોનો ગુલામ છે. જીવ તો એમ ધારે કે, હું સાત્ત્વિક થાઉં, કોઈની સાથે બોલુંં નહિ, કોઇને કાંઈ કહું નહીં, પણ પણ પેલા ગુણ વડે કંઇ બોલ્યા ચાલ્યા વિના રહેવાય નહિ. વળી કહ્યું કે આ જીવ અષ્ટાક્ષર મંત્ર જપે છે, એને ફળ કેમ થતું નથી? મંત્ર તો કેવળ ફળરૂપ છે. જે મંત્રે ચાચાજીને શ્રીજમનાજીએ માર્ગ દીધો. તે મંત્રવડે ધારે તે થાય. ધ્રુવજીએ દ્વાદશાક્ષર મંત્ર જપ્યો. ત્યારે પોતે આવીને ઉભા રહ્યા. જુવો ને આગલા વખતમાં જપે અને જે માગે ને પામે. મંત્ર તો એવા છે.

હવે આ જીવ મંત્ર જપે છે, પણ મન વગર જપે છે. સેવા કરે છે, તે પણ મન વિના કરે છે. જે મંત્રમાં એમ જાણે કે આ અષ્ટાક્ષર મંત્ર જપું છું, તેજ પ્રભુ મારા મન્દિરમાં બેઠા છે; એ વિના કોઈ છે જ નહિ. ॥ શ્રીકૃષ્ણઃ શરણં મમ ॥ કહેતા જઇએ, ને સ્વરૂપની ભાવના કરતા જઇએ, ત્યારે તે મંત્ર જપ્યો કહેવાય, વળી કહ્યું કે જુવો, શ્રીઆચાર્યજીના સેવકે પેલો બ્રાહ્મણ મૂર્ખ હતો, તેને એક માલાનો જપ કરાવ્યો ત્યારે તેણે તેજ વખતે શ્રીભાગવત વાંચવા માંડ્યું, અને અર્થ કરવા લાગ્યો. તેના ભાઇને પૂછ્યું કે, બીજી માળા જપાવું ? ત્યારે કહ્યું કે એટલુંજ પાત્ર છે. તે તો મૂર્ખ હતો પણ તે તેજ વેળા પંડિત થયો, ને કથા કહેવા લાગ્યો, એવો નામનો પ્રતાપ છે. આ જીવ અવતરે ત્યારથી મરતા સુધી જપે છે, પણ કોરાને કોરા રહે છે. એ નામના અક્ષર માત્રાને મીંડું એ સર્વે સ્વરૂપ છે. એ અક્ષરમાં, માત્રામાં તથા મીંડાં સુદ્ધાંમાં ચિત્ત રાખીને અષ્ટાક્ષર જપે, તો તેજ વેળા ફળરૂપ થાય. મન વગર જપવાથી તો કોઇ કાળે ભજાશે નહિ. વળી કહ્યું કે વેદ તો એમ કહે છે કે, શ્રીકૃષ્ણ વિના કંઇ જોવું નહિ. શ્રીભાગવતમાં પદે પદે એમ કહે છે કે, શ્રીકૃષ્ણ વિના કોઇ છે નહિ. આ જે દેખીએ છીએ, તે જોવું નહિ. સાપને સાપ ન જોવો કીડીને કીડી ન જોવી, બ્રહ્માથી તે કીડી સુધી બધું બ્રહ્મરૂપ છે, શ્રીઠાકોરજી છે તે જોવા. સર્વે કૃષ્ણનું રૂપ છે. શ્રીકૃષ્ણ વિના કોઇ છે નહિ. તો તે શ્રીકૃષ્ણ કયા? ત્યારે કહ્યું, કે આ જગત પ્રભુરૂપ છે, કયા પ્રભુ નંદનંદન અને શ્રી વાસુદેવનંદન કયા ? રસાત્મક છે, લીલાત્મક છે તે નંદનંદન છે, તે તો એક રસરૂપ છે. તે રસની તો કંઈ પણ વસ્તુ નથી, તે તો મૂળ રૂપ છે, ધર્મી છે, વસુદેવનંદન તે ધર્મ, ને નંદનંદન તે ધર્મી. ને એક રસની પૂતળી છે. અષ્ટઅક્ષર તે વસુદેવનંદનનો ને પંચાક્ષર તે નંદનંદનનો છે. અષ્ટાક્ષર લીલાત્મક છે, ને પંચાક્ષર મૂળ રસની પુતળી છે, માટે આ જગતરૂપ બ્રહ્મ છે, તે તો વાસુદેવનંદનની લીલા છે, એમ જાણવું. મૂળરૂપના જે ભગવદીય, તો હિરાની સગ છે, ગમે એટલો વા આવે, પણ હાલે નહિ. તેનાં અંતઃકરણ ડગાવ્યાં ડગે નહિ. કોઇ ઉઠાડીને બેસાડે ત્યારે બેસે. તે ભગવદીયને એક ભગવાન ખવડાવે તો ખાય, નહિ તો પડી રહે. એવા નિશ્ચિંત થઇને જુએ છે, તેની બરાબર બ્રહ્માએ નથી, ને શિવ પણ નથી. તે ભગવદીયનું શું કહેવું ? તેવા તો કોઈએ આજ ભગવદીય છે નહિ. નંદનંદન કયા ઠાકોર ? શ્રીઆચાર્યજીએ શ્રીગુસાંઇજીએ સેવીને વૈષ્ણવના ઘરમાં પધરાવ્યા છે તે જુઓ, આ ઠાકોરજી કેવા છે ? આપણે પોઢાડીએ તો પોઢે,

આરોગાવીએ તો આરોગે, ઉઠાડીએ તો ઉઠે, એ તો ભક્તવશ એક પુતળી છે. ગમે એટલા દોષ કરીએ, પણ આ ઠાકોરજી કોપતા નથી. ભક્તને આધીન થઈને બેઠા છે. ત્યારે કોઇ કહેશે કયા ઠાકોરજી કોપે ? ત્યારે કહે છે કે વસુદેવ નંદન કોપે છે, મારે એનો સંહાર કરે છે એ બાબત નંદનંદન તો કંઈએ જાણતા નથી, એ તો એક રસરૂપની પુતળી છે. છ મહિના ભોગ ન ધરો તો પણ બોલે નહિ. ન નવરાવીએ, તો પણ બોલે નહિ. એ તો બીજી વાત જાણતાજ નથી, એક રસજ છે, મૂળરૂપ છે. એમાંથી કરોડ અવતાર લીલા કરવાને ધરે છે. એ પ્રભુ આપણા ઘરમાં બિરાજે છે શાન્તિ લઇને, આપણું ભાગ્ય હશે તો એમને જાણીશું. એને આપણે શું જાણીએ ? એને કોઇએ જાણે નહિ. સૌ છેતરાય છે, ને હાથ ઘસે છે.

૬૮. વળી એક દિવસે કહ્યું કે, જળભેદમાં જે ભગવદીય અમૃત સરખા છે, તે શ્રીકૃષ્ણ વિના કોઇને જોતા નથી. કાર્યને કારણ એક છે. ધર્મને ધર્મી બે નથી, એકજ રૂપ છે. કથા તે બીજી ને પ્રભુ તે બીજા એવું કંઈ છે નહિ. શ્રવણ તે પ્રભુ છે, સેવા વા કથામાં, પ્રભુ વા સેવા, પ્રભુના શૃંગારભોગ સર્વે એક સામગ્રી છે. પ્રભુ વિના કોઇ છે નાહ. પ્રભુ કહે છે કે પ્રભુ વિના બીજું જોશે તે મારો નહિ. વળી જાણશો કે આ કથામાંથી પ્રભુ પ્રકટ થશે. આ સેવા કરતાં પ્રભુ પ્રકટ થશે, એ વાત ખોટી છે. શ્રીમહાપ્રભુજીનો તો એજ સિદ્ધાંત છે કે કથા તે હું, સેવા તે હું, જેણે સેવા કથા કરી તે મને પામ્યો. હવે કંઈએ છે નહિ. સેવા સત્સંગ કરીને મારી પ્રાપ્તિની આશા રાખશે, તે અસુર છે, ને સેવા કરી સ્મરણ કરી કથામાં ભળી સત્સંગ કરશે, તે મને પામશે. આ માર્ગમાં ધર્મને ધર્મી એક છે. પ્રભુ વિના કોઇ છે નહિ. પ્રભુ વિના કોઇ જોશે તે અસુર, અને મને જોશે તે મારો ભગવદીય છે. શ્રીમહાપ્રભુજી તો એમ કહે કે, કોઈ નાનું નથી, ને કોઈ મોટું નથી, સર્વે મારૂં રૂપ છે. તે તો કોણ જુએ ? મારો હશે તે જોશે.

૬૯. વળી એક દિવસે કહ્યું કે, આ ઘરમાં કોઈને પ્રભુ પ્રસન્ન થયા નથી, ને થાય પણ નહિ. પણ ઘરમાં રહે ને પોતાના પ્રભુ વહાલામાં વહાલા થાય તો બારણે ગયો હોય ( સંન્યાસી કે વિરક્ત ) તેનાથી આ ઘરમાં રહે એ મોટો છે. વહાલા થયાનું લક્ષણ શું ? જે આપણી વહાલામાં વહાલી ચીજ હોય તે પ્રભુ ઉપર વારી નાખીએ. પોતાના દેહને મનને પોતાનો આત્મા સર્વે પ્રભુને સમર્પીએ. તેમ આજે દ્રવ્ય, ઘર, સ્ત્રી, છોકરાં સર્વ સમર્પીને પ્રભુની સેવા

કરીએ. અને કપટ મુકીને કરીએ, તો ઘરમાં પણ પ્રભુને પામીએ. પ્રભુ વહાલા થવાનો મેળ છે.

૭૦. એક દિવસે પૂછ્યું કે મહારાજ, આ જીવને વૈરાગ કેમ થતો નથી? ત્યારે કહ્યું કે એને પાછલા જન્મનું દુઃખ થાય તો વૈરાગ આવે. મને આટલા જન્મોમાં મહાદુઃખ થયું છે, મારા દુઃખનો પાર નથી, ને વળી આગળ અવતાર ધરવા છે, તેનું તો દુઃખ છે નહિ. આ કુતરા બળદને દુઃખ હોય તો એને દુઃખ હોય. જ્યારે તેને દુઃખ સાંભરે, ત્યારે દુઃખની ચિંતા થાય, ત્યારે તે ચિંતામાં ડુબી જાય. આથી એને મહાદુઃખ થાય, ત્યારે એને ખાવું પીવું રુચે નહિ, ને એમ કહે કે હે પ્રભુ, મારી શી વલે થશે? હાય હાય!! એ પ્રભુ મારી શી ગતિ થશે? જન્મ ધરવાનું દુઃખ એવું છે. અહોરાત નિસાસા મુકતો રહે. ખાવું પીવું રુચે નહિ. બોલવું ચાલવું ગમે નહિ, ત્યારે પ્રભુને દયા આવે, તો પછી એ જીવનું કામ થાય, આ જીવને આગલીએ ખબર નથી, ને પાછલીએ ખબર નથી. ખાઇ પીને મોજ કરતો ફરે છે. નથી કોઇનું ભુંડુ કરતાં બીતો ને નથી કોઇનું હૃદય દુઃખાવતાં બીતો. હુંકારા કરે છે, ને પેટ ભરે છે. એક પેટ ભરવા સાથે કામ છે, બીજી કશી વાત છે નહિ. પ્રભુ તે કોણ ને આ જગત તે કોણ? ખાધું પીધું તે આપણા બાપનું છે. ત્યારે આવા જીવની પ્રભુને પણ ચિંતા છે નહિ. તું જાણે ને તારૂં કામ જાણે!! અમે કોણ ને તું કોણ?

૭૧. વળી એક દિવસે કહ્યું, કે જેણે મારા શ્રીકૃષ્ણ કર્યા તેને ભજવાનું શું કામ? માળા ફેરવવાનું શું કામ છે? ગમે તેટલી માળા ફેરવે, ને ગમે તેટલું નામ દે, ને ગમે તેટલી સેવા કરે, પણ જ્યાં સુધી પ્રભુને પોતાના કર્યા નથી, ત્યાં સુધી સર્વે કાચું છે. એક નિશ્ચયે પોતાના પ્રભુ કર્યા વિના કામ થાય નહિ. આખો દિવસ માળા ફેરવે, પણ કામ થવાનું નથી. લોકમાં દશ હજારની મતા મેળવી છે, તેને એક છોકરો છે. તેથી મરતાં કશીએ ચિંતા રહેતી નથી, મરતી વખતે કહેશે, કે આ મિલકત છોકરાં વાપરશે. હવે જેને છોકરાં નથી, તેનો જીવ પેલી મતામાં રહે છે. મનમાં કહેશે કે, આ ઘરનું કોણ ધણી થશે? આ દ્રવ્યનો કોણ ધણી થશે? એમ વિચારી મનમાં બળે છે. તેમ પ્રભુ પોતાના કરે તો કશી ચિંતા રહે? પણ પ્રભુ પોતાના કરે ત્યારેને.

૭૨. વળી એક દિવસે પૂછ્યું કે જીવ નામ દે છે પણ ફળ થતું નથી તેનું શું? હજારો જનમ નામ દે, પણ નામ ફળતું નથી, તેનું શું કારણ છે?

ત્યારે કહ્યું કે, આટલાં વાનાં હોય ત્યારે નામ ફળે? (૧) નામ (૨) રૂપ (૩) મનન (૪) ભક્તિ (૫) ભાગ્ય. જે કાળે આ બધા વાનાં એકઠાં થાય ત્યારે નામ ફળે. હવે પુછયું કે નામ તે કયું? ત્યારે કહ્યું કે ગુરુ આપે તે ખરૂં નામ. તે નામ અહોરાત જપ્યા કરે. રૂપ તે કયું? જે ગોવાળોમાં રમે છે, ગાયો ચરાવે છે, મલપતા રમે છે, જે રૂપ વ્રજભકતોનું છે, તેની ભાવના કરે. પુરુષ કે સ્ત્રીની કોઇ વ્રજભક્તની લીલાની ભાવના કરવી નહિ, કરે તો નરકમાં પડે માટે એકલી પ્રભુની લીલા છે તેની ભાવના કરવી. માંકડામાં ગોવાળમાં સખા સાથે ગેડી દડા રમ્યા છે, તે રૂપ વિના બીજા રૂપની ભાવના કરવી નહિ, પ્રભુની ભક્તિ તે પ્રભુ ઉપર સ્નેહ. આટલાં વાનાં થયાં છતાં ભાગ્ય ન હોય તો સિદ્ધ થાય નહિ; માટે ભાગ્યે જે ચેળા ઉઘડે તે ચેળા ફળ થાય.

૭૩. એક દિવસે કહ્યું કે ગંગાચાર્યજી નંદરાયજી પ્રત્યે કહે છે, કે આ લક્ષ્મી નારાયણ કહે છે, વળી સુરજનારાયણ કહે છે, વળી જગન્નારાયણ કહે છે, તે સર્વે નારાયણ છે. એ છ નારાયણના ધર્મ ૩૬ ને છ નારાયણ એ સર્વે એના પેટમાં છે તે ઉપર શ્રી આચાર્યજીએ શ્રીસુબોધિનીજીમાં-કહ્યું છે કે આ પ્રભુ છે, તેને સાઠે ઘડી અહોરાત્ર નિરખવા ને જોવા, એમાં મન રાખવું, એને આરોગાવવું, પ્રપંચ મુકીને બધું કરવું, પ્રપંચ તે શું? કોઇપણ મન ચોરીને વાત કરવી નહિ; પ્રભુને મુકીને કંઇ જવું નહિ, એને લઇને-કંઈ નીકળવું નહિ, આપણી દેહ રહે ત્યાં સુધી પોતાના પ્રભુ પાસે રહેવું.

૭૪. વળી એક દિવસે કહ્યું કે શ્રીજશોદાજી દધી મથન કરે છે, તે પણ પ્રભુને ગમતું નથી. પ્રભુજીને જશોદાજીનો સંસાર પણ ગમતો નથી. પ્રભુને તો પોતાના સ્વરૂપમાં નિરોધ ગમે છે. પ્રભુ કહે છે કે મારામાં શું ઓછું છે, કે સંસાર માણવો છે? આપણો લોભ છે ને કામ છે ને ક્રોધ છે તે સર્વ પ્રભુને સોંપીએ. અલૌકિક કથાઓ આપણી પાસે રાખીએ, કામ, ક્રોધ, લોભ આપણી પાસે રહે, તે નીચ છે, ક્ષુદ્ર છે, નાના છે. પ્રભુની પાસે ધર્મ છે. ભગવદીય થઇને આપણી પાસે એ આવે તો બહુ મોટા થાય; પછી શું થાય? આવા ભગવદીય ઉપર કોઈ કોપ કરે તો તેણે ક્રોધ પ્રભુને સોંપ્યો છે, એટલે બોલતો નથી, ત્યારે પેલા સામા ઉપર પ્રભુ કોપે છે. જેટલું ગ્રંથમાં કહ્યું તે પ્રમાણે ચાલે, ગાંસડી માથે ઉંચકે છે, તે કાઢી નાંખે, ત્યારે પછી પ્રભુનો દાસ થઈને રહે, ત્યારે પ્રભુને ને એને બને.

॥ श्रीविभुवद्गमानलाचार्या विजयन्तेतमाम् ॥

વર્ષ ૧૧. | અંક ૯
માર્ગશીર્ષ, | શ્રીવલ્લભાબ્દ
સં. ૧૯૮૩. | ૪૫૮.

# શુદ્ધાદ્વૈત અને પુષ્ટિમાર્તંડ.

## श्रीविट्ठलनाथ संस्कृत पाठशाला से परीक्षाओं में उत्तीर्ण हुए विद्यार्थियोंके नाम.

काशी क्विन्स कालेज में सन् २६ में पास हुए विद्यार्थियों के नाम—

| रोल नम्बर | व्याकरण प्रथमा | श्रेणी |
|---|---|---|
| ३२० | मुरलीधर त्रिगुणायत | १ |
| ३२१ | सदाशिव पाठक | २ |
| ३२२ | हरिवल्लभ चतुर्वेदी | १ |
| ३२३ | कृष्णचन्द्र जोशी | १ |
| ३२४ | प्रभुलाल काश्यप | २ |

व्याकरण मध्यमा द्वितीय खण्डः

| | | |
|---|---|---|
| २३४९ | राधाकृष्ण भट्ट | १ |

पुराण शास्त्री

| | | |
|---|---|---|
| ९३२ | मांगीलाल त्रिपाठी | २ |

साहित्यशास्त्री—द्वितीय खण्डः

| | | |
|---|---|---|
| १३३२ | रामकल्याण दाधीच | २ |

कलकत्ता व्याकरण व साहित्य प्रथमा में सन् २६ में पास हुए विद्यार्थियों के नाम—

| रोल नम्बर | व्याकरण प्रथमा | श्रेणी |
|---|---|---|
| ४० | कमलाशङ्कर | २ |
| ४१ | कृष्णगोपाल | २ |
| ४२ | मदनमोहन | २ |
| ४४ | नंदलाल | २ |
| ४५ | रामनाथ | २ |

कलकत्ता काव्य प्रथमा में पास हुए:

| | | |
|---|---|---|
| १६१ | मदनगोपाल | २ |
| १६३ | मुनीश्चन्द्र | २ |

सन् १९२६ में इंग्लिश कक्षाओं में पास हुए विद्यार्थियों के नाम—

| नाम | कक्षा | परिणाम |
|---|---|---|
| १ राधाकृष्ण | सप्तम | पास |
| २. जगजीवन | सप्तम | " |
| ३ कृष्णचन्द्र | चतुर्थ | " |
| ४ बसन्तविलास | तृतीय | " |
| ५ श्रीकृष्ण | " | " |
| ६ मिश्रीलाल | " | " |

मंत्री, श्रीमती विट्ठलनाथ संस्कृत पाठशाला—कोटा.

॥ શ્રીવિભુ ...ના શ્રીકૃષ્ણના જન્મથી દધિ-મહોત્સવની ધૂમ મચી હતી, તેમ પ્રાકટ્યોત્સવનિમિત્તે દધિ-મહોત્સવથી વાતાવરણ મંગલમય બની ગયું.
પોતાના એક કીર્તનમાં કહે છે કે—

सुनियत रावल होत बधाई ।
प्रकट भई वृषभानुनन्दिनी रसिक जनन सुखदाये ॥
कौन पुण्य सुफल तुम कीनो कुँवरी मनोहर जाई

...મદ્રાધાનું પ્રાકટ્ય રાવલ નામના ગામમાં સારસ્વતકલ્પમાં પોતાને મોસાળે થયું હતું. ...નું ગોપનું ગામ બરસાના હતું. શ્રીમદ્રાધાના પ્રાકટ્યવેળા શ્રીકૃષ્ણનો પ્રાદુર્ભાવ નહોતો થયો. ...શ્રીમદ્રાધાએ જન્મતાં આંખો ન ખોલી પણ જ્યારે જન્માષ્ટમી આવી, પ્રભુનો પ્રાદુર્ભાવ ...યો ત્યારેજ દર્શન કરીને આંખો ખોલી હતી. તેથી જન્માષ્ટમી પછી પન્દર દિવસે શ્રીમદ્રાધાનો ...પ્રાકટ્યોત્સવ શ્રીરાધાષ્ટમી તરીકે ઉજવવામાં આવે છે. મહાનુભાવી શ્રીગોકુલનાથજી પોતાના ...ક 'ભાવના' ગ્રન્થમાં જણાવે છે કે તેનું પ્રાકટ્ય પુરુષોત્તમની સાથે ક્રીડન કરવા થયું હતું. ...ે બન્ને આનન્દમાત્રકરપાદમુખોદરાદિરૂપ હતાં. પ્રભુથી શ્રીમદ્રાધા એ વર્ષ પૂર્વ પ્રકટ્યાં હતાં. ...ણ પ્રભુનાં દર્શન વિના તેણે નેત્ર ન ખોલ્યાં. એટલે તે વખતે 'પુત્રી-પ્રાકટ્યોત્સવ' ન ...જવાયો. કિન્તુ જ્યારે જન્માષ્ટમી આવી અને શ્રીકૃષ્ણનો પ્રાદુર્ભાવ થયો ત્યારે પ્રભુને પેખીનેજ ...આંખો ઠારી. શ્રીકૃષ્ણના પ્રાદુર્ભાવ નિમિત્તે વ્રજમાં ઉત્સવ થઈ રહ્યો.

શ્રીમદ્રાધાના માતા શ્રીકીર્તિદેવી અને પિતા વૃષભાનુ નાની પુત્રી સાથે નન્દને ત્યાં ગયાં ...ને ઉત્સવમાં સમ્મીલિત થયાં. પ્રભુને દર્શી શ્રીમદ્રાધાએ નેત્ર ખોલ્યાં એટલે તેમને આનન્દમાં ...ધુ આનન્દની ઉપલબ્ધિ થઇ. તેજ વખતે શ્રીકૃષ્ણ અને શ્રીમદ્રાધાનાં લગ્ન ચોક્કસ થઈ ગયાં..."

એટલે કવિ કહે છે કે હે કીર્તિદેવી! તમે કયુ એવું મહત્પુણ્ય કર્યું કે તમોને તે પુણ્યના ...ફલરૂપ આવું સુરમ્ય કન્યારત્ન સાંપડ્યું છે? શ્રી. ભ. કુમનદાસજી તો કહે છે કે શ્રીમદ્રાધા એ ...સાક્ષાત્ સૌન્દર્યનો મહાલય છે. શ્રીસૂરદાસજીએ શ્રીમદ્રાધાના સમ્બન્ધમાં અનેક સુન્દર સુન્દર ...કીર્તનો ગાયાં છે. તે માંહેનું એક આ રહ્યું.

आज बरसाने बजत बधाई ।
प्रकट भई वृषभान गोपके सबहिनके सुखदायि ॥
आनन्द, भाव, मृदङ्ग, मुरलि, जन, महरी, पापरव, आदि ।
बन्दीजन मागध जाचक गुनी गावत गीत सुहाई ॥
जयजयकार भयो त्रिभुवनमें, प्रेमबेलि प्रकटाई ।
सूरदास यह जीवन जोरी सुखद बनाई ॥

શ્રી પરમાનન્દદાસજીનું આ કમનીય-કીર્તન કેટલું મધુર છે!

प्रकट्यो सब व्रजको शृङ्गार ।
कीरती कूख औतरी कन्या सुन्दरताको सार ॥
नखसिख रूप कहां लौं बरनो कोटि मदन बलिहार ।
परमानन्द वृषभान नन्दिनी जोरी नन्ददुलार ॥

આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે આજની પેઠે પ્રથમ પુત્ર-જન્મ વેળા કે પુત્રી-જન્મ વેળા આનન્દ પ્રકટ કરવામાં કશીયે ન્યૂનાધિકતા નહોતી રખાતી. હું પ્રથમજ કહી ગયો છું કે શ્રીમદ્રાધા એ પ્રભુની પરિણીતા સ્ત્રી હતી. ભક્તકવિ શ્રી દયારામ પોતાના એક કાવ્યમાં શ્રીમદ્રાધાને લગ્ન પ્રથમ તેને લગતું સ્વપ્ન આવ્યું હતું, તેનું વર્ણન પોતાની માતા કીર્તિદેવી પાસે આ પ્રમાણે કરાવે છેઃ—

ગીત ૧.

'માતાજીરે આજ આનન્દ મારે અંગેરે, શ્રીકૃષ્ણ પરણ્યા મારે સંગેરે
માતાજીરે સ્પન એવું દીઠું રે, અમૃતથી લાગે મીઠું રે; આ. ૧
માતાજીરે જાણે વૃષભાનુ મુજ તાતે રે, બ્રાહ્મણ મોકલ્યો પરભાતે રે; આ. ૨
માતાજીરે તમે જાણે નંદ ઘેર વીવા કીધોરે, મેં જાણે હરિવર માગી લીધોરે; આ. ૩
માતાજીરે રૂપવંતો ગુણવંતો હું નીરખુંરે, હૈડામાં જોઈ એને હરખું રે, આ. ૪

આ શ્રીમદ્રાધાનું સોણલું આખરે સત્ય પડે છે અને કવિ "રાધાજીનો વેવા ખેલ" માં શ્રીમદ્રાધાલગ્નવેળાનું આ પ્રમાણે વર્ણન કરે છે.

પીઠી ચોળી વરકન્યા મારા રાજ, હોજી રે એઉને શણગાર્યાં શણગાર કે, હું ૧૩
દેવ કલુવો દાગ કરે મારા રાજ, હોજી રે સાસુએ પોંખ્યા મોરાર રે કે, હું ૧૪
વરવહુ પધરાવ્યાં મંદિરમાં માહે મારારાજ, હોજીરે ચોરી રચી નવરંગ કે, હું ૧૫
બ્રાહ્મણ થઈ ને ભણે ફૂલી મારારાજ હોજીરે, આનન્દ બહુ સહુ અંગ કે, હું ૧૬
શુભ લગ્ન મુહૂરત સમે મારારાજ હોજીરે, થયો જુગ હસ્ત મેલાપ કે ૧૭
મંગળ ફેરા દમ્પત ફર્યાં મારારાજ હોજીરે, મટયા સર્વે પરિતાપ. કે હું ૧૮
રાધિકા કૃષ્ણ આરોગીઆ મારારાજ હોજીરે, કોડે કરી કંસાર કે, હું. ૧૯

(દયારામ કૃત કાવ્યસંગ્રહ પૃ. ૧૬૧)

સંસ્કૃત સાહિત્યમાં શ્રીશંકર અને પાર્વતીજી જેવા નમસ્યોનું રમણીય વર્ણન કેટલુંક મળી આવે છે. કુમારસમ્ભવમાં શ્રીપાર્વતીજીનાયે યુવાવસ્થાના પ્રવેશવેળાનું અંગપ્રત્યંગોનું અદ્ભુત સૌન્દર્ય વર્ણન વર્ણવ્યું છે અને તેમા ખરેખર! કવિકુલગુરુશ્રીકાલિદાસે પોતાની અપૂર્વ શક્તિનો અચ્છો પરિચય કરાવ્યો છે તેવીજ રીતે ભક્ત કવિશ્રી દયારામ ભાઈએ પણ શ્રીમદ્રાધાનું કેવું રમ્ય-સૌન્દર્ય વર્ણન કર્યું છે? તે જરા જુઓ,

"મારી રાધા લોચનનો શણગાર,
તારી વેણ જોતાં વાસુકી પાતાળે પેઠો રે,
તારૂ ભાલ જોતાં ભાગે દુઃખ પરચંડ—મારી લાડમ ઘેલી.
કીર-ચંચુને લજાવે તારી નાસિકારે,
તારી ભ્રુકુટી લજાવે છે કોદંડ—મારી લાડમ ઘેલી.
તારા મુખડા ઉપર વારૂં કોટિક ચન્દ્રમારે,
તારા નેત્ર ઉપર વારૂં મૃગ ને મીન—મારી લાડમ ઘેલી.
તારા અધર પ્રવાલ-બિમ્બ-ફલ જેવારે,
તારો કંઠ સુણી કોકિલા થઈ દીન—મારી લાડમ ઘેલી.
તારૂં હસવું જાણે વરસે મીઠાં ફૂલડાં રે,
દીપે કુંદકળી સરખા દાંત—મારી લાડમ ઘેલી.
તારૂં ગાલ સ્થળ શોભાનું સદન છે રે,
ત્યાર ચિબુકનું ટપકું ચોરે ચિત્ત—મારી લાડમ ઘેલી.

તારી ગ્રીવાએ કપોત-કંબુરેખા રાજેરે,
તારું ઉદર જાણે પોયણીનું પાન—મારી લાડસ પેલી.
હસ્ત મૃણાલ ને, ચંપકળી આંગળીરે,
તારી કટિ જાણે કેસરી સમાન—મારી લાડસ પેલી.
જંઘા કદળી સ્થંભ સરખી શોભતીરે,
પરમાનન્દ કન્દ પાવન પંકજ પાય—મારી લાડસ પેલી.
તારી નખ-શિખ શોભા શી વર્ણવુંરે,
તારી સમોવડ કોઈ યે નવ કહેવાય—મારી લાડસ પેલી.
(દયારામ કાવ્ય સંગ્રહ પૃ. ૧૫૩)

આ રાધાજીના વય બે વર્ષ શ્રીકૃષ્ણથી અધિક હતી છતાં તેમની અને પ્રભુની એવી અનુપમેય પ્રીતિ હતી કે જેથી તેમના લગ્નમાં વયનો વિચાર નહોતો કરાયો. જે વખતે પ્રભુ કંસને મારવા મથુરા પધારે છે તે વખતે ગોકુલમાં રહેલી શ્રીમદ્રાધાએ કેવી વિકળતા અનુભવી હતી ! તેનું વર્ણન શ્રીઅયોધ્યાપ્રસાદસિંહજીએ પોતાના પ્રિય-પ્રવાસના સર્ગમાં વિસ્તૃતતાથી કરેલું છે. તેના ત્રણ સુન્દર શ્લોકો આ રહ્યા.

× × ×

नानाचिन्तासहित दिनको राधिका थी बिताती ।
आँखोंको थी सजल रखती उन्मना थी दिखाती ॥
शोभावाले जलद वपुकी, हो रही चातकी थी ।
उत्कण्ठा थी परम प्रबला वेदना वर्द्धिता थी ॥

× × ×

सन्तापों को विपुल बढ़ता देखके दुःखिता हो ।
धीरे बोली सदुख उस से श्रीमती राधिका यों ॥
प्यारी प्रातः पवन इतना क्यों मुझे है सताती ।
क्या तू भी है कलुषित हुई, कालकी क्रूरतासे ॥

શ્રીમદ્રાધા આમ પવનને મીઠો ઉપાલમ્ભ આપીને કહે છે કે—

मेरे प्यारे नवजलद से, कंजसे नेत्रवाले ।
जाके आये न मधुबन से, औ न भेजा संदेसा ॥
मैं रो रो के प्रिय-विरहसे, बावरी हो रही हूँ ।
जाके मेरी सब दुख कथा, श्यामको तू सुना दे ॥

ભૂમિકાનું સાહિત્ય તેવી યોગ્યતા મેળવીનેજ સમજી શકાય, અન્યથા નહિ. તેથી શ્રીકૃષ્ણ રાધાએ આદર્શ દમ્પતી હતાં, એમણે જે દમ્પતીનો આદર્શ મૂક્યો છે તે જ્વલન્ત છે. ભક્તકવિ, એ દમ્પતીના ઐક્ય-વર્ણનના આરમ્ભમાં કેવી રમ્ય ઊર્મિ ઠાલવે છે કે—

'શ્રીમદ્ રાધિકા શ્રીકૃષ્ણવરતુ એક છે રે લોલ'

ખચિતજ એ તત્ત્વ એવુંજ શુદ્ધાદ્વૈતી છે. શ્રીકૃષ્ણની રસપૂર્ણતા શ્રીમદ્રાધા વડે છે. શ્રીવલ્લભરાજકુમારે શ્રીમદ્રાધાસમ્બન્ધી ચારેક સ્તોત્રો રચ્યાં છે. એમાં શ્રીમદ્રાધાનું ઘણુંજ સુન્દર સ્વરૂપ અને માહાત્મ્ય વર્ણવ્યુ છે. અહીં વક્તાએ શ્રીવલ્લભરાજકુમાર વિરચિત શ્રીરાધાજી સમ્બન્ધના એક ગ્રન્થનો હિન્દીમાં ભાવાનુવાદ વાંચી સંભળાવ્યો હતો અને જણાવ્યું હતુ કે આવી રીતે એ તત્ત્વમા અનન્યતા સિદ્ધ થયા' પછી જીવનને કશું કરવાનું રહેતું નથી પણ જ્યાં સુધી એવો અધિકાર સિદ્ધ ન થાય ત્યાં સુધી સૌએ સ્વવર્ણાશ્રમધર્માનુસાર કર્તવ્ય રાખી પ્રભુની આરાધના કરવી જોઈયે.

છેવટે રસમયી શ્રીમદ્રાધાવિશિષ્ટ શ્રીકૃષ્ણથી અપર કશુંજ નથી, એવું ચિન્તન કરી વ્યાખ્યાન પૂર્ણ કરૂં છું.*

---

## મધુબંસી.

મધુરી તુજ બંસરી બજાવ,
જીવન સંગીત રેલાવ રે,
મધુરી તુજ બંસરી બજાવ. ॥ ધ્રુવ. ॥
યમુનાને કાંકડે ગોપી ઘેલી કરી,
પરવા છોડી આવી તુજ પાસ રે. મધુરી.
જીવન સંગીતમાં લીન થઈને,
અર્પ્યાં તુજને તન મન પ્રાણ રે. મધુરી.
આખું ગોકુળીયુ ઘેલું કર્યું'તુ,
ફરી જીવનરસ ભીનું કરાવ રે. મધુરી.
કંઈ જાદુ ભર્યું છે તુજ બંસીમાં,
એ જાદુ ફરી સુણાવ રે. મધુરી.
ગોપ ગોપીનું દીલ ચોરતી'તી,
હવે બજાવ કે ચોરે અમ દીલ રે. મધુરી.
શરદ પૂર્ણિમાએ રચ્યા હતા,
ફરી એ પ્રિય રાસ રમાડ રે. મધુરી.
કેવી શક્તિ ડોલન છે બંસીમાં,
ખરે મુજ હૃદય ડોલી જાય રે. મધુરી.

—અશ્વિનકુમાર પરીખ.

---

* કચ્છ-માંડવીની મોટી હવેલીમાં તા. ૨૫-૯-૩૬ ને દિને શ્રી રાધાષ્ટમી ઉત્સવ ઉજવવાના પૂ. પા. ગો. શ્રી દ્વારિકેશલાલજી મહારાજના પ્રમુખપદે મળેલા મેળાવડામાં આપેલું ગો. શ્રીમજ્જનાર્દનલાલજીનું ભાષણ.

શિવ, સુરેશ, દિનમણિ ગણેશ કે, હોય કનો'ડે ડરતે;
અતિ આતુર પુન અર્ક તૂનમે, સજનકે પાયન પરતે......૩.
જબ હમહું લોગનકી ન્યાઇ, ઘરઘર ભટકત ફિરતે;
કર્મ, યોગ, પુન જ્ઞાન, ઉપાસન, ઈનહિમેં પચિ મરતે......૪.
કહા ભયો નિજ બિરદ જાનકે, પતિત જાન ઉદ્ધરતે;
રુચિર રૂપ બલ, 'દાસનારાયન', તૃષિત નયન ક્યોં હરતે......૫."

આપની કૃપા હિંદુ—યવન બન્ને પ્રતિ સમાન હતી. આપના માત્ર એકજ વચનામૃતથી ગમે તેવા ગુમાની 'યવન—સમ્રાટ' ના તાજ પણ આપના ચરણમાં ઝુકી જતા.

આપની દિવ્ય પ્રતિભા થકી ભારતવર્ષના સમ્રાટો તરફથી આપને જે અલૌકિક સન્માન પ્રાપ્ત થયું હતું, તેનો જ્વલન્ત પૂરાવો "શાહી ફરમાનો."

ભગવદીય રસખાન, શ્રીમતીતાજ, અલિખાન પઠાણ, મહામનારહીમ ઈત્યાદિ યવન—દેહધારીયો તો આપશ્રીનાં અનન્ય સેવક હતા. અને આ યવન—સેવકોની અનન્ય ભક્તિપર મુગ્ધ થઈ, ભારતેંદુ બાબુ હરિશ્ચન્દ્રે એક કાવ્યમાં કહ્યું છે કેઃ—" इन मुसलमान हरिजन पर कोटिक हिन्दु वारिए."

એ સમયે પુષ્ટિમાર્ગની સેવામાં જનતાને આકર્ષે તેવાં સર્વસાધનો આચાર્યચૂડામણિયે પોતાનાં ચાતુર્યથી વિનિયોજ્યાં હતાં.

આપે 'સંગીતકલા' ને પણ પુષ્ટિમાર્ગમાં સંપૂર્ણતાની ટોચે પહોંચાડી હતી. 'તાનસેન' જેવા ગવૈયાના ગુરુ 'ગોવિંદસ્વામી' તો 'શ્રીગુંસાઈજી'ના અનન્ય સેવક હતા. 'છીતસ્વામી' આદિ અનેક કીર્ત્તનકારો સારામાં સારા ગવૈયાના ગર્વને એકજ કીર્ત્તનથી ગાળી નાખવામાં સમર્થ હતા. આપ 'શ્રીગુસાંઈજી' પણ અદ્વિતીય સંગીતવેત્તા હતા. તેથીજ 'શ્રીરઘુનાથજી'એ 'નામરત્નાખ્યસ્તોત્ર'માં આપશ્રીનું નામ 'गीतसंगीतसागरः' લખ્યું છે.

સંગીતની શુદ્ધ તાલબદ્ધ રીતે રચાયલી આપની 'અષ્ટપદિયો' અવલોકન કરનારને સ્વ-કવિત્વશક્તિનું ભાન કરાવી, સન્માન ઉત્પન્ન કરે તેવી છે.

સાંઝી, ફુલમંડલી, પલનાં, હિંડોલા, નાવ, આરતિયો આદિ લલિતકળાને આપે નિજપુષ્ટિ-માર્ગમાં એવી રીતે વિકસાવી હતી, કે જેનો જોટો મળવો મુશ્કેલ. એ બધી કળા એકમાત્ર પોતાના પ્રાણપ્રિય 'શ્રીઠાકુરજી' માટેજ.

પુષ્ટિમાર્ગમાં 'સર્વસ્વ' એકમાત્ર પોતાના 'સેવ્યસ્વરૂપ' જ મનાય છે. જગતમાં અર્પેલી સર્વ સુંદરતા તેનાથી જ છે. અને પુષ્ટિમાર્ગ સુંદરમાં સુંદર વસ્તુ કે કળાનો નમૂનો 'શ્રીઠાકુરજી'નેજ વિનિયોજવાનો અનુપમ બોધપાઠ શીખવે છે. પુષ્ટિમાર્ગ કંઈ પણ વસ્તુ પોતાના માટે વાપરવાની સાંકડી મનોદશા બતાવતો જ નથી. પહેલાં પોતાના પ્રાણપ્રિય શ્રીહરિને વિનિયોગ થાય, ત્યાર પછી આપની પ્રસાદી તરીકે તે વસ્તુનો ખૂશીથી ઉપયોગ કરી શકાય. આવું સર્વોપરિ અને શ્રેષ્ઠ રીતિનું બંધારણ પુષ્ટિમાર્ગના આચાર્ય શ્રીમદ્વિઠ્ઠલેશપ્રભુએ બાંધ્યું છે, કે તે જોઈને સમજૂ વ્યક્તિ જરૂર તેનો આદર કરે.

વિશ્વમાં પ્રભુપ્રાપ્તિનો જો સરલમાં સરલ પથ હોય, તો તે આ વિશ્વોપકારક આપનો ...પ પુષ્ટિમાર્ગ !

શી તેની ઉદારતા ! શી તેની પરમાદ્ભુત કૃપા.

તેની કૃપા રાય—રંક, સાધુ—સંત સર્વ ઉપર એકસરખી. ન્યૂનાધિક નહીં.

પુષ્ટિમાર્ગ સ્ત્રી, શૂદ્રનો પણ ઉદ્ધારક છે. પુષ્ટિમાર્ગના પ્રાકટ્ય પહેલાં સ્ત્રી, શૂદ્રનું તો ક્યાંય સ્થાન જ ન હતું.

શ્રીગુંસાઈજીથી વિકાસ પામેલ પુષ્ટિમાર્ગ પતિત જીવોને ધૂત્કારતો નથી. પતિત જીવોને પણ તે પોતાના પરમાદ્ભુત અનુગ્રહનું દાન કરે છે.

પુષ્ટિમાર્ગ બાહ્યરંગ લાગ્યા કરતાં, અંતર રંગેલાને પહેલું સ્થાન આપે છે. પછી ભલેને તે શૂદ્ર હોય! પણ પોતાનો દુર્લભ અને દયાળુ હસ્ત તેના પ્રતિ જરુર લંબાવશે.

એક સ્ત્રી, અને વળી અસ્પૃશ્ય તેના પર આપે કેવી અલૌકિક કૃપા કરી, તે જૂઓઃ—

× × × ×

ઉનાળાનો સમય હતો. વ્રજનો ઉષ્ણકાળ એટલે ન પૂછો વાત. જાણે સૂર્યનારાયણ પ્રત્યક્ષ વ્રજમાં આવી પોતાનાં જ્વલન્ત કિરણોથી સમસ્ત વ્રજને સળગાવી રહ્યા હોય નહિં!

આવા અગ્નિવરસતા સમયમાં પ્રભુસેવાના અગત્યના કાર્ય માટે 'શ્રીગુંસાઈજી' નિજસેવકો સાથે શ્રીઠાકોરજીને ઝાંપીજીમાં પધરાવીને શ્રીમદ્ગોકુલથી શ્રીગિરિરાજજી પોતાના વાયુવેગી અશ્વપર બેસી પધારતા હતા.

ચાલતાં–ચાલતાં એક વિકટ રસ્તાપર આવ્યા. ત્યાં દયાળુ શ્રીવિઠ્ઠલેશપ્રભુની દયાદૃષ્ટિ એક નિશ્ચેતન દેહ પર પડી.

આવા જંગલમાં એક જીવના પ્રાણ ભયમાં આવી પડેલા જોઈ, તેને કંઈ સાહાય્ય અર્પવાના ઉદ્દેશથી કૃપાપારાવારે નિજસેવકોને આજ્ઞા કરીઃ—

"જાઓ, પણે તપાસ કરો; કયો માનવ દેહ ત્યાં પડ્યો છે!"

સેવકો પ્રાણપતિની આજ્ઞા શ્રવણ કરતાં તત્કાળજ તે નિશ્ચેતન દેહની ખબર પૂછવા લાગ્યા.

'શ્રીવિઠ્ઠલેશ' પ્રભુની કૃપા મેળવનાર એવો એ કયો ધન્યભાગ્ય માનવ દેહ હતો?

સેવકોએ ત્યાં જઇને જોયું, તો તેમણે વ્રજની અસ્પૃશ્ય 'કુંજરી'ને ઓળખી કાઢી.

સેવકો તો નિજ કૃપાળુ પ્રભુની કૃપાદૃષ્ટિ આજે અસ્પૃશ્ય દેહપર થઈ જોઈ, અત્યંત મોહમુગ્ધ થયા. તેમના નેત્રમાંથી હર્ષાશ્રુ સરી પડયાં, અને સહસા તેમના મુખમાંથી વચન સરી પડયાં.

વાહ! કૃપાળુ પ્રભુ વાહ!! આહા! ઉદાર અને વસુધૈવ કુટુમ્બકમ્ સૂત્રને યથાસ્થિત પાલન કરનાર, વિશુદ્ધ પુષ્ટિમાર્ગ! તારી પણ બલિહારીજ છે!!!

સેવકોએ આવી સ્વામીને સર્વ સમાચાર નિવેદન કર્યાઃ—

કૃપાનાથ! એ તો અસ્પૃશ્ય કુંજરી છે. રસ્તે ચાલતાં ચાલતાં અત્યન્ત તૃષાતુર થવાથી એ અહીં નિશ્ચેતન અવસ્થામાં પડી છે અમે તેને પ્રશ્નો પૂછ્યા, પણ કંઠ શોષાવાથી તેનાથી શબ્દોચ્ચાર ન થઈ શક્યો; પરંતુ હસ્તની અંજલિ કરી મુખ પાસે લાવવાથી અમે સર્વ સમાચાર જાણી ગયા, કે એ બાઈ તૃષાતુર છે. પ્રભો! જો જલની સગવડ સત્વર નહીં થાય, તો એ બાઈના પ્રાણ અવશ્ય ચાલ્યા જશે."

નિજ સેવકોનાં વચન સુણી શ્રીગુસાંઈજીએ પ્રતિજ્ઞા પાડતાં ઓજસ્વી વચનો ઉચ્ચાર્યાઃ—

"વૈષ્ણવો! જ્યાં એક પણ વલ્લભીય બિરાજતો હોય, ત્યાં કોઈના પ્રાણ ભયમાં હોય, એ વાતજ અસંભવિત છે. પુષ્ટિમાર્ગ એવો સંકુચિત નથી, એની રચના વિશાળ છે. એ તો વિશ્વોપકારક છે. એક પણ વૈષ્ણવ શ્રીમદ્વલ્લભનો અનન્યસેવક જ્યાં હોય, ત્યાં સર્વને સુખ શાંતિજ મળવાં જોઇયે, જાઓ, વલ્લભના લાડિલાઓ, તપાસ કરો. આસપાસમાં ક્યાંય જલા-

શય હોય, તે શોધી, તેમાથી જલ ભરી લાવી, અકારણ મૃત્યુના મુખમા સપડાયલી તે બાઇને પાઓ ! !"

અહા ! શી આપની દયામય વચનસુધાની અલૌકિક વૃષ્ટિ ! !

સેવકો તો સ્વામીની આજ્ઞાને શિરસાવદ્ય ગણીને ત્વરિત ચાલ્યા પરતુ તપાસ કરતા આસપાસમા કયાય જલાશયજ ન મલ્યુ કેમ જાણે આજે પ્રભુની ઇચ્છા કઇ અનોખીજ હતી.

સેવકોએ આવી સમાચાર કહ્યા —

"કૃપાળુ ! આસપાસ અધી કેશ પર અમે તપાસ કરી, પણ કયાય જલાશયજ અમારી દષ્ટિયે ન આવ્યુ હવે આપ આજ્ઞા કરો, તેમ કરીએ

શ્રીગુસાઇજીએ વિચાર્યુ કે, જેમ જેમ વિલબ થાય છે, તેમ તેમ તે બાઇના પ્રાણ વધુ ભયમા મૂકાતા જાય છે

વિચારોને અતે પ્રાણપતિ પાસેના જલભર્યા ઝારીજી સ્મૃતિપથે આવ્યા પરતુ પુષ્ટિમાર્ગની પ્રણાલિકા એવી છે કે જ્યા સુધી બીજા જલભર્યા ઝારીજી પ્રભુ પાસે ન પધરાવાય, ત્યા સુધી ગમે તે વિકટ સમયમા પણ એ જલભર્યા ઝારીજીનો ઉપયોગ કોઇપણ રીતે થઇ શકેજ નહીં

પરતુ એક જીવની જીવનરક્ષા ખાતર, અને બીજુ જગતને પુષ્ટિમાર્ગની કૃપા બતાવવી હતી, તેથી આપે એ અનુલ્લધ્ય પ્રણાલિકાનુ લૌકિક દષ્ટિયે ઉલઘન કર્યું, પરતુ અલૌકિક દષ્ટિયે તો એ દિવ્ય-અદ્વિતીય પ્રણાલિકાને આપે આ દષ્ટાન્તથી શતગુણી રીતે પોષી છે

ત્વરિત પ્રાણપ્રેષ્ઠને વિજ્ઞપ્તિ કરી જલભર્યા ઝારીજીને ત્યાથી પધરાવીને તે અસ્પૃશ્ય બાઇ કુજરીના મુખમા સ્વહસ્તે શનૈ શનૈ જલધારા કરી.

તે અમૂલ્ય શિવ-વિરચીને દુર્લભ પ્રસાદી જલના પાનથી તત્કાળ તે બાઇની લૌકિક-અલૌકિક સર્વ તૃષા શાત થઇ ગઇ તેના દેહમા દૈવીપણાનો સચાર થયો તે કૃતકૃત્ય થઇ

ઉઠીને શ્રીગુસાઇજીને સાષ્ટાગ દડવત્ પ્રણામ કર્યો શ્રીગુસાઇજીએ તેને 'श्रीकृष्ण शरण मम' એ અષ્ટાક્ષર મત્રની દીક્ષા દીધી

જ્યા શ્રીવિઠ્ઠલેશપ્રભુના દિવ્ય દર્શનથીજ પાવન થઇ જવાય, ત્યા આ સાક્ષાત્ અનુગ્રહનું તો પૂછવુજ શુ ?

આવો અલૌકિક અનુગ્રહ કરી, કૃપાળુ શ્રીગુસાઇજીએ નિજ સેવકો સાથે સ્વપથે પ્રયાણ કર્યું

તે બાઇ તે દિવસથીજ શ્રીગુસાઇજીની અનન્ય સેવક થઇ પોતાની કુટિમા શ્રીગુસાઇજીનો દૃઢ વિશ્વાસ રાખી, પ્રભુ નામ-સ્મરણમા પોતાનુ જીવન વિતાવવા લાગી

નન્જના આગણાઓ માટ઼ નાખતી, અને યથાશકય તનુજા સેવા પ્રેમપૂર્વક કરતી

વિશ્વમા દેહધર્મથી અસ્પૃશ્ય મનાતી કુજરીનુ હૃદય તો શ્રીગુસાઇજીની કૃપાથી મહાન ભક્ત હૃદયથી પણ શતગુણ ચઢિયાતુ થયુ

આ જગતમા રહી પુષ્ટિમાર્ગના દિવ્ય જ્યોતિર્ધરની કૃપાથી તેણે દૈવી જીવન જીવી બતાવ્યુ. એ સમસ્ત વિશ્વને સમજાવતી ગઇ કે—"પુષ્ટિમાર્ગની અને તેના આચાર્યોની કૃપા સમસ્ત જગતપર છે પરતુ દૃઢ આશ્રય સપૂર્ણસ્નેહ અને નિષ્કામપણાથી પુષ્ટિમાર્ગની કૃપા અવિલબે થાય છે '

" धन्य हो ए दैवी जीवने "

વૈષ્ણવો ! જોઇ, કૃપાળુ શ્રીવિઠ્ઠલેશ પ્રભુની કૃપા !!

× × × ×

વિશ્વમાં વહી જતી આર્ય સંસ્કૃતિને જો કોઇએ સંરક્ષી હોય તો તે શ્રીવિઠ્ઠલેશ પ્રભુચરણે !!

આપે વિદ્વત્તા ભરેલા અનેક આકર ગ્રંથોની રચના કરી છે, કે જે ગ્રંથોનું ગૂઢ રહસ્ય સમજવામાં મોટા–મોટા વિદ્વાનોની મતિ પણ મુઝાય છે.

આચાર્યચરણનો 'અણુભાષ્ય'નો અધૂરો રહેલ દોઢ અધ્યાય આપેજ સંપૂર્ણ કર્યો. પિતૃચરણ શ્રીવલ્લભાચાર્યજીની 'ભાગવત' પરની 'સુબોધિનીજી' ટીકા પર આપે 'ટિપ્પણ' કર્યું છે, કે જે 'શ્રીવલ્લભ'નાં વચનોને 'શ્રીસુબોધિનીજી' ને સમજવામાં અત્યંત ઉપયુક્ત છે.

સિવાય સ્વતંત્ર ગ્રંથમાં વિદ્વત્તા ભરેલ સ્વતંત્ર ગ્રંથ 'વિદ્વન્મંડન' 'શૃંગારરસમંડન' 'શુદ્ધરસ' આદિ, તથા 'ભક્તિહંસ' 'ભક્તિજીવન' 'ભક્તિહેતુ' વગેરે ભક્તિપ્રતિપાદક ગ્રંથો, 'યમુનાષ્ટક' 'સિદ્ધાંતમુક્તાવલિ' આદિ પિતૃચરણ પ્રણીત ગ્રંથો પર 'વિવૃતિયો' 'સર્વોત્તમ' 'વલ્લભાષ્ટક' 'રકુરત્કૃષ્ણ પ્રેમામૃત' વગેરે સ્તોત્ર, ગ્રંથો, 'શ્રીગીતાજી' ને સમજાવતો 'ગીતાતાત્પર્ય' નામક ગ્રંથ; 'અષ્ટાક્ષરનિરૂપણ' ઇત્યાદિ નાના મોટા પચાશ પંચાવન ગ્રંથો રચી, પુષ્ટિમાર્ગને સુદૃઢ કરી, પુષ્ટિસૃષ્ટિ પર નિરતિશય કૃપા કરી છે.

આપની વિદ્વત્તા અગાધ હતી. તે આપના ઉપર્યુક્ત ગ્રંથો વાંચવાથી સમજાશે. સેવ્ય સ્વરૂપમાં આપની આસક્તિ અત્યંત હતી.

આપશ્રીની મુખ્ય આજ્ઞા એ છે કેઃ—

" सदा सर्वात्मना सेव्यो, भगवान् गोकुलेश्वरः ।
स्मर्त्तव्यो गोपिकावृन्दे क्रीडन् वृन्दावने स्थितः ॥ "

અર્થાત્:—"નિત્ય સર્વાત્મભાવથી ભગવાન ગોકુલેશ્વરની સેવા કરવી; અને ગોપીઓના વૃન્દમાં, વૃન્દાવનમાં ખેલતા, અનેત્યાંજ રહેલા સ્વરૂપનું સ્મરણ કરવું."

આ આપની આજ્ઞા પ્રત્યેક પુષ્ટિમાર્ગીય વૈષ્ણવે નિજ હૃદયમાં અંકિત કરવી જોઇએ.

સમ્વત ૧૬૪૨ ના માહા વદ ૭ ના દિને આપે 'નિત્યલીલા'માં પધારી નિજજનોને વિપ્રયોગનું દાન કર્યું. એટલે આ ભૂતલપર ૭૦ વર્ષને ૨૮ દિવસ બિરાજી પુષ્ટિમાર્ગનું પ્રચાર પ્રેમથી પાલન કર્યું; અને તેટલા સમયમાં 'પુષ્ટિમાર્ગ'રૂપી કમલની સુગંધ આપશ્રીએ સમસ્ત વિશ્વમાં પ્રસરાવી.

છેવટ આપશ્રીના મુદ્રાલેખનો શ્લોક બોલી, આજનું મારૂં વક્તવ્ય આજના 'ઉત્સવ નાયક' શ્રીવિઠ્ઠલેશપ્રભુચરણે સમર્પી, બેસી જવાની આજ્ઞા માગું છું:—

" जानीतं परमं तत्त्वं यशोदोत्संगलालितम् ।
तदन्यदितिये प्राहुरासुरांस्तानहो बुधाः ॥ "

" इत्यलम् "

" बोलो, पुष्टिमार्गना दिव्य ज्योतिर्धर कृपाळु, श्रीविठ्ठलेशप्रभुचरणनो जय !! "

પાદરા—શ્રીવિઠ્ઠલેશ જયંતિ પ્રસંગે પુષ્ટિમાર્ગીય પાઠશાળાની બાલિકાઓએ રજુ કરેલો

# સંવાદ.

ભક્તિદેવી વિષે—લેખકઃ ફુલચંદ ગોરધનદાસ શાહ પાદરા.

(એક બાજુએથી પાંચ સખીઓ અને સામેથી ભક્તિદેવી પધારે છે.)

૧ સખી—અહો દેવી પરમ સુંદર કાંતિવાળાં આપ કોણ છો? અમે સૌ બહેનો આપને વંદન કરીએ છીએ.

ભક્તિદેવી—બહેનો હું ખેલવાને માટે નીકળી છું મારૂં નામ ભક્તિદેવી છે.

૨ સખી—શુ ભક્તિદેવી? ઉદાસ કેમ જણાઓ છો?

ભક્તિદેવી—મારા પુત્રો વૃદ્ધ થઇ ગયા છે તેથી.

૩ સખી—દેવી તમારા પુત્રો કોણ?

ભક્તિદેવી—બહેન જ્ઞાન ને વૈરાગ્ય.

૪ સખી—દેવી તમે ક્યાંથી આવો છો?

ભક્તિદેવી—બહેન દક્ષિણમાં દ્રવિડ દેશ છે ત્યાં મારી ઉત્પત્તિ છે ત્યાં મારા પુત્રો પણ યુવાન હતા અને ગુજરાતમા તેમને વૃદ્ધા આવી અને મને પણ વૃદ્ધા આવી.

૫ સખી—દેવી ક્યાં જાઓ છો?

ભક્તિદેવી—બહેન વૃંદાવન જાઉં છું.

૧ સખી—દેવી ત્યાં જઇ શુ કરશો?

ભક્તિદેવી—બહેન ત્યાં જવાથી મને ને મારા પુત્રોને પણ યુવા પ્રાપ્ત થશે સમજ્યાં કની?

૨ સખી—દેવી તમારી સેવા કરવાથી શો ફાયદો તે કૃપા કરીને કહો પછી પધારો.

ભક્તિ દેવી—બહેનો સાંભળો, હું તમને એક ગીત શીખવું છું સર્વે ગાજો આનંદ થશે.

ગીત—ભક્તિ થકી વશ થાય, શ્રી નાથ પ્યારા ભક્તિ થકી વશ થાય
જે જન ભક્તિ કરે તેનાં જન્મ મરણ ભય જાય—શ્રી નાથ૦

ભક્તિ દેવી—બહેનો રજા લઉં છું.

પાંચ સખીઓ—દેવી વંદન કરીએ છીએ (જાય છે)

(શ્રી વિઠ્ઠલેશજયંતિ પ્રસંગે ગવાયેલી ગુરબી દાંડીયા)

સાથે—નીચેની

ચાલો દર્શને જયંતિ શ્રીવિઠ્ઠલનાથનીરે
આણી અંગમાં ઉમંગ અપાર, ભાવે નીરખીએ શ્રીવિઠ્ઠલ પ્રભુ રે—ટેક
સાખી—ભક્તિ વેલ વધારવા શ્રીવલ્લભકે દ્વાર
ભક્તોને સંતોષવા શ્રીવિઠ્ઠલ અવતાર
અજ્ઞાન પડળને હણવા, ઊગ્યો દૈવી મણિ રે—ચાલો૦ ૧
સાખી—પ્રાગટ્ય પંદરસે ખોતેર ગુર્જરે માગશર માસ
કૃષ્ણપક્ષ નવમી દિને હસ્ત નક્ષત્ર ભૃગુવાર
હરખ્યાં દૈવી મન, નિજ ધામ પધરામણીરે—ચાલો૦ ૨
સાખી—નંદ મહોત્સવ ઉમટ્યો આનંદ વર્ણ્યો ન જાય
દાન દીધાં શ્રીવલ્લભે યાચક કીધા નિહાલ
ચંદ તે અમેરે, નીરખે એક ભગવદીરે—ચાલો૦ ૪

પાદરા, તા. ૧૬-૧-૩૭.

શ્રીવલ્લભદાસાનુદાસ
ફુલચંદ ગોવર્ધનદાસ શાહના ભગવત્સ્મરણ.

**ઉકો**—આતા ? તમે કોછો કે પ્રાણતો અમારા વાલા પાહે છે, તઈ પ્રાણ વિના દેહ કેમ રીયે ?

**આતો**—તુ બાળક છો, પ્રેમના ભેદને ન જાણી હકે, જોગી 'સમાધી ચડાવીને ઘણો કાગ દેહ ટકાવી શખે છે, તો આ ગોપીયુ તો પ્રેમયોગી છે, પ્રભુમા પ્રેમયોગ—અવલમ્બન રૂપ છે, એટલે પ્રભુની આવ્યાની આશે તો દેહ હજાર વરસ ટકી હકે છે, ઈજ પ્રેમનો અદ્ભુત ચમતકાર છે ઓધાના યોગની વાતુ હાભળીને હૈયે હૈયા ભરાઇ ગયા ને ધ્રુસકે ધ્રુસકે રોવા મડીયુ, રસિકને નીરસ વસ્તુનો સમ્બધ થાય, ઈ મરણું જેવુ દુખ થાય ?

**ઉકો**—આતા ! ગોપીયુનો પ્રેમ તમારા કેવા પ્રમાણે ભારે હો ? ચારખડ ધરતીમાય નઈ હો ?

**આતો**—હાભળ, ગોપીયુ કે છે, પ્રેમને ધારણ તો એવુ પ્રેમી હોય, ઇ ઝીતે, એને બદલે ઓધો યોગના ને કરમના પોથા વાચવા મડયો, એટલે એને તો દાઝા ઉપર લુણ જેવુ થીયુ, જેના મન વિયોગાગ્નિથી તપી ગયા હોય એને કોઇની દીધી શિખામણ લાગતીજ નથી, ઈતો પ્રેમની મસ્તીમા ગમે એમ બોલ્યા કરે, વગોણાય બોલે એક ગોપી કે આપણે ગામડાની આ હેરડીયુ, હવે મથુરામા મોજુ કરનાર મોહનની નજરમા શેના આવીઈ ?

**ઉકો**—આતા ? પરમત આતા ભેળો જાનાયે ગીએલ તેદી મથુરા જોયુ તુ, ગામ તો બહુ સારૂ પણ મને તો ગમે નઈ હાજ સવારે વિશ્રાત ઘાટે જાઇ તઈ ઘડીક ગમે, પણ કાંઈ ગોકળીયુ થાવુ છે ? રૂડા ઠકરાણીજીના ઘાટ, ને કદમની ડાળુ તો શ્રીમહારાણીજીમા પાન કરતીયુ હોય, મથુરાની બાયુનો પેરવાહ બીજી રીતનો, પગમા સપલા પેરે માથામા ચીપીયા ખોહે, મે પુછુ બાઈ આ માથામા શુ છે ? બાઇ કે ચલ ચલ ગામડીયે તુ કયા જાને ? પણ હુ રાજકોટ ગીયો, તે દી ખબર પડી કે બધેય ઓટલો વળી ગયો છે, હે આતા ? હેરમા હાટેહાટે ચોપાનીયામા ડાચા ખાલીને વાચતાતા એમા શુ હશે ?

**આતો**—એમા નવા યુગની વાતુ ભ્રષ્ટાભ્રષ્ટની વાતુ સુધરેલે જમાને તો, દુનીયાનો દાટ વાળી દીધો છે એનો ચેપે તો ધરમ મારગમાય પગ પેસારો કર્યો છે, જેને પરતાપે મારગની પ્રાચીન પદ્ધતિ તો પાણી ભેગી થઈ જવા મડી છે, પણ ઈ મહાપ્રભુજીની ઈચ્છાનુ કારણ છે, જયારે લીલા સમેટવાની હોયને, તઇ, મારગથી વિપરીત ભાવનાનો ઉદય થાય, પરપરા સામી કોઈ નજર કરે છે ? માર્ગના ખરા રહસ્યનુ પ્રતિપાદન કથાકજ થાતુ હશેજ, જમાનો એવો આવ્યો છે કે, પોતાના વડાનીય નિંદા કરવા ચુકતા નથી તો પછે એના ભાવનું અનુકરણ તો કયાથી કરે ? જો એક હળાહળતા અન્યાયની વાત કઉ આપણી, આપણી કાઠીઆવાડમા કેટલાક પ્રેમયેના પેદા થીયા છે, કે જ્યા શ્રીજીની ભેટ જે બાળકો પટવસ્ત્રથી શ્રીહસ્તમા લેતા, તેને ઠેકાણે ઉપર કયા એવા અને મૂરખસ્વાર્થી પાસવાનો, યાહોમ, કરી શ્રીજીની બધી ભેટ બાળકની ગોલક ભેગી કરે છે, આ અધર્મ થોડો ન ગણાય ખેદ તો એ છે કે આ વાત પર બાળકો ધ્યાન કેમ નહી ખેચતા હોય ? ને પરંપરા સામી દષ્ટિ કેમ નહી કરતા હોય ? આવા અધર્મી મારગનું શુ થશે તે કઈ શકાતુ નથી ઘોળ ગા

**ઉકો**—અમારેને કરમે અક્રૂર કયાથીરે આવ્યો સાથે નહી ચાલ્યો વહાલા બળભદ્ર વીર, "ગોપી કે આતા ?

**આતો**—તુને ખબર છે ? અક્રુર ભગવાનનો કાકો થાય, મગો ભુડુ કરે એવુ બીજુ કોઇ ન કરે, નમેરો ને દયાહીણો, ભગવાનને કસ સરીખા કાળ પાહે લઇ ચાલ્યો, દુનાયામા જશ બહુ વાલો છે, પધરાવી લાવવાનુ બીડુ ઝીલી બેઠો ' એવુ નામ પાડતા ભુલી ગીયેલ ખરા ગોપીયુ કે, ઈ અક્રુર નઇ પણ ક્રુર કેવાય, નોહોતો જાણતો કે કંસ બાળકનો વેરી છે છત

અમારી થઈ છે. અમને અરેરે એના રૂદીયાના કુડની શી ખબર પડે ? અમે તીયું છઈ અટલે જાણીઇ છ કે છેવટ તને આજ્ઞા કરશે કે તું બદ્રીકાશ્રમમાંની ઈ તારા પગ હાલે હો ? અમારાં તો ઈજ ટાણે પ્રાણ નીકળી જાય.

ઉક્તો—જળરે વિનાંનાં ઇ તો દાદુરડાં જીવે મીન તો મરે જ્યાં નહોય નીર " ગોપી " કો આતા

આતો—આપણી ભાદર નદીમાં પાણી હુકાઈ જાય છે, તઈ માછલાં તો તરફડીરે મરી જાય છે. ને દેડકાં તો કાદવ ખાઈ ને જીવે છે, એમ ગોપીયું કે છે, અરર અટાણે અમારૂ જીવવું દેડકાં જેવું છે નહિ તો " હરિ બિછરત ફાટયો નહિં હીયો બડો કઠોર વજ્ર તેં ભારી હૈં પાપી. રહી તેં કહા કિયો, ગોપીઓનો વીહર ઉકા કોઇ જીવ જાણી ન શકે, વિરહીનું દુઃખ તો વિરહી રદય હોઇ જાણી શકે પ્રમાણના પોથા ફેરવનાર શુષ્ક રદય શુ જાણી શકવાના હતા તે, હવે ગા,

ઉક્તો—કેસરી ભુખ્યો હોયે ઘાસ ન ખાએ, કેળ ન ફળે દુજી વાર " ગોપી.

આતો—હવે રાત બહુ ગઈ છે, કાલ કહીશ.

( અપૂર્ણ ).

---

# समाचारादिक.

**ધોરાજીનાં ધન્ય ભાગ્ય**—અત્રે ધોરાજીમાં ઉત્તરોત્તર ત્રણ ગોસ્વામી બાળકોએ પધારી જે લાભો આપ્યા છે તેનો હેવાલ નીચે મુજબઃ—

(૧) તા. ૩-૧૧-૩૬ મંગળવારે સુદામાપુરીસ્થ ગો. શ્રીવલ્લભલાલજી મહારાજના પ્રમુખપદે શ્રીગોવર્ધનનાથજીના મંદિરમાં એક સભા બોલાવવામાં આવી હતી તેમાં આપશ્રીએ નિજ પિતૃચરણ શ્રીજીવનેશાચાર્ય વિરચિત ઉપદેશમીમાંસા ગ્રંથના સ્પષ્ટીકરણ રૂપ શરણ એટલે શું ? તે લેવાનું પ્રયોજન તેમજ નિવેદન મંત્રનો અભિપ્રાય અને તેનું અનાદિપણુ અને તેનાથી જીવન પ્રાપ્તિ થતો સેવાધિકાર અને વિષયાદિકનો ત્યાગ કરી અષ્ટાક્ષરનુ રટણ વગેરે વગેરે બાબતો દાખલા દલીલો સહપ્રતિપાદન કરી હતી અને ત્યારબાદ અત્રેના ભગવદીય ગોપાલદાસભાઇએ આધુનિક સમયમાં મનુષ્યોની ઉતરતી વૃત્તિ અને ધર્મ તરફની ઉપેક્ષિતતા બાબત સ્હેજ ટકોર કર્યા બાદ આપશ્રીના જયનાદ સાથે સભા વિસર્જન થઈ હતી.

(૨) તા. ૨૨-૧૧-૩૬ રવીવારે ચાંપાસેનીવાળા ગો. શ્રીવ્રજનાથલાલજી મહારાજ અત્રેથી (૨૦) વીસ માઇલ દુર ભાયાવદર ગામેથી વૈષ્ણવી જનતામાં પુષ્ટિમાર્ગના સત્ય સિદ્ધાંતો પ્રચારાર્થે ખાસ વ્યાખ્યાન આપવા જ કૃપા કરી પધાર્યા હતા અને સભામાં ઓઓશ્રીએ શ્રીહરિરાયજીના ગ્રંથો પરત્વે જ વિશેષ વચનામૃતો કર્યા હતાં. શ્રીહરિરાયજી વિરચિત દુઃસંગવિજ્ઞાન નિરૂપણ ( વંચકોથી બચો ) અને કામાખ્ય દોષ વિવરણનું પિષ્ટપેષણ કરતાં આપશ્રીએ ઘણુ જ મનનીય અને છટાદાર વ્યાખ્યાન આપ્યું હતું અને ધર્મને નામે અનાચાર પ્રસરાવતા વંચકોથી બચી ધાર્મિક સડાઓ આંખ મીંચામણાં છોડી દૂર કરવા સ્પષ્ટ આજ્ઞા કરી હતી. બાદ "તમો ખરા વૈષ્ણવ બનો, એ પત્રિકાઓ સભામાં ઉપસ્થિત વૈષ્ણવોમાં વહેંચી આપશ્રીના જયઘોષ વચ્ચે સભા વિસર્જન થઈ હતી આપશ્રી તેજ ક્ષણે મોટર રસ્તે સીધા ભાયાવદર પધાર્યા હતા.

(૩) તા. ૧૨-૧૨-૩૬ શનીવાર સુરતવાળા ગો. શ્રી. ૧૦૮ શ્રીવ્રજરત્નલાલજી મહારાજ તનુજ ગો. શ્રી. ૬ ગોવિંદરાયજી મહારાજનો અત્રે મુકામ થતાં સાત સ્વરૂપની હવેલીમાં આપશ્રીના પ્રમુખપદે એક સભા ભરવામાં આવી હતી તેમાં તેઓશ્રીના શાસ્ત્રીજી શ્રીમનલાલે હાલના કલુષિત વાતાવરણમાં ધર્મ ઉપર થતા હુમલાઓ અને ધારાસભામાં રજુ થતાં ધર્મ વિરોધિ બીલોનું દિગ્દર્શન કરાવી વૈષ્ણવોને પોતાનો ધર્મ સાચવવા કટિબદ્ધ થવાનું જણાવ્યું હતું. મોગલ બાદશાહોના વખતનો સમય કે જ્યારે એક હાથમાં ધર્મ અને એક હાથમાં તલવાર જેવો સમય હજુ નથી છતાં ધર્મ પ્રત્યેની જે ઉદાસીનતા ઘર કરી ગઇ છે તે ત્યાગી જાગૃત થવા સૂચના આપી હતી અને વિશેષ ધર્મની પ્રવૃત્તિને ખાતર પોતાનાં

સંવાદ—ચાહ બીડી, તમાકુ વિગેરે વિષે—વિદ્યાર્થી
સંવાદ—ભક્તિ દેવી વિષે કન્યાએ
શ્રીકૃષ્ણની બાળલીલા વિદ્યાર્થીઓ

સંગીત કીર્તન—શ્રીવિઠ્ઠલનાથજી કીર્તનીયા મંડળીએ ઝાંઝ પખાવજ સંગીત પેટી નરઘાં સાથે પરમ ભગવદીય કહાનજીભાઈ આણંદજીની દેખરેખ નીચે થયુ

૭ ઇનામ મેળાવડો—સુરતની શ્રીબાલકૃષ્ણ શુદ્ધાદ્વૈત મહાસભા તરફથી વાર્ષિક લેવાયેલી પરીક્ષામાં પાસ થયેલા વિદ્યાર્થીઓને સર્ટીફીકેટ ઇનામમાં પુસ્તકો આવેલાં તે પ્રમુખ હસ્તે વહેંચાયાં

જરમરના કટોરા—૨૮ કન્યાઓને ઉત્તેજન અર્થે ભગવદીય કહાનજીભાઇને હસ્તે વહેંચાયાં વૈષ્ણવોના નિત્ય નિયમ નામનુ પુસ્તક દરેક વિદ્યાર્થી તથા કન્યાઓને વહેંચાયાં

૮ વ્યાખ્યાન—શાહ ગિરધરલાલ નાનાલાલે શ્રીગુસાંઇજીના જીવન ચરિત્ર ઉપર સુંદર વસ્તુઓ રજુ કરી શ્રોતાઓને અનહદ આનંદ આપ્યો ઉપરાંત હિંદુ ધર્મ ટકાવી રાખ્યો હોય તો પુષ્ટિમાર્ગે જ દુષ્ટદરાહે—શ્રીવિઠ્ઠલનાથજીના જીવન પ્રસંગો જેમકે-વેદ વેદાંગની પ્રાપ્તિ-શ્રીમહાપ્રભુજીએ શ્રીઠાકુરજીની ત્રીજી આજ્ઞા માની લીધેલુ સન્યસ્ત-પ્રથમ લગ્ન-દ્વિતીય લગ્ન-શ્રીમતીતાજ-કૃષ્ણદાસ અધિકારી-રથોત્સવ-વાત્સલ્ય ભાવના-રૂપમુરારી-ગોપાલદાસ-શ્રીરઘુનાથજીનો મંજુષા પ્રસગ-ખવાસનો પ્રસંગ-શરણે લેવાની આતુરતા કબુતર કબુતરી હસ હસલીને બ્રહ્મસબંધ આપી શરણે રાખ્યાં-૨૫૨ વૈષ્ણવો ૨૮ બેઠકો-૭ લાલ-લૌકિક કાર્યો ફક્ત ૩-ટોડરમલ-છીત સ્વામી-સંન્યાસ-કુંજરી-ગ્રથો ઘણા લખ્યા ૭ ગાદીને સાતસ્વરૂપ-નિત્યલીલા શ્રીગિરિરાજની કંદરામાં

પ્રમુખસ્થાનેથી-સહર્ષ આશિર્વાદ અને પાઠશાળા તથા શ્રીવિઠ્ઠલનાથજી કીર્તનીયામંડળીના કાર્ય કરેતુ દીર્ઘાયુ ઈચ્છયુ—ઉપસહાર ભગવદ્કૃપાથી સંપૂર્ણ તથા મહાપ્રસાદ વંટાયો બાદ માનવમેદની શ્રીગોવર્ધનનાથકી જયનાદ ઉચ્ચારી વિસર્જન થયા

**અમદાવાદમાં શ્રીગોકુલેશ મહોત્સવ**—અત્રે આવેલા ધનાસુથારની પોળમાં પટ્ટીપોળમાં શ્રીગોકુલનાથજીના મંદિરમા માગસર સુદ ૧ થી વધાઈ બેસારવામાં આવી હતી તેમજ જગદ્ગુરુ શ્રીમદ્વલ્લભાચાર્યજી વિરચિત શ્રી સુબોધિનીજીનું વિવેચન પૂર્ણ વ્યાખ્યાન સંપ્રદાયના સુપ્રસિદ્ધ વિદ્વાન પ્રો સાંકળચંદ છોટાલાલ શાહ M A એ પોતાની વિદ્વત્તાપૂર્ણ શૈલીયુક્ત સાત દિવસ સુધી સાંજના ૭ વાગ્યાથી આઠ વાગ્યા સુધી કરતા હોવાથી સારી સંખ્યામાં વૈષ્ણવોની હાજરી જણાતી હતી

સુદ ૭ ના રોજ પ્રાકટ્ય મહોત્સવના લગતુ "શ્રીગોકુળનાથજીનું દિવ્ય ચરિત્ર" માળા પ્રસગ યુક્ત વર્ણવેલું હતુ તેમજ તિલક વખતે આરતી ઉતાર્યાં પછી મુખ્યાજી શ્રીયુત લાલાજી કીશોરીલાલજીએ પોતાના બુલંદ અવાજથી માળા તિલક વિજયના પદો ગાયાં હતા અને માળાપ્રસંગનો સાર કહી સંભળાવ્યો હતો ત્યારબાદ આવેલા સર્વે વૈષ્ણવોને મહાપ્રસાદ લેવરાવવામાં આવ્યો હતો

આ વખતે શ્રીગોકુલેશ મહામહોત્સવ પ્રસંગે વૈષ્ણવી સૃષ્ટિમા અનેરો દિવ્ય આનંદ પ્રસરાવ્યો હતો અને "સુબોધિનીજી" ના વાંચનથી વૈષ્ણવોમાં ઉત્સાહ સારો ફેલાયો હતો પણ દર વખતે આ મહોત્સવમાં ભાગ લઈ કવિશ્રી દયારામભાઈના રસિકપદોનો દિવ્ય કીર્તનાનંદ આપનાર રા રા વસંતરામભાઈની ગેરહાજરી દરેકનું ધ્યાન ખેંચી રહેલ હતી

**શોક સભા**—ઉના (કાઠીઆવાડ)-વડોદરાવાળા શ્રીગોસ્વામી શ્રીવલ્લભલાલજી મહારાજ નિત્યલીલાપ્રવેશના ખબર વૈષ્ણવ સમાજમા ફેલાતા વૈષ્ણવો ગમગીન ચુક્ત થઈ શોકસાગરમા ડુબી ગયા હતા અને તા ૨૫-૧૨-૩૬ ના રોજ સાંજના ચાર વાગે શ્રીબાળકૃષ્ણલાલજીની હવેલીમાં રા રા શ્રીયુત દરગોવનદાસ ગોકુલદાસ વકીલના પ્રમુખપણા નીચે વૈષ્ણવોની જાહેર સભા બોલાવવામા આવી હતી શોક પ્રદર્શક ઠરાવ કરી સભા વિસર્જન થઇ હતી

**વઢવાણ શહેરની શ્રીપુષ્ટિમાર્ગીય વૈષ્ણવમહાસભાની પ્રવૃત્તિઓ શોક સભા**—વડોદરાના શ્રીકલ્યાણરાયજીના મંદિરના માલીક પ્રૌઢપ્રતાપ શ્રીમદ્ ગો શ્રી ૧૦૮ શ્રીવલ્લભલાલજી મહારાજ શ્રી (શેરગઢવાળા) ફક્ત બે દિવસની માંદગીથીજ એકાએક લીલામાં પધાર્યાના સમાચારથી અત્રેના

વૈષ્ણવોમાં પધારેલ ગમગીની ફેલાઈ રહેલી તેઓશ્રીના માનમાં ગઇ તા. ૨૨ મીના રોજ વૈષ્ણવોએ પાખી પાડી હતી અને તેજ રાત્રે ૮ાા વાગતાં, નિ. લી. શ્રીમાનમહારાજશ્રીને શ્રદ્ધાંજલી અર્પવા સ્થાનીય શ્રી. પુ. મા. વૈ. મહાસભાના આશ્રય નીચે શ્રી. કેસરીયા મંડલીના મુકામે વૈષ્ણવો એકત્ર થઈ શોક પ્રદર્શિત કર્યો હતો ત્યારબાદ **શ્રીઅષ્ટાક્ષર મહામંત્રનો** જપ કર્યો હતો અને નિ. લી. શ્રીમાનમહારાજશ્રીના વહુજીમહારાજ શ્રીઉપર દિલસોજી બતાવતો પત્ર વડોદરા મુકામે મોકલ્યો હતો.

**સનાતન ધર્મ ઉપર વ્યાખ્યાનઃ**—ગઇ તા. ૨૩ મીના રોજ શ્રીગણુરાજવાળા સ્વમાર્ગમર્મજ્ઞ વેદાન્તવિદ્યાનિધિ પંડિતજી બલભદ્ર શર્માજી ભટ્ટ (મુંબઇવાળા વિદ્યાનુરાગી શ્રીમદ્ ગો. શ્રી. ૧૦૮ શ્રીગોકુલનાથજી મહારાજશ્રીના બનેવી) ખટલા સહિત અત્રેની શ્રી હવેલીમાં ૪ દિવસના મુકામ માટે પધાર્યા હતા.

દરમ્યાન તા. ૨૪ મીની સાંજે પાંચ વાગતાં શ્રીહવેલીમાંજ સ્થાનીય શ્રી. પુ. મા. વૈ. મહાસભાનાં આશ્રય નીચે સનાતન ધર્માગ્રહીઓની સભા રાખી હતી.

તેમાં પ્રથમ સંસ્થાના મંત્રીએ શર્માજીને હારતોરા એનાયત કરી તેમનો ટુંક પરિચય કરાવ્યો હતો.

તે પછી પંડિત શર્માજીએ અનેક સિદ્ધાન્તો અને દ્રષ્ટાંતો સહિત સનાતન ધર્મ ઉપર સચોટ અને અસરકારક વ્યાખ્યાન આપી. શ્રોતાઓનાં મનરંજન કર્યાં હતાં.

**પ્રાદુર્ભાવ મહોત્સવઃ**—ગઇ તા. ૬ ઠીએ શ્રીમદ અગ્નિકુમાર શ્રીવિઠ્ઠલનાથજી (ગુસાંઈજી) નો પ્રાદુર્ભાવ મહોત્સવ હોઈ તે સ્થાનીય શ્રી. પુ. મા. વૈ. મહાસભા તરફથી ઉત્સાહપૂર્વક મોટા સમારંભથી ઉજવ્યો હતો તેમાં ખાસ કરીને શ્રીહવેલીએ તથા સ્થાનીય સંસ્થાનાં મકાનને ધ્વજ પતાકા તોરણ્યો. ઈ. થી શણગારી ને ઉત્સવનાં દિવસે રાત્રે ૯ાા વાગ્યે શ્રીકેસરીયા મંડલીના મકાનમાં સમાજ કીર્તન થયા બાદ ઉત્સાહી વિદ્યાર્થીઓએ ઉત્સવપતિના જીવન ચરિત્ર વિષે "સંવાદ" કરી વૈષ્ણવોને આનંદ મુગ્ધ બનાવ્યા હતાં.

**બે ભગવદીયોના ગોલોકવાસઃ**—ગોરાગામ. શ્રી. વૈ. ધ. વ. સભાના પ્રમુખ શ્રીયુત ગોરધન રામચંદ્ર શાસ્ત્રીજીના પીતાશ્રી શ્રીયુત રામચંદ્ર ખેમરાજ શાસ્ત્રી ગત માગસર સુદી ૨ ના રોજ ૭૨ વરસના ઉમ્મરે ગોલોકવાસી થયા છે. શાસ્ત્રીજી શ્રીચતુર્થ ગૃહના સેવક હોઈ સ્વ સંપ્રદાયના સારા અભ્યાસી હતા. અહીંના વૈષ્ણવોને વખતો વખત સંપ્રદાયના સિદ્ધાંતો સમજાવી વૈષ્ણવોને સ્વકર્તવ્યથી જાગૃત રાખતા હતા. પોતાના ઘેર ઠાકોરજી બીરાજતા હોઈ તેમની સેવા, શૃંગાર, ખાસ શ્રીવલ્લભ સંપ્રદાયની પ્રણાલિકા મુજબ કરતાં કીર્તનનો તેમને સારો શોખ હતો. અષ્ટસખાની વાણી ગાતાં તલ્લીન બની જતાં આવા ભગવદીયના ગોલોકવાસથી ગોરાગામના વૈષ્ણવોને ખોટ ગઈ છે. પ્રભુ તેમના આત્માને શાંતિ અર્પો. શાસ્ત્રીજીને ત્રણ પુત્ર રત્ન છે તેઓ પણ સ્વ. પિતાના પગલે ચાલી પોતાની વિદ્વતાનો લાભ વૈષ્ણવોને આપે એજ ઈચ્છા.

બીજા ભગવદીય શ્રીયુત મુળજીભાઇ મોતીચંદ ખુવાડ જ્ઞાતે વીસા ખડાયતા ગત માર્ગશીર્ષ સુદ ૫ રોજ શ્રીગોકુલ મુકામે ૮૫ વરસની ઉંમરે ગોલોકવાસી થયા છે. ભગવદીય મુળજીભાઈ ચતુર્થ ગૃહના સેવક હોઈ સંપ્રદાયના ચુસ્તમરજી હતા. તેમના ભાઈશ્રી હીરાચંદ મોતીચંદ ખુવાડ મહાન ભગવદીય થઈ ગયા તેઓ શ્રીબાલકૃષ્ણજીનું સેવ્ય સ્વરૂપ સેવતા તેઓની વૃદ્ધાવસ્થામાં સેવ્ય સ્વરૂપને શ્રીગોકુલમાં પધરાવી. અહીંના રહેઠાણ પર ઈત્યાદિ શ્રીચતુર્થ ગૃહને અર્પણ કરી પોતે પણ ગોકુલવાસ કરી ગોકુળમાંજ ગોલોકવાસી થયા હતા. તેજ સેવ્ય સ્વરૂપ છે તે મુળજીભાઈ પાછા અહીં પધરાવી શાંતિ સેવા કરતા હતા. સંવત ૧૯૮૬ ની સાલમાં તેમના એકના એક પુત્ર ગોલોકવાસી થયા તેમજ તેમના પુત્રવધૂ થોડાક માસ પછી ગોલોકવાસી થયા તેથી શ્રીનૃસિંહ મેહતાના વાક્ય મુજબ (ભલું થયું ભાગી જંજાળ સુખે ભજશું શ્રીગોપાળ) એમ માની હર સંવત ૧૯૮૮ ની સાલમાં સેવ્ય સ્વરૂપ સાથે શ્રીગોકુલમાં વાસ કરવા ગયા અને ત્યાંજ ગત માર્ગશીર્ષ સુદી ૫ રોજે ગોલોકવાસ કર્યો. અમે ગોરા ગામના ભગવદીય મુળજીભાઈના લાંબા પુષ્ટિસંગ જીવેલા હતા-તેથી વૈષ્ણવોને દરશનનો અલભ્ય લાભ મળતો આ બન્ને ભગવદીયોના ગોલોકવાસની દુઃખદ નોંધ શ્રી. વૈ. ધ. વ. સભામાં ગત માગશીર્ષ વદી

૯ ના રોજ લેવામાં આવી હતી તે દિવસની સભામાં શ્રીયુત પુરૂષોત્તમ જેઠાદાસ શાહાએ દુખ દરસી ઠરાવો માંડયા હતા બન્ને ભગવદીયોના આત્માને પ્રભુ શાંતિ આપો એજ પ્રભુ પ્રત્યે પ્રાર્થના

**"સુલતાનપુર' મા "શ્રીવિઠ્ઠલેશ પ્રભુચરણ" નો આકટયોત્સવ**—અત્રે "શ્રીમદ્વલ્લભ ભગવદ્‌મંડલ" તરફથી માગશર વદ ૯ ના દિને "શ્રીવિઠ્ઠલેશ પ્રભુચરણ" નો અહીંના હવેલી–મંદિરમા એક સભા થઈ હતી

તેમાં પ્રથમ અહીંના સામ્પ્રદાયિક અભ્યાસ કરતા બાળકોએ મંગલાચરણ કરી, "વિઠ્ઠલેશચરણમા મતિ રહો સદા" એ નામનું પ્રાસંગિક ગાયન ગાયુ હતું ત્યાર પછી "મંડલ" ના વ્યવસ્થાપક પ્રેમલાલ ગો કંસારા [ભક્તિપ્રિય] એ "શ્રીગુસાંઈજી અને ભગવદ્ ભક્તો" એ નામનું "શ્રીગુસાંઈજી" ના ઉપકારો, આપની મહાન કૃપા, અને આપના ભગવદ્‌ભક્તો કેવા હતા તે સમજાવતુ વ્યાખ્યાન કર્યુ હતુ

છેવટ, "ગોવિંદકૃષ્ણહરિ" એ નામનું સૂરદાસજીનું પદ બાલકોએ ગાયુ હતુ ત્યાર પછી સામ્પ્રદાયિક ધર્મપ્રચાર કરતા, આદર્શ યુવક આચાર્યશ્રી "ગો શ્રીવ્રજનાથલાલજી મહારાજશ્રી" તરફથી આવેલી–"તમે સાચા વૈષ્ણવ બનો"–એ "પત્રિકા" વૈષ્ણવોને અને ઉપસ્થિત શ્રોતાઓને વાંચી, "ઉત્સવ નાયક" ના "જયઘોષ" વચ્ચે સભા વિસર્જન થઈ હતી

**સુલતાનપુરમાં ગો. શ્રી ૧૦૮ "શ્રીવલ્લભલાલજી" મહારાજશ્રી (પોરબંદર અને મુંબઈ વાળા)ની પધરામણી**—કારતક વદ ૪ ને બુધવારને દિવસે આપશ્રી અહીં મોટરદ્વારા પધાર્યાં રાત્રિના આઠથી દશ વાગ્યા સુધી—સ્થાનિક "શ્રીમદ્વલ્લભ ભગવદ્ મંડલ" તરફથી એક સભા થઈ હતી અને તેનું સભાપતિપદ આપે સ્વીકાર્યું હતું પ્રથમ અહીંના સામ્પ્રદાયિક અભ્યાસ કરતા બાળકોએ "મંગલાચરણ" કરી "**સ્વાગત સંગીત**" ગાયુ ત્યાર પછી બાળકોએ "**વૈષ્ણવોનું કર્ત્તવ્ય**" એ વિષે સુંદર સંવાદ કર્યો સંવાદ સમાપ્ત થયા પછી અહીંના "મંડલ" ના વ્યવસ્થાપક પ્રેમલાલ ગોવર્ધનદાસ કંસારા [ભક્તિપ્રિય] એ "**વિશુદ્ધ પુષ્ટિમાર્ગ અને તેનો ઉજ્જ્વલ ઉદ્દેશ**" એ નામક ટૂંક વ્યાખ્યાન કરી, આપશ્રીના પ્રદેશનો ઉદ્દેશ, આપશ્રીની વિદ્વત્તા અને વક્તૃતા શ્રોતૃવૃન્દોને સમજાવી, સર્વ ઉપસ્થિત વૈષ્ણવોને તથા ઇતર શ્રવણાનુરાગીઓને આપશ્રીનાં વચનામૃતો—ચાતક જેમ સ્વાતિનું જલ ઝીલે, તેમ કર્ણપુટ દ્વારા ઝીલવાની વિનંતિ કરી, અને તે મુજબ વર્ત્તન કરવાનું સૂચન કરી પોતાનું વક્તવ્ય સમાપ્ત કર્યું હતુ ત્યાર પછી શ્રીમાન્ સભાપતિશ્રીનુ "**પુષ્ટિમાર્ગાનુયાયીઓનુ કર્ત્તવ્ય**" એ વિષયનું અતીવ વિદ્વત્તાપૂર્ણ સરલ ભાષામા, ધીર ગંભીર વાણીથી, રસ ભરેલું એક કલાક સુધી વ્યાખ્યાન થયુ આપશ્રીના વ્યાખ્યાને શ્રોતૃવૃન્દના અંતરમાં બહુજ સારી અસર કરી સર્વ શ્રવણ કરનારાઓનાં દિલ હરી ગયાં ઈતર મત–પંથાનુયાયીઓએ પણ આપશ્રીનું વ્યાખ્યાન આદરપૂર્વક શ્રવણ કરી આપશ્રીની વ્યાખ્યાન શૈલિની મુક્તકંઠે પ્રશંસા કરી જો કૃપાળુ **શ્રીવલ્લભલાલજી મહારાજશ્રી**ની પેઠે આપણા સર્વે કૃપાળુ આચાર્યો પોતાના પ્રદેશમા ગામડે ગામડે સભા કરી, પુષ્ટિમાર્ગનાં ઉજ્જ્વલ તત્વો સમજાવે, અને ભક્તિમાર્ગની જ્ઞાન મંદાકિની લોક હૈયામાં વહેવડાવે, તો અલ્પ સમયમાં "પુષ્ટિમાર્ગ" પ્રતિ ઘણાયને જે ઉપેક્ષા છે, તે દૂર થઇ પુષ્ટિમાર્ગની દિવ્યતા તરફ તેઓને આદર અને સન્માન થશે ઇત્યલમ્

**ડભોઈમાં ગીતા જયંતિ**—તા ૨૪-૧૨-૩૬ ને ગુરૂવારના રોજ વિશાલાડ યુવક મંડળ તરફથી ઉત્સાહપૂર્વક ગીતા જયંતિ શ્રી પુષ્ટિમાર્ગીય પાઠશાળાના અધ્યાપક રમણલાલ જ્યેષ્ઠારામ શાસ્ત્રીના પ્રમુખપદે ઉજવવામાં આવી હતી સભાસ્થળ સોનીની વાડીને ધ્વજ, પતાકા, ચિત્રજી તથા સૂત્રાત્મક બોર્ડ વગેરેથી મંડળના કાર્યવાહકો ચિમનલાલ પરિખ વગેરે એ શણગારી હતી સ્હાંજના સાડા પાંચ વાગે કાન્તિલાલ દેસાઈએ વાજા તથા નરધા સાથેની પ્રાર્થનાથી કાર્યક્રમની શરૂઆત કરી હતી ડભોઇના આગેવાન શ્રી ચીમનલાલ દેસાઈની દરખાસ્ત અને પરિખ કાન્તિલાલ મગનલાલના અનુમોદનથી પ્રાસંગિક વિવેચન કરી પ્રમુખે પોતાનુ સ્થાન લીધુ હતુ શરૂઆતમાં પ્રમુખશ્રીએ ગીતાજીના પૂજનપૂર્વક ભગવાન શ્રીકૃષ્ણના ચિત્રજીને ફૂલહાર અર્પણ કર્યા હતા પુષ્ટિમાર્ગીય પાઠશાળાના છાત્રોએ ભક્તિયોગ તથા પુરૂષોત્તમ યોગ અધ્યાય બાર તથા પંદરનુ પારાયણ કર્યું હતું ગીતાજી અને કૃષ્ણ ભક્તિ વિષયક પાઠશાળાના ઉત્સાહિ યુવકો ગાંધી કૃષ્ણલાલ, શાહ જીવણલાલ, શાહ ચંદુલાલ, શાહ ઓચ્છવલાલ

# શ્રી વિદ્યાવિભાગ—કાંકરોલી.

## પરીક્ષા—વિભાગ સં૦ ૧૯૯૩

## પરિણામ પત્ર (૪)

### (૧) ગુજરાતી પ્રથમ વર્ષ પરીક્ષા સમુત્તીર્ણ (ક) ડભોઈ કેન્દ્ર, અ. પં૦ રમણલાલ શાસ્ત્રીજી.

| સંખ્યા | રોલ નં૦ | નામ | પિતૃનામ | ઉત્તીર્ણશ્રેણી |
|---|---|---|---|---|
| ૧ | ૧ | પુરુષોત્તમલાલ | કેશવલાલ | તૃતીય |
| ૨ | ૨ | ગોવર્ધનદાસ | ચુનીલાલ શા | દ્વિતીય |
| ૩ | ૩ | જીવનલાલ | ગિરિધરલાલ | ,, |
| ૪ | ૫ | વલ્લભદાસ | ભોગીલાલ | તૃતીય |
| ૫ | ૬ | સુન્દરલાલ | છોટાલાલ | ,, |
| ૬ | ૭ | રસિકલાલ | ,, ,, | ,, |
| ૭ | ૮ | હીરાલાલ | હિમ્મતલાલ શા. | ,, |
| ૮ | ૧૨ | કાન્તાબહિન | ચંદુલાલ | દ્વિતીય |
| ૯ | ૧૩ | લલિતાબહિન | મગનલાલ | ,, |
| ૧૦ | ૧૪ | સવિતાબહિન | નાનાલાલ | ,, |
| ૧૧ | ૧૫ | શાન્તિબહિન | મગનલાલ | ,, |
| ૧૨ | ૧૬ | પરસનબહિન | મણિલાલ | ,, |
| ૧૩ | ૧૭ | પદ્માવતીબહિન | ગટુલાલ | પ્રથમ |
| ૧૪ | ૧૮ | સવિતાબહિન | મણિલાલ | તૃતીય |
| ૧૫ | ૧૯ | ચન્દનબહિન | અમૃતલાલ | દ્વિતીય |
| ૧૬ | ૨૦ | તારાબહિન | મોતીલાલ | તૃતીય |
| ૧૭ | ૨૧ | જમનાદાસ | અમૃતલાલ ભગત | દ્વિતીય |
| ૧૮ | ૨૨ | ગોવિન્દલાલ | મૂલજીભાઈ | ,, |
| ૧૯ | ૨૩ | કૃષ્ણલાલ | મગનલાલ ગાંધી | ,, |
| ૨૦ | ૨૪ | ચન્દુલાલ | નાથાલાલ શાહ | તૃતીય |
| ૨૧ | ૨૫ | નટવરલાલ | છોટાલાલ પરિખ | ,, |
| ૨૨ | ૨૬ | ઉત્સવલાલ | હિમ્મતલાલ શાહ | ,, |
| ૨૩ | ૨૭ | જમનાદાસ | અમૃતલાલ દલાલ | ,, |
| ૨૪ | ૨૯ | રમણલાલ | ગોવર્ધનદાસ શાહ | ,, |
| ૨૫ | ૩૦ | કંચનલાલ | ચુનીલાલ શાહ | ,, |
| ૨૬ | ૩૧ | વલ્લભદાસ | પુરૂષોત્તમદાસ | તૃતીય |
| ૨૭ | ૩૨ | વલ્લભદાસ | હિમ્મતલાલ | ,, |

### (ખ) પેટલાદ કેન્દ્ર—અ૦ પં. જયેષ્ઠારામ શાસ્ત્રીજી

| સંખ્યા | રોલ નં૦ | નામ | પિતૃનામ | ઉત્તીર્ણશ્રેણી |
|---|---|---|---|---|
| ૨૮ | ૩૫ | જયન્તીલાલ | વલ્લભદાસ | દ્વિતીય |
| ૨૯ | ૩૬ | પુરૂષોત્તમ | દેવીદાસ | તૃતીય |
| ૩૦ | ૩૮ | કાન્તિલાલ | ગોવર્ધનદાસ | ,, |
| ૩૧ | ૪૦ | લલિતાબહિન | છોટાલાલ | દ્વિતીય |
| ૩૨ | ૪૧ | વિદ્યાબહિન | રતનલાલ | ,, |
| ૩૩ | ૪૨ | ચન્દ્રમણિબહિન | છોટાલાલ | ,, |
| ૩૪ | ૪૩ | પુષ્પાવતીબહિન | રતનલાલ | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૩૫ | ૪૫ | શારદાબહિન | રમણલાલ | તૃતીય |
| ૩૬ | ૪૮ | સૂર્યકાન્તાબહિન | ચંદુલાલ | ,, |
| ૩૭ | ૪૯ | ઇન્દુમતીબહિન | રતનલાલ | ,, |
| ૩૮ | ૫૦ | ચતુરલક્ષ્મીબહિન | મોતીલાલ | ,, |

(૨) ગુજરાતી દ્વિતીય વર્ષ પરીક્ષા-સમુત્તીર્ણ—ડભોઈ કેન્દ્ર

| | | | | |
|---|---|---|---|---|
| ૩૯ | ૧ | જમનાદાસ | અમૃતલાલ | તૃતીય |
| ૪૦ | ૨ | ગોવિન્દલાલ | મૂલજીભાઇ | ,, |
| ૪૧ | ૩ | કૃષ્ણલાલ | મગનલાલ | ,, |
| ૪૨ | ૪ | ચન્દુલાલ | નાથાલાલ | ,, |
| ૪૩ | ૫ | નટવરલાલ | છોટાલાલ | ,, |
| ૪૪ | ૬ | ઉત્સવલાલ | હિમ્મતલાલ | ,, |
| ૪૫ | ૭ | જમનાદાસ | અમૃતલાલ દલાલ | ,, |
| ૪૬ | ૮ | ઉત્સવલાલ | ચુનીલાલ | ,, |
| ૪૭ | ૯ | રમણલાલ | ગોવર્ધનદાસ | ,, |
| ૪૮ | ૧૦ | કંચનલાલ | ચુનીલાલ | ,, |
| ૪૯ | ૧૧ | વદીમદાસ | પુરુષોત્તમદાસ | ,, |
| ૫૦ | ૧૨ | વદીમદાસ | હિમ્મતલાલ | ,, |

પેટલાદ કેન્દ્ર

| | | | | |
|---|---|---|---|---|
| ૫૧ | ૧૩ | નવીનચન્દ્ર | ચિમનલાલ | દ્વિતીય |
| ૫૨ | ૧૫ | લલિતાબહિન | છોટાલાલ | ,, |

વિશેષ

| સંખ્યા | નામ પરીક્ષા | પ્રવેશ પત્ર | પ્રવિષ્ટ | અનુપસ્થિત | ઉત્તીર્ણ | અનુત્તીર્ણ | પરીક્ષાર્થી | |
|---|---|---|---|---|---|---|---|---|
| | ડભોઇ | | | | | | બાલક | બાલિકાએં |
| ૧ | ગુ૦ પ્રથમ વર્ષ | ૩૨ | ૩૨ | + | ૨૭ | ૫ | ૨૩ | ૯ |
| ૨ | ગુ૦ દ્વિતીય વર્ષ | ૧૨ | ૧૨ | ÷ | ૧૨ | + | ૧૨ | + |
| | પેટલાદ | | | | | | | |
| ૧ | ગુ૦ પ્રથમ વર્ષ | ૧૯ | ૧૭ | ૨ | ૧૧ | ૬ | ૭ | ૧૨ |
| ૨ | ગુ૦ દ્વિતીય વર્ષ | ૪ | ૨ | ૨ | ૨ | + | ૨ | ૨ |
| | | ૬૭ | ૬૩ | ૪ | ૫૨ | ૧૧ | ૪૪ + ૨૩ | |

સૂચના:—

(૧) પરીક્ષોત્તીર્ણ છાત્રોં કો પ્રમાણ પત્ર તથા યથાયોગ્ય પારિતોષક ફાલ્ગુન માસમેં ભેજે જાયેંગે।

(૨) વ્યાખ્યાન પરીક્ષા ઇસ વર્ષ માઘ શુ. મેં રખી ગઈ હૈ।

(૩) આગામી સં. ૧૯૯૪ કી પરીક્ષાયેં યથા સંભવ ભાદ્રપદ મેં હોગી।

(૪) પત્ર વ્યવહાર નીચે લિખે પતે પર:—

કા૦ શુ. ૬. ૧૯૯૩
તા૦ ૨૩-૧૧-૩૧

પં. કંઠમણિ શાસ્ત્રી
સંચાલક
વિદ્યાવિભાગ-કાંકરોલી.

અલૌકિક—આનંદ—રસમય.

# ધોળપદસાગર.

પ્રકટ થઈ ગયો ] [ ભાગ પહેલો ] [ બહાર પડી ગયો.

શોધિત વર્ધિત સુંદર આવૃત્તિ.

સાતસો પાનાં ! અક્ષરો આવડા મોટા (આજ નમૂનો)

મૂલ્ય માત્ર સવા રૂપીઓ. (ટપાલખર્ચ ચાર આના)

**સંપ્રદાયમાં આવો સંગ્રહ પ્રથમ જ બહાર પડે છે.**

**અંદર શું છે?**

**સંસ્કૃત ગ્રંથો:**—૧. પ્રાતઃસ્મરણ, ૨. મંગલાચરણ, ૩. શ્રીસર્વોત્તમસ્તોત્ર, ૪. શ્રીયમુનાષ્ટક, ૫. સિદ્ધાન્તરહસ્ય, ૬. શ્રીનવરત્ન, ૭. શ્રીકૃષ્ણાશ્રયસ્તોત્ર, ૮. ચતુઃશ્લોકી, ૯. શ્રીમધુરાષ્ટક, ૧૦. શ્રીગોકુલેશાષ્ટક, ૧૧. શ્રીગોપીગીત, ૧૨ શ્રીનન્દકુમારાષ્ટક.

**વ્રજભાષા ગ્રંથો:**—૧. શ્રીયમુનાજીનાં ૪૦ પદો, ૨. નિત્યલીલા (શ્રીહરિરાયજી કૃત) ૩. રાસપંચાધ્યાયી (શ્રીનંદદાસજી કૃત), ૪. ભ્રમરગીત (શ્રીનંદદાસજી કૃત), ૫. પ્રેમ બારાખડી (શ્રીનંદદાસજી કૃત), ૬. મૂલપુરુષ, ૭. સૂરપચ્ચીશી, ૮. રાસલીલામૃતશ્લોક, ૯. નિત્યકીર્તનો (પ્રભુને જગાડવાથી પોઢાડના સુધીનાં પદો) (૯૪), ૧૦. દીનતા વિરહ આશ્રયનાં પદો (૨૧), ૧૧. જન્માષ્ટમીની વધાઇઓ (૩૫), ૧૨. મહાદેવલીલા (૧૪), ૧૩. શ્રીમહાપ્રભુજીની વધાઇઓ (૧૦), ૧૪. શ્રીગુસાંઇજીની વધાઇઓ (૧૯), ૧૫. સાતસ્વરૂપનકે પદ (૯), ૧૬. સ્નેહલીલા (શ્રીહરિરાયજીકૃત).

**ગુજરાતી ગ્રંથો:**—૧. શ્રીવલ્લભાખ્યાન, ૨. ચિંતનનું ધોળ, ૩. શ્રીભાગવતનાં ધોળ.

**ધોળ પદો:**—૧. શ્રીનાથજીનાં ધોળ (૩૭), ૨. સાતનિધિનાં ધોળ (૩૧), ૩. શ્રીમહાપ્રભુજીનાં ધોળ (૨૧), ૪. શ્રીગુંસાઇજીનાં ધોળ (૨૬), ૫. સાત સ્વરૂપોનાં ધોળ (૨૬), ૬. શ્રીવલ્લભકુલનાં ધોળ (૩૭), ૭. શ્રીયમુનાજીનાં ધોળ. (૧૮), ૮. શ્રીવ્રજનાં ધોળ (૧૨), ૯. પ્રભુપ્રાકટ્યનાં ધોળ (૧૫), ૧૦ બાળલીલાનાં ધોળ (૧૫), ૧૧. શ્રીવ્રજાંગનાઓનાં ધોળ (૭), ૧૨. દાનલીલાનાં ધોળ (૩), ૧૩. સાંઝીનું ધોળ, ૧૪. રાસલીલાનાં ધોળ (૨૧), ૧૫. હીંચકમચીનાં ધોળ (૩૮), ૧૬. ૮૪ વૈષ્ણવનું ધોળ, ૧૭. બસોબાવન વૈષ્ણવોનું ધોળ, ૧૮. અષ્ટાક્ષર, સિદ્ધાંતરહસ્ય, નવરત્ન, પાંચતત્ત્વ, દશ મર્મ આદિ ધોળ, ૧૯. દીનતા-વિનતિનાં ધોળ. (૧૦)

**ચાર પાંચ રૂપીઆ ખર્ચીને બધો સંગ્રહ કરો ત્યારે**
**આવો મહાન સંગ્રહ થાય.**

'શુદ્ધાદ્વૈત'ના ગ્રાહકોનેજ આ સંગ્રહ માત્ર એક રૂપીઆમાં મળશે, ટપાલ ખર્ચ જુદું.

સંગ્રાહક તથા પ્રકાશકઃ—વસંતરામ શાસ્ત્રી.
૧૦૩૨, તોતળાજીની પોળ, રાજામહેતાની પોળ—અમદાવાદ.

તમારી માગણી **મનુષ્યને વશ નથી.** તમારા ગુરૂદેવ જરૂર તમારો મનોરથ પુરો કરશે. હું વૈશ્નવ નામ ખોટો ધરાવું છું. હાલ તો સાચા જગવિખ્યાત **પટવારી સાહેબ** છે. હું વૈશ્નવ તરીકે વૈશ્નવતાની પરીક્ષામાં **પાસ** થઇશ ત્યારે તમારી બાબદ વૈશ્નવતાનો વિચાર કરીશ.

મારા હાથનું ટીકાનું વીવેચન મુરબ્બી વસંતરામભાઈ પાસે છે તેમાંથી થોડુંક તેમણે શુદ્ધાદ્વૈતમાં દયા વિચારી નીરધનપર ધ્યાન દઈ છાપ્યું. તે ઓછો ઉપકારજ નથી. તેમની પાસેથી **માંગી** લેઇ ઉતારી લેશો.

"અમારા જેવા વલ્લભ કુળને કલંકીત કરનાર કદી કુળવાન કહેવાઇએ ખરાં:-કદીજ નહિ. તો વૈશ્નવ ખોટા છીએ, એ સ્પષ્ટ છે.

વલ્લભકુળ ઠાકોરજીના ચોર તો વૈશ્નવ શાહુકાર હોયજ નહિ. પુસ્તકના ચોરજ છે:— મેં ઘણાને આપ્યાં નથી. ને કદાચ આપ્યા હશે તો મોટામાં મોટી ભુલથી પૈસાવાળાનાં દંભમાં પાપી પેટને લેઇ લલચાઇ તેવું કામ કીધુ હશેજ; હોય—પ્રભુ દંડ દેશેજ.

, હું આશા રાખું છું, મારા વીવેક રહીત લખાણથી ગુસ્સે થશો નહીં. મને મરેથી શ્રીગુરૂ કૃપા હશે તો, મોકલીશ. તમારે કોઇ **કારણસર છાપવું નહીં:—**

હજી હમણાજ સહસ્ત્રી ભાવના બાબદ એવું બન્યું છે કે લખી શકતોજ નથી. હોય પ્રભુ ઇચ્છા. કામકાજ લખશો.

લી. સેવક, **રણછોડદાસ વરજીવનદાસ**ના ઘટારત.

---

No. 3. Dt. 23-5-35. TRU COPY. Post Card from લલુભાઈ.

અમદાવાદ, તા. ૨૩-૫-૩૫.

ભગવદ્ધર્મ પરાયણ શ્રીયુત પરમ ભગવદીય મુરબ્બી શ્રી રણછોડદાસભાઈ,

વી વી. આપનો કૃપા પત્ર મળ્યો ખોટું લાગવાનું કંઈ કારણજ નથી. આપ વિચારો તો આપો, એમાં માઠું લગાડવું વ્યાજબી નહિં. પણ ઘણા વખત પછી વળી જ્યારે હાલમાં કંઈ ધંધો નથી. નવરા બેઠા છીએ તો ભજન કરીએ. **છપાવવા ઇચ્છા નથી જ** કારણકે હાલ મારી પાસે વીસ હજારનાં પુસ્તકનો ગંજાવર સ્ટોક પડ્યો છે. વેચાણ નથી. દુકાન છોડી બીજો ધંધો કરીએ તો નાણું જોઇએ તે નથી. **નોકરી મળતી નથી.** પડ્યા છીએ પ્રભુ ઇચ્છા. કોઈ વખત રૂબરૂ મળીએ તો વાતનો ખુલાસો થાય. પ્રભુ કરશે તો એક વખત આવવું છે માટે રજીસ્ટર બુકપોસ્ટથી મોકલી આપશો. ઉતારી લેઇને દી. ૮-૧૦ માં તો જરૂર પાછું મોકલીસ. કંઈ રાખવાનું કારણ નથી. એટલી કૃપા કરશોજી. કામ સેવા ફરમાવશો.

લી. સેવક, લલુભાઈનાં જેશીકૃષ્ણ

---

No. 4. of લલુભાઈ કાર્ડ to R. V. TRU COPY. Dt. 31-5-35.

અમદાવાદ, ૩૧-૫-૩૫.

પરમ ભગવદીય શ્રીના લાડીલા રણછોડદાસભાઇ,

વિ. વિ. આપનો પત્ર મળ્યો. પુસ્તક તો ર. બુ. પોસ્ટથી તરતજ મળી ગયું છે. ફર્શન ચી. ૩-૪ પાના વાંચ્યા. શેઠ બાલાભાઈ દામોદરદાસને ત્યાં લગન પ્રસંગમાં જવું પડે છે રાત્રે ૧૨-૧૨॥ ઘેર આવું છું. ગઇ કાલે નીરૂત થઓ. હવે આપના પુ. માંથી ઉતારી લેવા શરૂ કરીશ. દી. ૮-૧૦ માં તો પરત રવાના કરી દેઇશ. તે જાણશો. રજીસ્ટરની પહોંચમાં મારા ગુમાસ્તાની સહી છે. કામ સેવા લખશો

( બીજી નફુરાઇ છેતરપીંડી હવે પછી ) લી. દા. દા. લલુભાઈના જેશીકૃષ્ણ.

જો સત્ય માર્ગે ચાલે તો પ્રભુની પ્રાપ્તિ કેમ ન થાય ? જવું હોય શ્રીરણછોડજી ત્યારે અવળે માર્ગે જાય તો ભવાનીપરૂં, સીહોલ, સંદેસર, એ ત્રણે શ્રીડાકોરજી જવાના માર્ગ ઉપર છે. ત્યારે સાંજ સુધી ચાલ્યા ને ભવાનીપરૂંએ આવ્યુ નહી ત્યારે શ્રીરણછોડજીની શી આશા ? શી રીતે ડાકોર પહોંચાય ? કોઇ સન્માર્ગે ચાલતું નથી, ને કોઇ સત્સંગ પણ કરતું નથી, કરવા જાય સત્સંગ ને થાય દુઃસંગ. પછી પ્રભુની પ્રાપ્તિ શી રીતે થાય ?

નળ કુબેર ઝાડમાંથી પ્રકટ થયા, તે હવે સ્તુતિ કરે છે. શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ બે વાર કહ્યા. શ્રીનારદજીની કૃપાથી કહે છે કે સર્વે બ્રહ્માંડમાં તમોજ વ્યાપીને રહ્યા છો; તમો વિના તલમાત્ર છે નહિ. મૂળમાં તમે, સાક્ષીમાં તમે, તંતુમાં તમે, સ્થૂલમાં તમે, સૂક્ષ્મમાં તમે છો, તે તમને હું દંડવંત કરૂં છું, ને તમને આ સ્વરૂપને પણ દંડવત કરૂં છું. જેમ ઘડામાં તમો ને ઘડોએ પણ તમે છો, જો આકાશ વિના ઘડો હોય તો કોઇ સ્થાન તમારા વિના હોય, ઘડોએ તમો, પિતા તે તમો, તમારા વિના કોઇ છે નહિ. આ જીવોના અંતર્યામી પણ તમે, ને આત્મા પણ તમે, તમારા વિના કંઈ છે નહિ. પણ જીવ પોતાનું મૂળ સ્વરૂપ ભુલી ગયો છે, એ નથી જાણતો કે હું પ્રભુથીજ થયો છું. વેદની શ્રુતિઓ તો એમ કહે કે " एकोऽहं बहु स्याम् " પણ આ જીવને પૂછીએ કે તું કોણ ? તો કહેશે, કે બ્રાહ્મણ, વાણીઓ, હું કણબી, હું કોળી એવું એને જ્ઞાન છે. આ જાતનું અભિમાન છે. બીજું કશું પણ જાણતો નથી. આ ઘડો આકાશ વિના હોય તો જગત પ્રભુ વિના હોય. ઘડા રૂપે પણ ખરા ને ઘડાની પાસે પણ ખરા. વળી નહિ એ પણ ખરા. આ ઘડો ભાગે પણ પ્રભુ ભાગે નહિ. આ જગતનો લય થાય, પ્રભુ એમના એમ રહે. એવા હે પ્રભુ, તમે છો. હવે એવા પ્રભુને કેમ પામીએ ? એમની ભક્તિએ પામીએ. બીજી ભક્તિ પામતી નથી, પણ એક દીન થઇ, કંગાલ થઇને, હાથ જોડીને, લાંબા પડીને સાષ્ટાંગ દંડવત કરીએ, એમ કરતાં કરતાં કોઇ વેળા પ્રભુ પ્રસન્ન થાય. આ પ્રમાણે નારદજીની કૃપાએ નળકૂબેરે સ્તુતિ કરી.

કરાવ્ય, સવા કરીએ, અમને મોં આપો, એટલે અમે રાત દહાડો તમારાં કીર્તન કરીએ. વળી કીર્તન કરતાં થાકીએ નહિ, ને ઉત્સાહ એટલો ને એટલોજ રહે. આઠે પહોર કીર્તનજ કરીએ. કાને આઠે પહોર તમારા જશ સાંભળીએ, જશ સાંભળતાં કાન થાકે નહિ. મન એમંનું એમ રહે, સદા પ્રફુલ્લિત રહે. વળી પગ તમારા દર્શન કરવા દોડે. આંખ તમારૂં રૂપજ જો જો કરે. વળી આવતાં જતાં ભગવત્સ્વરૂપ જોતો રહે, ને દંડવત કર્યાજ કરે. નાક પ્રસાદી સુગંધ સૂંઘ્યા કરે, મન સદા તમારૂં ધ્યાન કરે, ધ્યાન કરતાં થાકેજ નહિ. એવું પ્રભુ પાસે નળકુબેર માગે છે. ત્યારે પ્રભુ કહે છે કે, તમે અહીંઆ રહો. ત્યારે બેઉ કહે છે કે, અમે અહીં રહેવા યોગ્ય નથી, માટે આ માગ્યું એટલું આપો. તમારા ભક્તોમાં રહીને સેવા સ્મરણ કીર્તન કર્યા કરીએ.

વળી કહે છે, કે જે વેળા ભગવદીય ભગવદ્વાર્તા કરે, ભગવાનનાં કીર્તન ગાય, તે વેળા તો ભગવદીય પાસે ઉભા રહીએ. જે વેળા બીજી વાત કરે, તે વેળા જીવ પોતે છે, ને ભગવાન નહિ.

વળી એજ દિવસે કહ્યું કે સંસાર પણ ખરો, ને ભક્તિ પણ ખરી, ત્યાં સુધી અવતાર છુટે નહિ; જ્યારે પ્રભુ ઉપર પૂરણ સ્નેહ આવે, ત્યારે સંસારનો લેશ પણ ન રહે. આઠે પહોર પ્રભુ વહાલા લાગે. એકજ ચિંતા રહે કે, હું તો સંસારમાં દુઃખ્યો છું. પ્રભુનો દાસ થવાનો લાભ ક્યારે મળશે ? સંસારમાં અરુચિ થાય, ને પ્રભુ પર ભાવ થાય, ત્યાર પછી પ્રભુ પામવાની વાત પણ છે.

૭૭. વળી એક દિવસે કહ્યું, કે વૈષ્ણવમાંથી દંભ, જુઠ્ઠું બોલવું ને લોભ એ ત્રણ વસ્તુ જાય, ત્યાર પછી એના અંતઃકરણમાં પ્રભુ પધારે. જ્યાં સુધી એ ત્રણની ફોજ છે, ત્યાં સુધી હરિ કરોડો ગાઉ દૂર છે. વળી મારાપણું ને હું છુટયા વિના પ્રભુ વેગળા છે. તે સર્વે ખોટું છે. પ્રભુને સર્વત્ર જાણ્યા વિના સર્વે ખોટું છે. સર્વે પ્રભુજ કર્તા છે. જીવ કંઇએ છે નહિ, જ્યારે આપણને સર્વત્ર પ્રભુની સ્ફૂર્તિ થશે, ત્યારે આપણું કામ થશે.

૭૮. એક દિવસે કહ્યું કે, અઘાસુર તે પાપનું રૂપ છે; આ જગતમાં જેટલું પાપ છે, તે અઘાસુરનું રૂપ છે. જ્યારે પાપ કરવાનું મન થાય, ત્યારે તેના શરીરમાં અઘાસુર આવે, ત્યારેજ પાપની બુદ્ધિ થાય, એવું અઘાસુરનું રૂપ છે. તે અઘાસુર પ્રભુને મારવા આવ્યો, પણ પ્રભુ તો વેગળા રહ્યા, ને એણે પોતાનું રૂપ ચારસેં ગાઉનું લાંબુ પહોળું કર્યું. એવડું મોટું કર્યું, કે ગોવાળીઆઓએ એમ જાણ્યું કે આ તો વૃંદાવનની ગુફા છે, તેમાં વાછરડાં

ને ગોવાળ સર્વ પેઠા. ત્યારે શ્રીઠાકોરજીએ વિચાર કર્યો કે, આ તો મહા ઉત્પાત થયો; હવે શું કરવું? ત્યારે પોતે પણ અઘાસુરના મોઢામા પેઠા, ને એવા મોટા શરીરે વધ્યા કે, તેનો શ્વાસ બહાર નીકળી શક્યો નહિ, ને પ્રાણ ગયા, અઘાસુરને ચરણારવિંદની પ્રાપ્તિ થઇ. ત્યારે પરીક્ષિત રાજાએ પૂછ્યું કે, એવા પાપીને પ્રાપ્તિ કેમ થઈ? ત્યારે શુકદેવજીએ કહ્યું કે હે રાજા, તમે એ શું બોલો છો? જન્મથી તે મરતાં સુધીમાં એક પણ દિવસ પ્રભુને જોયા નથી, સાંભળ્યા નથી કે પ્રભુ કેવા છે? પણ વગર જાણે એક દિવસ એમની ચેષ્ટા કરે, આવા પ્રભુના હાથ હશે, પગ હશે, મુખારવિન્દ હશે? તો તે પ્રભુને પહોંચે. તો આ અઘાસુરને તો પ્રભુનો સ્પર્શ થયો છે, તો શું પ્રભુ પામવાનું આશ્ચર્ય છે? પ્રભુના મહિમાનો પાર છે નહિ. વળી અમને જાણીને ભજશે, સેવશે; એના ભાગ્યનો તો પારજ નથી.

૭૬. વળી એક દિવસે કહ્યું કે, પરીક્ષિત રાજા શ્રીશુકદેવજીના મુખથી ભગવાનનાં ચરિત્ર સાંભળે છે, પણ ધરાતા નથી. પાંચ ઉપવાસ થયા છે, પણ પ્રભુનાં ચરિત્ર સાંભળવાથી કશી ખબરજ પડતી નથી. વિષયમાં ચિત્ત ઘાલે છે, તથા વિષયની ચર્ચા, વિષયની વાત, વિષયનું મનન તથા વિષય કરવો વળી વિષય કરવા છતાં ચિત્ત વિષયમાંથી નીકળે નહિ, તે નરકમાં પડે છે. પેલી સ્ત્રી પણ નરકનું જ સ્વરૂપ છે. અને પેલો પુરુષ પણ નરકનું રૂપ છે. જેને જાતિપર સ્નેહ છે, તે નરકમાં જાય, તેમાં સંદેહ નહિ, પણ આ પરીક્ષિત રાજાને તો ઉત્તમમાં ઉત્તમ ભગવાનના ચરિત્રમાં મન લાગી રહ્યું છે, જેને ગર્ભમાં પ્રભુએ સુદર્શન ચક્ર રાખીને રક્ષા કરી છે, તે ભગવદીય ભગવાનના કરેલા છે. તેમને ભગવાનની કથા ગમે છે, એક પલક ભગવાનની કથા વિના જાય છે, ત્યારે જુગ જાય છે, એવું લાગે છે. એના પ્રભુની કથાના લોભી છે. જેવો વિષયી વિષયમાં લોભી હોય છે, તે કરતાં કરોડ ઘણી ભગવાનની કથાના લોભી હોય છે. આટલી આટલી કથા વાર્તા સાંભળે છે, પણ મનમાં એમ જાણે છે કે, મેં કશી વાત પ્રભુની સાંભળી નથી, એક ઘડી કથા વિના જાય તે જુગ જાય છે. ભૂખ ને તરસની પણ ખબર પડે નહિ. જુઓ શ્રી આચાર્યજી મહાપ્રભુજી શ્રીસુબોધિનીજી કહીને પોથી બાંધીને કહે છે, કે દમલા ભગવદ્દવાર્તા કર્યા ઘણી વાર થઇ. વાર્તા તો એની એ હોય, શ્રીસુબોધિનીજીથી બીજી વાત મોટી શી છે? પણ પ્રભુની વાર્તા એની મોટી જાણે છે, તેથી કહે છે કે ભગવદ્વાર્તા કર્યા બડી બેર

પાઓ. ત્યારે શેરીના બધા સારા સારા લોક પંચપાત્ર લઈને દોડયા, કારણકે જાણે અમને ન્યાલ કરશે. નેસ્તીએ જાણ્યું કે આપણને મોદી કરશે, નાણાવટીએ જાણ્યું કે મને નાણાવટી કરશે, હુંડીવાળાએ જાણ્યું કે આપણી હુંડીઓ લેશે. એમ સર્વેએ આશાએ પાણી પાયું. તે સ્વારી ચાલીને પોતાને ઘેર ગઇ, ત્યાર પછી રાત પહોર એક ગઇ ત્યારે પેલા રાજાએ ભિખારીનું રૂપ લીધું. માથું તો ઉઘાડું, હાથમાં માગવાનું સલ્લાવરૂં, પહેરવાને ચીથરૂં છે એવો વેશ ધરીને આપણી શેરીમાં અવીને કહે છે, કે અરે હું ભૂખ્યો છું, કોઈ મને ખાવાનું આપો, ત્યારે સર્વે કહે છે, કે કોઇ ઠગ રાત્રે આવ્યો છે. ગાળો દઈને કાઢી મુકો. તેમાં કોઇને દયા આવીને કહ્યું, કે આવો બેસો શું ભૂખ્યા છો? ત્યારે કહ્યું કે હા, હું બહુ ભૂખ્યો છું. મને કોઈ ખાવા આપે તો મારા પ્રાણ રહે. ત્યારે તેને દયાળુએ રોટલા, છાશનો કટોરો ને અથાણું ખાવા આપ્યું. ત્યારે કહ્યું કે હું તો અસુર છું. ત્યારે કહ્યું કે તેમાં શું થયું? આવો બેસો ને આ ખાવાનું છે ને ખાઓ. ખાઇને પેલો પોતાના ડેરામાં ગયો, ત્યાર પછી વાણું વાયું. હવે સવાર થયું, ત્યારે પેલા પાણી પાનારાઓ હતા તેને કોઇને બોલાવ્યા નહિ, પણ જેમણે રાત્રે ખાવા આપ્યું હતુ તેને તેડું મોકલ્યું ને તેડવાને માટે નિશાની ઘરની આપી માણસ મોકલ્યો. હવે પેલાએ તો થરથરવા માંડયું કે હવે હું શું કરૂં? કહે છે કે ભાઈ મને બાદશાહે તેડુ મોકલ્યું છે, શું કામ હશે? પછી તે ગયો, બાદશાહે આદર સન્માન કર્યું. મોટા મોટા સુબાઓ મોટા મોટા ઉમરાવથી પણ આગળ બોલાવીને બેસાડયો, ને કહે છે કે આટલા સુબા છે, આટલા ઉમરાવ છે, તેનો મુલક હું તમને આપું છું. તે તમને ના ગમે તો જે માગો તે આપું. એવો ગુણ તે અવતારસમયનો માનો. તેમ વ્યાપી વૈકુંઠના શ્રીઠાકોરજીની રાજધાની જોઇને કોઇ ના માને. પણ પ્રભુ અવતાર ધરે છે, ત્યાંનાનો પ્રકટ ધર્મ છે. ભુખ લાગે, લોકથી ક્યારેક જીતે, ક્યારેક હારે, આ પ્રકટના ધર્મ છે, તેને માને. હવે એવીજ રીતે આ શ્રીઠાકોરજીના સ્વરૂપ છે. તે પણ અવતાર ધર્યા છે, તેને ઘણાં વાનાં કરશો, તો તમે જ્યારે અહીંથી જશો, ત્યારે પેલા વ્યાપી વૈકુંઠના ઠાકોરજી ઘણાં વાનાં તમારે માટે કરશે, એવી વાતો છે.

૮૧. વળી એક દિવસે કહ્યું કે શ્રીઆચાર્યજી કહે છે, મૂળરૂપને ભજે, પણ પ્રકટરૂપ પર આદર નહોય, તો તેનાથી બીજો ચંડાળ નથી. અલ્યા મૂળરૂપ તો દીઠા નથી, અને તું એમને ઓળખતો નથી, તો પછી તું ભાવના

શી કરીશ ? શી સેવા કરીશ ? શી સ્તુતિ કરીશ ? તારા ભાગ્ય વાસ્તે પ્રકટ રૂપ થયું છે, તેની તું ભક્તિ, તેની તું સેવા, તેનું નામ, તે ઉપર સર્વોપરિ ભાવ રાખીને ભક્તિ કરશે, તો તારૂં કામ થશે.

વળી કહ્યું કે દામોદરદાસ કુંભનદાસ દીઠા નહિ, ત્યારે કહ્યું કે અમે તમોને કથા કહીએ છીએ, તે તારા હૃદયમાં ઉતરતી નથી, તો તેમની કથા પણ મનમાં શીદ ઉતરે ? માટે તારે તરવું હોય તો કથા સાંભળીને કાયાથી, મનથી ને વાણીથી એક ચિત્તે સાંભળીને તે પ્રમાણે ચાલીશ, તો તારે નકામા દહાડા કાઢવા નહિ પડે. થોડા વખતમાં કામ થશે, પણ લોક રહિત થઇશ ત્યારે. પણ હૈયામાં આવે કે લોક મને સારો કહે, મારી સેવા જાણે હુંપદ હૈયામાં આવ્યુ, તો સર્વ હીંડતું થયું સમજવું. માટે કોઈને દેખાડવાનું છે નહિ.

વળી કહ્યું, કે આ ભગવદિચ્છા કહે સે શું ? તારી ઇચ્છામાં આવે તે ઇચ્છા પ્રમાણે પ્રભુ તો હીંડે છે. તેને પાપ કરવાનું મન થયું, તેને ચોરી કરવાનું મન થયું, વિષય કરવાનું મન થયું, વ્યભિચાર કરવાનું મન થયું, સ્ત્રી સારી જોવાનું મન થયું, એવું ભુંડું કરવાનું મન થયું, ત્યારે તારી પાસે પ્રભુ છે, તે તારી એવી ઇચ્છા છે, તેમજ ચાલે તે તારી ઇચ્છા પૂરી કરે છે. વળી તે ઉપર વૈરાગ્ય આવે ને વિચારાય કે આ સર્વે ખોટું છે, પ્રભુ ભજીએ સેવા કરીએ એ સારૂં, ત્યારે તે પ્રમાણે પ્રભુ તારી મરજી પ્રમાણે ચાલે. તારી ઇચ્છાએ પ્રભુ ઇચ્છા. એ ઇચ્છા વડે બધું બને છે, માટે આ જેટલાં પ્રકટ પ્રભુનાં રૂપ છે, પ્રકટ ભગવદીયનાં રૂપ તમને જે મળે તેમની પ્રીતિથી સેવા કરવી. તેના પહેલા થઇ ગએલા તેનું આપણે શું કામ છે ?

૮૨ વળી એક દિવસે કહ્યું, કે જ્ઞાનમાર્ગે પ્રભુને પહોંચાય નહિ, માટે ભક્તિ કરવી, એટલે પ્રભુને પહોંચાય. ભક્તિ છે તે ભક્તિરાણી છે. તે રાણી શું ન કરે ? એક તો અંતર્યામી રૂપની ભક્તિ અને એક સાક્ષાત સ્વરૂપની ભક્તિ, અંતર્યામી કરતાં સાક્ષાત રૂપની ભક્તિ ઘણી મોટી છે. અંતર્યામી રૂપની કઇ ભક્તિ? આ સર્વના અંતઃકરણમાં ભગવાન છે, તેની ભક્તિ તે આ ભક્તિ છે, સઘળે ભગવાન જોવા, હવે તે શી રીતે જોવાય? તો આ પ્રપંચમાંથી નીકળવાથી સઘળે ભગવાન જોવાય. આપણી આંખો વિષયને જુએ છે, તે ભગવાનને જુએ, તથા મન બીજે ઠેકાણે જાય નહિ, હરિ વગર બીજે જાયજ નહિ. કોઇની પાસે આપણે ઉભા હોઇએ, તો તેનાથી ખોટું બોલાય નહિ. તેમ જેણે પ્રભુ જાણ્યા તેનાથી

ખોટું કર્મ થાય નહિ. અને તેણેજ હરિ જોયા, તેના મોં આગળ ભણકારા તેનાજ થયા કરે, બીજી વાત રહે નહિ. અંતર્યામી કોઇનું ભુંડું કરતા નથી. પ્રહ્લાદને રાખ્યા હતા તે અંતર્યામી. વળી હિરણ્યકશિપુને મારી, તે તેનું સારૂં કર્યું, કારણકે પ્રભુને પામ્યો. પ્રહ્લાદનું પણ સારૂં કર્યું, અંતર્યામીને કોઇનું ભુંડું કરવું ગમતું નથી. અંતર્યામી સર્વેને પ્રેરણા કરનાર છે. ભુંડું કરશે, તેનું ભુંડું થશે ને ભલું કરશે, તેનું ભલું થશે. આ અંતર્યામી પ્રભુની ભક્તિ કહી, જ્યાં સુધી વિષયવાસના, જ્યાં સુધી કામ, ક્રોધ, મારૂં તારૂં વગેરે હુંપણું છે, ત્યાં સુધી સૌ ખોટું છે.

હવે સાક્ષાત્સ્વરૂપની ભક્તિ. જેટલી આ ઇન્દ્રિયો પંચમહાભૂત તે રૂપમાં મુકવું. કશુંએ આપણી પાસે રાખવું નહિ. અગિઆર ઇન્દ્રિયો એમના રૂપનું ધ્યાન કરી ને મનન કર્યા જ કરે. જેમ આ લોક વિષયની વાતો કરે છે, તેમ પ્રભુની જ વાતો કરાય, પ્રભુને સુખ થાય તેમજ કરાય, ત્યારે તેના હૃદયમાં પોતે પધારે, તે પછી તે જે કરે તે પ્રભુને ગમતું જ કરે. નાના પ્રકારની સામગ્રીઓ કરી તે પ્રભુને આરોગાવે, પ્રભુની વાર્તા પ્રભુની સેવા કરે, તથા પ્રભુ વિના કંઇ બોલે નહિ. પ્રભુ વિના આઠે પહોર બીજી વાત કરવી નહિ. રસ્તામાં જતા હોઈએ ને જે સારી વસ્તુ દીઠી તે વસ્તુનો પ્રભુને હીંડતાં હીંડતાં ભોગ ધરવો. જે વસ્તુ પૈસા ખર્ચીને ઘેર લાવીએ, તે ઘેર પ્રભુને ભોગ ધરીએ, પ્રભુ વિના કંઇએ ચીજ જાય નહિ. જ્યારે આ જગતના પ્રપંચ જગતનો સ્વભાવ, એ સર્વે ટળે, ત્યાર પછી જાણવું કે ભક્તિમાં પેઠા. જ્યાં સુધી સંસારમાં છીએ, ત્યાં સુધી ભક્તિ છે. આગળથી જો સંસાર ઉપર વૈરાગ આવ્યો હોય તો સર્વે દુઃખરૂપ લાગે, ત્યાર પછી પ્રભુની દિશા ભણી વળાય.

૮૩. વળી એક દિવસે કહ્યું કે બ્રહ્માજી શ્રીકૃષ્ણ આગળ કહે છે, અને અન્યને શિક્ષા રૂપે કહે છે કે (જો તમારે પ્રભુ પામવા હોય તો રોજ એમ કહેતા રહેજો) કે હે પ્રભુ મારા પર કૃપા કરો; મહારાજ, હું તમારો છું, મહારાજ, તમે દીનબંધુ છો, તમો મોટા છો, મારે તો એક તમે છો. એમ રાત દહાડો વિનંતિ કરતાં રહેવું, ત્યારે કોઇ એક દિવસ પ્રભુને દયા આવે, તો કામ થાય.

વળી કહ્યું કે આપણને રોગ થાય, તો આપણે કહીએ, કે મેં પ્રભુને સેવવા માંડયા ત્યારે આ કષ્ટ શું? ત્યારે પ્રભુ પર આપણને ક્રોધ આવે, તો આપણું અનિષ્ટ થાય. પણ જ્યારે આપણને દુઃખ આવી પડે. અથવા દેહને રોગ થાય, છતાં પરાણે પરાણે પ્રભુની સેવા થાય, ત્યાં સુધી કરીએ. પણ

જ્યારે ખાટલામાંથી હલાય નહિ, ત્યારે ખાટલાની ઈસે નાક ઘસીને કહીએ કે, મહારાજ મેં અનંત જન્મ ધર્યા, તેમાં મેં અનંત અપરાધ કર્યા છે, તેમાંથી તમે મને છોડાવો છો. તમારા વિના મને કોણ પાપમાંથી મુકાવી નકરો કરે? તમે મારા પર ઘણી દયા કરો છો, આમ પ્રભુના ગુણનાં જ વર્ણન કર્યા કરે, તો પ્રભુ પ્રસન્ન થાય. પોતાના અવગુણનો પાર નથી, ને પ્રભુના ગુણનો પાર નથી. સદા સર્વદા એજ ભાવના રહે, અને પ્રભુના આગળ વાણીથી ને મનથી તથા શરીરથી મનમાં પ્રભુના જશ ગાતો રહે. તો કામ થાય.

વળી કહ્યું કે આ જગત માત્ર દરેક પ્રભુનાં છોકરાં છે. જે છોકરૂં પોતાના કહ્યામાં રહે, ને તે પ્રમાણે ચાલે, જે સેવા સ્મરણ, કથા, વાર્તા કરે, ને પ્રભુજ વહાલા થાય, તો તે છોકરાને પોતાનો ભાગ આપે. પણ જે છોકરો કુમાર્ગે ચાલે, તેને તો ભાગ નહિ, ને લાગ પણ નહિ. જેમ સંસારમાં કોઇને સાત છોકરા હોય તેમાં ત્રણ તો મરી ગયા. ચાર જીવે છે. ત્યારે તે ચારે-ભાઇ બાપનો માલ વહેંચી લે છે. પેલા મુવેલા છોકરાઓનો તો ભાગે નહિ ને લાગે નહિ. તેમ અહીંઆ જે છોકરો પ્રભુને ભજવામાં ને સેવામાં પેઠો, તે તો જીવતો છોકરો ને સંસારમાં ડુબેલો તે મુએલો છોકરો, એટલે મુએલાને શું આપે? તેને પીંડા આપે, ને પીંડ ઉપર વસ્ત્રો ઓરાઢે, તથા રોટલાને લુગડાં આપે, પણ પોતાના ઘરમાંનો ભાગ ન આપે. ભાગનો ધણી તો જે છોકરો પ્રભુને વહાલા કરે, પ્રભુ ઉપર સર્વ વારી નાખે, ઘર, બાર, દ્રવ્ય પાસે જે હોય તે પ્રભુને સમર્પે, ને પ્રભુ પ્રસન્ન થાય તેમ કરે, ત્યારે તે છોકરાને પ્રભુ પોતાનો વૈભવ આપે, તે જીવતો ખરો.

૮૪. વળી એક દિવસે કહ્યું કે, આ જીવથી તે બ્રહ્મા સુધી દરેકનાં ત્રણ રૂપ છે, (૧) આધિભૌતિક (૨) આધ્યાત્મિક ને (૩) આધિદૈવિક, જ્યારે પોતાને સુખે સુખ, પોતાને દુઃખે દુઃખ પોતે ખાધું પીધું ત્યારે સર્વેએ ખાધું પીધું, એ આધિભૌતિક સ્વરૂપ. આપણે ત્રણ દિવસના ભૂખ્યા છીએ, ને બીજા વૈષ્ણવ ત્રણ દિવસના ભૂખ્યા છે ત્યારે કોઈએ આપણને નોતરૂં દીધું, આ વખતે આપણે તેને એમ કહીએ કે, આ વૈષ્ણવ ત્રણ દિવસના ભૂખ્યા છે, તેમને પ્રસાદ લેવરાવો તે ઘણું સારૂં, ત્યારે તેમણે તેને પ્રસાદ લેવરાવ્યો. આથી આપણું રોમેરોમ ફૂલે, કોઈને સુખે સુખી ને પ્રસન્ન દેખીને પ્રસન્ન થઇએ, તથા દુઃખી દેખીને દુઃખી થઇએ, આ આધ્યાત્મિક ભગવદીય. હવે આધિદૈવિક તે તો પ્રભુના સુખે પ્રસન્ન થાય, પ્રભુને સુખ ન મળે, તો પોતે

દુઃખી થાય, તે આધિદૈવિક ભગવદીય જાણવા.

૮૫. એક દિવસે કહ્યું કે, મંદિરમાં જે જે સામગ્રી છે, તે સર્વે રાણીઓ છે, એવું શ્રીવલ્લભ કહે છે, જેને પ્રભુનો સંબંધ થાય તે પોતાના રૂપ બરાબર છે. ફૂલ, સુગંધી, સિંહાસન, વસ્ત્ર વગેરે જે કાંઈ મંદિરમાં સામગ્રી છે, તે ભગવદ્રૂપ છે, રખે કોઇને પગ અડકે, સર્વ પ્રભુના સંબંધે મોટાં છે.

૮૬. વળી એક દિવસે કહ્યું, કે જે ભગવદીયને નિવૃત્તિ આવે, તે પ્રભુનાજ વિચાર કરે. મોટા મોટા ભગવદીયને નિવૃત્તિ આવી છે, ને વિચારે પ્રભુને પામ્યા છે, પેલા પ્રવૃત્તિવાળાને તો સંસારનો વિચાર છે, એટલે પ્રભુનો વિચાર ક્યારે કરે? માટે શુકદેવજી, ભરતજી, નારદજી એવા મોટા મોટા ભગવદીય પણ નિવૃત્તિએ પ્રભુનો વિચાર કરી પ્રભુને પામ્યા છે.

વળી કહ્યું કે મંદિરમાં જેટલી સામગ્રી છે, તે બધી ભગવદ્રૂપ છે, તે શી રીતે જણાય? જુઓ, આપણે શ્રીઠાકોરજીને પાડી નાખીએ, તો પણ બોલે નહિ. હાથમાંથી પડે તો પણ બોલે નહિ. તેમ આ મંદિરમાં સામગ્રી છે તે જડરૂપ છે, સિંહાસનને પગ અડે, ઠોકર વાગે છતાં તે બોલે નહિ. પ્રભુ પોતાનાપર બિરાજે છે. વળી કોઇ વસ્તુ વેચો તો પણ બોલે નહિ, તેમજ શૈયા તથા ચોકી એ સર્વે જડરૂપ છે. જ્યારે પ્રભુ બોલશે, ત્યારે એ બોલશે, જ્યારે પ્રભુનું જ્ઞાન થશે, ત્યારે સામગ્રી વગેરેનું જ્ઞાન થશે. વળી આપણને કોઈ ઠોકર મારે, ત્યારે આપણે ગાળો દઇએ, તો આપણે નીચ છીએ, વઢીએ તો પણ નીચ છીએ, મંદિરની ઠોકર તો ક્યાંથી ખમું? એક વચન ખમું તો તારું ભાગ્ય. જેમ શુકદેવજી, ભરતજી, નારદજી એ મોટા મોટા ભગવદીય કોઇએ કાંકરો માર્યો, કોઇએ ધૂળ નાખી, કોઇએ લાત મારી, કોઇએ બાંધ્યા, કોઇએ ભાર ઉંચકાવ્યો, છતાં કોઇની સાથે વઢ્યા નહિ, ને કોઇને ગાળો પણ દીધી નહિ. તેમ પેલી પ્રભુની સામગ્રી પણ નથી બોલતી, તે ભગવદ્રૂપ છે. આપણે જ્યારે સામગ્રીની પેઠે સર્વ સહન કરીશું, ને કોઇની સાથે બોલીશું નહિ, ને વઢીશું પણ નહિ, ત્યારે પ્રભુની સેવાને પાત્ર થઇશું. પણ જેવા સિંહાસનપર બેસે, તેવા આપણાપર બેસે નહિ, જેમ ફૂલની માળા કોટમાં પહેરે, તેમ આપણને ગળામાં પહેરે નહિ. આપણામાં ને મંદિરની સામગ્રીમાં તો કરોડ ઘણો ફેર છે. જે સામગ્રીને આપણો સંબંધ થાય, તે આપણું રૂપ બને, ને ભગવદ્રૂપ મટી જાય, આવું આપણું નીચ રૂપ છે. એકવાણી બંધ થાય તોજ સારૂં. આખો દિવસ બકબકબક્કીએ છીએ તે પ્રભુને ગમતું નથી.

ખરૂં જોતાં એક પ્રભુના ભજન સાથે આપણે કામ છે. બીજી વાત મુકી દઇએ તો આપણું કામ થાય.

૮૭. વળી એક દિવસે કહ્યું કે, બુદ્ધિએ પ્રભુ પામીએ, આ જીવ બધ બુદ્ધિ વિના અથડાય છે. જુઓ, આ જેટલા પદાર્થ છે, તે વેશ્યારૂપ છે ને તેમણે વેશ્યાનો સંગ કર્યો છે, એટલે આપણે પણ તેવાજ થયા. જુઓ, આ જેટલી વસ્તુ છે, તે ઉપર આપણે આસક્ત થયા છીએ; પણ આપણે તેને જરાય વહાલા નથી. જો આપણા ઉપર એમને વહાલ હોય, તો આપણને તે છોડે નહિ. તેમ આ ઘરપર આપણને સ્નેહ છે, પણ ઘરને મન તો આપણે કશામાં નથી. તેમજ દ્રવ્ય ને તેમજ ઘરમાં જેટલી સામગ્રી છે, તે સર્વે વેશ્યારૂપ છે, ને આપણે વિષયી છીએ, એથી આપણે એમનો સંગ કર્યો, પણ જ્યારે એવો વિષય પ્રભુ ઉપર થશે, ને સર્વમાંથી મન નીકળી એક પ્રભુમાંજ પેસશે, ત્યારે પ્રભુ પ્રસન્ન થશે. આ બહારની વસ્તુપર આપણને મોહ છે, તે પ્રભુ ઉપર થશે, ત્યારે આપણું કામ થશે, જ્યારે બાયડી મરે, છોકરો મરે, ધણી મરે ત્યારે રડવા બેસે. ને કહે છે કે મારા પ્રભુની સેવા હવે કોણ કરશે ? હવે મારી ટહેલ કોણ કરશે ? પણ એમ મનમાં ન થાય, કે પ્રભુની એટલી ઇચ્છા હશે. જ્યાંસુધી પ્રભુને સંબંધ રાખવો હતો, ત્યાંસુધી કરીએ, જીવ તો એના પોતાના દુઃખને રડે છે, બાયડી તો ખાવા કરી આપતી, પગ ચાંપતી. પ્રભુ કાંઇ ખાવા કરી આપે, કે પગ ચાંપે ? એટલે જીવ પોતાના સુખને રડે છે. બાયડી વહાલી હોય તો બાયડીની જેટલી વસ્તુ હોય તેટલી કૃષ્ણાર્પણ કરી દઇ કોઈ બ્રાહ્મણને કે કોઇ ભિખારીને આપી દેવી જોઇએ. આવું કરીએ તો ખરૂં વહાલપણ, નહિ તો કશું નહિ.

૮૮. વળી એક દિવસે કહ્યુ કે, કૃષ્ણચૈતન્યની દેહ છુટી, ત્યારે તે વેળા તેમના સેવકોએ પૂછયું કે, અમને કંઇ કહો. તૃણથી નીચા થજો, ને જે કંઇ પરમાર્થ ધર્મ થાય તે કરજો, એમ કૃષ્ણચૈતન્યે કહ્યું. વળી કહ્યું કે ઝાડને જોજો. છોકરાં છૈયાં તેનાં પોતાની પાસે રાખે છે, ને કોઇનું કામ થતું હોય તો સર્વ આપી દે છે, ને વળી પોતાની તળે બેસાડીને ઠંડક કરે છે. પોતે મૂળ સુદ્ધાં આપતા સુધી ના કહે નહિ, તેવી રીતે વચને, દેહે, ચાકરીએ તથા સ્તુતિએ આપણે આપવું, કોઈને દુભવવું નહિ, ત્યારે પ્રભુ પ્રસન્ન થાય, આપણો સ્વાર્થ મુકીએ તો એટલી વસ્તુ થાય, નહિ તો થાય નહિ.

૮૯. વળી એક દિવસે કહ્યું કે, જેને હરિ મળ્યા છે, તે પણ સત્સંગ માગે છે, કે હે પ્રભુ, તમારા ભક્તનો સત્સંગ આપો. ત્યારે કહ્યું કે વ્યાપી વૈકુંઠમા

એને રાખો, તો એક દર્શનજ કરે છે, પણ ભગવાનના જશ કાંઇ મળે નહિ, ને પોતે પોતાનાં વખાણ કરે, તેમાં તો કાંઈ શોભા નહિ, તેથી કરતા નથી, પણ ભગવદીય તો આખો દહાડો હરિના જશ ગાયાં કરે છે, તે મોટામાં મોટા છે, તે જશ ભગવદીયને મોઢે શોભે છે. અહોરાત્ર ભગવત્સેવા ભગવત્ નામ, કીર્તન તથા જશ ગાવાથી પ્રભુ ભગવદીયની પુંઠ મુકતા નથી. પોતે પોતાના રૂપમાં છે નહિ. એ તો ભગવદીયના સ્વરૂપમાં છે. ભગવદીય વિના ક્ષણ એક રહેતા નથી. જુઓ શ્રીઆચાર્યજીએ શ્રીગુસાંઇજીએ કાંઇ પોતાનો મંત્ર આપ્યો ? ના, નથી આપ્યો. એમણે તો અષ્ટાક્ષર પંચાક્ષર આપ્યો છે. એક અવતાર લીલાનું નામ ને એક મૂળ લીલાનું નામ રાત દહાડો જપ્યાજ કરે, ત્યારે એ નામ ફળરૂપ થાય, તો પછી શ્રીઆચાય જી તથા શ્રીગુસાંઇજી ઉપર દૃઢતા આવશે. જ્યારે એ નામપર સ્નેહ થયો, ત્યારે એ જીવની શી બાકી રહી? જ્યારે પ્રભુનું નામ કીર્તન લેતાં લેતાં તથા સેવન કરતાં કરતાં ભગવાન પ્રસન્ન થાય, ત્યારે તેને ભગવદીય વહાલા થશે, પછી તેનું કામ થશે. ભગવદીય છે, તે પ્રભુના પુત્ર છે, તે પુત્ર માને પણ વહાલો ને બાપને પણ વહાલો છે. શ્રીઠાકોરજી ને શ્રીલક્ષ્મીજી એ ભક્તરૂપ પુત્રને આખો દિવસ રમાડયાંજ કરે છે, શ્રીઠાકોરજી રમાડતાં મુકે, એટલે શ્રીલક્ષ્મીજી રમાડે છે. ને શ્રીલક્ષ્મીજી મુકે એટલે શ્રીઠાકોરજી રમાડે છે. એવો એ પુત્ર બન્નેને વહાલો છે. પેલા આગળ ભગવદીય થઈ ગયા, તેનો આ ભગવદીયોમાંજ આવેશ છે. ભગવદીય પદ એવું મોટું છે. પ્રભુ પોતાની સેવાએ પ્રસન્ન નથી થતા; એટલા ભગવદીયની સેવાએ પ્રસન્ન થાય છે. ભગવદીય છે, તે પ્રભુને રહેવાનું ધામ છે. જ્યાં ભગવદીય ત્યાં ભગવાન, તેમાં સંદેહ નહિ. માટે ભગવદીયનો સંગ હંમેશાં કરવો. જુઓ ગ્રંથમાં કહ્યું છે કે "નિવેદનં તુ સ્મર્તવ્યં સર્વથા તાદૃશૈર્જનૈ" માટે સર્વદા તાદૃશી ભગવદીયનો સંગ કરવો. ભગવદીયના સંગ વિના પ્રભુ પ્રસન્ન થાય નહિ, માટે ભગવદીય વહાલા કરવા, ને ભગવદીય સાથે મળીને પ્રભુના જશ ગાવા. જેમ ભગવદીયે પોતાના જશ ન ગાયા, તેમ પ્રભુએ પણ પોતાના ગુણ પોતે ન ગાયા. ભગવદીય ભગવાનના જશ ગાય છે. ભગવાનને ભગવદીય એકજ રૂપ છે, ભિન્ન છે નહિ. ભગવાનને પૂજવાથી ભગવદીય પ્રસન્ન ને ભગવદીયની સેવાથી શ્રીઠાકોરજી પ્રસન્ન થાય.

૯૦ વળી એક દિવસ કહ્યું કે, શ્રીગુસાંઇજીએ શ્રીમહાપ્રભુજીને વિનતિ કરી કે, હું આપને દંડવત કરવા યોગ્ય નથી; પણ આપ જ્યાં ચરણકમળ

ધરો છો, તે ચરણ તળેની રજને હું વંદન તથા દંડવત કરૂં છું. હું યોગ્ય નથી, પણ તમોએ તમારા કુળનો હાથ શ્રીનાથજીના હાથમાં આપ્યો છે, ને તમોએ સમર્પણ કરાવ્યું છે, તેથા અમને શ્રીનાથજી મુકશે નહિ. તમારા કુળને નહિ મુકે તો હું તમારો પુત્ર છું. અસ્મત્કુલ નિષ્કલંક છે, તે આશાએ જીવીએ છીએ. શ્રીનાથજીને લીલામાં પોઢયાં પોઢયાં આંસુ આવ્યાં, ત્યારે શ્રીઆચાર્યજીએ પૂછયું, મહારાજ આપને શું દુઃખ છે? ત્યારે શ્રીજીએ કહ્યું કે આ ભૂતળમાં મારી દૈવીસૃષ્ટિ પડી છે, તેણે કરીને દુઃખ થાય છે ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે અમો ભૂતલમાં અવતાર લઇને આ દૈવીસૃષ્ટિને આપની પાસે લાવીશું. જેમ કોઈ રાજા મોટો હોય ને તેનો છોકરો ભુલો પડયો હોય તો મોટા મોટા પટાવત ખોળવા નીકળે; આ લૌકિક દૃષ્ટાંત છે, તેમ આ શ્રીવલ્લભકુલ દૈવીસૃષ્ટિરૂપ છોકરાને ખોળતા ફરે છે, જ્યાં હોય ત્યાંથી ખોળી કાઢી પ્રભુને સોંપે છે, ત્યારે શ્રીનાથજી પ્રસન્ન થાય છે. જેમ લૌકિક રાજાનો છોકરો શોધી કાઢી રાજાને સોંપતાં પ્રસન્ન થાય, તેમ શ્રીઠાકોરજી વલ્લભી સૃષ્ટિને દેખી પ્રસન્ન થાય છે. વળી શ્રીગુસાંઇજી કહે છે, કે મને તમારા બેનો નિજદાસ કરો. તમે યુગલ જ્યાં બેઠા હો, પોઢયા હો, ગમે તે લીલા કરતા હો, પણ મને દેખીને પ્રસન્ન રહો. વળી મારાથી એકે વાતની તમે લજ્જા પામો નહિ, મારા વિના એકે લીલા થાય નહિ. તમારા બેઉની વચ્ચેનો વચ્ચે રહું. જ્યારે તમે બંને અળગાં થાઓ, ત્યારે તમને બેને એક કરૂં. એવી સેવા મુજને આપો. એકે વાત મારાથી છાની જોઇએ નહિ, માટે મને નિજ દાસ કરો. એ હું તમારી પાસે માગું છું. નિજ એટલે એ બે જણ ને વચમાં હું ત્રીજો ઉભો રહું, એ માગું છું.

૯૧. વળી કહ્યું કે મૂળ સત્, ચિત્ ને આનંદ. તે સત્ અને ચિત્‌થી એક રોમ ભાગ તેનાં કરોડો બ્રહ્માંડ થયાં. જડ ને મૂળ તો એમને એમ છે. ચિતમાંથી આ સર્વ જીવ નીકળ્યા છે, તે એના રોમમાંથી ચિત્ ભાગ તો એમને એમ રહ્યો. આનંદમાંથી કરોડો ભગવત્સ્વરૂપ થયાં, પણ તે આનંદ એમનો એમ છે. જેના એક રોમમાં કરોડો બ્રહ્મા, કરોડો શિવ ને વિષ્ણુ અથડાયાં કરે છે, એવા પ્રભુ મોટા છે, માટે જેમ સેવાય તેમ સેવા કરવી, ને જેમ ભજન થાય તેમ કરવું. ફરી પ્રભુ મળે એમ નથી. શ્રીગુસાંઇજીએ લખ્યું છે કે શ્રીકૃષ્ણની સેવા ને સ્મરણ એજ કર્તવ્ય છે એમ પત્રમાં લખે છે.

૯૨. એક દિવસે કહ્યું કે આ લૌકિક બાપ છે, તે છોકરાને નિશાળે બેસારે છે, તે કાંઈ છોકરાનું ભુંડું કરે છે? ના. બાપ તો ભલુંજ કરે છે, પણ છોક-

રાને નિશાળ ગમતી નથી. તે તો એમ જાણે છે કે, બાપ મારૂં ભુડું કરે છે, પણ બાપ તો છોકરાના હિતનેજ ચહાય છે. છોકરો ભણે તો સારૂં એમ બાપ જાણે છે, તેમ પ્રભુ સૌના પિતા છે. પોતે કોઇ છોકરાનું ભુડું કરે નહિ. છોકરાને સંસારમાં નાખે, પણ છોકરાને સંસાર ગમતો નથી; પણ સંસારમાં રહીશ, તો સેવા થશે. એકલો રહીને તું શું કરીશ? માટે આ અલૌકિક બાપ છે, તે તો તારૂં ભલુંજ કરે છે, પણ તને કાંઈ ગમતું નથી. તારૂં અભાગ્ય છે. માટે તું સમર્પણ કરીને પ્રભુને સોંપ. ને તું દાસ થઇને રહે. છોકરાં જાણે, ને પ્રભુ જાણે, ઘર જાણે ને પ્રભુ જાણે, સ્ત્રી જાણે ને પ્રભુ જાણે, આપણે કશી ચિંતા ન જોઇએ. જેવી જગતની સ્ત્રી, જેવું જગતનું દ્રવ્ય, જગતનાં ઘર, જગતનાં છોકરાં આ જગત પર સ્નેહ હોય તો તે બધું પોતાનું માનીએ. પ્રભુ ઉપર સ્નેહ હોય તો આપણે પ્રભુના દાસ થઇએ. દાસને જીવને ચિંતા શીદ જોઇએ? તેમજ મુવા પછવાડે ચિંતા શીદ જોઇએ? પોતાને ફાવે તે કરો, આ લોકના ધણી એ પ્રભુ ને પરલોકના ધણી પણ એ પ્રભુ છે, એવો થઇને તું રહે. જેણે પ્રભુ સર્વ કરે છે. એમ જાણ્યું, તે ચિંતા મુકે, એટલે પ્રભુને ચિંતા પેસે.

વળી કહ્યું, કે આ જગત કહે છે, કે અમો પ્રભુનાં દાસ છીએ, આ કહે છે તે તદ્દન ખોટું છે. દાસ તો એક પોતાના દેહનો છે. દેહનું દાસત્વ કરે છે, વિચારીને જોશો તો આ જણાશે.

વળી કહ્યું કે સાધન વિના પ્રભુ પ્રસન્ન થાય નહિ, ને થયું પણ નથી, માટે કેડ બાંધીને સાધન કરશે, તેના ભાગ્યનો પાર નહિ. પુષ્ટિમાર્ગનું સાધન શું? મોઢું પ્રભુનું નામ લીધાજ કરે, હાથ પ્રભુની સેવા કરે, પગ પ્રભુનાં દર્શન કરવા જાય, મન હરિનું ધ્યાન ધરે, આ પુષ્ટિમાર્ગનું સાધન છે. તેમાં કંઇપણ મહેનત છે? મહેનત નથી, તો એના મનમાં એમ છે કે હું તો નિઃસાધન છું, તડકે નથી બેઠો, ટાઢે નથી મુઓ, ભૂખે નથી મુઓ, વરસાદમાં પલળ્યો નથી, ત્યારે નિઃસાધનપણું મનમાં આવે.

૬૩ વળી એક દિવસે કહ્યું કે જીવનમુક્ત ભગવદીયને બંધયુક્ત ભગવદીય તેનું શું લક્ષણ? છોકરાંને રમાડે, તેના મોં સામું જુએ ને હસ્યાંજ કરે, ને કહે કે તમે કરજ લેવા આવ્યા છો, ભલે પધાર્યા, કરજ આપીશું તો છુટીશું. ધણીધણીઆણી સર્વે એમ માનતાં ફરે. પેલા બંધ ભગવદીય તે દિવસે પ્રસન્ન થાય. સંસારમા સદા ફુંલતા ફરે, જે કરે તે આસક્તિથી કરે. વળી કહે

છે કે ભાઈ છોકરો દેવતાને પણ દુર્લભ છે, એવો લુબ્ધ થઇ જાય. પેલાને તો મનમાં કાંઇ છે નહિ.

વળી કહ્યું કે અંબરીષ રાજાની કથામાં અંબરીષ રાજા સદા ભક્તોના સંગમાં રહે છે તે કયા ભગવદીય ? તે પોતાના હાથને કહે છે કે, તમે અમારા પ્રભુ વિના બીજાની સેવા કરશો, તો અમારે તમારે નહિ બને, માટે તમારે એક પ્રભુની સેવા કરવી. પગને કહે છે કે તમે ભગવદીય છો, માટે જ્યાં પ્રભુનાં સ્વરૂપ હોય ત્યાં ચાલીને જવું. વળી કાનને કહે છે કે, તમે પ્રભુના ગુણ સાંભળ્યાંજ કરો. આંખોને કહે છે કે તમે સદા પ્રભુના મુખકમળ જોયાંજ કરો. મનને કહે છે કે સદા હરિનું મનન કરો. મોઢાને કહે છે કે, તમો સદા પ્રભુના પ્રસાદ લો. નાકને કહે છે કે તમે પ્રભુની પ્રસાદી વસ્તુઓ સુંઘ્યાજ કરો. એવી સર્વેને આશિષ દે છે. તમે સદા ચિરંજીવી રહો ને મને તમારો સંગ હજો, તમો તો ભગવદીય છો. તે ભગવદીયના સંગમાં સદા અંબરીષ રાજા રહે છે.

૯૪ વળી એક દિવસે કહ્યું કે આ જગત માત્ર કોઈ દાસ થયું નથી. સૌ પોતાના ઘરનો, બૈરાનો, છોકરાનો સ્વામી થઇને બેઠો છે, ત્યારે તે જીવની પ્રભુને શી ચિંતા થાય ? જો દાસ થયો હોય તો પ્રભુના મોઢા આગળ બેસાય કેમ ? બોલાય કેમ ? ચલાય કેમ ? દાસ તો પાસે બદામ એક રાખે નહિ. બદામ એક જ્યાં સુધી પોતાની માની છે, વા રાખી છે, ત્યાં સુધી દાસપણું નથી. દાસ થયા પછી એકે તરફની ચિંતા રહે નહિ. જ્યાં સુધી તરવાની, ખાવાપીવાની, ઘરની તથા દ્રવ્યની ચિંતા રહે, ત્યાં સુધી ભગવાનનો દાસ નહિ. દાસ પદવી તો છેલ્લી છે. એક ભગવાન કર્તા જાણીએ તો ખરા, પછી દાસ થવાય. જ્યાં સુધી સોપારીનો કટકો પાઘડીમાં ઘાલે છે, ને મન થાય છે, ત્યારે કાઢીને ખાય છે ત્યાં સુધી તું દાસ નહિ. હરિ ખવરાવે તો ખાય, એ દાસનો ધર્મ છે. સારી દેહથી મરી જશે, ત્યારે તારૂં કામ થશે. પ્રભુજ સર્વોપરિ ભાસે, ને પ્રભુથી બીતો ને બીતો રહે. ત્યારે દાસત્વ મળે.

વળી એક દિવસે કહ્યું કે, શરીરને પછાડી નાખ્યા વિના કાંઈ કામ નહિ થાય. જે વસ્તુ સારી પ્રભુ આરોગ્યા હોય તે આપણે લેવી નહિ. આપણા મોઢામાં ગઇ તે તો છુટી પડી, કોઇ ભગવદીય વા મનુષ્ય, કોઇ હિંદુ વા આરબ, રોહિલા વા કોઈ અંત્યજ જાતિના મોંમાં ગઈ તે તો પ્રભુને પહોંચી, ને આપણા મોંમાં ગઇ તે તો છુટી પડી. આ આપણું

શરીર સુંદી (મોં) આપણને ભટકાવે છે, તેને તો દંડ દતા રહીએ. સામાને ધૂળ આપીને રતન પ્રભુ પાસેથી લેવાં હોય, તો પરમાર્થ કામ કરીએ. જો આપણે ખાઈશું તો વિષ્ટા થશે ને પરમાર્થ કરીશું, તો રતનની પ્રાપ્તિ થશે. મોટા મોટાએ દેહનાં હાડકાં આપ્યાં છે. શિબિ રાજાએ પોતાના શરીરનું માંસ આપ્યું છે, માટે જે તારાથી પરમાર્થ થાય તે કરજે. જો વૈષ્ણવ વા માળાધારી વા ગમે તે ભૂખ્યો જાણીએ, તો આપણે પેટ ભરીને ખાઇએ નહિ. એ ભક્તિમાર્ગની ચાલની રીતિ છે, પણ ભક્તિમાર્ગ તો ઘણો આઘો છે. આપણે ઘર દ્રવ્ય સર્વ આપીને વનમાં જઈએ, પ્રભુનું ભજન સેવન માનસી કરીને ભૂખે મરીએ; તે ભક્તિમાર્ગ છે. શ્રીઆચાર્યજીએ ત્રણ વાર પોતે પૃથ્વીપરિક્રમા ઉઘાડા પગે કરી છે, તેનું ફળ હજી આજ સુધી શ્રીવલ્લભકુળ પૂજાય છે, માટે સાધન વિના પ્રભુ પ્રસન્ન થાય નહિ. જુઓ, પરમેશ્વરના અવતાર નર-નારાયણ હજી સુધી તપ કરે છે. દત્તાત્રય હજી પ્રભુનાજ જોગ ભોગવે છે. ઋષભદેવજી પરમહંસ દશા ભોગવે છે. એવા પ્રભુના અવતાર તપ કરે છે. તો આપણે શી ગણત્રીમાં છીએ? અલ્યા, પ્રભુ પામવા તેમાં શી વાર? એક ક્ષણ માત્રમાં પ્રભુ પામીએ. પણ તે માર્ગે ચાલીએ તો પામીએ. મેર મૂર્ખ, એક પંદર દિવસે અગિયારશ તો નકોરડી કરવાતી, તેમાં વળી ફળઆહાર કરૂં છું, તો પછી ભૂખ્યો શીરીતે રહીશ? જો હમણાં દેહ આપતાં કોઈનો દેહ રહેતો હોય તો આપણે આપીએ, ત્યારે પરમાર્થ કહેવાય વળી લોકો કહેશે, કેએ તો મોટા ભગવદીય. એટલે ભગવાનનું પદ આપવાનું સુભાગ્ય છે. દેહ તો પરમાર્થના કરે ને જમનાદૂત આવીને લઇ જાય, તારે જખ મારતા જાય. પેલી દેહ તો ભગવદીયમાં ખપી અને અંદરખાને જુએ, તો ધૂળ ફાકતો ગયો. આ સંસારમાં છે, તે અડધું તો જાણવા દે નહિ.

શરીરમાં પાંચ યોદ્ધા રહે છે, રૂપ, રસ, ગંધ, રંગ ને સ્પર્શ. રૂપ વિષય જુએ, ને નરકમાં નાખે. રંગ તે વિવિધ પ્રકારના કામ છે. હમણાં પાતરો (ગુણકા) નાચતી હોય તો જોવા જવાનું મન થાયછે. રસની ઇન્દ્રિય મોંને સારૂં સારૂં ખાવાનું ગમે છે. તે પણ નરકમાં નાખે છે, સ્પર્શેન્દ્રિયને સ્ત્રીનો સ્પર્શ ગમે છે. સારી તળાઇ ઉપર સારી ચાદર વાપરે ને સુંવાળું સારૂં લાગે છે. માંકણ કરડતા હોય અથવા ખાટલામાં રજે પડી હોય ત્યારે ગમે નહિ, આ વૈભવ પણ નરકમાં નાખે છે. આવા શરીરમાં રહિએ છીએ, ને તેનું પોષણ સારૂં કરીએ છીએ. તેનો વળી અહંકાર છે. માટે પોષણ કરવા કરતાં તેને દંડ દઈએ, ત્યારે પ્રભુ પ્રસન્ન થાય.

# અનુક્રમણિકા.

## પૌષ, ૧૯૯૩



## લવાજમની પહોંચ

શેઠ દાદાભા તરફથી આવેલ લવાજમો-(વરસ દશમાનું)-રા ગોરધનદાસ નાથાભાઈ, મેઘજીભાઈ મથુરાદાસ, શેઠ વલ્લભદાસ કરસનદાસ નાથા રૂ ૪) (વરસ અગીઆરમાના)-શેઠ ચતુર્ભુજ શીવજી, શેઠ હરિદાસ વલ્લભદાસ, ઠા નારણદાસ મુરારજી નેણસી, શેઠ ટોકરશી પી ઠા રણછોડદાસ ધનજીભાઈ, શેઠ કીસનદાસ ધરમશી (મુળજી જેઠાવાળા), રા ગોરધનદાસ ના' નગરશેઠ વિશ્રામભાઈ ભગવાનદાસ, શેઠ મોહનલાલ એન્ડ કાં, પરી ચીમનલાલ કેશરલાલ, શેઠ દી – દામોદરદાસ, શે. ચત્રભુજ ગોરધનદાસ, રા ગોરધનદાસ લાલજીભાઈ, રા ધનસુખલાલ, એચ રા મનસાલ પુંજારામ, ગ અમૃતલાલ બળદેવદાસ, રા ગોરધનદાસ વીરચંદ, શેઠ હરિદાસ હીરજી, ઠા જમનાદાસ શરદાસ ધીવાળા, રા હરિદાસ દયાલદાસ, શેઠ પોપટલાલ ઘેલાભાઈ, પુરૂષોત્તમ મુળજી વકીલ, શેઠ જમનાદાસ પુંજા ચેલજીભાઈ, ગ કૃષ્ણદાસ નાથજીભાઈ, રા હરિરાગજી, ભાઈ માણેકભાઈ મગનદાસ જમનાદાસ, શેઠ પદમશી ભાણજીભાઈ, મુનીમ મુરલીધરદાસ કરદાસ, રા મુરારજી કાનજીભાઈ, શેઠ ગોવિંદરામ દ્વારકાદાસ, શા ધરમદાસ શામળદાસ કોઠારી, ર ખુશાલભાઈ ગોરધનદાસ લાલજી, રા માધવદાસ લક્ષ્મીદાસ, વ્યાસ કાનજીભાઈ નારણજી, શેઠ રણછોડદાસ નારણદાસ સોલીસીટર, શા ચુનીલાલ બળદેવદાસ, રા કેસરદાસ ગોવીંદજી દલાલ, શેઠ વીઠલદાસ વીરજી, રા જેઠાલાલ લાલજીભાઈ, શેઠ દેવજીભાઈ દામોદર, રા ઓચ્છવલાલ ગોપાલદાસ, શેઠ તુલસીદાસ ડુંગરશી, રા મેઘજીભાઈ મથુરાદાસ, શેઠ હંસરાજ હરિદાસ, શેઠ પદમશી દામોદર ગોવિંદ રા હીરાલાલ કીસનભાઈ સોલીસીટર, શેઠ ગોપાળજી ચાંપશી, શેઠ શીકાભાઈ હરિવલ્લભદાસ સન્સ, શે હરિદાસ દ્વારકાદાસ, શેઠ તુલસીદાસ ગોવિંદજી, શેઠ ગોકુળદાસ ડુંગરશી, શેઠ કંચનલાલ મનસાલ, વલ્લભદાસ માવજીભાઈ, શેઠ મુળજી લક્ષ્મીદાસ વીસનજી, શેઠ વલ્લભદાસ કરસનદાસ નાથા, રા. છોટાલાલ ભગવાનદાસ, શેઠ ગોકુળદાસ પ્રેમજી ઉકા, શેઠ દામોદર ખીમજીભાઈ, ઠા હરિદાસ શામજીભાઈ, શે નરોત્તમદાસ પરભુદાસ, ઠા તુલશીદાસ ખીમજીભાઈ, શેઠ મુળજી નાથજી કોઠારી, રા લક્ષ્મીદાસ હંસરાજ, શેઠ ગણપત માધવજી, ઠા પુરૂષોત્તમ લક્ષ્મીદાસ, રા પોપટલાલ કાનજી રાજગોર શેઠ દ્વારકાદાસ નેણશી, શેઠ ભીમજીભાઈ ડુંગરશી ખત્રી કરણારા ૮૨ રૂ ૧) છોટાલાલ કાનજીભાઈ રૂ ૪) કુલ રૂ ૧૪૮) ચેક મારફત મળ્યા છે

જેમના નામ ઉપર આંકડા નથી તેમના રૂ ૨) લવાજમના સમજવા

---

॥ श्रीविभुवदनानलाचार्या विजयन्तेतमाम् ॥

વર્ષ ૧૧. | અંક ૧૦
પોષ, સં. ૧૯૮૩. | શ્રીવલ્લભાબ્દ ૪૫૮.

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ.

શ્રીવિઠ્ઠલનાથ-પ્રભુચરણનું

## મીઠું સ્મરણ-ગાન.

( લે. શ્રી પરાગ. )

[ ગરબી. ]

૧

ઉજવો હો ! વૈષ્ણવ જન !! આજે પ્રેમથી, પ્રાકટ્યોત્સવ, ઉરને કરી પવિત્ર જો;
ભજનાનન્દ-મહા-સાગરમાં, મગ્ન થૈ તરજો હો !! સ્વચ્છંદે, નિઃશંક જો—ઉજવો હો !

૨

અગ્નિ-કુમાર તણા, ઉપકારો છે ઘણા, સનાથ કીધી, દૈવી સૃષ્ટિ સર્વ જો;
'ભક્તિ-હંસ' માં, ભક્તિતણી સરિતા મૃદુ, વહાવી નિર્મળ, નિજજન માટે ભવ્ય જો-ઉજવો.

૩

'વિદ્વન્મણ્ડન' આલેખ્યું, વૈદુષ્યથી, પૂર્ણ, ધાક 'માયા' તણી થૈ દૂર જો;
'મંડન' કીધું 'શુદ્ધ' વળી 'શૃઙ્ગાર' નું, ને સમજાવ્યું, 'રસ'નું પૂર્ણ સ્વરૂપ જો-ઉજવો.

૪

સેવાની રસ-મર્યાદા, વિકસાવીને, લલિત-કલાનો, કીધો પુનરુદ્ધાર જો;
'ભાષ્ય' તણી પૂર્તિએ, આપે છે કરી સિદ્ધ કર્યું શ્રીકૃષ્ણ પરાત્પર 'તત્ત્વ' જો-ઉજવો.

## "ભક્તિયુગ કૈસા દિયા."

( લેખક—રા. ગોવર્ધનભાઈ ગોકુલભાઈ મહાભટ્ટ; આણંદ. )

## माहात्म्यज्ञान.

[ લખી મોકલનારઃ—શ્રીયુત વિનોદરાય જેસુખરાય. ]

( પૃષ્ઠ ૨૫૦ થી ચાલુ. )

પરમદયાળુ શ્રીનંદનંદન વધુમાં એવી પણ આજ્ઞા કરે છે કે—

सुगोप्यमपि वक्ष्यामि ११–११–४९

तस्याहं हंसरूपेण सकाशमगमं ११–१३–१९

अहं यदवोचं तेभ्यः तन्निबोध સદર २१

अहमेव ग्राह्यः १३ २४ तैरहं पूजितः सम्यक् સદર ४२

तस्मिन्नहं समभवं अंडे सलिलसंस्थितौ ते २४–१०

માટે જીવે કરવાનું અને સમજવાનું છે તે નીચે પ્રમાણે—

प्रवृत्तं मत्परः त्यजेत् ११–१०–३४

मदभिज्ञं गुरुं शान्तंमुपासीत मदात्मकं સદર ५

लोकानां लोकपालान्तंमद्भयंकल्पजीविनां ॥ ३० ॥

ब्रह्मणोऽपि भयं मत्तः સદર

એવા પુરુષોત્તમ શ્રીકૃષ્ણ ભીજી વિભક્તિ વાપરીને આજ્ઞા કરે છે કે—

पुरुषत्वे च मां धीराः + आविस्तरां प्रपश्यन्ति सर्वशक्त्युपबृंहितं ११–७–२१

काल आत्माऽऽगमो लोकः स्वभावो धर्म एव च इति मां बहुधा प्राहुर्गुणव्यतिकरे सति १०–३४

मां उपासिता ११–११–२५

धर्मान् संत्यज्य यः सर्वान् मां भजेत स सत्तमः ३२

हविषाऽग्नौ यजेत मां ४५

क्षेत्रज्ञं सर्व भूतेषु समत्वेन भजेतमां ४५

मद्रूपं शंखगदाम्बुजैर्युक्तं चतुर्भुजं शान्तं ध्यायन्नर्चेत्समाहितं ४६

इष्टापूर्तेन + यो यजेत लभते स मयि भक्तिं ४७

એથી વધારે ગોપ્ય કહેતાં આજ્ઞા કરે છે કે—न रोधयति मां સાંખ્ય, યોગધર્મ, સ્વાધ્યાય, તપ, ત્યાગ, ઈષ્ટાપૂર્ત, દક્ષિણા, વ્રત, યજ્ઞ, છંદ, તીર્થ, યમ નિયમ. કોઈપણું यथावरुन्धे सत्सङ्गः એમ શ્લોક ૧–૨ માં કહી તેવા स्वाध्यादि ને ગણાવી (૫–૬–૭) ને છેવટે केवलेन हि भावेन गोप्यो गावः नगा मृगाः मां ईयुः માટે मामेकं शरणं याहि सर्वात्मभावेन (सर्वदेहिनां आत्मानं) ११–१२–१५ એ ગોપીજનો પણ मत्कामा ब्रह्म मां परमं प्रापुः अस्वरूपविदोऽपि, अबला अपि સદર १२–१३ કેમકે मद्भक्तिलक्षणो भवेत् धर्मः ११–१३–२.

भजत मां अखिलसंशयार्थि સદર ३३

मां भजान्ति गुणाः सर्वे निर्गुणं निरपेक्षकं ४०

. न साधयति मां યોગ સાંખ્ય, ધર્મ સ્વાધ્યાય, તપ, ત્યાગ, કાંઈ પણ ( ઉપર વેચરન્તિ સત્સંગની ગાથા ) यथा भक्तिः ममोर्जिता ૧૧-૧૪-૨૦ आत्मा च कर्मानुशयं विधूय मद्भक्तियोगेन भजत्यथो मां શ્લોક ૨૫ એનું ફળ—मामनुस्मरतश्चित्तं मय्येव प्रविलीयते ॥ ૨૭ માટે निरन्तरं मां अतन्द्रितः ॥૨૯॥

પછી વિભૂતિઓ ગણાવી તેમાં मां विद्धि અધ્યાય ૧૬ માં અને अकृतज्ञैः उपासीन ૧૭-૩૨ कर्मभिः गृहमेधी यैः इष्ट्वा मां एव भक्तिमान् ॥૫૫॥

आत्मस्थं निह्नुते मां, स धर्महा ११-१८-४१

सर्वोत्पत्ति, अव्ययं, ब्रह्म, कारणं मां શ્લોક ४९

માટે જ્ઞાનવિજ્ઞાનસંપન્નો भज मां भक्तिभावतः ૧૧-૧૯-૫ એમ કરવાથી सिद्धि भगवन् मुनयः શ્લોક ૬ नां विपश्चितेऽभिधत्ते मां यान्ति (६६) आदयाय मां પછી અધ્યાય ૨૫ માંમાં સત્વ, રજ, તમ, ગુણો ભક્તિ સમજાવીને यान्ति मामेव निर्गुणाः એમ શ્લો. ૨૨ માં કહે છે. માટે તમે પણ गुणसङ्गं विधूय निर्गुण, अप्रमत्त जितेन्द्रिय થઈ એમને ભજને તો તમે મને પામશો એમ શ્લોક ૩૬ સુધીમાં આજ્ઞા કરી છે એ પ્રમાણે मद्भक्ता आश्रिताः आनन्दं परमात्मानं आत्मधर्मं પામે છે. ૧૧-૨૬-૧.

અધ્યાય ૨૭ માં આદરે મારી પૂજા શી રીતે કરવી તેથી मामेव विन्दति એ શ્લોક ૫૩ મા શ્લોકમાં બતાવ્યું છે તેજ પ્રમાણે ઓગણત્રીસમા અધ્યાયમાં પણ ભક્તિ કરી મને પામશો એમ કહ્યું. હું કેવો ? એનો કાંઇક ભાગ ગયા લેખમાં પૃષ્ઠ ૨૫૭–૨૫૮ ઉપર આવ્યો છે તે ઉપરાંત નીચે પ્રમાણે પણ શ્રીમુખે આજ્ઞા કરી છે તે વાક્યોથી સમજશે માટે નીચે વિભક્તિ વાચક વાક્યો લઈએ—

- मया निष्पादितं ह्यत्र देवकार्यमशेषतः ११-७-२
- समाचरेत मयोदितेषु स्वधर्मेषु मदाश्रयः ११-१०-१
- मया हीनां यांचं रक्षति दुःखदुःखी ११-११-१९
- मयैव वृन्दावनगोचरेण ११-१२-११
- मयास्याः संकुतोभयः શ્લોક १९
- मया संतुष्टमनसः सर्वाः सुखमयाः दिशः १४-१३
- मयेश्वरेण सर्वात्मनापि सर्वेण विना न आसिन्वं १६-३८
- संख्यानं परमाणूनां कालेन क्रियते मया १६-३९
- योगास्त्रयो मया प्रोक्ताः नृणां श्रेयोविधित्सया २०-६
- मयाऽनुकूलेन नभस्वतेरितं नृवं नृदेहं १७
- मयाऽऽदिष्टान् पथः अनुतिष्ठन्तः क्षेमं विन्दन्ति २७
- मयोपबृंहितं भूम्ना ब्रह्मणाऽनन्तशक्तिना २२-३७
- प्रह्लोऽभवन् गुणाः मया प्रक्षोभ्यमाणायाः २४-५
- मयासनोदिताः भावा अंशे ह पादयानानुः ९

मया कालात्मना धात्रा कर्मयुक्तमिदं जगत् १९

जीवो मयैव ब्रह्मणा पूर्णो २९-३६

मया व्यवसितः सम्यग् धर्मः २९-२०

मर्त्यो यदा त्यक्तसमस्तकर्मा निवेदितात्मा विचिकीर्षितो मेतदाऽमृतत्वं

प्रतिपद्यमानो मया २९-३४

ચોથી વિભક્તિમાં તો થોડું જ છે જેવું કે—

गृहशुश्रूषणं मह्यं दासवत अमायया ११-११-३९

यद्यदिष्टतमं लोके यच्चातिप्रियमात्मनः तत्तन्निवेदयेन्म ह्यंतदानन्त्याय कल्पते सदर ४१

पृथक्स त्रेण वा, मह्यंपर्वयात्रामहोत्सवान्कारयेत् ११-२९-११

ઉપરનાં સંસ્કૃત વાક્યોથી સામાન્ય જનતાને નીરસતા ઉત્પન્ન થવા સંભવ છે માટે હજુ બીજી વિભક્તિમાં વર્ણવેલું માહાત્મ્ય હવે પછીના અંક માટે રહેવા દઇ ઉપરનાં સંસ્કૃત વાક્યોનો ભાવાર્થ જણાવવા જરૂર છે તે નીચે પ્રમાણે છે.

શ્રીકૃષ્ણ પરમાત્માએ પરમ રહસ્ય પણ આપણો ઉદ્ધાર કરવા માટે કહી નાંખ્યું છે એવા "કૃપાળુ" છે. તેઓ સર્વથી પૂજાયેલા છે અને પૂજાવાજ જોઇએ, તેમને "યથાર્થ સમજવાની જરૂર છે." સર્વ કંઇ પદાર્થ શ્રીકૃષ્ણજ થયા છે તેથી તેમનો આશરો ગ્રહણ કરવો. ગુરુ પણ શ્રીકૃષ્ણમાં જેણે આત્મા પરોવ્યો હોય તેવાજ જોઇએ. એક બાજુ શ્રીકૃષ્ણ પરમાત્મા જેમ અતિ દયાળુ છે તેમ અતિશ્રેષ્ઠ સામર્થ્ય હોવાથી, દેવો, બ્રહ્માજીપર્યંત તેમનો ભય રાખીને નિયમાનુસાર વર્તે જાય છે, "કાળ" પણ છે અને આત્મા પણ તેઓજ છે માટે આપણે તદીયસૃષ્ટિએ'તો "બધાં સાધનો શ્રીકૃષ્ણની જ ઉપાસના અર્થેજ કામે લગાડવાનાં છે. સાધન વગર (નિઃસાધનપણે) સર્વ ધર્મો સરખામણીમાં બિનજરૂરી લેખીને "સત્સંગ" અને "ભક્તિ"થીજ "સર્વાત્મ ભાવેજ ભજવા. એ બે (સત્સંગ અને ભક્તિ)ની સમાન દુનીયામાં શ્રીનંદનંદનને રીઝવનારૂં કંઇજ નથી એ બંને શબ્દોનો અર્થ ઘણો બહોળો કરવાનો છે એમ ઉપરનાં સંસ્કૃત વાક્યોમાંથી નીકળે છે તે એ કે "શરણાગતિ" દીનતા ગોપીજનો, વ્રજની ગાયો પક્ષી અન્ય પશુઓ પ્રહલાદ, વૃત્ર વિગેરેના જેવી અનન્યતા અને સર્વના. આત્મા, અને પોતાના પણ આત્મા અરે આત્માના આત્મા પણ શ્રીકૃષ્ણ છે. તેના શિવાય ઇતર છેજ નહી તેઓ સર્વ છે અને "સર્વસ્વ" છે એવા "સર્વાત્મભાવ" થવો જોઈએ. જેવા પણ શ્રીકૃષ્ણમાં માહાત્મ્ય શિવાય બીજું કાંઇ વર્ણવતા નથી. આપણે પણ "રજોગુણ તમોગુણ" માં તો નહીં જ નહીં પણ "સત્વગુણ" માં પણ અટકવાનું નથી પણ સર્વ કંઈ કાર્ય શ્રીકૃષ્ણ પરમાત્માના જ કરવાનાં છે. "કાને તેઓશ્રીનીજ મંગળમય કથા સાંભળવાની છે" "આંખેથી તેઓશ્રીનાંજ સુંદર સ્વરૂપનાં દર્શન" અને "મનથીજ તેનુંજ અનવસરમાં ચિંતવન" "વાણીથી તેમનાજ ગુણોનાં ગાન" હાથથી તેઓશ્રીનીજ સેવા, પગે પણ તેઓશ્રીનીજ ટેહેલ વિગેરે સઘળાં કાર્યો ત્રણે ગુણોથી પર એટલે કે નિર્ગુણ બની જાય છે તેજ કરવાં. પ્રવૃત્તિ "પ્રાકૃત ગુણોવાળી નહીં કરતાં" શ્રીકૃષ્ણનિમિત્તેજ કરવી. એ રીતે તનથી, મનથી, ધનથી, પૂર્ણ ભક્તિથી શ્રીનંદનંદનને જ ભજવા. ભજવા એટલે સેવવા એજ સાધન છે અને એજ ફળ છે.

# બંસીધરનું ગીત.

( સંપાદિકાઃ—ગં. સ્વરૂપ લક્ષ્મીબ્હેન અર્જુન સોમૈયા, ઘાટકોપર. )

( ૧ )

રાધા! તમે તમારા પ્રિયતમને શોધો છો? પ્રેમના પંથે ચાલતા ચાલતા થાકી જાઓ છો? પરંતુ રાધા! પ્રેમનો અંત કયાં? અને પ્રિયતમને કથન કયાં? તમે ચંદ્રને પૂછો છો, કિંતુ રાધા! તમે કેટલાં ભોળાં છો! ચાંદની ચંદ્રમાની તે આંખ નથી કે જેના વડે તે તમારા પ્રિયતમને જોઇ શકે. તે સત્ય કહે છે, ચાંદની તો શું પ્રિયતમનું આવવું જવું એ પ્રેમીની પણ જાણ બહાર હોય છે.

રાધા! તમે કેટલાં ભોળાં છો? પ્રિયતમના ધ્યાનમાં મગ્ન હોવાથી તમે આકાશના તારાઓમાં શું સુંદરતા જોઇ કે એના પર મોહિત થઇ ગયા અને એને પૂછવા લાગ્યા?

સાંભળો રાધા! એની પાસે તે રૂપ કયાં જે તમારા હૃદયમાં રહી શકે! એની પાસે તે આંખ કયાં જે તમારા પ્રિયતમને જોઈ શકે; તે આંખ તો તમારી પાસે છે. પરંતુ રાધા! પ્રેમનો અંત કયાં? અને પ્રેમીને થકાવટ કયાં?

( ૨ )

યમુનાજલપર ચંદ્રમાં પોતાનું રૂપ એવા પ્રસારી રહ્યા છે, કે જેમ બંસીવાલાના શ્યામ મુખારવિંદ પર રાધાના ચંદ્રમુખી ચ્હેરાની છાયા! કાળા–કાળા વાદળોમાંથી નીકળીને વિજળી એવી ચમકી રહી છે કે જેમ બંસીવાલાના મનમાં રાધાના મિલનની આશા છે!

( ૩ )

ભૂલ છે રાધા, તમારી સર્વથી ન્યારી ભૂલ! હૃદય રડે અને નયન હસે! રડવું એ ભૂલ છે નયનોની! તારા હસે અને પ્રેમી રડે. તારાઓનું હસવું ભૂલ છે, પ્રેમીની! ભૂલ છે તમારી રાધા, સર્વથી ન્યારી ભૂલ!

( ૪ )

ગોપો! જુદાઇના દુઃખ સારા છે યા મિલનની આશાઓ? જુદાઈના દુઃખોમાં રાધાની યાદ છે; જુદાઈના દુઃખોમાં રાધા આપણી પાસે છે. મિલનની આશાઓમાં તે પ્રીત કયાં? મિલનના સુખોમાં પ્રેમની તે રીત કયાં? બોલો, તમેજ બોલો! જુદાઇનાં દુઃખ સારાં કે મિલનની આશાઓ.

( ૫ )

બંસીવાલા દૂર ગયા રાધાથી. ગોપ! તું પણ દૂર ચાલ્યો જા પોતાની પ્રેમિકાથી. દૂરનો પ્રેમ ઘણો મોટો હોય છે. ગોપ! એ બંસીવાલાના મિલન–સુખને પૂછ. દૂરનો પ્રેમ કેટલો મોટો હોય છે, ગોપ! એ બંસીવાલાની વિરહની રાતોને પૂછ.

બંસીવાલા દૂર ગયા રાધાથી. ગોપ! તું પણ દૂર ચાલ્યો જા પોતાની પ્રેમિકાથી.

( ૬ )

ગોપિયો! બંસીવાલાના હૃદય–મંદિરની પૂજારિણી રાધાજ થશે. જે પૂજારિણીના કોમલ હસ્તવડે પ્રેમે અમૃત પીને જીવન મેળવ્યું, બંસીવાલો એ પૂજારિણીપર પોતાનું જીવન બલિદાન કરશે. જે રાધાએ પોતાના રૂપથી બંસીવાલાનું હૃદય ઉજ્વળ કર્યું, બંસીવાલો એજ રાધાના રૂપ વડે પોતાનો હૃદય–દીપક પ્રગટાવશે.

ગોપિયો! બંસીવાલાના હૃદયની પૂજારિણી રાધાજ થશે.

(૭)

બંસીવાળાએ ફુલની માલાઓ બનાવી અને પોતાના પ્રેમસૂત્ર વડે એને પરોવી. રાધા! એને પ્હેરતાં કેમ લજાઓ છો? રાધા! આ માલાઓએ તમારીજ આશાઓમાં પોતાના હૃદયં વિંધાવ્યું કર્યાં છે.

રાધા! શું તમને એ માલાઓથી વૈર છે? જેના ફુલોની સુગંધમાં બંસીવાળાની કામના છૂપાઇ રહી છે? રાધા! શું તમને આ માલાઓમાં મોહ નથી? જેના મોતી પ્રિયતમના નયન અને દોરા આંસુઓની લરો છે?

બંસીવાળા! પ્રેમમાલાઓ ગોપિકાઓને પ્હેરાવી જા–ત્યાં સુધી, જ્યાં સુધી રીસાએલી સ્વયં આવીને એ ન કહે, બંસીવાળાનો પ્રેમ ગોપીઓને માટે નહિ રાધા રાધા અને રાધાનો છે.

---

## एक पत्र.

પ્રિય ભાઈ રશ્મિ,

આ વર્ષની દીપાવલીની રજાઓમાં મને શ્રીવ્રજભૂમિમાં જવાનું અહોભાગ્ય પ્રાપ્ત થયું હતું. વ્રજભૂમિ એ ખરેખર રસભૂમિ છે–ભગવદ્‌ભૂમિ છે. ઉદ્ધવજી અને બ્રહ્માજી જેવા પણ ત્યાં વાસો વસવા ઈચ્છા કરે તેનું માહાત્મ્ય હું શું વર્ણવું? શ્રીમદ્‌ગોકુલમાં છપ્પનભોગ હોવાથી હજારો વૈષ્ણવો ત્યાં એકત્ર થયેલા. દરરોજ મંગલઆરતિના દર્શન વખતે દરેક મોટા મંદિરમાં ભીડ અતિશય થતી હતી. શ્રીમદ્‌ગોકુલ એ ભગવાન્ શ્રીકૃષ્ણચંદ્રનો બાલલીલાનું પરમધામ છે, આપણા સંપ્રદાયનું પ્રાકટ્યધામ અને શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજી, અને શ્રીગુસાંઈજીના સાતે બાલકોનું નિવાસસ્થાન છે. એટલે ગોકુલધામ એ સાક્ષાત્ ગોલોકધામ છે એમાં શંકા નથી.

ધનતેરસને દિવસે ઘેરથી નીકળી દીપાવલીને દિવસે હું જતિપુરા પહોંચ્યો. સાંજે શ્રીગિરિરાજજીની પરિક્રમા કરી. માનસી ગંગામાં દીપાવલીના દર્શન કર્યાં. વ્રજવાસીઓની ભીડ ઘણીજ હતી. રાત્રે આન્યોરમાં સુઈ રહ્યો સવારે ત્યાંથી નીકળી જતિપુરા આવી પરિક્રમા પુરી કરી.

અન્નકૂટના દિવસે ગોવર્ધનપૂજા વખતે શ્રીગોકુલનાથજી ગિરિરાજ ઉપર પધાર્યાં. ચતુર્થપંચમપીઠાધીશ્વર ગો. શ્રીવલ્લભલાલજીએ ગોવર્ધનપૂજા કરી દૂધની નદીઓ વહી. બધા મંદિરોએ અન્નકૂટના દર્શન કર્યાં બીજે દિવસે એટલે સંવત ૧૯૮૩ ના નૂતન વર્ષના નૂતન પ્રભાતે હું કામવન જઈ આવ્યો. ત્યાં શ્રીચંદ્રમાજી તથા શ્રીમદનમોહનજીના દર્શન કરી પરત જતિપુરા આવી શ્રીગિરિરાજજીના કુનવારાના દર્શન કર્યાં. રાત્રે શયનના દર્શન વખતે શ્રીગિરિરાજજીને શ્રીનાથજીના શૃંગાર થાય તે દર્શન કર્યાં, સાક્ષાત્ શ્રીનાથજીની ઝાંખી થઇ. બીજે દિવસે ભાઈબીજ હોવાથી મથુરા આવ્યો. શ્રીયમુનાજીમાં વિશ્રામઘાટે સ્નાન કર્યું. યાત્રાળુઓની ભીડ ઘણી હતી. બંદોબસ્ત સારો હતો. સાંજે વિશ્રામઘાટે શ્રીયમુનાજીની આરતિના દર્શન કર્યાં. બીજા મંદિરોએ દર્શન કર્યાં. આમા તથા વૃંદાવન જઈ આવ્યો–કા. સુદ સાતમે ગોકુલ આવ્યો તે દિવસે છપ્પનભોગવાળા મોરવાળા મંદિરના ઠાકોરજી શ્રીમદનમોહનજી અને શ્રીનવનીતપ્રિયાજીને ઠકુરાની ઘાટે પધરાવી ચીરહરણ લીલાનો મનોરથ થયો. તથા શ્રીગોકુલનાથજી શ્રીગિરિરાજથી બડી ધામધુમ સાથે શ્રીગોકુલ નિજમંદિરમાં પધાર્યાં. વૈષ્ણવોનો આનંદ સમાતો નહોતો. ખેલ અને ગીતની રમઝટ જામી હતી.

ગોપાષ્ટમીને દિવસે સાંજે મોટા ચોકમાં ગાયો છોડવામાં આવી. હજારો વૈષ્ણવોએ ગાયોને લાડવા, મેવા, ઘી ખવરાવ્યા. મંદિરોમાં ગૌચારણ લીલાના દર્શન કર્યાં, અક્ષયનવમીને દિવસે મથુરા જઈ વિશ્રામઘાટે સ્નાન કરી મથુરાજીની પરિક્રમા કરી.હજારો યાત્રાળુઓ અને વ્રજ-

વાસીઓ આખો દિવસ પરિક્રમા કરતા હતા. સાંજે શ્રીગોકુલ પરત આવ્યો. રાત્રે ઠકુરાની ઘાટે હીંડોળાના મનોરથના દર્શન કર્યાં. મુરલીધર ઘાટે છપ્પનભોગના મંડપમાં હટડીના તથા ગિરિરાજની કંદરામાં કુંનવારાના મનોરથો પણ થયા. ચતુર્દશીએ રાત્રે દાઉજીની હવેલીમાં શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદીય પુષ્ટિમાર્ગીય સંમેલનની સ્થાપના થઈ, અનેક વિદ્વાનોના વ્યાખ્યાન થયા. પ્રમુખશ્રી ગો. શ્રીપુરુષોત્તમલાલજીએ .'શુદ્ધાદ્વૈત બ્રહ્મવાદ' સ્પષ્ટાર્થ સમજાવી બ્રહ્મસંબંધ ઉપર સુંદર વ્યાખ્યાન કર્યું. દૂર દૂરથી આવેલા વૈષ્ણવો વચનામૃત સાંભળી આનંદમગ્ન થયા. કા. સુદ પૂર્ણિમાએ બપોરે ચાર વાગે શ્રીછપ્પનભોગના દર્શન ખુલ્યા, સ્વયંસેવકોએ વ્યવસ્થા ઘણી સારી રાખી હતી. શ્રીદામોદરલાલજી, શ્રીપુરુષોત્તમલાલજી, શ્રીદ્વારકેશલાલજી (પોરબંદરવાળા) તથા શ્રીપદ્માવતી બહુજી (છપ્પનભોગકર્તા) એ આરતિ કરી. બાદ રાત્રે અગીઆર વાગ્યા સુધી દર્શન ખુલ્લા હતા. જગ્યા ઘણી વિશાળ હોવાથી દર્શનનુ સુખ બધાને પ્રાપ્ત થયું. બીજે દિવસે બધા વૈષ્ણવોને છપ્પનભોગનો પ્રસાદ લેવરાવવામાં આવ્યો. શ્રીમદ્ ભાગવતના અષ્ટોત્તર શત પારાયણનો મંડપ પણ મુરલીધર ઘાટ ઉપર બંધાયો હતો. એક બાજુ સપ્તાહની પણ વ્યવસ્થા હતી. દૂર દૂરથી પંડિતોને આ મહાયજ્ઞમાં આમંત્ર્યા હતા એકંદર ૧૩૬ ભાગવતના પારાયણ કરનારા હતા. તે સિવાય શ્રીપુરુષોતમ સહસ્રનામ, શ્રીવિષ્ણુ સહસ્રનામ શ્રીઅષ્ટાક્ષરમંત્રનો જપ કરનારી સંખ્યા પણ ઘણી હતી. પ્રમુખ વ્યાસજી શ્રીબલ્લભલાલજી હતા. સાતે દિવસ દરેક ભાગવત ઉપર અનેક પ્રકારની ભેટો સામગ્રી ભાવુકો મુકતા હતા. પૂનમે તો ભેટ મૂકનારની ભીડ પણ સાબત હતી. એક એક ફળ, પેંડા કે પાઇથી માંડી એક રૂપીઓ યથાશક્તિ દરેક જણ ભેટ મૂકતુ હતું કા. વદ પડવાને દિવસે બપોરે પૂર્ણાહુતિ થઇ દરેક પરાયણ કરનારને રૂા. ૭ દક્ષિણા તથા વસ્ત્રો આપવામાં આવ્યાં, જપ કરનારને પણ યોગ્ય દક્ષિણા વસ્ત્રો મળ્યા. પડવાને દિવસે સાંજે મથુરાં જઇ રાત્રે ત્યાંથી નીકળી બીજને દિવસે સવારે કોટા ઉતર્યો ચંબલ નદીમાં સ્નાન કર્યું મોટા મંદિરોમાં દર્શન કર્યા. રાજગઢમાં ચાર મંદિરોમાં પણ શયનનાં દર્શન કર્યા ત્રીજને દિવસે સવારે શ્રીમથુરાધીશમાં મંગલ આરતિના દર્શન કરી સ્ટેશને જઇ રાત્રે વડોદરા ઉતર્યો. પ્રભુકૃપાથી નિર્વિઘ્ને યાત્રા પૂર્ણ થઇ. વ્રજભૂમિમાં આનંદની જે ઝાંખી થઈ છે તે મ્હારૂ હૃદય નયન હંમેશા ઝંખે છે. આ વખતનો લાભ ખરેખર અલૌકિક હતો.

દા. સ્નેહાધીન ભાઇ અનિલના જયશ્રીકૃષ્ણ.

---

ઉક્તા—આતા ? એવા ભગવદી થઇ ગીયા હોય એવું નામનું સ્મરણ થોડુંક તો કરાવો ?

આતો—લે કહું, એના નામ સ્મરણમાંજ પ્રભાવ એવો છે કે સ્મરતાંજ રદયમાં આનંદના ઓજસ પડી જાય, ગાંડા ભટજી કુટલા ત્યા જટાશંકરભાઇ, મુળજી આતા, પેમોભાઈ, દેશીભાઈ ભાયાવદર, ગોવીંદજી ભટ, કૃષ્ણબલદેવભાઈ, પીતામ્બરભાઈ, ધનજીભાઇ, સુંદરજીભાઇ, નકુભાઈ, વ્રજલાલભાઈ પટવારી રાજકોટ, કેશવજીભાઇ માણાવદર, જેસુખરાયભાઈ, કૃષ્ણજીવન ભટ, ત્રિભોવનદાસ જુનાગઢ, રણછોડદાસ ગોંડળ, દેવરામભાઈ વેરાવળ. હું બધાયની નામાવળી ઉતારૂં છું. પછે કોઈ વૈષ્ણવ સહાયતા કરશે તો છપાવીશું. એટલો બધાયને એ નામમાળાનો લાભ મળે, બીજી કડી, ગા.

ઉક્તા—॥ વચન તમારાં ઉદ્ધવ રૂદીયામાં સાલે. તાકીને માર્યા જાણે તનડામાં તીર ॥ ગોપી ॥

આતો—ગોપીયું કે છે કે, ઓધા તું તો જ્ઞાન દે છે ! પણ, ઇ વાણી અમને રદયમાં તીર જેવી લાગે છે, અમારાં કાળજાં વીંધાઇ જાય છે, ભગવાન તો પધાર્યા, પણ આવી નીરસ જ્ઞાનની વાતુંય હાંભળવી ભાગ્યમાં લખી હશેને ? તારા નીરસ આગળ અમારૂં અંન્તર ખોલીને કેમ દેખાડાય ? ॥ મનહુંકી ઉડી વ્યથા મનહુમેં સમાત હૈ ॥. જેને હીંગ કે હળદીની પરીક્ષા ન હોય, ઈ કેસરની કીમત શું કરી સકે ? જળનાં જંતુને ગ્રીસમની ગરમીની શી ખબર પડે ? શુષ્કને વ્રજ જેવી રદય, પ્રેમની પરીક્ષા શું કરી શકે ? ઉક્તા ગોપીયું કે, અમારા પ્રભુએં તુને પાંહે રાખ્યો છે, એટલેં લાચાર છઈં. નહી તો એવો અળખામણો લાગછોને ? કે જાણે હોબડમાં દઇ દઇ, અમારાં તપેલાં તનમાં તું વારી નાખવા આવ્યો છો ? તુંને શું કઇ. હાંભળ, આ દેહ કદી વિરહાગ્નિમાં બળી જાશે, ને એના રાખ જ્યાં પડી હશે, ને યાં કોઇ જાડ ઉગશે, તો એની ડાળું, પાંદડાં, ફુલ, ફળ, કૃષ્ણ કૃષ્ણનીજ ધુન કરશે, આ અમારી પ્રેમની જોગણુંનો અદભુત પ્રભાવ જોઈ લેજે ?

ઉક્તા—॥ નાથ વિનાનુ અમને ઘડીએ ન ચાલે. નેણાંમાં વસીયા મારા વાલા એ વીર ॥ ગોપી ॥

આતો—ગોપીયું કે છે કે, એ કાળા કૃષ્ણ મુગે અમારૂં રદય એના નેન રૂપી બાણુથી વીંધી નાખ્યું છે ? ગુઢ ભાવના નેત્ર ભ્રુકુટી કમાન કામડીએં ખેંચીને માર્યુંતું હો ? અમે ભોળાયું. જેમ પારધી મૃગને નાદમાં મોહિત કરે, ને પછી ઘાત કરે, એમ અમને દીનાનાથે દગો દઇને માર્યા છે. અમને આવી ખબર હોત તો પ્રથમથીજ એના પ્રેમના ફંદામાં ન પડત, પણ એનામાં કોણ જાણે શું કામણ ભર્યું છે, કે અમે તો શું ? પણ કોઈ પુરુષ એનું સ્વરૂપ નીહાળે તો અમારા જેવો ભાવ એનામાં આવી જાય, એજ એના સ્વરૂપની વિચિત્રતા છે. ઉક્તા વધારે શું કઉ ? ગોપીયુનો પ્રેમ તો અગાધ સમુદર છે. એનો પાર શીવ, બ્રહ્માદિ પણ પાર પામે એમ નથી. તો હું શું વર્ણવું ? લે, ગા કડી.

ઉક્તા—ગિરધરલાલ વિનાં ઘડીએ ન ગોઠે, વલ્લભના સ્વામી મારા આતમ વીર, ॥ ગોપી. ॥

આતો—ગોપીયું કે છે, શ્રી ગિરિરાજને—ભક્તને ધારણ કરવાવાળા. ભક્તના આધાર જ્યાં ભક્ત આધેય એવા પ્રભુનું લીલા સ્મરણ યાદ આવે ત્યાં, જગતના વહેવાર કે અન્ય નીરસ વાતું શેની ગમે ? ઈ અમારા આત્મા અમે એના આત્મા, આત્માથી આત્મા જુદો કેમ રહી શકે ! હે પ્રભુ તમો અમારા આર્તિહરણ છો, અમો સ્રીજનના સ્વાનંદદાતા છો, આપનું વીરત્વ અમારા અનુભવ સિદ્ધ છે, વીરત્વ તો વાલપ અને રસસુરત્વ એકઠું સમ્બોધન છે.

વળી હે દાનવીર ! અમને અલીલ.ધીને સ્વરૂપાનંદ પૂર્ણ પદાર્થ બાહિર અને ભીતર કરીને, અમે દામાશ્રય ન થાઇ એવું દાંન આપ અમને કરો પ્રભુ ? વીર તો આપ એકજ છે.

નડીઆદ, અધિક સુ. ૧૨ ૧૯૯૨.
પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય, નડીઆદ.

વિવેકશીલ વ્યવસ્થાપક સજ્જનો !

આપના પ્રશ્નોના ઉત્તર નીચે મુજબ છે.
૧. નહિ, વૈદિક માનું છું.

૨. 'वचनात्प्रवृत्तिर्वचनान्निवृत्तिः' तथा 'तस्माच्छास्त्रं प्रमाणं ते'

એ ભગવદુક્તયનુસાર શાસ્ત્ર માત્ર સન્માનને યોગ્ય છે. વિ. મ્હારે વક્તવ્ય તેવું હતું જ નહિ. છપાવનારે અથડાવી મારવા રાયતાનીયત કરી છે. તેનું ફલ ઈશ્વર તેને આપશે.

લી. (સહી) શાસ્ત્રી ગોવર્ધન રણછોડજી ભટ્ટના શુભાશી.

ઉપર મુજબ શાસ્ત્રી ગોવર્ધન ભટ્ટનો જવાબ મળ્યા પછી પ્રણામી સંપ્રદાયના પંડિતોને પણ આ વિષે પૂછવામાં આવતાં તેમના તરફથી નીચે મુજબ જવાબ મળ્યો છે:—

જામનગર, તા. ૧૨-૧૦-૩૬.

શ્રીયુત મહાશય !

કૃપાપત્ર તથા ગોવર્ધન શર્મનો ઉત્તર મળ્યો, પત્રિકામાં તેને જરૂર સ્થાન મળશે. આપે તેને કયા કયા પ્રશ્નો પૂછેલા ? તે જો વિગતવાર તુરતમાં જ મોકલી શકાય તો બહુ જ સરસ કામ થાય. જો કે ભાદ્રપદની પત્રિકા તૈયાર થઈ ચુકી છે છતાં આપનો મોકલાવેલો જવાબ છપાવીને જ પત્રિકા બહાર પાડીશું. માટે તુરતમાં જ આપે કરેલા પ્રશ્નો મોકલી આપશોજી.

નડીઆદ સનાતની સભા તરફથી છપાયેલું પુસ્તક અમોને મળ્યું નથી, તેઓ મોકલશે એનો સંભવ નથી કારણ કે જેને પોતાના વચન પર કાપ મૂક્યો છે તેને વિશેષ શું કહેવું ?" પ્રણામી સમ્પ્રદાય વલ્લભસમ્પ્રદાયના પેટામાં આવી જાય છે માટે અવૈદિક છે !" એ શબ્દો તેણે હજારો માણસોની મેદનીની વચમાં જ કહ્યા છે. પોતાના વચન પર જે માણસ પાણી ફેરવે છે, તેના કુલની પવિત્રતા માટે શો અભિપ્રાય બાંધવો ? અમો તેનો સચોટ ખુલાસો તુરતમાં જ બહાર પાડીશું. આ પત્ર મળેથી નડીઆદ સનાતની સભા તરફથી બહાર પડેલું પુસ્તક તથા આપના પૂછેલા પ્રશ્નો જલદીમાં જલદી મોકલી આપશો. આપે લીધેલા નિઃસ્વાર્થ શ્રમ માટે અમો હાર્દિક ધન્યવાદ આપીએ છીએ.

(સહી) લી. પં. મંગલજી શાસ્ત્રીના ભગવત્ સ્મરણ.'

---

મહારાજ શ્રીવ્રજરત્નલાલજીના બાલ્યસમયથીજ મંદિરના વહીવટમાં સમાધાનમાં તેમજ મંદિર અંગેના બાંધકામ, ખરીદી આદિ મંદિર અંગેના તમામ કામમાં શેઠજી મોખરે રહેતા. મહારાજશ્રીના યજ્ઞોપવીત, લગ્ન, મોટા બાવાશ્રી ગોવિંદપ્રભુના યજ્ઞોપવીત, લગ્ન, શ્રીપ્રભુનો છપ્પન ભોગ, છોટા બાવા શ્રીમધુસૂદનલાલજીના યજ્ઞોપવીત, લગ્ન, તેમજ દર અધિક માસનું સેવા સમાધાન આદિ કાર્ય શેઠજી હસ્તકજ થતાં હતાં. શેઠજી મંદિરનું કાર્ય પોતાના ધંધા ધાપાની પરવા કર્યા વગર ઊંઘ ઉજાગરાની પરવા કર્યા વગર કરતા. વૈષ્ણવને સંતોષ થાય એમ સેવા સમાધાનનું કાર્ય કરતા. શેઠજી પર ભૂતલ પર બીરાજતા તેમજ લીલાસ્થ શ્રીતિલકાયત, શ્રીબાલકૃષ્ણજી કાંકરોલી,. શ્રીગોપાલલાલજી મથુરા, શ્રીમધુસૂદનલાલજી અમદાવાદ આદિ ગોસ્વામી બાલકોની પૂર્ણ કૃપા હતી. શેઠજી સુરત જે કોઈપણ ગોસ્વામી બાલક પધારે તેમની પોતાની પધરામણી પોતાને ઘેર કરતા. શ્રીમધુસૂદનલાલજી બાવાના યજ્ઞોપવીતમાં પધારેલા બધા ગોસ્વામી બાલકોની પધરામણી એક દિવસે સાથે કરેલી શેઠજી મોટા મંદિરની સેવા ઉપરાંત શ્રી ગિરિધરજી (ભોલા ગિરધરજી)ના મંદિરનો વહીવટ આજ વીસ વરસથી કરતા હતા, શ્રી તૃતીય પીઠાધીશ્વરના શ્રીલલ્લુજીના મંદિરની વહીવટ કમીટીમાં શેઠજીની નીમણુંક શ્રી વ્રજભૂષણલાલજી મહારાજે કરી હતી—શ્રી સુરત મહાસભાની કારોબારી કમિટીમાં સભ્ય હતા.

શેઠજી સં. ૧૯૭૨ની સાલમાં વ્રજપરિક્રમા ગએલા—શ્રી ગોપાલલાલજી મથુરાવાળાની પરિક્રમાં હતી, મહારાજશ્રીયે પરિક્રમાને કારભાર વહીવટ સમાધાન શેઠજીને સોંપ્યો હતો. દરમ્યાનમાં શ્રી મહારાણીજીમાં સ્નાન કરવા ગયા ત્યાં ડુબી ગયા—જળમાં શેઠને ચિંતા થઈ કે મહારાજશ્રીને વહીવટ હીસાબ સોંપવાનો છે ને કંઈ થયું તો પ્રભુ ઋણ રહેશે. તરતજ શ્રીમહારાણીજીએ કૃપા કરી તરતા કર્યા હતા—ગત બે વરસ પર શેઠ મંગલા કરવા શીતકાલમાં મંદિરે આવવા સવારે પાંચ વાગે ઉઠયા—દાદરે ઉતરતા પગ લપસ્યો, શેઠ પડી ગયા. અંગ રહી ગયું. હોલી બાદ અંતિમ સમયના ચિન્હ લાગ્યાં મહારાજશ્રીને પધરાવી ભેટ દંડવત કર્યાં. મહારાજશ્રીયે આજ્ઞા કરી કે હજુ ચીનુરાજાજી શ્રીમધુસૂદનલાલ બાવાના લગ્નની સેવા તમારે કરવાની છે. ચિંતા ન કરો, અને ખરેખર ગુરૂકૃપા બલે પોતાશ્રીના વચનામૃત અનુસાર શેઠજી સારા થયા ગત વરસે લગ્નનું કાર્ય કર્યું હતું અધિક માસનું સેવા સમાધાન કર્યું શેઠજી સ્વભાવે શાંત ગંભીર, માયાળુ તથા નીખાલસ હતા—વૈષ્ણવોનું સમાધાન વૈષ્ણવ રાજી રહે તેમ કરતા શેઠજીની પ્રેરણાથી અત્રેના શેઠ ચુનીલાલ સુખીરામે રૂ. ૩૦૦૦૦) ને ખરચે શ્રીગોવિંદ ભુવન વ્યાખ્યાન હોલ બંધાવી શ્રી બાલકૃષ્ણ પ્રભુને સમર્પણ કર્યો હતો. સંવત ૧૯૮૯ના કારતક શુદ ૧૧ દેવપ્રબોધનીને દિવસે શ્રી ગોવિંદ ભુવનના ઉદ્ઘાટન સમયે શેઠજી માટે શ્રીમહારાજશ્રી વ્રજરત્નલાલજીએ નીચે મુજબ વચનામૃત કહ્યા હતા. "આજના શુભ પ્રસંગે શેઠ ચુનીલાલને આ શુભ માર્ગે પ્રવૃત્ત કરનાર વ્યક્તિને ભૂલવી ન જોઈએ અને તે પરમ ભગવદીય શેઠજી ગોકલદાસ કૃષ્ણાબાઈ છે. શેઠ ચુનીલાલની આ પ્રમાણે કરવાની મનોવૃત્તિ તૈયાર કરી. તે શેઠજીની વૈષ્ણવતાનો પુરાવો છે. આ પ્રસંગે મને દયારામ ભાઈની એક ટુંક યાદ આવે છે. "તુજ સંગે કોઈ વૈષ્ણવ થાયે તો તું વૈષ્ણવ સાચો રે" તેમને પણ શતશઃ ધન્યવાદ આપું છું, અને શ્રી બાલકૃષ્ણ પ્રભુ એમની પાસે આવાને આવા શુભ કાર્ય વારંવાર કરાવો. બાદ મહારાજશ્રીયે પોતાની કૃપાના ચિન્હ સ્વરૂપ પ્રસાદી ઉપરણા શેઠ ચુનીલાલને ને ગોકલદાસને ઓઢાડયા હતા.

ત્રણ વરસ પર મંદિરની માલિકીનું બંગડાબેંકવાળુ મકાન આ વૃદ્ધ ઉમરે ખડે પગે ઉભા રહી મંદિરને કેમ ઓછો ખરચ થાય એ ભાવનાથી જાતિ દેખરેખ નીચે બંધાવેલું આસો માસમાં પ્રકૃતિ બગડવા માંડી. કારતક વદ. ૮ ને રોજ મહારાજશ્રી શ્રીછોટાબાવા શ્રીમધુસૂદનલાલજી પરદેશ પધારતા હતા તે પધરાવી છેલ્લી ભેટ તથા દંડવત કર્યાં વદ ૧૧ ને રોજ શ્રીગોવિંદપ્રભુ તથા શ્રીબાલકૃષ્ણલાલજી છોટાબાવાને પધરાવી ભેટ દંડવત કર્યાં વદ. ૧૩ ને રોજ પ્રકૃતિ વધુ બગડતા સ્વજનોને પોતે આશ્વાસન આપ્યું ને કહ્યુ કે પ્રભુસ્મરણ કરો અને ધોલકીર્તન, અષ્ટાક્ષર, સર્વોત્તમ આદીના જપ કરતાં પાંચમીનીટ આગલ શ્રીનાથજી, શ્રીબાળકૃષ્ણલાલજીના ચિત્રજીના ચરણસ્પર્શ કરી પ્રભુચરણ પામ્યા. શેઠજી ધર્મપરાયણ ત્રણ પુત્ર રત્નો ભાઈ છગનલાલ, ભાઈ ઠાકોરદાસ ભાઇ કાન્તીલાલ, પૌત્રો આદિ બહોળું ધર્મપરાયણ કુટુંબ મુકી ગયા છે. આવા સમયમાં શેઠ તો જીતી જ ગયા. આવા ધર્મપરાયણ મુરબ્બી વડીલોની ચરણની રજ કિંકર.

# વિશ્વમંગલ.

## અમારી યોજના.

સ્વધર્મનિષ્ઠ પ્રેમી બંધુઓ !

વર્તમાન ધર્મહ્રાસના સમયમાં અનેક ધાર્મિક અને સામાજીક પત્ર-પત્રિકાઓના જન્મ-મરણની સંખ્યા કાંઇ ઓછી નથી, ધાર્મિક જ્ઞાનની સમૃદ્ધિ અર્પનારાં પ્રેરક માસિકો જન્મતાં વારજ મૃત્યુની તાત્કાલિક મુદ્દત પણ સાથેજ લેતાં આવે છે. આપણી દુર્દશાનું આ એક ભયાનક છતાં સરલ દૃષ્ટાંત છે.

આજે આપણા ગુજરાતી યુવકોનાં માનસ જુદા સંચામાં ઢળાઇ ગયાં છે, તેઓને શારીરિક શાસ્ત્રના બહાનાતળે ઉત્પન્ન થઇને પેટ ભરનારાં અને જેનું નામ લેતાં પણ આપણને શરમ આવે તેવું ગંદુ સાહિત્ય ફેલાવનારાં પત્ર-પત્રિકાઓ વાંચવામાં રસ ઉત્પન્ન થવા લાગ્યો છે, અને એ જાતીયવિજ્ઞાનશાસ્ત્રનું છીછરૂં જ્ઞાનસંપાદન કરવામાં પરિણામે આપણી આર્યસંસ્કૃતિને અને પોતાની અખૂટ સમૃદ્ધિ સ્વરૂપ શક્તિને તેઓ ગુમાવી દે છે. અને પોતાની વડીલોપાર્જીત ધર્મભાવનાઓ, પરમાત્મભક્તિ તેમજ જ્ઞાનને પણ ભૂલી જાય છે.

આવી કેટલીએક બાબતોને લક્ષ્યમાં લઇને અમો અમારી એક નમ્ર યોજના આપના સમક્ષ ધરીએ છીએ.

આપણે મુસાફરીમાં, મિજમાનીમાં, મિજલસોમાં અને માનસન્માનાર્થે હદ બહારના ખર્ચે સુંદર ભોજનની સગવડ કરીએ છીએ, પરન્તુ આત્માના આહાર માટે કાંઈ વ્યવસ્થા કરી છે ? મનુષ્યજીવનને ઉન્નત કક્ષાપર પહોંચાડવા માટે આત્માના આહારની-ભક્તિ-જ્ઞાનની ખાસ જરૂર છે.

અમોએ ભક્તિ, જ્ઞાન, સેવા સદાચાર અને સત્સંગનો શુદ્ધ ગુજરાતી ભાષામાં અપૂર્વ લાભ આપી વ્યક્તિગત કે ધાર્મિક નિંદા-ટીકાઓથી અલગ રહીને આત્મકલ્યાણના માર્ગને નિર્દિષ્ટ કરનાર પ્રાણવાન—



## " વિશ્વમંગલ "

નામનું માસિક પત્ર પ્રકાશિત કરવાની યોજના કરી છે તો તેના વાર્ષિક ગ્રાહક બનીને ઘેર બેઠાં સત્સંગનો લાભ મેળવવાનો નિશ્ચય કરી અમારી આ યોજનાને અપનાવવાની અમારી ખાસ આગ્રહ ભરી અપીલ છે.

'વિશ્વમંગલ' અનેક વિદ્વાન મહાત્માઓ અને પ્રભુભક્તોની પ્રસાદી વડે તમોને ઘેર બેઠાં દિવ્યમાર્ગ દર્શાવવાનો પ્રયત્ન કરશે, એક ઘડીભરનાં વાંચનથી આખા દિવસના સાંસારિક વિષ ઉપર અમૃત સમાન અસર કરનાર થશે, સચિત્ર ધાર્મિક લેખોદ્વારા સત્યમાર્ગનો નિર્દેશ કરવામાં સહાયક થશે, તમારા આત્મામાં ધાર્મિક તત્ત્વજ્ઞાન વિષયક લેખોદ્વારા નવું ઓજસ ઉત્પન્ન કરશે. અને તમારા વિચારોને ઉન્નત બનાવવા માટે અહર્નિશ ગુરુ સમાન બનીને કલ્યાણ માર્ગમાં સહાયક થશે.

ફક્ત એજ માસમાં 'વિશ્વમંગલ' નો પ્રવેશાંક બહાર પડશે અને ત્યાર બાદ નિયમિત પ્રતિમાસે પાંચ ફોર્મનું સચિત્ર ધાર્મિક વાચન પ્રકટ કરશે.

આપ નાટક-સિનેમામાં, પાન-સોપારીમાં, અને એવા અનેક મોજશોખમાં ઘણો ખર્ચ કરો છો ત્યારે તેમાંથી રોજની એકજ પાઈ આવા ધાર્મિક વાંચન માટે ઓછી કરીને જ્ઞાન-લ્હાણીમાં તમારો સાથ અવશ્ય પૂરાવશો.

વિશ્વમંગલની સહાયતાઅર્થે નીચેની શ્રેણીમાંથી કોઇ પણ શ્રેણી અનુસાર આપ વિશ્વમંગલના કાર્યમાં સહકાર આપી શકો છો.

| | |
|---|---|
| એકજ વખત માટે પ્રાણદાતા રૂ ૫૧ ) | પ્રતિવર્ષે......પોષક રૂ. ૨૫ ) |
| પ્રતિવર્ષે............સંરક્ષક રૂ. ૧૦ ) | પ્રતિવર્ષે...માનનીય ગ્રાહક રૂ. ૫ ) |
| પ્રતિવર્ષે......વાર્ષિક ગ્રાહક રૂ ૨ ) | વિદ્યાર્થીઓ-વાંચનાલયો અને સત્સંગમંડળો માટે રૂ. ૧॥ |

*

## વ્યાપાર વિકસાવવાનું સાચું સાધન.

ધર્મ પ્રેમી વ્યાપારી બંધુઓ !

આપ આપના ધંધાની જાહેરાતો અનેક પત્ર પત્રિકાઓમાં કરો છો, વિશ્વમંગલ જેવા ઉગતા ધર્મપ્રાણ માસિક પત્રની લગભગ ૧૦૦૦ ) નકલો શરૂઆતથી પ્રકાશિત થશે અને હિંદુસ્થાનના લગભગ તમામ દેશોમાં અને આફ્રીકા વિગેરે દેશાન્તરોમાં પણ તેના અનેક ગ્રાહકો નોંધવાનો અમારો પ્રયાસ ચાલુ છે, આશા છે કે-આપ આપની જાહેરખબર વિશ્વમંગલમાં આપીને આપના વ્યાપારમાં અનેક ગણો લાભ પ્રાપ્ત કરવાની સાથે સાથે વિશ્વમંગલના કાર્યમાં સહકાર આપવાની ઉદારતા દર્શાવશો.

**વિશ્વમંગલ** વ્યાપારી દૃષ્ટિએ નહીં પરંતુ જ્ઞાન પ્રચારનુંજ ધ્યેય મુખ્ય રાખીને પ્રકટ થતું હોઇ જાહેર ખબરના ભાવો ઘણાજ ઓછા અને સાધારણ વ્યાપારીને પણ પોષાય તેવા રાખવામાં આવ્યા છે.

## જાહેર ખબરના છેલ્લા વ્યાજબી ભાવો.

| અંદરના કોઈ પણ પેજમાંથી | આખું પેજ. | અર્ધું પેજ. | ૦। પેજ. |
|---|---|---|---|
| એક માસ | ૫-૦-૦ | ૩-૦-૦ | ૨-૦-૦ |
| ત્રણ માસ. | ૧૨-૮-૦ | ૭-૮-૦ | ૫-૦-૦ |
| ૭ માસ | ૨૨-૮-૦ | ૧૨-૮-૦ | ૭-૮-૦ |
| એક વર્ષ | ૪૦-૦-૦ | ૨૨-૮-૦ | ૧૨-૮-૦ |

ધાર્મિક સંસ્થાઓ, પુસ્તકાલયો તેમજ ધાર્મિક પુસ્તક પ્રકાશકોની જાહેર ખબરમાં ૨૫ ટકા વળતર આપવામાં આવશે.

ટાઈટલના ત્રીજા પેજનો ચાર્જ ઉપરના ચાર્જથી સવાયો અને ચોથા પેજનો ચાર્જ ચાલુ ભાવોથી દોઢગણો સમજવો.

આશા છે કે આપ આપની જાહેર ખબર અમારા માસિક પત્રમાં આપીને અમારા કાર્યને સહકાર આપશો.

દરેક બાબતનો પત્ર વ્યવહાર નીચેના એડ્રેસથી કરવોઃ—

પં. મંગલજી-ઉદ્ધવજી પુરોહિત, શાસ્ત્રી, પુરાણવિશારદ.

શીતલા લાઇન—જુનાગઢ.

વળી કહ્યું કે તમે મારું શું સારું કર્યું? હજારો અવતાર આ શરીરે લેવરાવ્યા છે, એક અવતારે તે શરીર રણમાં મુક્યું, તો બીજે અવતારે અથવા તે અવતારે હરિનો લાભ થાય. જુઓ અંબરીષ રાજાએ ઘરમાં રહીને સેવા કરી, ત્યાર પછી શરીરને રણમાં મુક્યું. પાંડવોએ રાજ કર્યું, ત્યાર પછી પોતે પધાર્યા એવું જાણ્યું; ત્યારે કોઇને પૂછવા રહ્યા નહિ, ને હિમાલયે દેહ મુકી તો તે પ્રભુ પામ્યા. વળી ભરત રણમાં રહ્યા તો પ્રભુની પ્રાપ્તિ થઇ, તેમ જે ભગવદીય ઇન્દ્રિયોના સ્વાદ મુકી દે, ને દેહનો નિરોધ દમન કરે તે પ્રભુ પામે. વળી ઉદ્ધવજી પ્રભુના સખા તેમને પણ બદ્રીકાશ્રમમાં મોકલ્યા ને ટાઢે તથા ભૂખે માર્યા. કોઈને ઘરમ ખાતાં પોતાં પ્રભુ મળતા નથી, ને મળશે પણ નાહ. છેલ્લે તો ત્યાગ જ છે. ત્યાગ પ્રભુને બહુ જ રુચે છે.

૯૬. વળી એક દિવસે કહ્યું કે, એક દિવસ મર્યાદા પાળે, ને તેનો દેહ છુટે તો વ્રજમાં પક્ષી થઇને અવતરે. તે પ્રભુને વેણુનાદ કરતાં દેખે. વળી એક વરસ મર્યાદા પાળે, ને દેહ છુટે, તે ભક્તને વ્રજભક્તના ચરણારવિંદની પ્રાપ્તિ થાય. જે રજ બ્રહ્માદિક ચાહે છે, છતા તેમને મળતી નથી, તે તેને પ્રાપ્ત થાય. જે ભગવદીય મરજાદ લઈ બાર વરસ કરતાં વધારે એટલે જન્મારો પાળે તેને નિધિ સિદ્ધિની પ્રાપ્તિ થય એવા જીવ બત્રીસ લાખ થશે, નિધિના સિદ્ધિના ત્યાં સુધી વલ્લભકુલનું પ્રાકટ્ય છે. જ્યારે બત્રીસ લાખ પુરા થશે, ત્યારે વલ્લભકુળ લીલામાં પધારશે. શ્રીવલ્લભકુલ છે તે આ જીવને લેવાને માટે નિત્યસિદ્ધ જીવને અર્થે અહીં પધાર્યા છે.

વળી કહ્યું કે આ પ્રાણીમાત્ર બ્રહ્માથી કીડી સુધી ભગવાનના જીવ છે, ને વૈષ્ણવ છે, તે શ્રીમહાપ્રભુજીનાં છોકરાં છે. માટે ભગવદીય દુભાય ત્યારે શ્રીઆચાર્યજી અપ્રસન્ન થાય. જો મહાપ્રભુજીને પ્રસન્ન કરવા હોય તો વૈષ્ણવને પ્રસન્ન કરવા જોઈએ, માટે જેવાતે ભગવદીય પ્રસન્ન થાય તેમ કરવું.

વળી કહ્યું કે જેટલી મંદિરમાં સામગ્રી છે, તે નિધિસિદ્ધિનું સ્વરૂપ છે, માટે સાચવીને ચાલવું, એક દિવસ શ્રીગુંસાઇજીને પગને અંગુઠે વીંછીએ ચટકો દીધો, ત્યારે કારણ પૂછતાં પોતે કહ્યું કે, શ્રીઠાકોરજીની ગોદડીએ પગ અડક્યો હતો, તેનો દોષ નિવારણ થયો. એવા પોતે પ્રભુની વસ્તુથી બીએ છે, તો આપણે તે કોણ? એક કીટ જેવા, માટે જોઇને ચાલવું, એવી ભગવત સામગ્રી છે.

વળી જે જીવ જાણે છે કે. હું સેવા કરીને પ્રભુને પામીશ, સ્મરણ કરીને પ્રભુને પામીશ, તે જીવને મર્યાદાનું દાન થશે, જે જીવ એમ જાણશે કે મારે

આપ નાટક-સિનેમામાં, પાન-સોપારીમાં, અને એવા અનેક મોજશોખમાં ઘણો ખર્ચ કરો છો ત્યારે તેમાંથી રોજની એકજ પાઈ આવા ધાર્મિક વાંચન માટે ઓછી કરીને જ્ઞાન-લ્હાણીમાં તમારો સાથ અવશ્ય પૂરાવશો.

વિશ્વમંગલની સહાયતાઅર્થે નીચેની શ્રેણીમાંથી કોઇ પણ શ્રેણી અનુસાર આપ વિશ્વમંગલના કાર્યમાં સહકાર આપી શકો છો.

એકજ વખત માટે પ્રાણદાતા રૂા. ૫૧)
પ્રતિવર્ષે......પોષક રૂા. ૨૫)
પ્રતિવર્ષે............સંરક્ષક રૂા. ૧૦)
પ્રતિવર્ષે...માનનીય ગ્રાહક રૂા. ૫)
પ્રતિવર્ષે......વાર્ષિક ગ્રાહક રૂા ૨)
વિદ્યાર્થીઓ-વાંચનાલયો અને સત્સંગમંડળો માટે રૂા. ૧ાા

## વ્યાપાર વિકસાવવાનું સાચું સાધન.

ધર્મ પ્રેમી વ્યાપારી બંધુઓ !

આપ આપના ધંધાની જાહેરાતો અનેક પત્ર પત્રિકાઓમાં કરો છો, વિશ્વમંગલ જેવા ઉગતા ધર્મપ્રાણ માસિક પત્રની લગભગ ૧૦૦૦) નકલો શરૂઆતથી પ્રકાશિત થશે અને હિંદુસ્થાનના લગભગ તમામ દેશોમાં અને આફ્રીકા વિગેરે દેશાન્તરોમાં પણ તેના અનેક ગ્રાહકો નોંધવાનો અમારો પ્રયાસ ચાલુ છે, આશા છે કે-આપ આપની જાહેરખબર વિશ્વમંગલમાં આપીને આપના વ્યાપારમાં અનેક ગણો લાભ પ્રાપ્ત કરવાની સાથે સાથે **વિશ્વમંગલના** કાર્યમાં સહકાર આપવાની ઉદારતા દર્શાવશો.

**વિશ્વમંગલ** વ્યાપારી દૃષ્ટિએ નહીં પરંતુ જ્ઞાન પ્રચારનુંજ ધ્યેય મુખ્ય રાખીને પ્રકટ થતું હોઇ જાહેર ખબરના ભાવો ઘણાજ ઓછા અને સાધારણ વ્યાપારીને પણ પોષાય તેવા રાખવામાં આવ્યા છે.

### જાહેર ખબરના છેલ્લા વ્યાજબી ભાવો.

| અંદરના કોઈપણ પેજમાંથી | આખું પેજ. | અર્ધું પેજ. | ૦। પેજ. |
|---|---|---|---|
| એક માસ | ૫-૦-૦ | ૩-૦-૦ | ૨-૦-૦ |
| ત્રણ માસ. | ૧૨-૮-૦ | ૭-૮-૦ | ૫-૦-૦ |
| ૭ માસ | ૨૨-૮-૦ | ૧૨-૮-૦ | ૭-૮-૦ |
| એક વર્ષ | ૪૦-૦-૦ | ૨૨-૮-૦ | ૧૨-૮-૦ |

ધાર્મિક સંસ્થાઓ, પુસ્તકાલયો તેમજ ધાર્મિક પુસ્તક પ્રકાશકોની જાહેર ખબરમાં ૨૫ ટકા વળતર આપવામાં આવશે.

ટાઈટલના ત્રીજા પેજનો ચાર્જ ઉપરના ચાર્જથી સવાયો અને ચોથા પેજનો ચાર્જ ચાલુ ભાવોથી દોઢગણો સમજવો.

આશા છે કે આપ આપની જાહેર ખબર અમારા માસિક પત્રમાં આપીને અમારા ...ને સહકાર આપશો.

દરેક બાબતનો પત્ર વ્યવહાર નીચેના એડ્રેસથી કરવો:—

**પં. મંગલજી-ઉદ્ધવજી પુરોહિત, શાસ્ત્રી, પુરાણવિશારદ.**

સીતલા લાઇન—જુનાગઢ.

વળી કહ્યું કે તમે મારૂં શું સં પ્રભુને નહિ પણ મોટાઇને ભજે છે. તેમની છે, એક અવતારે તે શરીર ઉદ્ધાર કરશે, વળી સેવાથી અમને લીલાની અવતારે હરિનો લાભ થાસેવા કરીએ તો ) જે પ્રભુના ગુણ, જશ, મહિમા, ત્યાર પછી શરીરને રણભજન કરીએ તે પ્રભુનું નહિ. જેને પ્રભુ પ્રસન્ન પધાર્યા એવું જાણ્યું કશીએ વાસના જોઇએ નહિ. એમ જાણવું કે મારા ગુરુએ તો તે પ્રભુ પાસ્યધરાવ્યા, તેની મારે સેવા કરવી. જેવી બની આવે તેવી ભગવદીય ઈશીએ વાસના રાખવી નહિ. એમ જાણવું કે હું શું કરૂં છું? વળી ઉદ્ધરણીએ કે ચોરાસી વૈષ્ણવ આમ ચાલ્યા છે, આપણે કશીએ ઉઠાવ ભુખે મુએ. પ્રભુના મોં સામું જોવું, કશીએ વિચાર ન જોઈએ, મારી શી નાહ્થશે એમ જાણી પ્રભુ ઉપર સ્નેહ રાખવો, અને કહેવું કે રાજ, તમે પ્રસન્ન ઓ તે કરો. ગમે તો રાજની પાસે રાખો, ગમે તો વેચો, ગમે તો નરકમાં ફેંકો, ગમે તે કરો હું તો તમારો છું. સર્વ કરીએ પણ એમ કહીએ, કે હું તો કાંઈએ જાણતો નથી. મને આ પ્રભુ આપ્યા છે. તેમનું ભજન યથાશક્તિ થાય છે, તે કરૂં છું. ધર્મના ભગવદીયને ધર્મની પ્રાપ્તિ થશે, ને કેવળ ર્મીના ભગવદીયને તે ધર્મી સ્વરૂપની પ્રાપ્તિ થશે. અગિઆરશ કરીને એમ ણીએ, કે મારૂં કેવું મોટું ભાગ્ય છે કે અગિઆરશ કરૂ? તે અગિઆરશ રીને એમ ન જાણે કે હું કૃતાર્થ થવા કરૂં છું. માત્ર મોટા કહી ગયા તેથી રૂં છું. મારે તો આ બેઠા છે તેજ છે. એમના સ્વરૂપ સર્વે છે.

વળી કહ્યું કે આ અમારી પાસે સર્વ બેસે છે, તે અમારૂં ભાગ્ય છે. આપણને એમનો સંગ થાય છે. બહુ મોટા પરમેશ્વર છે, પણ જ્યારે આપણે વેશ્યાના ઘરમાં બેસીએ, એના ગળામાં હાથ નાખીએ, તેની જોડે રકાબીમાં ખીચડી ખાઇએ, એને કોળીઆ ભરાવીએ, એ આપણને કોળીઆ ભરાવે. વળી મદ્યના સીસા મોં આગળ પડ્યા હોય, વળી હુક્કાની નેહ મોંમાં મુકી છે, ત્યારે આ શ્રોતામાં કાંઇએ આપણી પાસે આવશે? ત્યારે જવાબ મળ્યો કે કાંઇ પણ ન આવે. ત્યારે તમે મારા ઉપાસી નો નહિ, મારી દેહ તો અહીંઆ હતી, ને વળી ત્યાં છે. દેહના ઉપાસી કોઈએ છે નહિ, સૌ ધર્મના ઉપાસી છે, ત્યારે દેહની પ્રાપ્તિ ક્યાંથી થાય? એટલે સૌ ધર્મના ઉપાસી છે, ધર્મીની ઉપાસના કોઇ કરતું નથી, તેથી ઉપરને ઉપર અથડાય છે, જ્યારે કેવળ

તિલકની, નાતની, જાતની બધી લાજ છોડીને ત્યાર પછી પણ ઇચ્છારામને પાસે જઇને સેવા કરે, એવો કોઇ માએ જણ્યો નથી; ને જણશે પણ નહિ એવું ભક્તિનું રૂપ છે. વળી લોકના મોં સામું જોવું, ને વળી ભક્તિ કરવી એ કેમ બને? માથું વેગળું મુક્યા પછીની વાત છે.

લોક કહેશે કે, મુઓ ઘરમાંથી ગયો તો! લોક કહેશે ભ્રષ્ટ થયો, લોક કોઇ જોડે બોલશે નહિ. કોઇ જેગોપાળ પણ કહેશે નહિ. આમ છતાં એને પ્રભુનો આનંદ વધતો જશે. તે ભગવદીયનો માર્ગ છે.

૧૦૦. વળી એક દિવસે કહ્યું, કે આ પૃથ્વી આ લોકમાં છે, તે વૈકુંઠમાં નથી, માટે રખે અજાણે વૈકુંઠના ભોગ માગતા. જુઓ તો સર્વે ચતુર્ભુજ રૂપ જેવા ભગવાન તેવા સર્વે છે. એટલે ત્યાં દીનભાવ તો છે નહિ. પ્રભુ ન ભજવાથી દીનતાવાળી વાણીથી કહીએ કે મારી શી વલે થશે? તે દીનત્વ, સેવન ન બને તેનું દીનત્વ, કોટનકોટિ પ્રકારનું દીનત્વ, તે એ લોકમાં ક્યાં છે? ક્યાં પ્રભુ ને ક્યાં જીવ? જેટલાં દીનત્વ આ પૃથ્વીમાં છે, તે કહીએ છીએ. માટે જે કાંઇ આ લોકમાં છે, તે કંઈએ નથી, દીનત્વથી જ પ્રભુ પ્રસન્ન થાય.

વળી આપણે કહેવું જોઇએ, કે રાજ વ્હાલા થાય ને રાજની સેવાને રાજનાં દર્શન તથા રાજના ભક્તોનો સત્સંગ તથા રાજની કથાવાર્તા કરીએ, એટલા વાનાં કોઇ પણ જગાએ છે નહિ. વૈકુંઠમાં તો સેવાએ નથી, ને સત્સંગ પણ નથી. તથા કથાય નથી. તે ભરતખંડમાં છે.

૧૦૧. વળી એક દિવસે કહ્યું. સૌમાં હરિ કહ્યા. બ્રહ્માથી તે કીડી સુધી શિવમાં, નારદજીમાં, ને આ જગતમાં સર્વમાં હરિ છે. એવાના પ્રતાપે આપણને દર્શન આપે છે, ને આપણે તો મલિન છીએ, માટે હરિ જોવામાં જાત પર છે. માટે વિચારે, કે જેમ જેમ મોટા તેમ તેમ હરિ દેખે છે, કુતરાના હરિ ને મોટા ભગવદીયના હરિ સરખા ન કહેવાય.

૧૦૨. વળી એક દિવસે કહ્યું, કે આ જીવને અભિમાનને વળી અહંકાર ન હોય ને દીનતા આવે ત્યારે પ્રભુ પ્રસન્ન થાય. વળી અચળ બુદ્ધિ થાય. ગમે તેટલું દુઃખ પડે, ગમે એટલા રોગ થાય, ભૂખે મરાય, પણ પ્રભુજી વહાલા લાગે. ભગવદીય પણ વહાલા લાગે, વાણીને વશ રાખે, કંઈ બોલે નહિ. ... સામાને દુઃખ થાય. વળી મનને અચલ રાખવું, મન ચળાવવું ... કે, એટલાં વાનાં આવે, ત્યારે પ્રસન્ન પ્રભુજી થાય.

૧૦૩. વળી એક દિવસે કહ્યું કે વેદની શ્રુતિ પ્રભુનું વર્ણન કરે છે. સર્વે એમ કહે છે કે આ જગતમાં હરિ છે, ત્યારે વેદની શ્રુતિઓએ કહ્યું કે એવું ખોટું શું બોલ્યા? ક્યાં આ જીવ ને ક્યાં આ મોટા પ્રભુ? આ જીવને બંધ છે. કાંઈ પ્રભુને બંધન છે નહિ. વળી આ જીવ નરકમાં પડે છે, ત્યારે તેની સાથે પ્રભુ કાંઇ નરકમાં પડતા નથી. માટે આ જીવ ને પ્રભુ સમાન છે નહિ. આ જીવને તો કરોડો મા ને બાપ થાય છે, ને વળી થશે. એના બાપને ગાળ દે તો તેને જીવ મારવા દોડે, પણ હરિને ગાળ દે ત્યારે કોઇએ બોલે નહિ. વળી માને ગાળ દે ત્યારે લડીએ, પણ શ્રીલક્ષ્મીજીને ગાળ દે ત્યારે કંઇએ નહિ; ત્યારે જીવને ને પ્રભુને શો સંબંધ છે? તું કરોડ વાર કુતરો થાય ત્યારે કુતરી મા, ને ગધેડો થાય ત્યારે ગધેડી મા. વળી ઓળગાણો થાય ત્યારે ઓળગાણી મા થાય, ત્યારે તારે ને પ્રભુને શો સંબંધ? તું હતો તો પ્રભુનો અંશ પણ આપદાએ તને જીવ કર્યો છે. જીવને ને પ્રભુને કંઈ બનતું નથી; જ્યારે તું જીવ મટીશ, ને પ્રભુનો દાસ થઇશ, ને માને બાપનું સગપણ નહિ જાણું, ને આ લોકનો મટી જઇશ, તથા પ્રભુનો છોકરો થઇશ, ને પ્રભુ તે બાપ ને શ્રીલક્ષ્મીજી તે મા જાણીશ, એમને સુખે સુખી ને એમને દુઃખે દુઃખી થઇશ ત્યારે પ્રભુનો દાસ થઇશ. જ્યારે તારો જીવભાવ જશે; ત્યારે તારો ને પ્રભુનો પાછો સંબંધ થશે, તે કેમ જાણીએ? અહોરાત પ્રભુની સેવા, પ્રભુનું કીર્તન, પ્રભુની કથા, પ્રભુનું ધ્યાન એમના વિના કંઇએ જાય નહિ, ત્યારે તો દાસ થયો. ત્યારે પ્રભુને તારા ઉપર મમતા આવે, જેવા તને પ્રભુ વહાલા લાગે, તેવો તું પ્રભુને વહાલો થઇશ. શ્રીમહાપ્રભુજીએ ગદ્યમાં કહ્યું છે કે સહસ્ર વત્સરથી પ્રભુથી વિછર્યો છું, માટે પ્રભુ વિના કંઈએ મન ધાલીશ નહિ. વળી પુષ્ટિમાર્ગની રીત તો આવી છે. ત્યારે પૂછ્યું કે આ શી રીતે જણાય? ત્યારે જવાબ આપ્યો કે જેને છોકરો ન હોય, તેની વંશ જતી હોય, ત્યાર પછી તેને વળી છોકરો આવે તો તેને કેવો આનંદ થાય? રાત દહાડો છોકરામાંજ મન રહે, ને વળી દેખે ત્યારે આનંદના ઓઘ ઉઠે. વળી છોકરો આવ્યા પછી એમ જાણે કે વીસ પચીસ વર્ષ જીવું તો છોકરો પરણાવું, વળી છોકરાની વહુની અવરણી કરૂં ને છોકરાનાં છોકરાં જોઉં, આવો રાત દિવસ વિચાર કરે છે, તેમ આ જીવને પોતાના પ્રભુની ચિંતા કરવી કે હવે હું તો મરવા પડ્યો, મારા પ્રભુની સેવા કોણ કરશે? એવી ચિંતામાં રાતદિવસ જાય, ચિંતાથી આંખે આંસુ વહ્યાજ કરે. અહોરાત પ્રભુનાજ વિચારમાં

જાય કે એમને કોણ સારી સામગ્રી આરોગાવશે? વળી એમને કોણ મારા કહેશે? આ હું તો મરવા બેઠો છું, મારા પ્રભુની શી વલે થશે? એમ કરતાં કરતાં આંખમાંથી આંસુ ચાલ્યા જાય ને તેની દેહ છૂટે, ત્યારે તેને પુષ્ટિનું જ્ઞાન થાય.

૧૦૪ વળી એક દિવસે શ્રુતિઓએ કહ્યું, કે મહારાજ, આ તમને સર્વે લોક તો પંડિત કહે છે; વળી મોટા સાધુ પંડિતના ગ્રંથ એમની નજરમાં આવે એવું કહે છે; સાધુઓ તમારાં કીર્તન જોડે છે, તે સૌ જુઠું ગાય છે, કારણ કે આ પંડિતો તમારા રૂપને જાણતા નથી, તેમ સાધુઓ પણ જાણતા નથી; ત્યારે કોણ જાણે છે? જેણે તમારા સ્વરૂપનાં સાક્ષાત દર્શન કર્યાં હોય તે જાણે. આપનાં દર્શન તો એ બેમાંથી એકેયે કર્યાં નથી. ને વળી બોલે છે કે શ્રીઠાકોરજી પીતાંબર પહેરે છે, તે કરોડો વિજળીને લજ્જા પમાડે છે; એવા ફુટડા છે. આ બધું બોલે છે, તે ખોટું છે; કારણ કે પ્રભુનાં દર્શન તો છે નહિ; ત્યારે જોડાવાડો કરીને કીર્તન ગાય છે, તે સર્વે ખોટું છે, તેનાથી કાંઇ પ્રભુ પ્રસન્ન થાય નહિ; પેલા પંડિત ગ્રંથ કરે છે, તેમને પણ પ્રભુનું જ્ઞાન નથી. એ બેઉ ખોટું બોલે છે. આ વાદળ આકાશનું પ્રમાણ જાણતો નથી, તો પ્રભુનું પ્રમાણ આ જીવ શું જાણે? ત્યારે કહ્યું કે કોણ જાણે? મહેતાજી જાણે? ત્યારે જવાબ આપ્યો કે શ્રીદ્વારિકાનાથજીની પાસે બેસે, ને પ્રભુના જશ કરે તે ખરા. જેણે પ્રભુ જોયા છે, પ્રભુ દીઠા છે, તેથી જે કંઇ તે જોડે તે ખરૂં, બીજા જોડે તે ખોટું છે, વળી કહ્યું કે આ જે કીર્તન ગાય છે ને શ્રવણ કરે છે, સેવા કરે છે તે પ્રભુને પહોંચતું નથી, તેનું ફળ પ્રભુ ખાવા આપે તેટલું. મરે ત્યારે તેની સાથે કંઇ આવે નહિ. ત્યારે પૂછ્યું કે પ્રભુને કયું પામે? ત્યારે જવાબ આપ્યો કે અન્ન વિના પ્રાણ જતા હોય અને તે વખતે ભૂખ્યો જેમ અન્ન અન્ન કરે, તેમ સેવા વિના, કીર્તન વિના, સ્મરણ વિના, કથા વિના પ્રાણ જાય, જીવ સુંથાઇ જાય; કશું કામકાજ સુજે નહિ, ત્યારે પ્રભુ પ્રસન્ન થાય.

વળી કહ્યું કે ભગવાનને ભગવદીય એક છે? ત્યારે જવાબ આપ્યો કે ભગવાનના હાથમાં સર્વે છે; ને આના હાથમાં કાંઈ પણ છે નહિ. ભગવાન કાળને રમકડાની પેઠે નચાવે છે, તે કાળ આનું મોઢું મચડી નાખે છે, ને પ્રાણ લઈ જાય છે. એ જીવના હાથમાં કંઇ છે નહિ, પુરુષોત્તમ કોટિ બ્રહ્માંડના કર્તા છે. વ્રજભક્તોને વરસાદે ઠપ દીધાં ત્યારે સાત દિવસ

ગિરિરાજ ધારણ કરીને રક્ષા કરી, વળી દાવાનળનું પાન કર્યું. આ સાધુથી ને ભગવદીયથી કંઇ પણ થાય નહિ. ઘર બળતું હોય, છોકરો મરતો હોય તો કહે છે કે હે વૈષ્ણવજી, આ મારો છોકરો મરે છે, ને મારૂં ઘર બળે છે તે બચાવો. ત્યારે કહે છે કે અમારાથી નહિ બને, એ તો ભાઇ પ્રભુના કામ છે. પ્રભુએ તો ગુરુના છોકરા ધર્મરાજા પાસેથી આણી આપ્યા, એ તો એમની સામર્થ્ય. એવા આજના ભગવદીય છે કે વૈષ્ણવ થઇને પૂજાય છે. વળી, કોઇ લોકને બગાડનારા છે માટે સેવા તો એક શ્રીઠાકોરજીની કરવી, સ્મરણ કીર્તન શ્રીઠાકોરજીનું કરવું, એથી કામ થશે. બીજું સર્વે જુઠું છે.

૧૦૫. વળી કહ્યું કે કીર્તન કરોઃ સ્મરણ કરો, ધ્યાન કરો, સેવા કરો, ને કંઈ સારૂં કામ કરોઃ એકાદશી કરો; એણે કંઈ પ્રભુ પ્રસન્ન થાય નહિ. ત્યારે પૂછ્યું કે મહારાજ આ જીવ શું કરે ? ત્યારે પોતે કહ્યું કે આ જીવ સેવા કરે છે, પણ સેવાની શક્તિઓ પ્રભુના હાથમાં છે તે શક્તિ પ્રભુ આપે ત્યારે તે પ્રભુ પ્રસન્ન થાય તેમ સ્મરણ કરવાની શક્તિ, તેમ કીર્તનની, તેમ ધ્યાનની, તેમ વ્રતની એ સૌ શક્તિનું મૂળ પ્રભુ છે. હું આ કરૂં ને પ્રભુને પામું, તે ખોટું છે. કરવું સર્વેય પણ આશા પ્રભુની રાખવી. પ્રભુ કરશે તે થશે. પ્રભુ વિના કોઇની આશા રાખશો નહિ. પ્રભુ વગર કોઇની આશા રાખવી એજ અન્યાશ્રય છે. ધર્મ વડે પ્રભુ પ્રસન્ન થાય નહિ. કેવળ ધર્મીને ભજવાથી પ્રભુ પ્રસન્ન થાય. ધર્મ તે શું ? માળા જપીએ, કીર્તન કરીએ, શ્રવણ કરીએ; ને જાણીએ કે એથી પ્રભુ પામીશું, એ ખોટું છે. સર્વભાવથી આશા પ્રભુની રાખીએ કે મહારાજ, હું કશુંજ જાણતો નથી કે તમો શાણે પ્રસન્ન છો ? આની મને તો ખબર નથી, આ મોટા કહે છે ને કરૂં છું, પણ ફળ તો તમારા હાથમાં છે. તમે મારા ધણી ને હું તમારો દાસ છું.

૧૦૬, વળી એક દિવસે કહ્યું કે વેદની શ્રુતિઓ તો એમ કહે છે, કે આ જીવને મરવું ને અવતરવું ક્યાં સુધી ? તો આ જીવ ને હરિ જુદા ગણ્યા છે ત્યાં સુધી તો એ કાળના મોંમાં છે. ને આ જગત ને હરિ એક જાણે, ત્યાર પછી એ કાળના મોંમાં નહિ. તે જીવ ધર્મ રાજાને માથે પગ દઇને જ્યાં પ્રભુ છે, ત્યાં જશે, હવે ત્યાં જશે તે ભગવદીય કેવી રીતે જોશે, કે બ્રહ્માથી તે કીડી સુધી શ્રીદ્વારકાનાથજીનો પરિવાર જોશે. જેણે પ્રભુનો ગૃહસ્થાશ્રમ જાણ્યો તેને કોણ મારે અથવા ગાળ દે ? તે માથું નીચું કરશે, તે ઉંચો કદાપિ નહિ થાય. ક્યા ભગવદીય એવી દૃષ્ટિથી જુએ છે, એમ પૂછતાં કહ્યું કે, શ્રીશુકદેવજી,

ભરતજી એમને ગમે તો મારો ગમે તો બાંધો, પણ એઓ ઉચ્ચાર કશો કરે નહિ. દેવીના ભક્તે બાંધ્યા; ત્યારે બંધાયા. જુએ છે તો હરિ બાંધે છે. દેવીને દીઠી, ત્યાં પણ હરિ જોયા, તરવાર ઉંચી કરી તેમાંય હરિ જોયા, એટલે પછી કશી ચિંતા રહી નહિ. એવા ધર્મ તે આત્મારામ છે. તે ઉપર એક દૃષ્ટાંત કે જેમ આપણી દીકરી છે, તે પુટડી છે, તે ઉપર બીજા લોક લાખો નજર મારે છે, પણ આપણી તેના ઉપર ખોટી દૃષ્ટિ થાય નહિ, વળી બોલે છ ચાલે છે, કાકા કહે છે, વળી આપણા ઉપર આવીને પડે છે, ત્યારે આપણને હેત આવે છે, ત્યારે તેને માથે હાથ મુકીએ છીએ, પણ કાંઈ દુષ્ટ બુદ્ધિ થાય છે? તેમ આ મોટા આત્મારામ જગતમાં રહે છે, તે એવા રહે છે, ને આપણે તો આ સારૂં આ નરસું, ભલુ ભુંડુ દેખીએ છીએ, પણ આપણે ને તેને શી સગાઇ છે.

વળી કહ્યું કે આ જીવને સન્નિપાત થયો છે, તેથી શું કરે છે? ગમે તો કોઇને ગાળો દે. ગમે તો કોઇની સ્તુતિ કરે. ગમે તો નિંદા કરે, ગમે તો પ્રભુને ભજે, તેનું બોલ્યું કશામાંય ગણાય નહિ. લોક કહે કે ભાઇ, એનું બોલ્યું શું પ્રમાણ? એને તો સન્નિપાતનો ચાળો થયો છે, તેમ આ જીવ જેટલા છે, તેટલા ભગવત્સેવા કરે છે, ભગવત્સ્મરણ કરે છે, ભગવતધ્યાન ધરે છે, ભગવતકથા કહે છે ને સાંભળે છે તે એકેય પ્રભુ એનું ગણતા નથી. કેમ નથી ગણતા? આ તો સન્નિપાતમાં સર્વે કરે છે. સેવા કરવાને નહાયોં છે ને જીવ ગમે ત્યાં જાય, સ્મરણ કરે છે, ને જીવ ગમે ત્યાં જાય છે. આમ બધું છે. તો નહાયો શું ને સેવા શી કરીશ? પણ પેલા રોગવાળાનું પ્રમાણ હોય તો એનું પ્રમાણ હોય. પ્રભુને સેવે ને જગત સાથે વઢે, ત્યારે કેમ સેવા થાય? કેમ ભજાય ને કેમ સ્મરણ થાય? ત્યારે પૂછયું કે આ જગતમાં હરિ છે તે કયા? ત્યારે કહ્યું કે અ આપ સેવા કરીએ છીએ તે. એમ જાણીને સેવા કરીશું તો પ્રભુ પ્રસન્ન થશે. જેવા આપણા પ્રભુ છે, તેવી પ્રજાને પણ જાણશે, ત્યારે કામ થશે, પણ પ્રભુને જોવામાં તાત્પર્ય છે. ગાયને તો પૂજાય, તેની પરિક્રમા થાય, તેની પુચ્છ ધોઇને પીવાય, પગે લગાય, પણ ગધેડાને તો એટલાંજ વાના થાય કે એને મારીએ નહિ, ભૂખ્યો હોય તો ચાર નાખીએ. એટલા પ્રભુ જોવાય છે. પ્રભુ સમાન કોઇ નહિ, પ્રભુ બહુ મોટા છે. આશા પ્રભુની રાખીએ બીજાની રાખીએ નહિ. પ્રભુ આપણું કામ કરવાને આવ્યા છે માટે જેમ જાણીએ, તેમ હેત કરીએ, તે બહુજ મોટા છે.

૧૦૭. એક દિવસે કહ્યું, કે વેદની   તિઓ એમ કહે છે, કે પ્રભુને તો કાંઇ કરવું પડતું નથી; ત્યારે કોણ કરે છે ? ત્યારે કહે છે કે પ્રભુની માયા દાસી છે, તે આ જગતને નચાવે છે. જેનું જેવું પૂર્વ જન્મનું કર્મ છે, તે પ્રમાણે તેને અવતાર લેવરાવે છે. આ માયા શક્તિનું કામ છે. જેમ જેવું બી તેવુંજ ફળ થાય તેમ. કારેલાનું બી હોય તો કારેલાંજ થાય ને કડવાંજ થાય. કેળાનું બી વાવે તો કેળાં થાય, ને તે ગળ્યાં થાય, કડવાં થાય નહિ, ને કડવું હોય તે ગળ્યું ન થાય. જેવા આ જીવના સ્વભાવ કર્યા છે, તે કોઇ કાળે મટે નહિ, ચોમાસામાં ખેતરમાં બી જેવું વાવીએ તેવુંજ ફળ થાય છે. લીંબોળી વાવીએ તો કેરી થાય નહિ, ને કેરીએ લીંબોળી ન થાય. તેમ આ જીવનાં બીજ વાવ્યાં છે, તે જેવું બીજ વાવ્યું છે, તેવું બીજ ઉગ્યું છે, હરિનો ભક્ત હશે તે દુષ્ટ નહિ થાય, ને દુષ્ટ હશે તે ભક્ત નહિ થાય, આ મનુષ્ય છે, તે બી વાવવાનાં સ્થળ છે. જેવું બીજ તેવી પ્રકૃતિ. વળી કહ્યુ કે અ   માયા પ્રાણીમાત્રની મા છે, તે માને છોકરો ધાવે છે; ત્યારે માને છોકરા પર હેત આવે છે; તેમ માયા જીવ પર હેત કરી તેને બંધનમાં નાખે છે. મનુષ્યની માનામાં મનુષ્યનું દૂધ થાય છે, કુતરીના પેટમાં કુતરીનું દૂધ થાય છે, વળી ગધેડીનું દૂધ થાય છે, ઉંટડીનું થાય છે. જેમ આ માતાઓ તે પોતાની પ્રજાને ખાવું આપે છે, ને રમાડે છે; પ્રથમ કંઇક ખાવું વળી બીજું ખાવું. તેમ આ જીવને લાલચ આપી માયા રમાડે છે, જ્યારે છોકરો રમતાં થાકશે, અને આ માંનું મોઢું ગમશે નહિ. ત્યારપછી બાપાના મોં સામું જોશે; ને માનો કેડો મુકશે, ને જ્યારે છોકરો સમજણો થશે, ત્યારે માનું મોં નહિ ગમે ને બાપની પાસે આવશે; ત્યારે કામ થશે. બાપ તે હરિ ને મા તે માયા.

૧૦૮ વળી જેમ દુકાનદાર દુકાન માંડે છે. સાથરી માંડે છે ને સાંજ પડે ત્યારે બધું સંકેલી લે છે, આમાં દુકાનદારને કંઇક મહેનત પડે છે, આની પેઠે પ્રભુને આ જગતરૂપી દુકાનોમાં જીવોને સરજવામાં ને નાશ કરવામાં મહેનત પડતી નથી. જીવો અનાદિના છે, દુકાનદારને સાથરીમાં શ્રમ પડે છે, ભગવાનને કશોજ પણ શ્રમ નથી.

૧૦૯. વળી એક દિવસે કહ્યું કે જેટલી પ્રભુની સૃષ્ટિ છે, તેનો તો જમ રાજાએ દંડ દેવાતો નથી. ત્યારે કહ્યું કે અહીંઆં તો તેને રોગ ભોગવવાને છોડાવે. જેમ કોઈ સોના માગનારને પાંચ રૂપીઆ આપીને ખત ફડાવે તેમ

કરશે, હજારના માગનારને જેમ સો અગર પચાશ આપીને એને મુક્ત કરશે, ને કરજથી છોડાવશે. આ વૈષ્ણવો તો એમનાં છોકરાં છે; પણ ધર્મની મર્યાદા પાળીને એને છોડાવશે. માટ વૈષ્ણવને રોગ ઘણા થાય, ભૂખે મરાય એનું કારણ પેલા કર્મના ભોગ ભોગવાવે છે, કારણ કે પાપ તો ઘણું કર્યું છે, પણ તે પાપ થોડું કરીને (ભોગવાવીને) છુટકારો કરશે. આમ છે, તેથી એ છોકરાનું નામ ધર્મ રાજાએ દેવાતું નથી, એમાં સંદેહ નહિ. વળી કહ્યું કે એ સેવા કરે છે; પણ પ્રભુ બોલતા નથી, ચાલતા નથી, તેનું એને દુઃખ પણ નથી; ત્યારે પ્રભુને પણ નિશ્ચિંતપણું છે, કે મારે એના કામમાં બોલવાનું શું કામ છે? પણ જ્યારે હું નહિ બોલું, ને તેથી એના હૈયામાં દેવતાની અંગીઠીઓ લાગશે કે આ પ્રભુ સૌની સાથે બોલ્યા છે, ને મારી સાથે શું છે કે બોલતા નથી? ચોરાશી વૈષ્ણવની સાથે બોલ્યા છે, નરસિંહ મહેતા સાથે બોલ્યા છે, ને મારો શો અપરાધ પડયો હશે કે મારી સાથે બોલતા નથી? પ્રભુના અબોલાનું દુઃખ થાય, ને છાતીમાં અગ્નિ લાગે, ને કંઇ કામકાજ સુઝે નહિ; ત્યારે પોતાને દયા આવે ને બોલે, એવા એ મોટા છે.

૧૧૦. વળી એક દિવસે કહ્યું કે ભગવતનામનો મોટો મહિમા છે. પણ જેના પર જેટલી કૃપા કરે તેટલું નામ દેવાય. જેને સાઠ ઘડી નામ ચાલ્યું જાય છે, તેના નામનો મહિમા જડતો નથી. કોઇને કોઇનો આશરો પણ ભગવત નામનો આશરો કોઇને છે નહિ. નામ દે ને વળી કહે કે મેં જમનાપાન કર્યાં નહિ; પણ શ્રીજમનાજી તો એમના ધણિયાણી છે. એ ધણી વડે તો એ મોટાં છે. એમણે રમણ કર્યું, જળક્રીડા કરી, તેથી એ મોટાં થયાં છે. પણ વળી કહેશે કે ગંગાસ્નાન કર્યાં નહિ, પણ તે તો એમને ચરણે અડેલાં છે, તેનો મહિમા એટલો છે, ને નામ તો પ્રભુનું સ્વરૂપ છે. ત્યારે સ્વરૂપને મુકીને એક અંગથી શું થાય? પણ જેના પર જેટલી કૃપા થાય. તેણે તેટલું નામ દેવાય, નામ સમાન કંઈ છે નહિ. નામનો મહિમા મોટો છે.

૧૧૧. એક દિવસે કહ્યું, કે આ વ્યાપી વૈકુંઠ છે, તે પ્રભુનું કેવળ વન છે, તે વનમાં કોણ રહે છે? તે વનમાં વાઘ રહે છે, સર્પ રહે છે, વીંછી છે, ભ્રમર છે, હંસ છે, કોકિલા છે, પોપટ છે, મોર છે, આ વગેરે સર્વ પંખી છે. વળી મોટા ભગવદીય પણ છે. તે ત્યાં રહીને પોતેપોતાની જાતમાં (સત્સંગમાં) રહીને ભગવદ્યશ ગાય છે, ને સાંભળે છે. મોર મોરમાં, ભમર ભમરમાં. ભમરમાં મોર નહિ, ને મોરમાં ભમર નહિ, એક જાતમાં બીજી જાત ભળે

નહિ. ત્યાં ભગવાન ને લક્ષ્મીજી છે, ત્યાં નાના પ્રકારનાં ઝાડ છે. ને ઝાડ એવાં છે કે જે વેળા જે ફળ માગીએ તે ફળ આપે. તે વનમાં કોણ જાય? કે જેણે પ્રભુનું સેવન પૂજન ને નામ સ્મરણ સાહે ઘડી કર્યું હોય તે જાય. બીજાથી જવાય નહિ. જ્યારે ગુરુ અને પ્રભુ પ્રસન્ન થાય, ત્યારે તે લોકની પ્રાપ્તિ થાય. અતિ વ્યાપી વૈકુંઠ છે. ત્યાં સનકાદિક પધારે છે. જ્યાં સુધી પ્રભુનું ધ્યાન ધરતા ધરતા આવ્યા, ત્યાં સુધી તો કોઇએ ખાળ્યા નહિ. વ્યાપી વૈકુંઠના દરવાજા સુધી તો પ્રભુનું ધ્યાન હતું. ધ્યાન સુધી કોણ ખાળે? પણ સાતમે દરવાજે આવ્યા ત્યારે તો કિલ્લો જોવા મંડી પડ્યા. કિલ્લો તો સોનાની ગારે ચણેલો, હીરા રત્નની ને હીરા જડેલી. ને દરવાજા તો સ્ફટિક મણિના છે. અહીં આ વખતે પ્રભુના ધ્યાનમાંથી ટળ્યા, ત્યારે પેલું બધું ઉપરનું જોયું. આ વખતે પેલા દારપાળોએ કહ્યું, કે પ્રપંચ જોવા આવ્યા છો? ક્યાં જાઓ છો? છડી આડી ધરીને ઉભા રાખ્યા. એટલે સનકાદિકને ક્રોધ તો ચડ્યો કે, આ મને ખાળે? જગમાં બ્રાહ્મણ છે, આથી ગર્વમાં શાપ દીધો કે જાઓ, તમો પૃથ્વી ઉપર અસુર થાઓ. જય વિજય તો ભગવદીય છે, એટલે શાપ માથે ચડાવ્યો, પણ કશું બોલ્યાજ નહિ. બ્રાહ્મણ ને ભગવદીયમાં એટલો ફેર! માટે એ પણ આવ્યા. ત્રણ જન્મ પ્રહ્લાદજી, ધ્રુવજી ને વિભીષણ. જે ભગવદીએ પ્રભુની સેવા તો સારી પેઠે કરી છે, પણ મહાક્રોધી છે, ને મહા તામસી છે, સૌ વૈષ્ણવ સાથે વઢે છે, એ સેવાનું ફળ વૈકુંઠમાં અવતરે. પણ ક્રોધી હોવાથી સાપ, વાઘ, વીંછી થાય. માટે ક્રોધ તામસ ઉપરના તામસી પ્રાણી બનાવે છે.

૧૧૨. વળી એક દિવસે કહ્યું કે, પ્રભુના ઘરનાં સનકાદિક, શિવજી નારદજી એ તેમજ બધીએ દેવીઓ આ જગતમાં પૂજાય છે. ને લોકની કામનાઓ પુરી કરે છે. લોક બન્ને એવાં છે, પણ પ્રભુના ઘરનાં ચાકરો છે, જેમ અહીંઆં આ વાઘરી નાનો જમે છે, ત્યારે પડ્યું આખડ્યું લેવા નાસે છે. અપરાધ છે, વળી કોઈ મારે છે, એમ કરતાં કોકને પાશેર, અચ્છેર, શેર પડ્યું આખડ્યું ક્યુંણ મળે ને વટ નિર્વાહ કરે, તેમ પ્રભુના પર આગળ એવાની વાતો છે. વળી સુરદાસ અષ્ટસખા તેમણે ગાયું કે "પતિત શિરોમણિ મુક્ત" વળી સુરદાસ હારે જઇ ગાય પતિત એટલે દ્વારમાં પડ્યો; હવે જે દ્વારમાં પડ્યા ને દ્વારનીવાન જાણે કે આ માર્ગે પ્રભુ પધારશે. એમ જાગૃતિ કરે છે. પણ પ્રભુને મન કેવા છે કે જેવા ઝાડ કુત્તર પાડીને સપ્તને બેસે તેવા છે. અષ્ટસખાની

તો એ વાત છે, ને તમને ઢેડ ચામડીઆને તો વળ ચઢે છે. કોણ તમે? તમને કોણ ગણે? મોટા તિમિંગલની તો આવી વાતો છે. સનકાદિક સરખા અષ્ટ પહોર એમ જાણે છે કે કાંઈ આ વાઘરીને મળશે. વળી જે અષ્ટ સખાવાળા તેમનો ત્યાં આશરો છે નહિ કે લીલામાં ચાંચ બોળે. એક શ્રીઆચાર્યજી, બીજા શ્રીગુસાંઈજી તે લીલામાં અધિકારી છે, ને સાત લાલજી ફળ વીણી લાવીને બારણા આગળ ઉભા રહે છે, ત્યાં હાર ગુંથે છે, માળા કરે છે, પણ બહાર. માહેથી શ્રીગુસાંઈજી આવીને તે ફળ લઇ જાય, પણ સાત લાલજી સુધી આજ્ઞા નહિ, તો તું કોણ કે આશા કરે? પ્રભુનું ઘર એવું દુઃસાધ્ય છે, પ્રભુ એવા મોટા છે, બ્રહ્મા જન્મથી તે હજી સુધી ને સનકાદિક પણ અથડાય છે, પણ હજી દહાડો વળતો નથી, તો બીજાની તો શી આશા!

૧૧૩. વળી એક દિવસે પધારતી વેળા ઓધવજી પ્રત્યે બોલે છે કે હે ઉદ્ધવ, હજી તું મારે શરણે નથી આવ્યો, ત્યારે ઓધવજી કહે છે કે તમો તો કહો છો કે મુજમાં ને તારામાં કશું ન્યૂન નથી, ત્યારે મહારાજ શરણે તે શું? ત્યારે કહ્યું કે હજી બ્રહ્મા શરણે નથી આવ્યા, શિવજી નથી આવ્યા, નારદજી નથી આવ્યા, સનકાદિક નથી આવ્યા, એ વગેરે આ દેહ લઇને કોઇ આવ્યું નથી. ત્યારે ઉદ્ધવે પૂછ્યું કે મહારાજ કોઇએ આવ્યું છે? ત્યારે કહ્યું કે એક શ્રીગોપીજન વ્રજરત્ન આવ્યાં છે, કે જેમનું મન સાઠે ઘડી મારામાં. જ્યારે ગાયો ચારવા જાઉં, ત્યારે લોહી ને માંસ વિનાનાં થઈ જાય. ખાવાપીવાની વાત તો શાની હોય! અને હું જ્યારે સાંજે પધારૂં, ત્યારે શરીરમાં સર્વ (પ્રાણ) આવે, ને કમળ ખીલે તેમ ખીલે. એક એ મારે શરણે આવ્યાં. બીજી વાત તો શું કહું? બ્રહ્માની રાત સુધી રમાડયાં, પણ અર્ધી ક્ષણે થઈ નથી; એવો મારો સમાગમ એમને વ્હાલો છે, ત્યારે પૂછ્યું કે મહારાજ હવે શું કરૂં? ત્યારે કહે છે કે આધ ને વ્યાધિમાંથી નીકળ. આ થયું, ને આ થશે, એ બેમાંથી નીકળ, ને મારાજ રૂપને વળગ. મારા વિના ચિત્ત કંઈએ જાય નહિ એ મારૂં શરણ.

૧૧૪. વળી એક દિવસે કહ્યું કે, એકાદશમાં શ્રીઓધવજી પ્રત્યે પોતે કહે છે કે, હું કશાથી પ્રસન્ન થાઉં નહિ. માત્ર મારી એક અવ્યભિચારિણી ભક્તિએ મને પહોંચે. જો ભક્તિ પામે તો વ્યભિચાર નહિ. આત્મનિવેદન કરે; જેવું માણેકચંદ પુષ્ટિમાં ને બલિરાજાએ મર્યાદામાં કર્યું છે. જો એવા હોય તેની તો પછવાડે હું હીંડુ છું, એવો મને ભક્તિયોગ વહાલો છે. વળી વિષયી

ભગવદીય હોય ને મારી સેવા કરે, સ્મરણ કરે, ને મન વિષયમાં રહે, છતાં સેવા એવી છે કે એના વિષય સર્વે બળી જશે. આજે નાનો ભગવદીય છે, તે આગળ જતાં મોટો ભગવદીય થશે. જેમ આગનો એક તણખો હોય તેમાં મોટો મુકીએ, ત્યારે વધે, ને સર્વ કામ થાય, તે પણ સર્વને બાળે, તેમ નાના ભગવદીય એવા મોટા થાય. આખો દિવસ ને રાત મારામાં મન રાખે. મારા વિના કંઈ એ જુએ નહિ.

વળી જેવા આપણે પ્રભુને ગણીએ તેવા તે થાય છે, પણ એ તો પુરુષોત્તમ છે. જેમ શ્રીનાથજી, શ્રીઆચાર્યજી, વળી શ્રીગુંસાઈજી.

વળી સાત સ્વરૂપની સેવા સાતે લાલજીએ કરી ને આજ શ્રીવલ્લભકુલ કરે છે. શ્રીઆચાર્યજીના સેવકોએ કરી ને વળી આજ આપણે પણ કરીએ છીએ. પણ જ્યાં જેવો ભાવ જેટલા પ્રભુ જાણ્યા, એટલા પ્રભુ ફળરૂપ તેને થશે. એક વૈષ્ણવ બાજરીનું બાટકું કરિને ભોગ ધરશે. એક વૈષ્ણવ સારી સામગ્રી કરીને આરોગાવશે. વળી કોઈ પ્રભુને તાકામાં બેસારી મુકશે, તેમને આરોગાવવું એ નહિ, ને પહેરાવવું એ નહિ. ત્યાં તેવા બેસે.જેવો તારો ભાવ ત્યાં તેવા પ્રભુ બેસે, તેમ સેવા તેમ સ્મરણ ભાવથી ફળશે, ભાવ વિના કામ થાય નહિ. ભાવે ચડવું ને ભાવે ઉતરવું. વળી પ્રભુને પરમાર્થ ઘણો વહાલો છે, માટે જેમ પરમાર્થ થાય તેમ કરજો. કોઈના હાથમાં મુકયા વિના એકલા કંઇ પ્રસાદી ખાશો નહિ. આ પ્રાણી માત્રમાં પ્રભુ વિના કાંઈ જોશો નહિ. પ્રભુ વિના ખાલી પગ મુકીએ, એટલી જગા છે નહિ. આ પ્રાણી માત્ર તો પ્રભુને રમવાનો એક બાગ છે, ને બાગમાં ફળમાં, ઝાડમાં, પ્રભુ સિંહાસન માંડીને બેઠા છે, સર્વના પેટમાં પોતેજ આરોગે છે, એ વિના કંઇ છે નહિ. આપણા મનમાં વિધિ ને નિષેધ છે. આ ભુંડું, આ ભલું, આ સારૂં આ નરસું. જે આપણે વિચાર કરીએ તે થાય છે ? આ મારે દ્રવ્ય હોય તો સારૂં, મારે ઘર હોય તો સારૂ, મારે કોઇની સહાય હોય તો સારૂ, આમાંનું કંઈ થાય છે ? જે નથી થતું તો આપણે આખો દિવસ શા માટે વિચાર કરીએ છીએ ? આપણને સ્વપ્નું આવે તેમાં રૂપીઆનો ઢગલો દેખીએ છીએ, તે વેળા તો પ્રસન્ન થઇએ છીએ. વળી જાગીએ છીએ, ત્યારે કંઇએ દેખતા નથી, માટે તેવા આપણા વિચાર છે. જો સ્વપ્નાની વાત આપણે કામ આવે, તો આપણું વિચાર્યું થાય. માટે પ્રભુ કહે છે કે હે જીવ, તું સર્વે મુકીને મારી અવ્યભિચારિણી ભક્તિ કરજે, તું કરીશ તેજ થશે. માટે સત્ય આગળ

જે થવાનું છે, તે હું કરૂં છું. તું કશો વિચાર કરીશ નહિ, તારે તો મારી સેવા, નામ, કીર્તન; મારૂં ધ્યાન સાઠે ઘડીએ કર્યા કરવું. ધ્યાન વિના હું બંધાઉં નહિ. જેમ કોઇને બાંધવો હોય, તો દોરે બંધાય તેમ ધ્યાન મને બાંધવાનો દોરો છે.

૧૧૫. વળી એક દિવસે કહ્યું કે, આ સર્વ ઇંદ્રિયો વેરાઇ ગઇ છે, તે ઇંદ્રિયોને એકઠી કરીને મનમાં મુકે, મન બુદ્ધિને ભળાવે, ને બુદ્ધિ તેનો નિશ્ચય કરે. આ પ્રમાણે વેરાઈ ગયેલી ઇંદ્રિયોને એકઠી કરીને પ્રભુના સ્વરૂપમાં મુકવી. તે ઉપર દૃષ્ટાંત કે જેમ આ જીવનું કોઇ સારી સ્ત્રી ઉપર મન જાય છે, ત્યારે તે સ્ત્રીનું ચિત્ત પણ પેલા જીવમાં ચોંટી જાય છે, ને બેઉના મન અન્ય વસ્તુઓમાંથી છુટી એક બીજામાં ચોંટી જાય છે, તેમ આ ચિત્ત સર્વમાંથી કાઢી એક પ્રભુના સ્વરૂપમાં ઘાલવું. હવે કઇ રીતે તેમ બને? તો કહે છે કે આગળથી તો બધા શ્રીઅંગમાં મન ઘાલવું; વળતી બધેથી મન કાઢીને પોતાના મુખારવિંદમાં ઘાલવું, આખો દહાડો તેમાંથી કાઢવું નહિ. એમ કરતાં કરતાં ભૂખ પણ ન લાગે, તરસ પણ ન લાગે, ને હેત આવે તો કામ થાય. પ્રભુ પર વહાલ વિના સર્વે ખોટું. જેને આ લોકમાંથી નીકળવું હોય, તેણે પ્રભુમાંજ મન ઘાલવું, વહાલનું કામ છે.

૧૧૬. વળી એક દિવસે કહ્યું, સર્વોપરિ પ્રેમલક્ષણા છે, પ્રથમ નવધા, પ્રથમ સૌ તીર્થ કરે, દેહ દમન કરે ત્યારે નવધા આવે. નવધા સિદ્ધ થાય ત્યાર પછી પ્રેમલક્ષણા આવે. કંઇ કરવું ના પડે ને પ્રેમલક્ષણા કંઇ આવે? જો કોઇ વાર આવે તો જાણવું કે આગળ પૂર્વે કર્યું છે. વળી કહ્યું, કે જ્યારે સંસાર ઉપર વૈરાગ આવે, ત્યારે ભક્તિ આવે, જ્યાં સુધી સંસાર વ્હાલો લાગે, ત્યાંસુધી ભગવાન વેગળા. ગમે તેવો સાત્ત્વિક હોય, પણ પ્રભુ વહાલા ન હોય, તો તે સાત્ત્વિકતા પણ તામસી છે, જો પ્રભુ વહાલા હોય તો બધું દીપી શકે, નહિ તો નકામું.

૧૧૭. વળી એક દિવસ ઉદ્ધવજી પ્રત્યે પ્રભુએ કહ્યું; કે તત્ત્વમાં તત્ત્વ કહું, તું અહીંથી સીધો બદરીકાશ્રમ જા, ને કોઇની સાથે બોલીશ નહિ. વાટમાં કોઈનો સંગ કરીશ નહિ, મૌન રાખીને મારૂં ધ્યાન કરજે. મારામાં મન રાખજે. સઘળે વેરાયેલાં મન, વાણી ને ઇંદ્રિયો એકઠાં કરીને મારામાં મુકજે. આ પ્રમાણે આજના ભગવદીએ પણ સેવા કરતાં બોલવું નહિ. જો બોલે તો સર્વ ફોક થયું. જેમ કુવામાં ઘડો ફાંસ્યો હોય, ને તળે કાણો હોય,

હવે ઘડામાં જળ આવે તો કાંસ્યો પ્રમાણ. પણ કાણો હોવાથી પાણી વિના આવે, તેમ આ જીવ જો બોલે તો નકામું જાય, માટે બોલવું નહિ. બહાર નીકળીને બોલવું. સેવામાં નહાવું હોય ત્યાં સુધી મૌનજ રાખવું.

૧૧૮. વળી એક દિવસે કહ્યું, કે શ્રીમહાપ્રભુજીએ આ જીવને બે મંત્રનું દાન કર્યું, તેમાં કશીએ બાકી રાખી નથી. શરણમંત્ર શું કરે ? જેટલી લીલા છે, તેનું દાન કરે. પહેલ વહેલું પ્રભુએ પ્રાકટ્ય થયું, ને છેલ્લે શ્રીદેવકીજીના મોં આગળથી પ્રભાસમાં પધાર્યા, ને જેટલી લીલા કરી, શ્રીગોવર્ધન ધર્યો. મથુરામાં અવતર્યા, શ્રીગોકુલમાં આવી શ્રીનંદરાયજીને ઘેર લીલા કરી ને વ્રજભક્તોને સુખ આપ્યું, ગાયો ચરાવી, દૈત્યોને માર્યા, રાસલીલા કરી, મથુરા પધાર્યા ને કંસને માર્યો, મલ્લને માર્યા, કુબ્જાને ઘેર પધાર્યા. દ્વારકા પધાર્યા, પટરાણીઓને પરણ્યા, અવતારથી તે પ્રભાસ પધારતા સુધી તે અષ્ટાક્ષર છે. ને વળી શ્રી સુદ્ધાંત કહેવું એટલે શ્રીસ્વામિનીનું યુથ, શ્રીચંદ્રાવલીજીનું યુથ, શ્રીરાધાસહચરીનું યુથ, શ્રીયમુનાજીનું યુથ. શ્રીગોપીજન સર્વે શ્રીદ્વારકાનું યુથ. એ સર્વે શ્રીમાં છે, ક્યાં સુધી જીવનો અધિકાર ? ત્યારે કહ્યું એક રાજાની રાણી છે તે મુગ્ધ છે, કાંઇએ જાણતી નથી. વરસ ચારની છે શું જાણે ? પણ જ્યારે વરસ સોળની થાય, સર્વે અંગ બરોબર થાય ત્યારે રાજાને કામ આવે. તે પલંગ સુધી જાય, એટલો અધિકાર અષ્ટાક્ષરમાં છે. પ્રથમ નાની હતી, તે સોળ વરસની થઇ ત્યારે કામ આવી તેમ આ વૈષ્ણવનાં અંગ અષ્ટાક્ષર જપીને એવાં કરે, ત્યારે જવાનો અધિકાર થાય.

હવે પંચાક્ષરનું શું ફળ ? પ્રભુ બોલાવે ને આવકાર કરી પાસે નેડે એવાં મંત્ર બેય છે. એક દિવસ પ્રભુ ભક્તની સાથે રમે છે, પ્રભુનું રૂપ બહુ રૂડું છે. ત્યારે પ્રભુને દયા આવી કે પેલા મારા જીવ છે, ને મારૂં આવું રૂપ ક્યારે જોશે ? શ્રીવલ્લભને દયા આવી ને ભૂતળમાં પધારીને લેવા આવ્યા, એવા પ્રભુ છે. માટે પળ એક અષ્ટાક્ષર મુકવો નહિ, ફરી નહિ મળે. વળી સેવા કરવી તે આનંદથી કરવી, ને મનમાં વિચારવું કે આ મારે શું ? મારા પર બહુ કૃપા થઇ છે. એ અષ્ટાક્ષરનું રૂપ છે, તેનાથી વળી સેવા કરાય ઘણી ચઢતી છે, માટે પ્રસન્ન થઇને કરવી. સેવાવાળાનું તો ભાગ્ય જેટલું નથી, માટે સ્નેહથી બહુ પ્રસન્ન થઇને સેવા કરવી. પ્રભુને પ્રતિમા જાણશો નહિ એ સાક્ષાત્ શ્રીકૃષ્ણચંદ્ર છે.

૧૧૯. વળી એક દિવસે કહ્યું, કે તારે ક્યા જન્મમાં છોકરો નહોતો,

ધણી કે ધણિઆણી નહોતી, ભાઇ નહોતો, સગાં નહોતાં, એ બધું તેં જનમ ધર્યા, એટલામાં હતું યા નહોતું, તો તું ક્યા જન્મને રોઇશ? માટે સંસારમાં રહેવું, પણ કેવું રહેવું? એમાંના કોઈનો નાશ થયે આપણને કંઈ થાય નહિ જેમ પારકા ઘરનું માણસ મરે તો આપણને કંઇ થાય છે? કંઇ નથી થતું, એમ પોતાનાનું પણ પારકા પેઠે જાણવું. જેમ અહીંથી શ્રીરણછોડજી કોઇ ગયો છે, ને ત્યાં સંગમાં સુતો છે, વહાણું વાયું ત્યારે સર્વે પોતાને ઘેર ગયું, ત્યાં કોનો શોક થાય? એવો થઇને ઘરમાં રહે, તો પેલા યોગીઓથી પણ મોટો છે. માટે સંભારવું કે આપણું કોઈ છે નહિ. ને આપણે કોઇના નથી.

૧૨૦. વળી એક દિવસે કહ્યું કે શ્રીકૃષ્ણચંદ્રે નિત્યસિદ્ધાને દાન કર્યું, શ્રીજમનાજીએ વ્રજભકતોને દાન કર્યું ને શ્રીઆચાર્યજી આજેના જીવને દાન કરવા પધાર્યા છે. વળી આ જીવ સેવા કરે છે, સ્મરણ કરે છે, ને નામ દે છે, પણ પ્રેમ વિના બધું કરે છે, ને દર્શન પણ કરે છે, છતાં એકેમાં પ્રેમ નહિ. પ્રેમ તે શું? વહાલથી ને આસક્તિથી જુએ. શ્રીનાથજી, સાતે સ્વરૂપ, વ્રજભૂમિ શ્રીયમુનાજી, શ્રીગોકુલ, શ્રીવૃંદાવન એ સર્વેનાં દર્શન તો કરે; પણ પ્રેમ કે વહાલ કે સ્નેહ વિના. જો એ વસ્તુપર વહાલ હોય તો આખો દહાડો તેનુંજ ધ્યાન રહે. જો વહાલ હોય તો મોં આગળથી જોયાજ કરે. માટે એ સર્વે સિદ્ધાંતરૂપ છે, ફળરૂપ નથી; જ્યારે જીવના સેવા સેવા વિના પ્રાણ જાય; એકાએક સેવા કરે, છતાં એમ વિચારે કે પ્રભુ ફાવે તે કરો, પણ આપણાથી થાય તે આપણે કરીએ, લગાર પણ સેવા વિના રહ્યું ન જાય, તે ફળરૂપ સેવા. અને બને તે કરીએ, તે સાધનરૂપ સેવા. તેમજ નામ કીર્તન, શ્રવણ, એ વગેરે વિના પ્રાણ જાય એ તે ફળરૂપ છે, જે દેવાયું તે આપણી સવડ પ્રમાણે, દઇએ, તે સાધનરૂપ સેવા. કીર્તન થાય તે કર્યું, શ્રવણ થયું તે કર્યું, એ સાધનરૂપ સેવા ને શ્રવણ કીર્તન ધ્યાન કર્યા વિના પ્રાણ તલસે, ને હૈયું ચુંથાઇ જાય, તે ફળરૂપ સેવા. આ ફળરૂપ સેવા વિના સર્વે ખોટું છે. ફળરૂપ સેવા બને તોજ તે ખરૂં કહેવાય.

૧૨૧. વળી એક કહ્યું કે ધર્મે ચાલીએ. અધર્મ ન કરીએ, જો ધર્મે ચાલી જપ કરીએ તો ફળે, ને અધર્મે ચાલી જપ કરીએ, સેવા કરીએ તો ન ફળે. પહેલાંના ભગવદીય સત્ય ચાલતા ને પાપ કરતા નહિ, ત્યારે પ્રભુ તેમની જોડે વાતો કરતા. જોઈએ તે માગી લેતા, પ્રભુની સેવા કરતા તે ધર્મ સ્દ્ધાંત કરતા. ક્રિયારૂપ શ્રીમહાપ્રભુજી છે. ક્રિયાથી શ્રીમહાપ્રભુજી થયા છે,

ફક્ત એકજ

—: તાવનો મહાન શત્રુ :—

રજીસ્ટર ] **જયવંતી** [ રજીસ્ટર

ચાલુ જમાનામાં આઇસ ( બરફ ) માથે રાખી તાવ હટાડવાની જે એક સામાન્ય પદ્ધતિ પડેલી છે, જેથી દર્દીને શરદી થવાનો તથા અશક્તિ થવાનો ભય રહે છે. પણ પૂર્વે પ્રાચીન વૈદો જે બરફ વગર તાવને પોતાની મરજી પ્રમાણે ઉતારી શકતા હતા, તે જુના પુસ્તકોને આધારે ખાસ તૈયાર થયેલી આ–જયવંતી દરેક તાવને ફક્ત વીસજ મીનીટમાં ઉતારવાને સમર્થ છે. તેમજ અશક્તિ અને સરદી બીલકુલ થવા દેતી નથી. તેની ખાત્રી ફક્ત એકજ કલાકમાં થાય છે.

મેલેરીઆ, [ ટાઢીઓ તાવ ] દરરોજ આવનાર, એકાંતરીયો, અગર ગમે તેવા ઝેરી તાવોને પકડવામાં હમારી જયવંતી શક્તિવાન છે.

—: વાપરવાની રીત :—

દુધ અથવા કાફી સાથે બે બે ગોળી દીવસમાં ચાર વખત લેવી. ૫ થી ૧૦ વર્ષના છોકરાંઓને બે બે ગોળી સવાર સાંજ આપવી. પાંચ વર્ષ સુધીનાં બચ્ચાંઓને એક એક ગોળી સવાર સાંજ આપવી. કિંમત ૧૦૦ ગોળીની બાટલી એકનો રૂ. ૧).

**શ્રી સર્વોત્તમ દેશી દવાવાળા.**
ઠેકાણું:–નરનારાયણના મંદિર પાસે,
કાલબાદેવી રોડ—મુંબઈ નં. ૨.

---

**ગુર્જર પ્રાન્તમાં ઠેકઠેકાણે અમારી સંસાર પ્રસિદ્ધ દવાઓની એજન્સીઓ કાયમ કરવાની છે.**

**સુધાસિંધુ**
( રજીસ્ટર્ડ )
કફ, ખાંસી, દમ, કોલેરા, શુળ, સંગ્રહણી, ઇનિફ્લ્યુએંઝા વિગેરેની ઘરગથ્થુ સ્વાદિષ્ટ દવા. કિંમ્મત ૮ આ. ટ. ખ. ૧ થી તે ૨ બાટલી. સુધી ૭ આ.

**દદ્રુ ગજ કેસરી**
( દરાજની દવા )
ગમે તે જાતની સુખી અથવા પાકેલી દરાજને ત્રાસ અને બળતરા સિવાય ૨૪ કલાકમાં નાબુદ કરે છે. કિમ્મત ૪ આ. ટ. ખ. ૧ થી તે ૨ બાટલી સુધી ૭ આ.

**સુખ સંચારક કંપની, મથુરા.**
નિયમ અને કેટલૉગ મફત મોકલવામાં આવશે.

તૈયાર છે. માત્ર જુજ નકલો.

## વચનામૃત સાહિત્યમાં એક અજબ આકર્ષણ.

## નિત્યલીલાસ્થ શ્રીગોકુલાધીશજી મહારાજ તથા નિ. લી.

## ગો. શ્રી ૬ શ્રીગોવર્ધનલાલજી મહારાજનાં

# વચનામૃત

આ બન્ને આચાર્યશ્રીઓનાં વચનામૃતો પુષ્ટિમાર્ગીય રહસ્ય, સ્વરૂપ ભાવના જગતનું સ્વરૂપ, શ્રીઠાકોરજીના સ્વરૂપનું દિવ્ય વર્ણન, શ્રીચમ્પારણ્યની બેઠકનું પ્રાકટ્ય, ગોલોક વર્ણન, ભગવદ્ પ્રાદુર્ભાવ વર્ણન, બ્રહ્મમંત્ર રહસ્ય, શ્રીલલિત ત્રિભંગરાયજીના સ્વરૂપને મુંબઈ પધરાવવું, ચતુર્થંદની અલૌકિક ભાવના, વગેરે વગેરે દિવ્ય પ્રસંગો સંસાર સમુદ્રમાં અટવાએલા જીવાત્માઓને માર્ગદર્શક અને સંતપ્ત થએલા હૃદયોને દિવ્ય શાંતિ અર્પી આશ્વાસન આપે છે. એટલુંજ નહિ પણ તેના વાચન મનનથી શ્રીયુગલ સ્વરૂપની લીલાત્મક ભાવના હૃદિસ્થ સમસ્ત ખીલી ઉઠશે અને ગોલોકની વિપુલ શાંતિનો અનુભવ થઈ, ભગવદ્અનુગ્રહાત્મક તત્ત્વદર્શન થવાથી શરણાગતિ સિદ્ધ થાય છે.

આ દિવ્ય ગ્રન્થ માટે ગો. શ્રીવ્રજનાથલાલજી મહારાજ "ભાષા સાહિત્યની યોગ્ય સ્થિતિ" ના પૃષ્ઠ ૬૬ ઉપર લખે છે કે "...ગો. શ્રીગોવર્ધનલાલજી મહારાજે પોતાના વચનામૃતમાં......પ્રચાર પર ખાસ ભાર મૂક્યો છે. આવા હજારો સાહિત્યથી જેટલો સિદ્ધાન્ત-પ્રચાર થઈ શકે તેટલો કથાયોગે ન થઈ શકે. આ પુસ્તકમાં બન્ને આચાર્યોના ચિત્ર ( ફોટા ) છે.

ન્યોછાવર માત્ર ૦-૨-૬, ટપાલ ખર્ચ ૦-૦-૯.

(૨)

વિક્રમની ઓગણીસમી શતાબ્દીના ગુજરાતના મહાન તત્ત્વજ્ઞાની ગ્રન્થકર્તા અને કવિ સમ્રાટ શ્રીદયારામભાઈના વિદ્યાગુરુ મહાન ભગવદ્ભક્ત શ્રીઇચ્છારામ ભટ્ટજીના

# આંતર ઉદ્ગાર.

( જ્યેષ્ટલાલજી ) ની બેઠકોનું વર્ણન. ૫ શ્રી ગોકુળનાથજી (માળાપ્રસંગવાળા) બેઠકોનું વર્ણન ૬ શ્રી રઘુનાથજી (પંચમલાલજી) ની બેઠકોનું ચરિત્ર ૭ શ્રી રાયજી (શિક્ષાપત્ર આદિ ગ્રન્થોના કર્તા) ની બેઠકોનું વર્ણન ૮ શ્રી નાથજીની બે તથા ચરણ ચોકીનું વર્ણન વગેરે ઐતિહાસિક માહિતી સાથે આપવામાં આવ્યું

( अक्षर आ लाइन जेवाज मोटा अक्षरथी व्रजभाषामां )

આ ગ્રન્થ છપાવ્યો છે. ન્યોછાવર નહિ જેવી જ માત્ર બે રૂપીઆ રાખી છે.

## મહાનુભાવ–રસખાનજી

સચિત્ર—શ્રીનાથજીને ભેટવા દોડતા રસખાનજીના ચિત્ર સાથે ઉંડાં વીસ વરસની અમારી સતત શોધખોળમાંથી મળી આવેલાં રસખાનજીનાં પ્રાચીન, ભાવવાહી, રસરસિક, ( કવિત, સવૈયા વગેરે ) અત્યુત્તમ કીર્તનોનો સંગ્રહ છપાવ્યો છે. ન્યો. રૂ. ૦–૪–૦

## શ્રીકૃષ્ણચરિત્ર બાલલીલા.

### સરસગીતા, ધ્રુવાખ્યાન, પાંડવયજ્ઞ વગેરે.

આ ભાવવાહી ગીતોનો સંગ્રહ છે. આખું પુસ્તક વાંચ્યા વિના હાથમાંથી છોડવાનું મન થશે નહિ. આમાં આપેલાં આખ્યાનો બહેનોને કંઠાગ્ર કરવા જેવાં છે. ન્યો. રૂ. ૦–૪–૦

## શ્રીનાથજીનો ઈતિહાસ.

અનેક દાખલાઓ, વેદ, પુરાણ, સંહિતા, શ્રીમદ્ ભાગવત, પ્રાચીન ઐતિહાસિક પુસ્તકો, વગેરે ગ્રન્થોમાંથી અમારી ઉંડી શોધખોળમાંથી મળેલો મહાન્ સંગ્રહ છે. તમે કોઈ વખત સાંભળ્યું પણ નહીં હોય તેવી ઐતિહાસિક માહિતી જાણવા મળશે. ન્યો. રૂ. ૦–૪–૦

## કનકાભિષેકનો ઇતિહાસ.

### પ્રાચીન ઇતિહાસીક ચિત્રો સાથે

વિદ્યાનગર નરેશ મહારાજા શ્રીકૃષ્ણદેવની વિરાટ્ ધર્મમહાસભામાં અનેક વિદ્વાન પંડિતોને પરાસ્ત કરી, જગદ્ગુરૂ શ્રીમદ્વલ્લભાચાર્યજીએ દિગ્વિજય મેળવ્યો, મહારાજાએ કનકાભિષેક કર્યો તેનો સચોટ હૃદયસ્પર્શિ પુરાવા ૪૦ ગ્રન્થોના ઐતિહાસિક પ્રમાણોથી અને સુપ્રસિદ્ધ વિદ્વાન સાક્ષર શ્રી. જેઠાલાલ. ગો. શાહ એમ. એ. એમની પ્રસ્તાવનાથી બહાર પાડેલ છે. તથા કનકાભિષેકના ઐતિહાસિક ચિત્રો અમારી પ્રાચીન શોધખોળમાંથી મળી આવેલાં તે ચિત્રો મહાન્ ખરચે તૈયાર કરાવી આ પુસ્તકને શણગારવામાં આવ્યું છે. ન્યો. રૂ. ૦–૪–૦

## પ્રેમ સાગર.

### ( શ્રી કૃષ્ણની લીલા ચિત્રદર્શન સાથે ) ( વ્રજભાષામાં )

વ્રજવિહારી, શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુની બાલલીલા, પનઘટલીલા, મથુરાગમનલીલા, માખનચોરીલીલા, રાસલીલા, વૃન્દાવનલીલા, મથુરાલીલા, અને શ્રી દ્વારકાલીલાના અલૌકિક દિવ્ય ચરિત્રાત્મક વર્ણન વાંચવાથી ભગવદ્સ્વરૂપજ્ઞાન સ્ફુરશે એટલુંજ નહી પણ એ રસેન્દ્ર સ્વરૂપની સેવા કરી લાભ લેવાવાના છે જાગશે. અનંત વર્ષોથી વિમુખ થયેલા જીવ લીલાનુસાર કરી, મનુષ્યથી નાશથી "પ્રેમસાગર" માં અદ્ભુત આનંદ પ્રાપ્ત કરશે. પ્રત્યેક અધ્યાયે લીલાત્મક ભાવવાહી ચિત્ર દર્શન થશે, અને દિવ્ય ચરિત્ર વાંચવાથી એ પુસ્તક હાથમાંથી છોડવાનું મન નહિ થાય. ન્યોછાવર રૂ. ૨–૦–૦ પોસ્ટેજ અલગ.

( જ્યેષ્ટલાલજી ) ની બેઠકોનું વર્ણન. ૫ શ્રી ગોકુળનાથજી (માળાપ્રસંગવાળા) બેઠકોનું વર્ણન ૬ શ્રી રઘુનાથજી (પંચમલાલજી) ની બેઠકોનું ચરિત્ર ૭ ... રાયજી (શિક્ષાપત્ર આદિ ગ્રન્થોના કર્તા) ની બેઠકોનું વર્ણન ૮ શ્રી નાથજીની તથા ચરણ ચોકીનું વર્ણન વગેરે ઐતિહાસિક માહિતી સાથે આપવામાં આવ્યું

( अक्षर आ लाइन जेवाज मोटा अक्षरथी व्रजभाषामां )

આ ગ્રન્થ છપાવ્યો છે. ન્યોછાવર નહિ જેવી જ માત્ર બે રૂપીઆ રાખી છે.

## મહાનુભાવ—રસખાનજી

સચિત્ર—શ્રીનાથજીને ભેટવા દોડતા રસખાનજીના ચિત્ર સાથે - છેલ્લાં વીસ વરસની અમ સતત શોધખોળમાંથી મળી આવેલાં રસખાનજીના પ્રાચીન, ભાવવાહી, રસરસિક, ( કવિત, સવૈયા વગેરે અત્યુત્તમ કીર્તનોનો સંગ્રહ છપાવ્યો છે. ન્યો. રૂા. ૦-૪-૦

## શ્રીકૃષ્ણચરિત્ર બાલલીલા.

### સરસગીતા, ધ્રુવાખ્યાન, પાંડવયજ્ઞ વગેરે.

આ ભાવવાહી ગીતોનો સંગ્રહ છે. આખું પુસ્તક વાંચ્યા વિના હાથમાંથી છોડવાનું મન થશે નહિ. આમાં આપેલાં આખ્યાનો બહેનોએ કંઠાગ્ર કરવા જેવાં છે. ન્યો. રૂા. ૦-૪-૦

## શ્રીનાથજીનો ઇતિહાસ.

અનેક દાખલાઓ, વેદ, પુરાણ, સંહિતા, શ્રીમદ્ ભાગવત, પ્રાચીન ઇતિહાસિક પુસ્તકો, વગે ગ્રન્થોમાંથી અમારી છેલ્લી શોધખોળમાંથી મળેલો મહાન્ સંગ્રહ છે. તમે કોઈ વખત સાંભળ્યું પણ ન હોય તેવી ઐતિહાસિક માહિતી જાણવા મળશે. ન્યો. રૂા. ૦-૪-૦

## કનકાભિષેકનો ઇતિહાસ.

### પ્રાચીન ઇતિહાસીક ચિત્રો સાથે

વિદ્યાનગર નરેશ મહારાજા શ્રીકૃષ્ણદેવની વિરાટ્ ધર્મમહાસભામાં અનેક વિદ્વાન પંડિ પરાસ્ત કરી, જગદ્ગુરૂ શ્રીમદ્વલ્લભાચાર્યજીએ દિગ્વિજય મેળવ્યો, મહારાજાએ કનકાભિષેક કર્યો તે સચોટ હૃદયસ્પર્શી પુરાવા ૪૦ ગ્રન્થોના ઐતિહાસિક પ્રમાણોથી અને સુપ્રસિદ્ધ વિદ્વાન માસ્તર જેઠાલાલ. ગો. શાહ એમ. એ. એમની પ્રસ્તાવનાથી બહાર પાડેલ છે. તથા કનકાભિષેકના ઐતિહાસિ ચિત્રો અમારી પ્રાચીન શોધખોળમાંથી મળી આવેલાં તે ચિત્રો મહાન્ ખર્ચે તૈયાર કરાવી આ પુસ્ત શણગારવામાં આવ્યું છે. ન્યો. રૂા. ૦-૪-૦

## પ્રેમ સાગર.

### ( શ્રી કૃષ્ણની લીલા ચિત્રદર્શન સાથે ) ( વ્રજભાષામાં )

વ્રજવિહારી, શ્રીકૃષ્ણચંદ્ર પ્રભુની બાલલીલા, પનઘટલીલા, મનમોહનલીલા, માખનચોરીલીલ રાસલીલા, વૃન્દાવનલીલા, મથુરાલીલા, અને શ્રી દ્વારકાલીલાના આબેહુબ દિવ્ય ચરિત્રાત્મક વર્ણન વાંચવાથી ભગવત્સ્વરૂપજ્ઞાન સ્ફુરશે. એટલુંજ નહી પણ એ રસેશ સ્વરૂપની સેવા કરી લાભ લેવાની જાગશે. અનંત વર્ષોથી વિમુખ થયેલો જીવ લીલાનુભવ કરી, મનુષ્યરૂપી નાવથી "પ્રેમસાગર" અદ્ભુત આનંદ પ્રાપ્ત કરશે. પ્રત્યેક અધ્યાયે લીલાત્મક ભાવવાહી ચિત્ર દર્શનો થશે, અને દિવ્ય વાંચવાથી એ પુસ્તક હાથમાંથી છોડવાનું મન નહિ થાય. ન્યોછાવર રૂ. ૨-૦-૦ પોસ્ટેજ અલગ.

# અમારા તરફથી પ્રગટ થયેલાં પુસ્તકો.

૧ વિવિધ ધોળ તથા પદ સંગ્રહ ભા. ૧ લો. ૧)
૨ વિવિધ ધોળ પદ સંગ્રહ ભા ૨ જો ૧)
૩ શ્રી ગોકુલેશજીનાં ધોળ તથા પદ ૧)
૪ નિત્ય નિયમના પાઠ તથા ધોળ ૦।
૫ શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત (ગુજરાતી) ૦।
૬ બ્રહ્મસંબંધ કાવ્ય ૦।
૭ જરૂર આટલું તો વાંચજો ૦)=
૮ ભક્તિ પોષણ, ૦)=
૯ શ્રી ગોવર્ધનનાથજીનું પ્રાકટ્ય ૦।-
૧૦ શ્રીષોડશ ગ્રન્થો ગુજરાતી ટીકા ૧)
૧૧ શ્રીગુસાંઇજીકૃત વિજ્ઞપ્તિ ૦।
૧૨ શ્રીગોકુલનાથજીનાં ૨૪ વચનામૃત (વ્રજભાષા) ૦।-
૧૩ શ્રીમદ્દુજીમહારાજ કૃત ૩૨ વચનામૃત ૦।
૧૪ નિત્યનિયમના ૩૫ પાઠ મૂળ શ્લોક માત્ર મોટા અક્ષરથી ૦।=
૧૫ ૮૪ વૈષ્ણવની વાર્તા ગુજરાતી ૧।
૧૬ શ્રી યમુના સ્તોત્ર રત્નાકર ૦॥
૧૭ શ્રી સ્વરૂપદર્શન (૧૪૦) ફોટાવાળું) ૩)
૧૮ કીર્તનસંગ્રહ ભા. ૧ લો વર્ષોત્સવકે કીર્તન ૧૦)
૧૯ શ્રીવલ્લભાખ્યાન મુગપુરૂષ વ્રજભાષા ૦)=
૨૦ શ્રી યમુનાજીનાં ૪૦ પદ (વ્રજભાષા) વનયાત્રા, નિત્યલીલા સાથે ૦)=
૨૧ વનયાત્રા ૦)-
૨૨ શ્રીગિરિરાજ ભૂષણ ગ્રન્થ સટીક ૦।=
૨૩ શ્રીગોકુલેશજીનું જીવનચરિત્ર (બે ભાગમાં માળા પ્રસંગ સાથે ૨)
૨૪ શ્રીહરિરાયજી કૃત બડે શિક્ષાપત્ર (ગુજરાતી ટીકા) ૧)
૨૫ તીર્થયાત્રાનો હેવાલ (આખા હિંદુસ્તાનમાં આવેલા વૈષ્ણવ સંપ્રદાયનાં તીર્થોની સંપૂર્ણ માહિતિ ૨)
૨૬ ભાવસિન્ધુ વ્રજભાષા ૧।
૨૭ નિજવાર્તા, ઘરૂવાર્તા, બેઠક ચરિત્ર ૨)
૨૮ શ્રીસર્વોત્તમસ્તોત્ર સટીક ૦)=
૨૯ શ્રીપુરૂષોત્તમ સહસ્રનામ સ્તોત્ર ૦।
૩૦ શ્રીવલ્લભાષ્ટક, ગુજરાતી ટીકા ૦।=
૩૧ શ્રીઅષ્ટાક્ષર ગુજરાતી ભાષાન્તર ૦।=
૩૨ પચામૃત ૦॥
૩૩ રાસપંચાધ્યાયી (નંદદાસજી કૃત) ૦)=
૩૪ દીનતા આશ્રયનાં પદ ૦)=
૩૫ શ્રીગિરિધરલાલજી મહારાજ કાંકરોલી વાળાનાં ૧૨૦ વચનામૃત ૩)
૩૬ બસોબાવન વૈષ્ણવની વાર્તા અને ટીપ્પણ, સાથે ગુજરાતી ટીકા.
૩૭ વૈષ્ણવોના નિત્ય નિયમના ૪૨ ગ્રન્થો મૂળ શ્લોક માત્ર ઘણા મોટા અક્ષરથી
૩૮ શ્રીકાકાવલ્લભજી મહારાજનાં ૫૨ વચનામૃત
૩૯ શ્રીદ્વારકાનાથજીના પ્રાગટ્યની વાર્તા
૪૦ શ્રીસુરદાસજીનું જીવન ચરિત્ર
૪૧ શ્રીગોસ્વામી બાળકોની વંશાવળી ૭ ઘરની દરેકના
૪૨ પુષ્ટિપ્રવેશ
૪૩ કન્યાશિક્ષણ (આવૃત્તિ ૩ જી)
૪૪ અણુભાષ્ય ગુજરાતી ટીકા ભા. ૧
૪૫ " " ભા. ૨
૪૬ શ્રીકૃષ્ણ ચરિત્ર
૪૭ વસંત તથા ધમારનાં કીર્તન
૪૮ શ્રીવલ્લભ ચરિત્ર
૪૯ શ્રી પુરુષોત્તમ સહસ્રનામ સ્તોત્ર ગુજરાતી ટીકા સહીત
૫૦ શ્રી પદ્મનાભદાસજીનાં કીર્તનો તથા શ્રીગોકુલાધીશજીનાં ૨૫ વચનામૃત
૫૧ શરદ પૂનમ-ગરબા સંગ્રહ
૫૨ નાની મોટી સાંઝીનાં ચીત્રો
૫૩ તત્ત્વાર્થદીપ નિબંધ શાસ્ત્રાર્થ પ્રકરણ ઇંગ્રેજી ગુજરાતી નોટ સાથે
૫૪ કન્યાશિક્ષણ હિન્દીમાં
૫૫ શ્રીનાથજીનો સંપૂર્ણ ઇતિહાસ
૫૬ શ્રીકૃષ્ણચરિત્ર બાળલીલા, સરસ ગીતા, ધ્રુવાખ્યાન, પાંડવયજ્ઞ
૫૭ શ્રીકૃષ્ણ કીર્તનમાળા
૫૮ મહાનુભાવ રસખાનજીનાં-પ્રાચીન કીર્તનોનો સંગ્રહ
૫૯ મનકાભિષેકનો ઇતિહાસ
૬૦ રાસપંચાધ્યાયી ફલપ્રકરણ શ્રી સુબોધિનીજી ગુજરાતી ટીકા
૬૧ શ્રીગોપીગીત-સુબોધિનીજી ગુજરાતી
૬૨ શ્રીવ્રજયાત્રા-ચોરાશી કોશપરિક્રમા [સચિત્ર
૬૩ શ્રીમથુરેશજી [કોટા] ની પ્રાગટ્ય વાર્તા
છપાય.

## શ્રી પદ્મનાભદાસજીનાં ૪૦ પદ.

૮૪ વૈષ્ણવની વાર્તાના અભ્યાસીઓ શ્રીમથુરેશજીના કૃપાપાત્ર મહાનુભાવી પરમભગવદીય, કોટિમાં વિરલા સમાન પદ્મનાભદાસજીથી અજાણ્યા તો નહિ હોય. આ ૪૦ પદ તે મહાનુભાવની દિવ્ય રસાત્મક વાણી છે. તદ્‌ઉપરાંત શ્રીમદ્ ગોસ્વામી શ્રીગોકુલાધીશજી મુંબઈવાળા મહારાજશ્રીના અલૌકિક પ્રસંગો યુક્ત ૨૫ વચનામૃત પણ આ ગ્રન્થમાં સામેલ કરવામાં આવે છે. ન્યો. રૂ. ૦-૪-૦

## શ્રી હરિરાય વચનામૃત

સેવા રસિક મહાનુભાવી શ્રીહરિરાયજીએ રચેલા ૧૦ ગ્રન્થોનું ગુજરાતી ભાષાન્તર. કર્તા. શાસ્ત્રી. વસંતરામ હરિકૃષ્ણ, એમણે શુદ્ધ સરળ ટીકા લખી છે. તેમાં શરણ. બ્રહ્મસંબંધ, સેવા, અનન્યાશ્રય, અસમર્પિત પુષ્ટિમાર્ગના દશમર્મ, વગેરે વિષયો સચોટ રીતે સમજાવ્યા છે કીંમત માત્ર બે આનાજ છે.

## શ્રી વલ્લભાખ્યાન. ( અક્ષર આ લાઈન જેવા )

મહાનુભાવ શ્રીગોપાલદાસજીની દિવ્ય વાણી "નવાખ્યાન" તેમજ "મુળપુરુષ" ૪૦ પદ અને શ્રીયમુનાજીનાં ધોળ સાથેનો પાઠ કરવાનો આ અત્યુત્તમ પુસ્તક છે. કીંમત રૂ. ૦-૨-૦

આ ગ્રન્થ વૃદ્ધ વૈષ્ણવો માટે બહુ મોટા અક્ષરથી છપાવ્યો છે.

## શ્રી ગોવર્ધનનાથજીના પ્રાકટ્યની વાર્તા.

શ્રી નાથજીનું પ્રાકટ્ય, વ્રજમાં મંદિર નવું સિદ્ધ કરાવી તેમાં આપશ્રીનું બિરાજવું, બાદશાહ દ્વારા શ્રીનાથજી નીજ ઇચ્છાથી મેવાડમાં પધાર્યા. તેનું ઐતિહાસિક વર્ણન ઉપરાંત શ્રીનાથજીની ચરણ ચોકી, તથા બેઠકોનું વર્ણન શ્રી નાથજીનાં ધોળ, કીર્તનો, શ્રી કાંકરોલીની ઐતિહાસિક હકીકત, તેમજ પરેનો ભક્ત ભોળો વ્રજવાસી, મેહાવીમર, તાનસેન, રસખાનજી, શ્રીકલ્યાણભટ્ટજી, નાગજીભાઇ દેસાઇ, એમ અનેક ભક્તોના ચરિત્રો અને કર્નલ ટૉડનું શોધન-જાતિ તપાસ. અન્નકુટના પ્રસાદની ભાવના. વગેરે માહીતી સાથેનું અત્યુત્તમ પુસ્તક ન્યો. માત્ર રૂ. ૦-૫-૦

## ૨૪ વચનામૃત. ( શ્રી ગોકુલનાથજી ચતુર્થલાલજી કૃત )

આ પુસ્તકમાં મહાનુભાવી પરમ ભગવદીય કલ્યાણભટ્ટજી (કલ્લોલકાર) પ્રતિ શ્રી મદ્‌ગોકુલનાથજી (ચતુર્થ કુમાર) પ્રભુ ચરણે જે દિવ્ય ૨૪ વચનામૃતો દ્વારા પુષ્ટિમાર્ગનું રહસ્ય સમજાવ્યું તેનું અસરકારક વર્ણન, તેમજ શ્રીગોકુલેશ પ્રભુના ૭૮ ભગવદીઓનું અપ્રસિદ્ધ ધોળ, તેમજ આપશ્રીએ બનાવેલી ૮૪ વૈષ્ણવની નામાવળીના શ્લોક, ગોવર્દ્ધનવાસી, નિત્યલીલા, વગેરે ભગવદ્‌વાર્તામાં ખાસ ઉપયોગનું છે. રૂઃ ૦-૪-૦

## શ્રીમદ્‌ભગવદ્‌ગીતા.

શ્રીમદ્ ભગવદ્‌ગીતા એ શ્રી કૃષ્ણ ભગવાને વેદ અને ઉપનિષદોમાંથી દોહન કરી કાઢેલો ભક્તિ રસામૃત કલશ, સર્વ વેદાનુયાયી આચાર્યોને પ્રમાણ, અને વેદ વિરોધિઓના પણ તત્વ વિચારને સંમત, નિરંતર પઠનીય છે. વળી હજારો પંડિતોએ-આ ગીતા ઉપર અનેક વિધ ભાષ્યો કર્યાં છતાં પણ તત્વ વિચારનો પાર પમાયો નથી એવો મહાસમર્થ આ ગ્રન્થ છે.

પાકું પુંઠું ન્યોછાવર ૧-૮-૦ ક્રાઉન સાઇઝમાં શબ્દાર્થ-અન્વયાર્થ સાથે

" " ૧-૦-૦ ગુટકો " " શ્રીમદ્‌વલ્લભાચાર્ય સંસ્થાપિત શુદ્ધાદ્વૈત મતાનુસારી ટીકા સાથે. ગુટકો પાકું પુંઠું ન્યોછાવર ૦-૫-૦ માત્ર ગુજરાતી શબ્દાર્થ સાથે

" " ૦-૮-૦ ગુજરાતી શ્લોક, શબ્દાર્થ સાથે

॥ श्रीमत्प्रभुवदनानलाचार्या विजयन्तेतमाम् ॥

વર્ષ ૧૧. | અંક ૧૧

માઘ, સં. ૧૯૬૩. | શ્રી વલ્લભાબ્દ ૪૧૮.

# શુદ્ધાદ્વૈત અને ભક્તિમાર્તંડ.

## વેણુરવ.

(લેખક:—રા. રા. ધીરજલાલ મગનલાલ સાંકળીયા, વકીલ.)

नं. १९३ तृतीयं विवादमाह भक्तिरूपम् ।...ज्ञाने सर्वे विरोधिनः, भक्तौ भक्ता इति, इति व्यसनान्येवात्र बाधकानीति तान्येकेन रूपेण दूरीकर्तुमशक्यानि । सप्तविधा साधनशक्तिरुक्ता । अन्यथा त्रिभिरेव प्रेमतत्पत्तौ पादसेवनादीनां वैयर्थ्यमेव स्यात् । सख्यात्मनिवेदने च भगवता स्वधर्मस्थापनार्थं क्रियेते । तत्कृतया भगवत्तुल्यः पश्चाद् व्यसनानि समूलं दूरीकरोतीति ज्ञापयितुं स्वयं भगवानत्र सप्त रूपाणि करिष्यति । इयं च भक्तिः पाषण्डे न भवतीति ज्ञापयितुं नग्नजिद्राजः कन्यात्वेन सा निरूप्यते । नक्षान् वेदरहितान् जयतीति । अत एव प्रसिद्धः । स्वरूपि कौशल्यः । कौशलवंशे उत्पन्नः विश्वासं करिष्यतीति । न केवलं विपक्षानेव दूरीकरोति, किंतु श्रौतस्मार्तसर्वधर्मपरः । अतिधार्मिकः । स्वरूपतोऽपि महान् राजा । तदेव गुणत्रयमपि समीचीनमिति तत्र उत्पन्ना नाग्नजितीत्याह सत्येति ।...सत्या इति नाम । स्वरूपतः फलतः साधनतश्चेयं भक्तिः सत्येति । अतएव वेदविरुद्धमतेषु अवैदिकेषु धर्मविहीनेषु भक्तिः सत्या न भवतीति सूचितम् । उत्कर्षपादकप्रकारो अन्यथा । अन्यथा भक्तिमार्गो व्यर्थ एव स्यात् । यदसत्यो भगवदंशा दुष्टमल्लयान्यपि सम्पादयन्तीति शास्त्रे अनुक्ता भक्तिः न भक्तिरिति । भगवत्साक्षात्कारात् पूर्व एव एषा व्यवस्था ।

અનાવશ્યક છે, એમ સર્વ મળી સાત વ્યસન છે, લેખઃ ). એ વ્યસનોને એક રૂપથી દૂર કરવા અશક્ય હોવાથી સાત પ્રકારની સાધનશક્તિ કહી. જો એમ ન હોય તો ત્રણથીજ (શ્રવણ, કીર્તન, સ્મરણ) પ્રેમ સિદ્ધ થતાં પાદસેવન વગેરે વ્યર્થ થઈ જાય. સખ્ય અને આત્મનિવેદન ભગવાન સ્વધર્મ ભક્તમાં સ્થાપવાને કરે છે. તે થવાથી ભગવત્ તુલ્ય થઈ પછી વ્યસનોને મૂલસહિત દૂર કરે છે તે જણાવવાને ભગવાન પોતે સાત રૂપ કરશે. આ ભક્તિ પાખંડધર્મમાં થતી નથી, તે જણાવવાને નગ્નજીત્ રાજાની કન્યા તરીકે તેનું વર્ણન કર્યું છે. એ રાજા નગ્નોને એટલે વેદરહિતોને જીતે છે તેથીઃ તેટલા માટેજ નગ્નજીત્ તરીકે પ્રસિદ્ધ છે. તું પણ (પરીક્ષિત્) કૌરવ વંશમાં ઉત્પન્ન થયો છે, એટલે વિશ્વાસ કરશેજ. એ નગ્નજીત્ રાજા દુશ્મનોને દૂર કરે છે એટલુંજ નહિ, કિંતુ શ્રૌતસ્માર્ત સર્વ ધર્મ બરાબર પાળે છે, અતિધાર્મિક છે. સ્વરૂપથી પણ મહાન્ છે, ખરેખર રાજા છે. તેના ત્રણે ગુણ પણ સારા છે, તેથી તેનાથી ઉત્પન્ન થયલી નાગ્નજીતી એમ કહ્યું છે........તેનું નામ સત્યા છે. **સ્વરૂપથી, ફલથી, સાધનથી આ ભક્તિ સત્યા છે. માટે વેદવિરુદ્ધ મતોમાં, અધમ મતોમાં, કર્મવિહીન મતોમાં ભક્તિ સત્યા-ખરી, શુદ્ધ હોતી નથી,** એમ જણાવ્યું. આથી ઉલટું જ્યાં કહ્યું હોય તે માત્ર ભક્તિનો ઉત્કર્ષ જણાવવાને કહ્યું છે, એમ સમજવું. જો એમ ન માનીએ તો ભક્તિશાસ્ત્રજ વ્યર્થ થઈ જાય. (**અધમોમાં સત્યાભક્તિ થઇ-હોઇ શકે છે, એમ માનીએ તો ભક્તિશાસ્ત્રમાં સદાચાર પાળવાનું શાસન વ્યર્થ થઇ જાય**). સહસ રીતે ભગવદંશો પોતાના પ્રભાવ જણાવતાં રૂપો પ્રકટ કરે છે. (નીચ યોનિમાં ઉત્પન્ન થયલા પણ પ્રબળ ભક્તિને લીધે પોતાના અનુભાવ-પ્રભાવ બતાવે છે, પરંતુ તે ભક્તિ સત્યા-સદાચારસિદ્ધ હોતી નથી. લેખ.) તેથી શાસ્ત્રમાં ન પ્રતિપાદન કરેલી ભક્તિ ભક્તિજ કહેવાય નહિ. ભગવાન્‌ના **સાક્ષાત્કાર પૂર્વે-કૃષ્ણ ભગવાનના પ્રાકટય પહેલાં આજ વ્યવસ્થા હતી.**

નં. ૧૯૪ विष्णुर्व्यापकः पुरुषोत्तमो यो वेदान्ते ब्रह्मशब्देन उच्यते, तस्य सर्वत्रैव विद्यमानत्वात् प्रादुर्भावो भक्ति इत्याशंक्य सर्वव्यापकत्वेपि यः सर्वान्तरः सर्वान्तर्यामी सोन्तःस्थितो बहिरागत इति वक्तुं सर्वेषां गुहा हृदयाकाशं तस्मिन्नासमन्ताच्छेतेऽधितिष्ठतीति गुहाशय इत्युक्तम् । अनेन सर्वेषां भजनार्थं स्वयम् हृदि स्थित्वा तत्पराः कृतार्था भविष्यन्तीति ज्ञापयितुं वेदांश्चकार स इदानीमत्रैव प्रकटीभूत इति न पूर्वप्रक्रिया अतःपरं उपयुज्यते । किंतु अयमेव बहिः सेव्य इति निरूपितम् । सु. १०-३-८.

અર્થ—વિષ્ણુ એટલે વ્યાપક, પુરુષોત્તમ, જે વેદાંતમાં બ્રહ્મ શબ્દથી કહેવાય છે, તે સર્વત્ર વિદ્યમાન હોવાથી તેનું પ્રાકટય ગૌણ હશે એમ શંકા થાય તો તેના ઉત્તરમાં કહે છે કે જે સર્વવ્યાપક હોવા છતાં જે સર્વની અંદર

છે, સર્વના અંતર્યામી છે, તે અંદર રહેલાજ બહાર પ્રકટ થયા છે એમ કહેવાને સર્વની ગુહા એટલે હૃદયાકાશ તેની અંદર સર્વ પ્રકારે અધિષ્ઠાન કરીને રહ્યા છે તે એમ કહ્યું. આથી જણાવ્યું કે જેણે સર્વના હૃદયમાં સ્થિત કરીને પોતામાં તત્પર રહેનાર કૃતાર્થ થશે એમ જણાવવાને વેદ કર્યા, તે હાલ અહીંજ પ્રકટ થયા છે. તેથી હવે પૂર્વ પ્રક્રિયા (જે વેદની હતી તે) ઉપયોગી નથી. પરંતુ આ કૃષ્ણરૂપે પ્રકટ થયલાની બહારથીજ સેવા કરવી, એમ નિરૂપણ કર્યું. (સુ. ૧૦. ૩. ૮.)

ઉપરનું સમ્યારું અને આ પ્રાકટ્યનું જ્ઞાન પુષ્ટિમાર્ગીયોને બહુજ ઉપયોગી છે. શ્રીમહાપ્રભુજી વેદને અત્યંત માન આપતા છતાં હવે વેદની આવશ્યકતા નથી, તેનું આ મુખ્ય કારણ છે. સત્યયુગ વગેરે પૂર્વ કાળમાં જ્યારે ભરતખંડના પુરુષો સ્વબલથી ભગવાન પાસે જવાને સાધન સિદ્ધ કરી શકતા હતા, ત્યારે વેદમાર્ગ બહુજ ઉપયોગી હતો, પણ હવે તે મંદગતિ, મંદભાગ્યવાળા, પુરુષાર્થ વિનાના લોકો થઈ જવાથી ભગવાને સ્વયં કૃપા કરી પોતે અવતાર લીધો, અને જીવોનો નિરોધ કરવાને વિવિધ લીલાઓ કરી, તે લીલાના ગુણગાનથી અને તે ભગવાનના બહિઃસેવનથીજ જીવની કૃતાર્થતા છે. આપણા મંદિરોની પ્રણાલિકા શ્રીકૃષ્ણના બહિઃસેવનનીજ છે, તે ભગવાનને જગાડવાના કીર્તનથી તે શયન પર્યંતના કીર્તનોથી સહજ સમજી શકાય છે. વેદનો ઉપયોગ ન હોવાથી વૈદિક ક્રિયાઓ આપણા મંદિરોમાં છે જ નહિ કેમકે વેદ કરતાં ભગવત્પ્રાકટ્ય ઉત્તમ છે. આમ વેદનો વિરોધ નથી, તે જણાવવાને જ્યેષ્ઠા વગેરે કોઈકજ સમયે વેદમંત્રો ઉચ્ચારાય છે. ભક્તોને ઘેર જે સ્વરૂપો પધરાવવામાં આવે છે તેમની સન્મુખ તો આઠ સખાના કીર્તનજ ગવાય છે. આવી ઘણી બાબતોનું બહુ સુંદર સમાધાન શ્રીસુબોધિનીજી વાંચવાથી, વિચારવાથી થાય છે, એ વાંચ્યા પછી બીજું વાંચવાનું મન થતું નથી, તેથી અમારી નમ્ર વિનંતિ છે કે જેને સહેજ પણ સંસ્કૃત આવડતું હોય તેણે શ્રીસુબોધિનીજી વાંચવા સમજવાનો પ્રયત્ન કરવો અને સંસ્કૃત ન આવડતું હોય તેણે ભાષાંતરો ધીમે ધીમે વાંચવા, સમજવાનો પ્રયત્ન કરવો. માર્ગના નેતાઓએ, ગોસ્વામી બાલકો, દ્રવ્યવાન્ વૈષ્ણવોએ શ્રીસુબોધિનીનાં ભાષાંતર જલદી તૈયાર કરાવવાની ફરજ છે, એમાં શકજ નથી. નીચેનાં વચનામૃતોથી જણાશે કે આપણો પુષ્ટિમાર્ગ વેદથી સ્વતંત્ર છે.

નં. ૧૯૫ સાનંદः स्थानत्यागात् अन्यथा भवेत्, ततः स्वरूपादपि प्रच्युतः स्यादित्याशंक्याह योगमायामुपाश्रित इति । योगमाया हि यथास्थितमेवान्यत्र स्थापयति, यथा संकर्षणम् । लीलार्थं सापि परिगृहीता इति नापूर्वं किंचित् । यथा प्रमाणे रसायां च फलभेदोपयोगः एवं कार्ये योगमायायाः । तत्राप्यंतरंगा योगमाया, अन्यत्र स्थितं

प्रमाणं अन्यत्रापि योजयति, अन्यत्र स्थितं चानन्दमन्यत्र । अतः प्रमाणातिरिक्तो मार्गः भक्तिमार्गश्चाग्रे वितत्तौ भविष्यतः । १०-२६-१.

અર્થ—ભગવદાનંદ સ્થાનના ત્યાગ થવાથી ભગવદાનંદરૂપ રહેશેજ નહિ, પછી સ્વરૂપથી પણ ચ્યુત થઈ જશે એવી શંકા થાય તો કહે છે કે એમ નહિ થાય, કેમકે ભગવાને યોગમાયાનો ઉપયોગ કર્યો છે. યોગમાયા જે વસ્તુ જેવી હોય તેને બીજે સ્થલે સ્થાપન કરી આપે છે, જેમ સંકર્ષણને દેવકીના ગર્ભમાંથી લઈ જઈ રોહિણીમાં સ્થાપન કર્યા હતા તેમ લીલાને માટે યોગમાયાનો પહેલાથીજ પરિગ્રહ કર્યો છે, એટલે કાંઈ નવું કર્યુંજ નથી. જેમ પ્રમાણમાં (વેદ) અને રક્ષામાં બલભદ્રનો ઉપયોગ ભગવાન કરે છે, તેમ કાર્ય કરવામાં યોગમાયાનો ઉપયોગ કરે છે. તેમાં પણ આ અંતરંગ યોગમાયા છે, અન્યત્ર સ્થિત પ્રમાણને અન્યત્ર યોજી શકે છે, અને અન્યત્ર સ્થિત આનંદને અન્યત્ર યોજી શકે છે. **તેથીજ પ્રમાણ (વેદ)થી અતિરિક્ત, જૂદો માર્ગ, અને ભક્તિમાર્ગ (શ્રીગોપીજનનો ખાસ પુષ્ટિમાર્ગ, ભગવાનના વચનોનું ભગવત્પ્રેરણાથી ઉલ્લંઘન કરીને સ્થાપેલો, મર્યાદાનું ઉલ્લંઘન કરીને સ્થાપેલો પુષ્ટિમાર્ગ,) એ બે માર્ગ અહીં ફલપ્રકરણમાં વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.**

नं. १९६ स्वमूर्त्यालोकलावण्यनिर्मुक्त्या लोचनं नृणाम् ।
गीर्भिस्ताः स्मरतां चित्तं पदैस्तानीक्षतां क्रियाः ॥ ११-१-६ ॥
आच्छिद्य कीर्तिं सुश्लोकां वितत्य ह्यंजसा नु कौ ।
तमोनया तरिष्यन्तीत्यगात् स्वं पदमीश्वरः ॥ ११-१-७ ॥

वर्तमानभाविष्यद्भक्तमुक्ती प्रकारभेदेन कथयन् स्वपदारोहणमाह । ज्ञानक्रियाशक्ती आच्छिद्य यशः प्रसार्य वैकुंठं गतः ।...सहजप्रदृत्तिज्ञानस्य बाह्याभ्यंतरभेदेन रूपप्रपंचे नामप्रपंचे च परिनिष्ठिता । नामप्रपंचे विचारस्य सहकारित्वात् न श्रवणमात्रेण निर्धारोत आलोचनात्मकस्य चित्तस्यैव प्राधान्यं॥ "अधिकारश्च मार्गश्च न ईश्वरेण विचार्यते । अन्तः स्थितं यदा ब्रह्म तदा योग उदीर्यते । इन्द्रियान्तःप्रवेशार्थं तथा सांख्यं तथा परम् ॥ बहिःस्थे तु भगवति आच्छित्तिरेव युक्ता, यथास्थितौ तु न मुक्तिः, भगवता स्मृतानां न ज्ञानापेक्षा, अतः अज्ञानतरणमेव अवशिष्यते ।...गोपिकास्तु दृष्टान्तः इति विद्यमानमुक्तिः । सु. । भगवान् हि अनधिकारिणाममार्गेणापि मुक्तिं ददातीश्वरत्वादिति पूतनान्तर्हृद्दतादिनिदर्शनात् निर्णीयते । किंच । योगाद्युपाया भगवति अप्रकटे एव उपयुज्यन्ते, वह्नौ मथनवत् न तु प्रकटे, इत्यतो न योगाद्यैर्मुक्तिः । इन्द्रियाणां बहिर्मुखत्वे तैर्मन आक्षेपेण ध्यानासिद्धेस्तेषामन्तर्मुखत्वाय सेश्वरसांख्यं द्वितीयं साधनम्, अतः प्रकटे भगवति न तदुपयोग इति ।

અર્થ—આલોક, અલોક અને લોક; એટલે સૂર્યમંડલ, અંધકાર અને લોક; અથવા તેજ, શ્યામતા અને ભુવનો અને તેમાં રહેનારા લોકો; તે સર્વેના લાવણ્યને હમેશને માટે હરી લે એવી પોતાની મૂર્તિથી મનુષ્યોનાં લોચન સારી રીતે છેદીને, સંસારમાંથી છૂટા કરી પોતાના તરફ આકર્ષીને, વાણીનું સ્મરણ કરનાર સર્વનું ચિત્ત વાણીથી હરી લઇને, ચરણનું દર્શન કરનાર સર્વની તે ચરણકમલોથી ક્રિયાઓ હરી લઇને, વ્યાસ વગેરેથી પોતાની સુંદર રીતે ગવાતી કીર્તિને ભૂતલપર સંપૂર્ણ રીતે વિસ્તારીને આનાથીજ અંધકારને લોકો તરી જશે, એમ વિચારી પોતાનું કાર્ય સમાપ્ત થયું જાણી, ઈશ્વર પોતાના ધામમાં પધાર્યા. (લોકોની જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિનો આચ્છેદ કરીને, પોતાનો યશ પ્રસારીને, ભગવાન વૈકુંઠમાં પધાર્યા.)

ભગવાનના પ્રાકટ્યના સમયના ભક્તો અને પછીથી થનારા ભક્તોની મુક્તિ જૂદા જૂદા પ્રકારથી કહેતા ભગવાન પોતાના ધામમાં ગયા તે કહે છે. જ્ઞાનની સહજ પ્રવૃત્તિ બાહ્ય અને આંતરના ભેદથી રૂપપ્રપંચમાં અને નામપ્રપંચમાં પરિનિષ્ઠિત હોય છે. નામપ્રપંચમાં વિચારની જરૂર હોવાથી શ્રવણમાત્રથી નિર્ધાર થતો નથી, માટે તેમાં વિચારાત્મક ચિત્તનુંજ પ્રાધાન્ય છે. **અધિકારનો વિચાર ભગવાન કરતા નથી, તેમ જ્ઞાનનો પણ વિચાર કરતા નથી. પોતે ઇશ્વર હોવાથી અનધિકારીઓને અવળે માર્ગે પણ મુક્તિ આપે છે. એ વાત પૂતના અને અંતર્ગૃહગતા વગેરેના દૃષ્ટાંતથી નિશ્ચિત થાય છે. વળી યોગ વગેરે ઉપાયો ભગવાન અપ્રકટ હોય ત્યારેજ ઉપયોગી છે, જેમ અગ્નિને માટે મથનનો ઉપયોગ છે તેમ પ્રકટ હોય ત્યારે તેનો ઉપયોગ નથી.** માટે યોગ વગેરેથી મુક્તિ નથી. તેમજ ઈંદ્રિયો બહિર્મુખ હોવાથી તેમનાથી મન આક્ષિપ્ત થાય છે, અને ધ્યાન સિદ્ધ થતું નથી, માટે ઈંદ્રિયોને અંતર્મુખ કરવાને સેશ્વર સાંખ્ય બીજું સાધન છે, તેથી **ભગવાન પ્રકટ હોય ત્યારે તેનો ઉપયોગ નથી. જ્યારે ભગવાન બહાર પ્રકટ હોય ત્યારે સંસારનો આચ્છેદ કરવોજ યુક્ત છે,** યથાસ્થિત રહે તો મુક્તિ થાય નહિ. ભગવાન જેનું **સ્મરણ કરે તેને જ્ઞાનની અપેક્ષા નથી, તેથી અવતાર પછીના ભક્તોને પણ જ્ઞાનની અપેક્ષા નથી, એક અજ્ઞાનને તરવું તેજ બાકી રહે છે.** તેને માટે કહે છે કે લોકમાં જે જેને કાપીને જૂદું કરે છે, તે (કાષ્ઠ વગેરે) તેને માટેજ હોય છે. વનમાં કાષ્ઠ છેદવામાં તે સિદ્ધ છે. તે છેદનારને ઉપયોગ ન હોય તો પતિવ્રતાવત્ મુગા બેસી રહેવું. સાર એ કે ભગવન્મૂર્તિથી જે છેદાયલા છે, તે ભગવાનને માટેજ છે........**કીર્તિનો વિસ્તાર કર્યા પછી વેદનો જ્ઞાન વગેરે ઉપાય છેજ નહિ** એમ સિદ્ધ થયું. કલિમાં હરિકીર્તનથીજ મોક્ષ થાય છે, હે રાજન્, દોષના

प्रमाणं अन्यत्रापि योजयति, अन्यत्र स्थितं चानन्दमन्यत्र । अतः प्रमाणातिरिक्तो मार्गः भक्तिमार्गश्चाग्रे वितती भविष्यतः । १०–२६–१.

અર્થ—ભગવદાનંદ સ્થાનના ત્યાગ થવાથી ભગવદાનંદરૂપ રહેશેજ નહિ, પછી સ્વરૂપથી પણ ચ્યુત થઈ જશે એવી શંકા થાય તો કહે છે કે એમ નહિ થાય, કેમકે ભગવાને યોગમાયાનો ઉપયોગ કર્યો છે. યોગમાયા જે વસ્તુ જેવી હોય તેને બીજે સ્થલે સ્થાપન કરી આપે છે, જેમ સંકર્ષણને દેવકીના ગર્ભમાંથી લઇ જઈ રોહિણીમાં સ્થાપન કર્યા હતા તેમ લીલાને માટે યોગમાયાનો પહેલાથીજ પરિગ્રહ કર્યો છે, એટલે કાંઈ નવું કર્યુંજ નથી. જેમ પ્રમાણમાં (વેદ) અને રક્ષામાં બલભદ્રનો ઉપયોગ ભગવાન કરે છે, તેમ કાર્ય કરવામાં યોગમાયાનો ઉપયોગ કરે છે. તેમાં પણ આ અંતરંગ યોગમાયા છે, અન્યત્ર સ્થિત પ્રમાણને અન્યત્ર યોજી શકે છે, અને અન્યત્ર સ્થિત આનંદને અન્યત્ર યોજી શકે છે. **તેથીજ પ્રમાણ (વેદ)થી અતિરિક્ત, જૂદો માર્ગ, અને ભક્તિમાર્ગ (શ્રીગોપીજનનો ખાસ પુષ્ટિમાર્ગ, ભગવાનના વચનોનું ભગવત્પ્રેરણાથી ઉલ્લંઘન કરીને સ્થાપેલો, મર્યાદાનું ઉલ્લંઘન કરીને સ્થાપેલો પુષ્ટિમાર્ગ,) એ બે માર્ગ અહીં ફલપ્રકરણમાં વિસ્તારથી વર્ણન કરવામાં આવશે.**

નં. १९६ स्वमूर्त्यालोकलावण्यनिर्मुक्तया लोचनं नृणाम् ।
*गीर्भिस्ताः स्मरतां चित्तं पदैस्तानीक्षतां क्रियाः ॥ ११–१–६ ॥*
आच्छिद्य कीर्तिं सुश्लोकां वितत्य ह्यंजसा नु कौ ।
तमोनया तरिष्यन्तीत्यगात् स्वं पदमीश्वरः ॥ ११–१–७ ॥

वर्तमानभविष्यद्भक्तमुक्ती प्रकारभेदेन कथयन् स्वपदारोहणमाह । ज्ञानक्रियाशक्ती आच्छिद्य यशः प्रसार्य वैकुंठं गतः ।...सहजप्रवृत्तिर्ज्ञानस्य बाह्याभ्यंतरभेदेन रूपप्रपंचे नामप्रपंचे च परिनिष्ठिता । नामप्रपंचे विचारस्य सहकारित्वात् न श्रवणमात्रेण निर्धारोत आलोचनात्मकस्य चित्तस्यैव प्राधान्यं ॥ "अधिकारश्च मार्गश्च न ईश्वरेण विचार्यते । अन्तः स्थितं यदा ब्रह्म तदा योग उदीर्यते । इन्द्रियान्तःप्रवेशार्थं तथा सांख्यं तथा परम् ॥ बहिःस्थे तु भगवति आच्छित्तिरेव युक्ता, यथास्थितौ तु न मुक्तिः, भगवता स्मृतानां न ज्ञानापेक्षा, अतः अज्ञानतरणमेव अवशिष्यते ।...गोपिकास्तु दृष्टान्तः इति विद्यमानमुक्तिः । सु. । भगवान् हि अनधिकारिणाममार्गेणापि मुक्तिं ददातीश्वरत्वादिति पूतनान्तर्गृहतादिनिदर्शनात् निश्चीयते । किंच । योगाद्युपाया भगवति अप्रकटे एव उपयुज्यन्ते, ब्रह्मो मथनवत् न तु प्रकटे, इत्यतो न योगाद्यैर्मुक्तिः । इन्द्रियाणां बहिर्मुखत्वे तैर्मन आक्षेपेण ध्यानासिद्धेस्तेषामन्तर्मुखत्वाय सेश्वरसांख्यं द्वितीयं साधनम्, अतः प्रकटे भगवति न तदुपयोग इति ।

અર્થ—આલોક, અલોક અને લોક; એટલે સૂર્યમંડલ, અંધકાર અને લોક; અથવા તેજ, શ્યામતા અને ભુવનો અને તેમાં રહેનારા લોકો; તે સર્વેના લાવણ્યને હમેશને માટે હરી લે એવી પોતાની મૂર્તિથી મનુષ્યોનાં લોચન સારી રીતે છેદીને, સંસારમાંથી છૂટા કરી પોતાના તરફ આકર્ષીને, વાણીનું સ્મરણ કરનાર સર્વનું ચિત્ત વાણીથી હરી લઇને, ચરણનું દર્શન કરનાર સર્વની તે ચરણકમલોથી ક્રિયાઓ હરી લઇને, વ્યાસ વગેરેથી પોતાની સુંદર રીતે ગવાતી કીર્તિને ભૂતલપર સંપૂર્ણ રીતે વિસ્તારીને આનાથીજ અંધકારને લોકો તરી જશે, એમ વિચારી પોતાનું કાર્ય સમાપ્ત થયું જાણી, ઇશ્વર પોતાના ધામમાં પધાર્યા. (લોકોની જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિનો આચ્છેદ કરીને, પોતાનો યશ પ્રસારીને, ભગવાન વૈકુંઠમાં પધાર્યા.)

ભગવાનના પ્રાકટયના સમયના ભક્તો અને પછીથી થનારા ભક્તોની મુક્તિ જૂદા જૂદા પ્રકારથી કહેતા ભગવાન પોતાના ધામમાં ગયા તે કહે છે. જ્ઞાનની સહજ પ્રવૃત્તિ બાહ્ય અને આંતરના ભેદથી રૂપપ્રપંચમાં અને નામપ્રપંચમાં પરિનિષ્ઠિત હોય છે. નામપ્રપંચમાં વિચારની જરૂર હોવાથી શ્રવણમાત્રથી નિર્ધાર થતો નથી, માટે તેમાં વિચારાત્મક ચિત્તનુંજ પ્રાધાન્ય છે. અધિકારનો વિચાર ભગવાન કરતા નથી, તેમ જ્ઞાનનો પણ વિચાર કરતા નથી. પોતે ઇશ્વર હોવાથી અનધિકારીઓને અવળે માર્ગે પણ મુક્તિ આપે છે. એ વાત પૂતના અને અંતર્ગૃહગતા વગેરેના દૃષ્ટાંતથી નિશ્ચિત થાય છે. વળી યોગ વગેરે ઉપાયો ભગવાન અપ્રકટ હોય ત્યારેજ ઉપયોગી છે, જેમ અગ્નિને માટે મથનનો ઉપયોગ છે તેમ પ્રકટ હોય ત્યારે તેનો ઉપયોગ નથી. માટે યોગ વગેરેથી મુક્તિ નથી. તેમજ ઈંદ્રિયો બહિર્મુખ હોવાથી તેમનાથી મન આક્ષિપ્ત થાય છે, અને ધ્યાન સિદ્ધ થતું નથી, માટે ઈંદ્રિયોને અંતર્મુખ કરવાને સેશ્વર સાંખ્ય બીજું સાધન છે, તેથી ભગવાન પ્રકટ હોય ત્યારે તેનો ઉપયોગ નથી. જ્યારે ભગવાન બહાર પ્રકટ હોય ત્યારે સંસારનો આચ્છેદ કરવોજ મુક્તિ છે, યથાસ્થિત રહે તો મુક્તિ થાય નહિ. ભગવાન જેનું સ્મરણ કરે તેને જ્ઞાનની અપેક્ષા નથી, તેથી અવતાર પછીના ભક્તોને પણ જ્ઞાનની અપેક્ષા નથી. એક અજ્ઞાનને તરવું તેજ બાકી રહે છે. તેને માટે કહે છે કે લોકમાં જે જેને કાપીને જૂદું કરે છે, તે (કાષ્ઠ વગેરે) તેને માટેજ હોય છે. વનમાં કાષ્ઠ છેદવામાં તે સિદ્ધ છે. તે છેદનારને ઉપયોગ ન હોય તો પતિતત્તાવત્ મુગા બેસી રહેવું. સાર એ કે ભગવન્મૂર્તિથી જે છેદાયલા છે. તે ભગવાનને માટેજ છે.......કીર્તિનો વિસ્તાર કર્યા પછી વેદનો જ્ઞાન વગેરે ઉપાય છેજ નહિ એમ સિદ્ધ થયું. કલિમાં હરિકીર્તનથીજ મોક્ષ થાય છે. હે રાજન્, દોષના

ભંડારરૂપ કલિનો એક મહાન્ ગુણ છે તે એ કે કૃષ્ણના કીર્તનથીજ બંધનમાંથી મુક્ત થઈને પરની પ્રાપ્તિ થાય છે. ૧૧-૧-૬-૭ સુ. અને પ્ર.

નં. ૧૯૭ साधनप्रतिपादिकाः श्रुतयः 'शान्त उपासीत' इत्याद्याः किमहंकारप्रतिपादिकाः तद्वारा आत्मप्रतिपादिका वेत्यादि संदेहे निर्णयमाह।...एतासां श्रुतीनां न शमादिविधौ तात्पर्यम्। किन्तु साहंकारस्य महान् क्लेश इति तत्क्लेशमनूद्य निरभिमानस्य स्वत एव आत्मस्फूर्तिरिति साधनश्रुतीनामपि भगवत्परत्वमेव।...ये अविद्यावन्तः तानेवोद्दिश्य श्रुतिः शमादिकं विधत्ते, न तु सूरीन्। अतः सूरयः परमानन्दरूपं साधनं गृहीत्वा साधनदशायामेव कृतार्थाः सन्तः दुःखसाधनेभ्यो निवर्तन्ते।...कृपैव सर्वसंपादिकेति तु पुष्टिमार्गे। मुख्यभक्तिमार्गे मुक्तेरनभिलषितत्वकथनात् जरादिनिवृत्तिरपि नापेक्षितेत्याशंक्य आहुः मुक्तोपसृप्य इति। भगवान् मुख्यतया मुक्तैरेवोपसृप्यः इति स्वरूपयोग्यतार्थं मुक्तिरपेक्षितैव, परमफलत्वेन नापेक्षितेति भावः। 'कथानंत्योक्तिहृदयाः साधनानि कुर्वते। साक्षात्ते पादसंश्लिष्टास्ते किं वाच्या महाशयाः।'

અર્થ—સાધન પ્રતિપાદન કરનાર શ્રુતિઓ 'શાંત થાઓ, ઉપાસના કરો' વગેરે કહેનારી શ્રુતિઓ શું અહંકારનું પ્રતિપાદન કરે છે? કે તે દ્વારા આત્માનું પ્રતિપાદન કરે છે? એમ સંદેહ થાય તો નિર્ણય કહે છે. આ શ્રુતિઓનો શમ દમ વગેરે વિધિમાં તાત્પર્ય નથી. કિંતુ અહંકારીને બહુ કલેશ થાય છે, તે કલેશનો અનુવાદ કરીને, જે નિરભિમાની છે તેને પોતાની મેળેજ આત્મસ્ફૂર્તિ થાય છે, માટે સાધન શ્રુતિઓ પણ ભગવત્પરજ છે. જે અવિદ્યાવાન્ છે તેને ઉદ્દેશીનેજ શ્રુતિ શમ દમ વિધિ કરવાનું કહે છે, વિવેકીને માટે નહિ. તેઓએ ભગવાનને સર્વસમર્પણ કરેલું હોય છે, તેથી પોતાપણાના અભિમાન રહિત ભક્ત તેઓ તો હોય છે, (લેખ.) માટે ભક્તો તો પરમાનંદરૂપ ભગવાન રૂપ-ભગવાનના ગુણગાનરૂપ સાધન ગ્રહણ કરીને સાધન દશામાંજ કૃતાર્થા થઇને દુઃખરૂપી સાધનોથી નિવૃત્ત થાય છે. 'કૃપાજ સર્વ સંપાદન કરી આપે છે, એ તો પુષ્ટિમાર્ગમાં.' મુખ્ય ભક્તિમાર્ગમાં મુક્તિની ઈચ્છા ન હોવાથી તેમાં વૃદ્ધાવસ્થા વગેરેની નિવૃત્તિની અપેક્ષા નહિ હોય એવી શંકા થાય તો કહે છે કે મુક્તજ ભગવાન પાસે જઈ શકે છે. ભગવાનની મુખ્યતાથી ઉપાસના મુક્તોજ કરી શકે છે, તેથી સ્વરૂપ યોગ્યતાને માટે મુક્તિની અપેક્ષા છેજ, પરમ ફલ તરીકે તેની અપેક્ષા નથી. જે ભક્તોના હૃદયમાં અનંત કથા ભરેલી છે તેઓ સાધન કરતા નથી. જેઓ સાક્ષાત્ તમારા ચરણકમળનો દૃઢ આશ્રય લઇને રહ્યા છે તે મહાશયોની તો શું વાત કહેવી?

મેભ્યક્તિરિયંહિવાણી ૧૧-૧૨-૧૮

સત્વાત્ ધર્મોભવેત્ મદ્‌ભક્તિલક્ષણઃ ૧૧-૧૩-૨

વહ્નિમધ્યે સ્મરેદ્રૂપંમમૈતત્ ધ્યાનમંગલં ૧૪-૩૬

અષ્ટૌસિદ્ધયઃ + મેઆત્પત્તિકામતાઃ ૧૫-૫

મમતન્માત્રોપાસકઃ + અણિમાનમવાપ્નોતિ ૧૫-૧૦

ન સંખ્યાનં મે વિભૂતીનાં સૃજતોઽણ્વાનિ કોટિશ; ૧૬-૩૯

તેજઃ શ્રીઃ કીર્તિરૈશ્વર્યં હ્રીસ્ત્યાગઃ સૌભગં ભગઃ વીર્યં તિતિક્ષા વિજ્ઞાનં યત્ર યત્ર સમંશકઃ ૧૬-૪૦

મેહદયાત્ત્વથી વિદ્યાપ્રાદુરભૂત્ ૧૧-૧૭-૧૨

ગૃહાશ્રમોજઘનતઃ બ્રહ્મચર્યહૃદોમમ મદ્‌ભક્તિશ્ચદયાસત્યં બ્રહ્મપ્રકૃતયસ્ત્વિમાઃ ૧૭-૧૬.

મદ્‌ભક્તસ્તીવ્રતપસાદગ્ધકર્માશયોઽમલઃ સદર ૩૬ નાન્યથામત્પરશ્ચરેત ૩૮

દેવર્ષિપિતૃભૂતાનિમદ્‌પાણિ ॥ ૫૦ ॥ સર્વેષાં ધર્મો મદુપાસનં ૧૮-૪૩

સએવમદ્‌ભક્તિયુક્તઃ સ્યાન્નિઃશ્રેયસકરઃ ૫૨ ૪૭

મદ્‌ભક્તેઃ કારણં પરં શ્રવણં કીર્તનં સેવનં વન્દનં અર્પણં દર્શનં વિગેરે ૧૯ માં શ્લોક ૧૯ થી ૨૪

સ્તવનં મદ્‌ભક્તપૂજામન્મતિઃ મદર્થેઽર્થપરિત્યાગઃ હુતં જપ્તં મતં તપઃ સર્વં મદર્થે કર્તવ્યં ધર્મોમદ્‌ભક્તિકૃત્પ્રોક્તો ૧૧-૧૯-૨૭ સુધી.

ભગોમેઐશ્વરોભાવઃ લાભોમદ્‌ભક્તિરુત્તમા ૪૦ મમાર્ચોપાસનાભિઃ ૧૧-૨૦-૨૪

મદ્‌ભક્તિયુક્તસ્ય મહાત્મનઃ ૩૧

સર્વંમદ્‌ભક્તિયોગેનમદ્‌ભક્તોલભતેઽઞ્જસાસ્વર્ગાપવર્ગં મદ્ધામ કથંચિત્ યદિવાંછતિ સદર ૩૩

પરંતુ ભક્તાહ્યેકાન્તિનોમમનકિંચિદપિ વાંછન્તિ ॥ નિરાશિષોભક્તિર્નિરપેક્ષસ્યમેભવેત્ ॥ પ્રતિવિન્દન્તિ મત્પથાનંયત્ બ્રહ્મ પરમંવિદુઃ ૧૧-૨૦-૩૪ થી ૩૭

યે એતાન્ મત્પથાન્ હિત્વા ક્ષુદ્રાન્ કામાન્ જુષન્તિ ચલૈઃ પ્રાણૈઃ તે સંસરન્તિ ૧૧-૨૧-૧

મત્સ્મૃત્યાચાત્મનઃ શૌચં સદર ૧૪ કર્મશુદ્ધિઃ મદર્પણં ૧૫

હૃદયં લોકેનાન્યોમદ્દેકશ્ચન સદર ૪૨

મમાંગમાયા ગુણમયી-વિકલ્પબુદ્ધીશ્ચ ગુણૈઃ વિધત્તે ૧૧-૨૨-૩૦

મમનાભ્યામભૂત્પદ્મં વિશ્વાખ્યંતત્રચાત્મભૂઃ સોઽસૃજન્મમાનુગ્રહાત્ સદર ૧૧

સત્ત્વં રજસ્તમઃ ઇતિ ગુણાસ્તસ્ય નૈતે ૨૫-૧૨

દેહેઽભયં મનોઽસંગં તત્સત્ત્વં વિદ્ધિમત્પદં ૧૬ કર્મ મદર્પણં સદર ૨૩

મન્નિકેતંતુ નિર્ગુણં ॥ ૨૫ ॥ નિર્ગુણોમદપાશ્રયઃ ૨૬

મત્સેવાયાંતુનિર્ગુણ ॥ ૨૭ ॥ મત્કથાઃ પ્રધુનન્ત્યઘં ૧૧-૨૫-૨૮

સન્ધ્યોપાસ્ત્યાદિ કર્માણિ વેદેનાનોદિતાનિમે ૨૭-૧૧

ભૂર્યપ્યભક્તોપહૃતં નમેતોષાય કલ્પતે ૧૮

પરંતુ શ્રદ્ધયોપહૃતં પ્રેષ્ઠં ભક્તેનમમવાર્યપિતોષાય ભવતિ ૧૧-૨૫-૧૭

મદર્ચાપાણિના મૃજેત્કૃતન્યાસઃ કૃતન્યાસાં ॥ ૨૦ ॥ મમાપ્ત્વીજીવકલાંધ્યાયેત ૨૩

અલંકુર્વીત સપ્રેમમદ્‌ભક્તોમાં યથોચિતં ૧૧-૨૭-૩૨

ધૂપદીપોપહાર્યાણિદદ્યાન્મેશ્રદ્ધયા સદરં

મય્યાનન્દાનુભવાત્મનિ ૧૧-૨૬-૩૦ મયિપરે ૧૧-૨૯-૨૧
મયિભક્તિપરાંકુર્વન્ કર્મભિર્ન સબધ્યતે સદર ૨૮

ઉપરનાં સંસ્કૃત વાક્યોનો ભાવાર્થ ભાવિક વૈષ્ણવો જેઓને સંસ્કૃતનો અભ્યાસ ન હોય તેને માટે ટુંકામાં એ છે કે-જીવનો પણ આત્મા હું છું. મારી માયાથી જીવોને દેહ મન ત્રણ અવસ્થા છે. પણ મારો ભક્ત તેથી પરાભવ પામતો નથી તેનાં પાપ બળી જાય છે એટલુંજ નહી પણ ગમે તેવો હીન યોનિ હોય તો પણ બીજાને પવિત્ર કરે છે, તે શુદ્ધ થાય છે તેને સિદ્ધિઓ આવે છે. નિઃશ્રેયસ મારૂં સ્થાન, મારો ભાવ સર્વ કાંઇ તેને મારી ભક્તિથી મળે છે. એવી મારી શક્તિ સર્વશ્રેષ્ઠ છે એટલે મને બંધ કે મોક્ષ નથી પણ જીવને છે અવિદ્યામાં જાય તો. પરંતુ મારાં કર્મ પવિત્ર છે તેમાં ધારણા રાખી મારે માટે આચરણ કરે મારી ભક્તિ કરે મારી કથા સાંભળે તો વિદ્યાનું ફળ મળે મારી પરિચર્યા કરે મારો આશરો મારૂં શરણ પૂજન ધ્યાન બધુ તેને તારી દે છે. ગૃહસ્થાશ્રમમાં રહીને મનેજ ચાહે, મારૂંજ રટણ અહોનિશ અસ્ખલિત કરવું એજ ધર્મ એમ માન્યતાથી ભજે સર્વમાં મારો વાસજ દેખે અને ગણે બધી મારી વિભૂતિ છે સિદ્ધિ પણ મારી પાસેથી મળે છે પણ જોઇતી નથી એ પણ મનેજ અર્પણ કરી દે એવી રીતે મારા વિના બીજું કાંઇ જાણે નહીં, વિકલ્પોમાં વૃથા વખત રોકે નહીં. મેં કહેલા ધર્મો ભક્તિમાર્ગના પાળે મારામાં ભક્તિ ઉત્પન્ન થવાનાં જે જે કારણો મેં કહ્યાં છે તે કારણોજ ખીલાવે તો તે પરમ બ્રહ્મજ જાણે છે, મને ઉદ્દેશીને કર્મ સ્થળ શ્રદ્ધા વિગેરે સર્વ નિર્ગુણ છે તેથી તે નિરપેક્ષ અને નિરાશિષ ભક્ત બને છે અને તેવી રીતે શ્રવણ કીર્તન મનન વંદન પૂજન મંદિરો બાંધવાં ઉત્સવો કરવા બાગબગીચા સંધ્યોપાસન અર્ચન ધૂપ દીપાદિ ઉપહારો વિગેરે શ્રદ્ધાપૂર્વક તે જે જે કરે છે તે સર્વથી હું બહુ સંતોષ પામું છું પણ ભક્તિ અને અંતઃકરણના ખરા પ્રેમ વગર જો તે ઘણું બધું કરે તોપણ હું સંતોષ પામતો નથી (નોટ-સરખાવો દુર્યોધનના મેવા મિઠાઈ, મહેલાત મેહેમાનગીરી સાથે વિદુરજીની અને તેની વહુની પ્રીતિભક્તિ ઝુંપડી અને ભાજી અથવા કેળાની છાલ વિગેરે) ક્ષુદ્ર કામનાઓ નહીં રાખતાં મારા પ્રત્યે અર્પણ-સમર્પણ-સર્વસ્વ નિવેદન-સર્વાત્મભાવ-થી તે શુદ્ધ બને છે તેનાં કૃત્યો પણ નિર્ગુણ બને છે અને નિઃશ્રેયસકર બને છે. જ્યારે ક્ષુદ્ર કામના જન્મમરણ કરાવ્યા કરે છે. હું તો પરમ તત્ત્વ છું. મારી નાભિમાંથી બ્રહ્માજી અને સૃષ્ટિ થયેલાં છે સ્વાનંદાનુભવી છું. ભૂતસૂક્ષ્માત્મા છું-મહાનાત્મા છું. અણોરણીયાન પણ છું અને મહાનનો પણ આત્મા છું-સૂત્ર છું-કાળ છું, અવ્યક્ત છું, અવ્યય છું, વિષ્ણુ છું, અજ છું, નારાયણ છું, શ્વેતદ્વીપપતિ છું, નિર્ગુણ પરબ્રહ્મ છું, અને આનંદાનુભવ માટે હુંજ છું પર-છું. માટે મારામાં પરાભક્તિ કરનારો કર્મથી બંધાતો નથી. મારામાં જ્ઞાન સમર્પી દેવું, કર્મ સમર્પી દેવું, કામ વિવર્જિત મન પણ પરોવી દેવું, કામનાશ કરવા માટેજ મારી ઉપર પ્રમાણે અનન્ય અને અડગ ભક્તિ કરવી એટલે કામનાઓ નાશ પામશે મારાં ચિત્ત ચોંટશે અને સર્વ અને સર્વત્ર તથા સર્વદા મનેજ દેખશો તો કર્મ લેપ કે બન્ધન થશે નહીં. ઘરબાર દેહ ઇન્દ્રિય પ્રાણ વિગેરે ખરેખર મારામાં અર્પણ કરી દેશો તો તે તે બાધા કરશે નહીં. પણ શાંતિ આપશે, તમોગુણ અને રજોગુણનો નાશ પામશેજ પણ સત્ત્વ પણ ખસી જશે સ્વર્ગ, મારા સુમંગલ ધર્મોમાં ચિત્તનિરતિ, આનન્દાનુભવ, મારામાં અનુરાગ સુખ નિર્ગુણ બનીને મળશે. અર્થાત્ બીજા સાધનોથી અને પરિશ્રમ, જપ, તપ, વિગેરે ધર્મોથી સગુણ અને સિદ્ધિદાયક ઉતરતું સુખ મળશે સે સ્વ ચઢીયાતી નિર્વિકાર નિર્ગુણ અવસ્થામાં મારી એકાન્તી અને દૃઢ ભક્તિથી મારા ભક્તને મારી કૃપાથી

હોય તે નૃત્ય, એમ નૃત્ય જાણનારા કહે છે. તેમજ ૧૮ મા શ્લોકના છેવટે 'स तथाभिनयो भवेत्' એમ શરૂ કરીને 'काव्याचार्य विभावादि' ૧૯ મા શ્લોકમાં અભિનયને લક્ષીને 'आङ्गिको वाचिकस्तद्वत्' વગેરે અઢી કારિકાથી અભિનયના ચાર પદનું કથન ત્યાં કર્યું છે. એ પ્રકારે, ચાર પ્રકારના અભિનયમાં જે વેષરૂપ 'આહાર્ય' અભિનય છે તેને માટે રસ, રૂપ અને સુગંધ એ ત્રણ ગુણ અને વસ્ત્રને સ્થાને કનકકપિશ માલા ઉપયોગી છે. આ પ્રમાણે આહાર્ય અભિનય આ શ્લોકમાં નિરૂપણ કરવાનો હોવાથી પલ્લવ વગેરે વસ્ત્રસુધીના ચાર પદાર્થનું નિરૂપણ કર્યું; કારણ કે એ પ્રકારે અભિનયના પ્રયોગથી રસ પ્રકટ થાય છે, અને વિભાવ વગેરેથી નિષ્પન્ન થતો સ્થાયિભાવરૂપ અમૂર્ત રસ તો આલંબનવિભાવવિના પ્રકટ થવાને યોગ્ય નથી; એમ હોવાથી તેમાં ધર્મનો આવિર્ભાવ થાય, ત્યારે જ કૈવલ્યને છોડીને રસ નાટ્યરૂપતાનો પણ ત્યાગ કરે, તેથી બન્ને સુન્દર રીતે ઘટી શકે તેને માટે નટવેષાત્મક આહાર્ય નામના અભિનયથી આલંબનનું આરોપણ થાય, ત્યારે આહાર્ય સિવાયના આંગિક વગેરે ત્રણ અભિનયથી સમાજમાં રસનું જ્ઞાન નિષ્પન્ન થાય છે; પરન્તુ જ્યાં આલંબનવિભાવ જ નટ છે, ત્યાં પણ નાટ્યદશામાં મુખ્ય રસના ધર્મ પ્રકટ ન થાય, તો આલંબન નહિ જેવું જ છે; તેમ નહિ જાણનારને તો તે પ્રત્યારોપિત પણ છે. આ પ્રકારે ચાલતા પ્રસંગમાં બ્રહ્માત્મક રસ પૂર્વે કહેલી રીતિએ પોતામાં જ પ્રતિષ્ઠાવાળો અને પોતાનામાં આલંબનવાળો થાય, તેમાં જો કે કાંઈ પણ વિરોધ નથી; તો પણ જેમ કોઇક વાર રસને નહિ જેવો કરીને આલંબનત્વ પ્રકટ થાય છે તેમ અહીં આલંબનને નહિ જેવું કરીને નટત્વ પ્રકટ કરીને 'रसो वै सः' (નિશ્ચે તે રસરૂપ છે) એ શ્રુતિમાં કહેલા સ્વરૂપાત્મક રસને સંગીતશાસ્ત્રમાં કહેલી પ્રણાલિકાથી પ્રકટ કરે છે; તેથી તેમાં ગુણ વગેરેનો ઉપયોગ છે, અને તેથી અહીંઆ પલ્લવ વગેરે ચાર અર્થ (પદાર્થ) કહ્યા. 'જો એમ છે તો ગુણજ નિરૂપણને યોગ્ય છે; ગુણી તો નિરૂપણને યોગ્ય નથી.' એમ શંકા થાય તો તેને 'રસ' વગેરે કારિકાથી દૂર કરે છે કે 'ધર્મી—રસ ગુપ્ત છે, તે જણાવવાને માયાનું પણ નિરૂપણ કર્યું છે. અર્થાત્ રસ, રૂપ અને સુગંધની પ્રતિષ્ઠા પલ્લવમાં, મયૂરપિચ્છમાં, અને કમલમાં નિશ્ચિત છે, તેથી તેમનું નિરૂપણ કર્યું. ગુણીનું નિરૂપણ ન કરતાં કેવલ ગુણનું જ નિરૂપણ થાય, ત્યારે તો 'તે ગુણ આગંતુક હશે' એવો સંશય રહી જાય, તે ન રહે માટે પલ્લવ વગેરેથી ગુણીનું પણ નિરૂપણ કર્યું. અને ધર્મી રસ ગુપ્ત છે તે જણાવવાને પીતાંબરરૂપ માયાનું પણ નિરૂપણ કર્યું.

શંકા—રસની પ્રતિષ્ઠા તો આંબાના ફલમાં છે; પલ્લવમાં કાંઈ નથી, તેથી પલ્લવનો ઉપયોગ અહીં નથી; જો કે તેનો ઉપયોગ કોઇ રીતે સિદ્ધ પણ થાય તોપણ પલ્લવ વગેરે પણ હસ્તથીજ અભિનયને યોગ્ય છે; વેષમાં સ્થાપવા યોગ્ય નથી, અને હસ્તના અભિનયથી જ સૂચિત થતા કર્ણના શૃંગારમાં પણ આમ્રપલ્લવ મૂકવાની આવશ્યકતા રહેતી નથી.

ઉત્તર:—'વસ્તુનિર્દેશમાત્ર' વગેરે કારિકાથી કહે છે કે નાટ્યમાં આસ્વાદ આવવો તે કાંઈ રસનાઇન્દ્રિય એટલે જીહ્વાથી આવતો નથી; પરન્તુ કાવ્યથી શબ્દદ્વારા જેમ નાટ્યમાં રસનો આસ્વાદ થાય તેમ અહીં હસ્ત વગેરેથી પલ્લવ વગેરે વસ્તુનો નેત્રદ્વારા મનથી આસ્વાદ થાય; પરન્તુ તે વસ્તુનો બોધ થાય નહિ, તેથી પલ્લવ વગેરેમાં પણ રસવાળા ફલના બોધને માટે પલ્લવ પ્રથમ માંન્યો. અર્થાત્ આંબાના પલ્લવથી રસવાળું ફલ ભવિષ્યમાં થવાનું છે, એમ માલાદ્વારા બોધ થાય છે, તેથી માનસિક આસ્વાદ સિદ્ધ થાય છે. તેથીજ રસની સ્થિતિ ત્યાં પણ દુર્ઘટ (અયોગ્ય) નથી, અને તેથી પલ્લવ ઉચિત જ છે. હસ્તના અભિનયથી કહેલી રીતે

કહેલી પ્રણાલીથી હૃદયમાં પ્રકટ થતો 'રસ'જ છે; અને ત્યાં ચિત્ત અંશ નહિ જેવો છે, તે જ કારણથી 'कृषिर्भूवाचक' એ શ્રુતિમાં ચિદંશને દૂર કરીને સદાનન્દત્વજ કહ્યું 'भू' શબ્દ સત્તાવાચક છે, તેથી 'कृष्ण' પદનો અર્થ સત્તાનન્દ થાય; સદાનન્દ ન થાય, એવી શંકા પણ ન કરવી. કેમકે 'સત્તા આત્મરૂપ છે; ધર્મ નથી,' એમ વ્યાકરણના નિયમથી સિદ્ધ છે. તેથી 'कृषिर्भूवाचकः' શ્રુતિમાં ધર્મરૂપ સત્તાનન્દ નહિ; પણ ધર્મી સદાનન્દ કૃષ્ણજ સિદ્ધ છે, અને તેથી ધર્મિ પરબ્રહ્મ સદાનન્દ હોવાથી રસની પ્રણાલીથી પ્રકટ થતું પરબ્રહ્મ પણ રસસ્વરૂપ ધર્મી સદાનન્દ જ છે.

શંકા:—ઉપરની શ્રુતિમાં તો 'બ્રહ્મ'નું રસત્વ કહ્યું; 'રસ'નું બ્રહ્મત્વ કહ્યું નહિ; અને તેમ હોવાથી બહાર પ્રકટ થયલા ભગવાનમાં રસત્વના અભાવથી પ્રતિજ્ઞાની પૂર્તિ કેવી રીતે થાય?

ઉત્તર:—જ્યાં આ સ્વરૂપનું વર્ણન થાય છે, ત્યાં ભગવાન્ બહાર પ્રકટ નથી; પરન્તુ હૃદયમાં જ પ્રકટ છે, એમ 'બર્હાપીડમ્' શ્લોકના સ્વતંત્ર લેખમાં પ્રતિપાદન કર્યું છે, અને જ્યારે બહાર પ્રકટ થાય ત્યારે પણ આસક્તિક્રમન્યાયથી 'रसो वै सः' ભગવાન્ 'માનસીન' તો છેજ; તેથી 'આ શ્લોકમાં કેવલ રસનું પ્રતિપાદન છે,' એ પ્રતિજ્ઞાની પૂર્તિ થઇ રહે છે. એમ છતાં 'મનની વૃત્તિરૂપ હોવાથી તે ભગવાનજ નથી,' એમ પણ શંકા ન કરવી. લોકમાં જે વસ્તુ અન્તઃકરણની વૃત્તિથી ગ્રહણ કરવામાં આવે છે, તે દેશ અને કાલથી પરિચ્છિન્ન (હદવાળી) હોવાથી અમુક સ્થલમાં તે પદાર્થ નહિ હોવાથી સંસ્કારની પ્રબલતાએ કરીને જેમ ખ્યાતિ સ્વીકારવામાં આવે છે તેમ અહીં નથી. કારણ કે અહીં આ પદાર્થ દેશકાલથી પરિચ્છિન્ન નથી; પરન્તુ અનન્ય ભક્તિથી તે પ્રાપ્ત થાય છે, તેથી જેવી ભક્તિ હોય છે, તેવે પ્રકારે ત્યાં પરબ્રહ્મ પ્રકટ થાય છે. તે ભક્તિ મનનો ધર્મ છે, તેથી મનના ધર્મરૂપ ભક્તિવડે બહાર પ્રકટ થતા ભગવાન્ માનસીન (માનસી મૂર્તિ) તો છેજ, અને તેથી માયાવાદી મતમાં જેમ વૃત્તિનું ચૈતન્ય અને વિષયનું ચૈતન્ય એક નહિ હોવાથી બહાર રહેલી વસ્તુ વૃત્તિરૂપ હોય છે, તો પણ ત્યાં વૃત્તિનો અભાવજ સ્વીકાર્યો છે, તેમ અહીં પણ ભગવાન્ માત્ર વૃત્તિરૂપ નથી.

શંકા:—ભલે એમ હોય, તો પણ ચાલતા પ્રસંગમાં શૃંગારાત્મક જ વક્તવ્ય છે; અને શૃંગારની સ્થિતિ તો પરસ્પર આકાંક્ષાવાલા સ્ત્રી અને પુરુષરૂપી બે આલંબનને અધીન છે, તેથી અહીં પણ તેવું અધીનપણું અંગીકાર કરવાનું છે; પરન્તુ ભગવાનના રસત્વમાં તો તેનો વિરોધ પ્રાપ્ત થાય છે; કેમકે એક જ આલંબન હોવાથી રસાભાસનો સંભવ છે.

ઉત્તર:—અહીં આલંબન પણ છે. 'वामिनां दर्शयन् दैन्यम्' એ શ્લોકના શ્રીટિપ્પણીજીમાં રસાત્મક અને રસવાન્ પણ ભગવાન્ છે, એમ મુક્તકંઠે કહ્યું છે. વળી વિરોધ પણ નથી, કેમકે 'સ્વપ્રતિષ્ઠત્વ' (પોતામાંજ સ્થિતિ કરવાપણું) વેદમાં કહેલું હોવાથી સર્વને સંમત છે જ. જેમ કામથી અન્ય પુરુષ કામવાળો થાય છે, પણ કામ તો પોતેજ કામવાળો છે, તેમ બીજાનું રસત્વ રસે કરીને છે; પરન્તુ રસનું તો રસત્વ એની ગેજે જ છે, માટે અહીં વિરોધનો દોષ આવતો નથી. તેથી બહાર પ્રકટ થયલા ભગવાનના રસત્વને બાધ આવતો નથી; અને તેથી આ પ્રકારના શાસ્ત્રાર્થના પરિજ્ઞાનથી વેદના અર્થના વિચારપૂર્વક નિશ્ચયથી વિચારવાનોમાં ભાવની સ્થાયિભાવરૂપ કલિકા ઉત્પન્ન થાય છે; અનુગ્રહરૂપ બીજ, અંકુર, વગેરે તો પૂર્વેજ સિદ્ધ છે; પછી તે સ્થાયિભાવ, વ્યભિચારિભાવ વગેરેથી જે વૈચિત્ર્ય થાય, તે પુષ્પસ્થાન 'વિચિત્રવેષવાળા' પદથી અહીં કહ્યું છે. અર્થાત્ કલિકારૂપ થયા પછી તે સ્થાયિભાવમાં વ્યભિચારિભાવથી જે વિચિત્રપણું થાય છે, તે પુષ્પસ્થાને છે, તે અહીં 'વિચિત્રવેષવાળા' પદથી

તેમ શ્રીઠાકોરજીનાં ચરણકમળ જે શિવ-બ્રહ્માને પણ દુર્લભ છે, તે ચરણાકાર તિલકને મસ્તક જે ઉત્તમ અંગ ગણાય છે ત્યાં સ્થાપવું જોઇએ.

જેમ રાજાના સિપાઇને-સિપાઇનો પોષાક, કોમાં પટો, એ રાજના નોકરની છાપ ધારણ કરવી પડે છે, ને જો તેવી નિશાની તે ન રાખે, તો રાજ્યના સિપાઈ તરીકે તેનાથી કંઈ કામ કરી શકાય નહીં. તેમ વૈષ્ણવ પોતે પ્રભુનો દાસ છે. એ દર્શાવવા લલાટમાં શ્રીઠાકોરજીના ચરણના આકારનું તિલક તો કરવુંજ જોઇએ. તિલક કર્યા વિના તેનાથી કંઈ પણ સેવા કરી શકાતી નથી.

વૃન્દાવનદાસ—બહુજ સુંદર. હવે ગોવિંદદાસ, બાકીનો પ્રસંગ તું કહે જોઇએ ?

ગોવિંદદાસ— જેવી આજ્ઞા. જેમ સાભાગ્યવતી સ્ત્રી પોતાના સૌભાગ્યની નિશાની તરીકે કપાળમાં મંગલસૂચક ચાદલો કરે છે, તેમ વૈષ્ણવ પોતે વૈષ્ણવ છે, તથા શ્રીઠાકોરજીના દાસ છે, એ ઓળખાવવા કપાળમાં મંગળસૂચક તિલક તો અવશ્ય કરવું જોઇએ. તિલકથી આપણામાં આસુરાવેશન થાય. કદાચિત્ આપણું મરણ થાય, તોપણ ભગવાનનાં ચરણારવિંદનેજ પામીએ. તિલકથી આપણાં પાપ બળી જાય, ને આપણને કોઈપણ જાતની બીક ન લાગે.

વૃન્દાવનદાસ—વાહ ? બહુજ ઉત્તમ ! પણ તિલક કરીને પાખંડ કરીએ, તો બમણો દોષ લાગે. જે કંઈ કામ કરવું તે કપટ વિના કરવું તિલક-માળા છે, એ વૈષ્ણવતાનાં બહારનાં ચિહ્ન છે. તે અંગમાં ધરવાથી અંગની બહારની શુદ્ધિ થાય છે. બહારની શુદ્ધિ થયા પછી અંતરની શુદ્ધિ તો આપોઆપ જ થાય.

વલ્લભદાસ, આ સિવાય કંઠમાં પહેરવાની માળાનો કંઈ ભાવ આવ્યો હતો ?

વલ્લભદાસ—હા ભાઈ, આવ્યો હતો ખરો. પણ મને બરાબર યાદ નથી. "માળા-તિલક તો ભગવદ્રૂપાનું છે." આ પ્રસંગ ઉપર એક બહુજ સ્ફોટ દૃષ્ટાંત આવ્યું હતું, તે કહું છું:—

દયા નામનો એક ભવાયો હતો. તે એક વૈષ્ણવ રાજાના ગામમાં રમવા આવ્યો. રાજાના સેવકોને હાથે પગે લાગી, રાજાને માંડમાંડ ખેલ જોવા બોલાવ્યો. પછી દયો તો પોતાની હુંશિયારી બતાવવા લાગ્યો. રાતના ચાર વાગી ગયા, પણ રાજા કોઈ રીતે રીઝે નહીં. ત્યારે દયા એ રાજાની પાસે રહેવાવાળા ખવાસને પૂછયું કેઃ—"રાજા કોઈ વાતે રીઝે ખરો ?" ખવાસે કહ્યુંઃ—"હા, એક વાતે રીઝે-રાજાને વૈષ્ણવો બહુ વહાલા છે, જો તું વૈષ્ણવનો વેષ પહેરીને આવ, તો રાજા રીઝશે." તરતજ દયો તો પોતાની વેષ પહેરવાની જગ્યાએ આવ્યો ને કંઠમાં તુલસીની માળા, કપાળમાં મજાનું શ્રીઠાકોરજીના ચરણના આકારનું તિલક, માથે મજવાસી ટોપી, મજવાસી બંડી ને ચાર છેડે ધોતીયું. એવો ખોટો વૈષ્ણવનો વેષ પહેરી, હાથમાં માળા ફેરવતો "શ્રીકૃષ્ણઃ શરણં મમ" "શ્રીકૃષ્ણઃ શરણં મમ" એમ બોલતો બોલતો રમવાની જગ્યાએ આવ્યો. વૈષ્ણવના ખોટા વેષમાં આવેલ દયાને તો રાજા ઉઠીને બથમાં નાખી મળ્યો ને "જય શ્રીકૃષ્ણ" કરી, પોતાના આસને બેસાડયો. પછી તેને પ્રસન્નતાથી ઈનામ આપી રાજા રાજ મહેલે ગયો. દયો જ્યાં વૈષ્ણવનો વેષ ઉતારવા પોતાની જગ્યાએ જતો હતો, ત્યાં તેણે પોતાની આસપાસ ચાર સ્ત્રીઓના પડછાયા જોયા. ઉભા રહીને દયા એ તેઓને પૂછયુંઃ—"તમે કોણ છો, ને અત્યારે મારી પાછળ શા માટે આવો છો ?" પેલી સ્ત્રીઓમાંથી એકે કહ્યુંઃ—"અમે ચારેય હત્યાઓ છીએ, ને તારા શરીરમાં રહીએ છીએ પણ તેં જ્યારે રાજાને રીજવવા આ ખોટો વૈષ્ણવનો વેષ પહેર્યો, ત્યારે એ ભગવદ્રૂપાનો અમને તાપ લાગવાથી અમારે તારા શરીરમાંથી બહાર નીકળવું પડયું. હવે જ્યારે તું આ વૈષ્ણવનો વેષ ઉતારીશ, ત્યારે પાછી અમે ચારેય તારા

શરીરમાં પ્રવેશ કરીશું" ત્યારે દયા એ કહ્યું:—"ત્યારે આ વેષ આમને આમ પહેરી રાખું તો?" પેલી સ્ત્રીએ કહ્યું–"તો તો અમારાથી તને અડાય પણ નહીં. દયાએ કહ્યું–"ત્યારે શા માટે દુઃખ ભોગવું?" પછી તે વૈષ્ણવ રાજાની પાસેથી શ્રીગુસાંઇજીનો "વિનંતિપત્ર" લઈ, ત્યાં નામ–નિવેદન પામી, સાચો વૈષ્ણવ થયો.

જો એણે રાજાને રીઝવવા ખોટો વૈષ્ણવનો વેષ લીધો, તો રાજા જે કેમેય નહોતો રીઝતો, તે રીઝ્યો, ઇનામ મેળવ્યું ને પેલી ચાર હત્યાથી બચ્યો. તો સાચા વૈષ્ણવ થવામાં કેમ લાભ ન થાય?

વૃન્દાવનદાસ—જરૂર લાભ થાય. ભાઇઓ, જોયો તિલકમાળા અથવા ભગવદ્‌નામનો પ્રતાપ? તિલકમાળા ધારણ કરેલા વૈષ્ણવથી ભૂત, પ્રેત અરે જમ પણ સો ગાઉ દૂર ભાગી જાય. માટે કોઇ પણ વૈષ્ણવે તિલકમાળા વગર એક ક્ષણ પણ ન રહેવું. અને સામસામા થવાની વખતે વિનયથી મસ્તક નમાવી "જય શ્રીકૃષ્ણ" કરવા.

ભાઇઓ, પાઠશાળામાં તમને આથી પણ ઘણુંજ સારૂં જાણવાનું મળશે.

[એટલામાં વલ્લભદાસના પાડોશી મિત્રો "હરિદાસ" અને "વિઠ્ઠલદાસ" આવે છે, ને બધાને "જયશ્રીકૃષ્ણ" કરે છે.]

હરિદાસ, વિઠ્ઠલદાસ—"જયશ્રીકૃષ્ણ"

સર્વે—"જયશ્રીકૃષ્ણ"

વૃન્દાવનદાસ—ભાઇ, વિઠ્ઠલદાસ અને હરિદાસ, ઠીક સમય પર આવી પહોંચ્યા હો! ક્યો, ત્યારે પેલાં "સાચા વૈષ્ણવ બનશું" એ, અને "હૃદય સમ્રાટ ગુરુદેવ" નાં ગાયનો બોલાવો જોઇએ?

(સર્વે—ગાય છે.)

"સાચા વૈષ્ણવ બનશું"

(શું કહું કથની મારી રાજ—એ રાગ.)

સાચા વૈષ્ણવ બનશું ભાઈ, સાચા વૈષ્ણવ બનશું,
પાખંડને પરહરશું ભાઈ, સાચા વૈષ્ણવ બનશું. (ટેક)
કંઠે માળા તુલસી કેરી, ભાવ થકી અમે ધરશું;
ભાલ તિલક કરિ ચરણાકૃતિનું, પૂરણ પ્રેમે કરશું ભાઈ— સાચા. ૧
"જય શ્રીકૃષ્ણ" વૈષ્ણવ સાથ, વિનયથી અમે કરશું;
વરવા વહાલા વિઠ્ઠલવરને, અન્ય સકળ વિસરશું ભાઈ— સાચા. ૨
"અષ્ટાક્ષર" નો જાપ અલૌકિક, પ્રતિદિને અમે જપશું;
સાચા વૈષ્ણવ આજ થવામાં, લજ્જા, ભયે નવ ડરશું ભાઈ— સાચા. ૩
દિવ્યરૂપ સુધા નયને પીવા, દરિદર્શને અમે જાશું;
અંતર કપટ અળગુ કરીને, ગોવિંદના ગુણ ગાશું ભાઈ— સાચા. ૪
આશ્રય દૃઢ શ્રીવલ્લભવરનો, અંતરમાંહિ ધરશું;
સેવા સ્નેહ કરીને સીદરિ, "ભક્તિપ્રિયુ" મેળવશું ભાઈ— સાચા. ૫

### "હૃદય સમ્રાટ ગુરુદેવ."

( વાગેશ્વરીની ગઝલ. )

અમારા પ્રાણથી પ્યારા, હૃદય સમ્રાટ ગુરુજી છે,
અધમ ઉદ્ધાર કરનારા, હૃદય સમ્રાટ ગુરુજી છે.

અમૂલ્ય જ્ઞાન પુષ્ટિનું સ્વકીયને પ્રેમથી પાયું;
અમિત આપે કૃપા કરીને, અમારૂં બાવડું રહાયું— અમારા. ૧

જીવનને ધન્ય કરનારા, બિરાજી પુષ્ટિના માથે;
વહાવ્યાં ભક્તિનાં ઝરણાં, ભૂતલ પર પ્રેમથી આપે— અમારા. ૨

કલિમાં આપ પ્રગટીને, "શુદ્ધાદ્વૈત" માર્ગને સ્થાપ્યો;
બતાવી સેવના હરિની, કઠણ ભવબંધને કાપ્યો— અમારા. ૩

વચન સુધા થકી વહાલા, અમારા ભક્તિભાવોને;
વસી અમ અંતરે પોષો, વિનંતિ "ભક્તિપ્રિય"ની એ— અમારા. ૪

"બોલો શ્રીવલ્લભાધીશકી જય"

---

વ્યક્ત કરી સદ્ગતના કાર્યની નોંધ લઈ તેમની જગ્યાએ દશાલાડ જ્ઞાતિના ઉત્સાહિ કાર્યકર્તા જમનાદાસ હિંમતલાલ B. A., L. L. B. વકીલને વ્યવસ્થાપક તરીકે જાહેર કર્યાં હતા જનતાએ આ નામ તાલીઓના અવાજથી સ્વીકાર્યું હતુ.

ત્યાર બાદ ગોવર્ધનદાસ શાહની દરખાસ્ત અને ભાઇ ઓચ્છવલાલ શાહના અનુમોદનથી રા. કંચનલાલ હિંમતલાલ શાહના પ્રમુખપદે સાત યુવકોની વ્યવસ્થિત સભા ભરાઈ હતી. શેઠ આનંદલાલ, ગાંધી કૃષ્ણલાલ, શાહ ચંદુલાલ, ગાંધી ઓચ્છવલાલ વિગેરે સભ્યોએ "શિક્ષણ પ્રણાલિ વિષય મોટી સભાઓની માફક ચર્ચી કેળવણીની ઉણપો અને ધાર્મિક કેળવણીની જરૂર પૂરવાર કરી હતી. બાઈ સુરેન્દ્રપ્રસાદે સંગીતના સૂર પૂરી જનતામાં શાંતિ ફેલાવી હતી.

સવિતાબ્હેન મણિલાલ ગાંધી અને શાન્તાબ્હેન મગનલાલ શેઠે 'આયુષ્યનો પર્વ', રાસ દાંડીયા સાથે ગવરાવ્યો હતો. નિબંધ હરિફાઈ માટે 'પુષ્ટિમાર્ગ' વિષય અગાઉથી પસંદ કરવામાં આવ્યો હતો, અને તે મુજબ કેટલાક ભાઇઓએ નિબંધ લખ્યા હતા તે પૈકી ભગતવાળા જમનાદાસ અમૃતલાલે પ્રથમ આવવાથી પોતાનો નિબંધ વાંચ્યો હતો. 'સાચ્ચુ ભૂષણ' એ નામનો વિદ્યાવિષયક સંવાદ સવિતાબ્હેન અને શાન્તાબ્હેને સચોટ ભાષામાં ભજવ્યો હતો. વડોદરા કોલેજમાં અભ્યાસ કરતા ઉત્સાહી યુવક નટવરલાલ ગોરધનદાસ શાહે ધાર્મિક અને નૈતિક તત્વો હાસ્યરસથી પૂર્ણ રીતે ભજવ્યાં હતાં ૮૦૦) ની માનવ મેદનીને આ ભાઇએ હાસ્યમાં ગરકાવ બનાવી હતી. શાન્તાબ્હેન શેઠ અને ચન્દનબ્હેન શાહે 'આર્યકુમારી' ગરબો ખંજરી લઈ તાલ-નરઘા સાથે ઢાળથી ગવરાવ્યો હતો.

રા. ચીમનલાલ દેસાઇએ પોતાના વિવેચનમાં શાસ્ત્રીજી રમણલાલને તન અને મનથી પૂર્ણ સહકાર આપવા અપીલ કરી હતી. ધનની મદદ માટે શેઠ અંબાલાલભાઈનું નામ ધન્યવાદપૂર્વક જાહેર કર્યું હતુ.

બીજા વક્તા ન્યાય વેદાન્તાચાર્ય પં. ભગીરથજીએ વિદ્યાની મહત્તા પરા અને અપરાના ભેદ સા સમજાવી હતી.

બીજા વક્તા પેટલાદ શુદ્ધાદ્વૈત પાઠશાળાના અધ્યાપક મહોપદેશક શાસ્ત્રીજી જ્યેષ્ઠારામ હરિજીવનદાસે ધાર્મિક અને અધાર્મિક બન્ને પ્રવૃત્તિઓના દ્રષ્ટાંતો સ્હમજાવી શાળાના શિક્ષકની જરૂરીયાત સિદ્ધ કરી હતી. શેઠજી મોતીલાલભાઈના સ્મારકમાં આ આદર્શ કાર્યની સ્થાપના વર્ણવી સદ્ગતના પુત્ર શેઠ અંબાલાલભાઈને ધન્યવાદ આપી, સુરત શ્રી બા. શુ. મહાસભાના કાર્યની વિગત સ્હમજાવી હતી; તેમજ પરીક્ષાઓમાં વધુને વધુ રસ લેવા ભલામણ કરી હતી. યુવકોના સહકાર પૂર્ણ કાર્યથી સંતોષ જાહેર કર્યો હતો.

શેઠજી અંબાલાલ મોતીલાલ કંટ્રાક્ટર તરફથી પરીક્ષામાં સર્વ પ્રથમ નંબરે ઉત્તીર્ણ થનારને ચાંદ આપવામાં આવ્યા હતા. તે મુજબ સુરતની તૃતીય પરીક્ષામાં સર્વ પ્રથમ નંબરે પાસ થનાર ભગતવાળા જમનાદાસ અમૃતલાલને, દ્વિતીય વર્ષની પરીક્ષામાં સર્વ પ્રથમ નંબરે પાસ થનાર ગાંધી કૃષ્ણલાલ મગનલાલને તથા તથા કાંકરોલી વિદ્યા વિભાગની પ્રથમ પરીક્ષામાં સર્વ પ્રથમ નંબરે પાસ થનાર પદ્માવતી ગટુલાલ પરિખને પ્રભુશ્રીના વરદ હસ્તે ચાંદ આપવામાં આવ્યા હતા. છાત્ર વર્ગ તરફથી પદ્માવતી પરિખે પોતાને ચાંદ આપવા બદલ પૂજ્યપાદ પ્રભુશ્રીનો તેમજ શેઠ અંબાલાલભાઈ તેમજ હરૂ માસ્તર વિગેરે વ્યવસ્થાપકોનો જાહેર આભાર માની પોતાની ફરજ અદા કર્યાનું જાહેર કર્યું હતું.

નીચેના વિદ્યાર્થીઓને મુખ્ય ઈનામો સમિતિ દ્વારા નક્કી કરી રમણ શાસ્ત્રીએ જાહેર કરી આપ્યાં હતાં.

નં. ૨ પુરૂષોત્તમ કેશવલાલ શાહ, શાન્તાબ્હેન મગનલાલ શેઠ સંવાદ તથા ગરબાઓમાં પ્રથમ, સવિતાબ્હેન મણીલાલ, ચન્દનબ્હેન ચુનીલાલ શાહ. નં. ૨ પરસનબ્હેન મણીલાલ શાહ, નં. ૨ કંચનલાલ હિંમતલાલ શાહ યુવક સભાના પ્રમુખ-શેઠ મંગળદાસ છોટાલાલ, પઢીવાળા પુરૂષોત્તમ અંબાલાલ સંગીત પ્રથમ, નટવરલાલ ગો. શાહ હાસ્યરસી પ્રથમ.

# વિશ્વમંગલ.

## અમારી યોજના.

સ્વધર્મનિષ્ઠ પ્રેમી બંધુઓ !

વર્તમાન ધર્મહ્રાસના સમયમાં અનેક ધાર્મિક અને સામાજીક પત્ર-પત્રિકાઓના જન્મ-મરણની સંખ્યા કાંઇ ઓછી નથી, ધાર્મિક જ્ઞાનની સમૃદ્ધિ અર્પનારાં પ્રેરક માસિકો જન્મતાં વારજ મૃત્યુની તાત્કાલિક મુદ્દત પણ સાથેજ લેતાં આવે છે. આપણી દુર્દશાનું આ એક ભયાનક છતાં સરલ દષ્ટાંત છે.

આજે આપણા ગુજરાતી યુવકોનાં માનસ જુદા સંચામાં ઢળાઇ ગયાં છે, તેઓને શારીરિક શાસ્ત્રના બહાનાતળે ઉત્પન્ન થઈને પેટ ભરનારાં અને જેનું નામ લેતાં પણ આપણને શરમ આવે તેવું ગંદુ સાહિત્ય ફેલાવનારાં પત્ર-પત્રિકાઓ વાંચવામાં રસ ઉત્પન્ન થવા લાગ્યો છે, અને એ જાતીયવિજ્ઞાનશાસ્ત્રનુ છીછરૂ જ્ઞાનસંપાદન કરવામાં પરિણામે આપણી આર્યસંસ્કૃતિને અને પોતાની અપૂર્વ સમૃદ્ધિ સ્વરૂપ શક્તિને તેઓ ગુમાવી દે છે. અને પોતાની વડીલોપાર્જીત ધર્મભાવનાઓ, પરમાત્મભક્તિ તેમજ જ્ઞાનને પણ ભૂલી જાય છે.

આવી કેટલીએક બાબતોને લક્ષ્યમાં લઇને અમો અમારી એક નમ્ર યોજના આપના સમક્ષ ધરીએ છીએ.

આપણે મુસાફરીમા, મિજમાનીમાં, મિજલસોમાં અને માનસન્માનાર્થે હદ બહારના ખર્ચે સુંદર ભોજનની સગવડ કરીએ છીએ, પરન્તુ આત્માના આહાર માટે કાંઈ વ્યવસ્થા કરી છે ? મનુષ્યજીવનને ઉન્નત કક્ષાપર પહોંચાડવા માટે આત્માના આહારની-ભક્તિ-જ્ઞાનની ખાસ જરૂર છે.

અમોએ ભક્તિ, જ્ઞાન, સેવા સદાચાર અને સત્સંગનો શુદ્ધ ગુજરાતી ભાષામાં અપૂર્વ લાભ આપી વ્યક્તિગત કે ધાર્મિક નિંદા-ટીકાઓથી અલગ રહીને આત્મકલ્યાણના માર્ગને નિર્દિષ્ટ કરનાર પ્રાણવાન—



## " વિશ્વમંગલ "

નામનું માસિક પત્ર પ્રકાશિત કરવાની યોજના કરી છે તો તેના વાર્ષિક ગ્રાહક બનીને ઘેર બેઠાં સત્સંગનો લાભ મેળવવાનો નિશ્ચય કરી અમારી આ યોજનાને અપનાવવાની અમારી ખાસ આગ્રહ ભરી અપીલ છે.

' વિશ્વમંગલ ' અનેક વિદ્વાન મહાત્માઓ અને પ્રભુભક્તોની પ્રસાદી વડે તમોને ઘેર બેઠાં દિવ્યમાર્ગ દર્શાવવાનો પ્રયત્ન કરશે, એક ઘડીભરનાં વાંચનથી આખા દિવસના માંસારિક વિષ ઉપર અમૃત સમાન અસર કરનાર થશે, સચિત્ર ધાર્મિક લેખોદ્વારા સત્યમાર્ગનો નિર્દેશ કરવામાં સહાયક થશે, તમારા આત્મામાં ધાર્મિક તત્ત્વજ્ઞાન વિષયક લેખોદ્વારા નવું ચેતન્ય ઉત્પન્ન કરશે. અને તમારા વિચારોને ઉન્નત બનાવવા માટે અહર્નિશ ગુરુ સમાન બનીને કલ્યાણ માર્ગમાં સહાયક થશે.

ફક્ત જેઠ માસમાં ' વિશ્વમંગલ ' નો પ્રવેશાંક બહાર પડશે અને ત્યાર બાદ નિયમિત પ્રતિમાસે પાંચ ફાર્મનું સચિત્ર ધાર્મિક વાચન પ્રકટ કરશે.

આપ નાટક-સિનેમામાં, પાન-સોપારીમાં, અને એવા અનેક મોજશોખમાં ઘણો ખર્ચ કરો છો ત્યારે તેમાંથી રોજની એકજ પાઈ આવા ધાર્મિક વાંચન માટે ઓછી કરીને જ્ઞાન-લ્હાણીમાં તમારો સાથ અવશ્ય પૂરાવશો.

વિશ્વમંગલની સહાયતાઅર્થે નીચેની શ્રેણીમાંથી કોઇ પણ શ્રેણી અનુસાર આપ વિશ્વમંગલના કાર્યમાં સહકાર આપી શકો છો.

એકજ વખત માટે પ્રાણદાતા રૂ. ૫૧ )
પ્રતિવર્ષે......પોષક રૂ. ૨૫ )
પ્રતિવર્ષે..........સંરક્ષક રૂ. ૧૦ )
પ્રતિવર્ષે...માનનીય ગ્રાહક રૂ. ૫ )
પ્રતિવર્ષે......વાર્ષિક ગ્રાહક રૂ ૨ )
વિદ્યાર્થીઓ-વાંચનાલયો અને સત્સંગમંડળો માટે રૂ. ૧॥

*

## વ્યાપાર વિકસાવવાનું સાચું સાધન.

ધર્મ પ્રેમી વ્યાપારી બંધુઓ !

આપ આપના ધંધાની જાહેરાતો અનેક પત્ર પત્રિકાઓમાં કરો છો, વિશ્વમંગલ જેવા ઉગતા ધર્મપ્રાણ માસિક પત્રની લગભગ ૧૦૦૦ ) નકલો શરૂઆતથી પ્રકાશિત થશે અને હિંદુસ્થાનના લગભગ તમામ દેશોમાં અને આફ્રીકા વિગેરે દેશાન્તરોમાં પણ તેના અનેક ગ્રાહકો નોંધવાનો અમારો પ્રયાસ ચાલુ છે, આશા છે કે-આપ આપની જાહેરખબર વિશ્વમંગલમાં આપીને આપના વ્યાપારમાં અનેક ગણો લાભ પ્રાપ્ત કરવાની સાથે સાથે વિશ્વમંગલના કાર્યમાં સહકાર આપવાની ઉદારતા દર્શાવશો.

વિશ્વમંગલ વ્યાપારી દૃષ્ટિએ નહીં પરંતુ જ્ઞાન પ્રચારનુંજ ધ્યેય મુખ્ય રાખીને પ્રકટ થતું હોય જાહેર ખબરના ભાવો ઘણાજ ઓછા અને સાધારણ વ્યાપારીને પણ પોષાય તેવા રાખવામાં આવ્યા છે.

### જાહેર ખબરના છેલ્લા વ્યાજબી ભાવો.

| અંદરના કોઈપણ પેજમાંથી | આખું પેજ. | અર્ધું પેજ. | ¼ પેજ. |
|---|---|---|---|
| એક માસ | ૫-૦-૦ | ૩-૦-૦ | ૨-૦-૦ |
| ત્રણ માસ. | ૧૨-૮-૦ | ૭-૮-૦ | ૫-૦-૦ |
| ૭ માસ | ૨૨-૮-૦ | ૧૨-૮-૦ | ૭-૮-૦ |
| એક વર્ષ | ૪૦-૦-૦ | ૨૨-૮-૦ | ૧૨-૮-૦ |

ધાર્મિક સંસ્થાઓ, પુસ્તકાલયો તેમજ ધાર્મિક પુસ્તક પ્રકાશકોની જાહેર ખબરમાં ૨૫ ટકા વળતર આપવામાં આવશે.

ટાઈટલના બીજા પેજનો ચાર્જ ઉપરના ચાર્જથી સવાયો અને ચોથા પેજનો ચાર્જ ચાલુ ભાવોથી દોઢગણો સમજવો.

આશા છે કે આપ આપની જાહેર ખબર અમારા માસિક પત્રમાં આપીને અમારા કાર્યને સહકાર આપશો.

દરેક બાબતનો પત્ર વ્યવહાર નીચેના એડ્રેસથી કરવોઃ—

પં. મંગલજી ઉદ્ધવજી પુરોહિત, શાસ્ત્રી, પુરાણવિશારદ.
ગીતા સાહ્ય—જુનાગઢ.

મહાગુજરાતના અદ્વિતીય પત્રકાર સાક્ષર **શ્રી મણિલાલભાઇ ઈ. દેસાઈ B. A.** પોતાના **"વિશ્વદર્શન"** માં જણાવે છે કે—

શ્રી ચંપકલાલ નાયક શ્રીમાન કાંકરોલી નરેશ શ્રી૧૦૮ શ્રીવ્રજભૂષણલાલજી મહારાજના અમદાવાદમાં આવેલા શ્રીદ્વારકાધીશના મંદિરમાં કીર્તનની સેવા કરે છે. કીર્તનકારનો વારસો એમને એમના પિતા પાસેથી મળેલ છે. જુદી જુદી રાગિણીઓમાં-જુદે જુદે સમયે ગવાતાં કીર્તનોના "નોટેશન્સ" આપીને સંગ્રહને વધુ ઉપયોગી બનાવવામાં આવ્યો છે. વૈષ્ણવ સમાજ આ કીર્તન સંગ્રહને સત્કારે એવી અમારી ભલામણ છે. શ્રીમત્ પ્રભુચરણનું નામ પણ 'ગીત સંગીતસાગર' છે એ કોનાથી અજાણ્યું છે? સંગીતમાં તન્મયતા એટલે નાદબ્રહ્મની સેવા, એ નાદબ્રહ્મની ઉપાસના કરવામાં આ કીર્તન સંગ્રહ ઉપયોગી છે. એમ અમને લાગે છે.

મહાગુજરાતનું મુખપત્ર **"ગુજરાતી"** ના તંત્રી **શ્રી. નટવરલાલ ઈ. દેસાઈ** જણાવે છે કે "આ એક સારૂં સંગીતનું જ્ઞાન આપનારૂં પુસ્તક છે. દેવમંદિરોમાં ઠાકોરજી આગળ રોજ રોજનાં, વાર તહેવારનાં અને ઋતુ અનુસાર ભગવાનની વિવિધ લીલાનું તાદસ્ય વર્ણન કરનારાં કીર્તનો ગવાય છે. મંદિરમાંના ગવૈયા મોટા ઉસ્તાદ હોય છે. તેઓ પરંપરાથી આ જ્ઞાન મેળવે છે, કીર્તનકાર રા. ચંપકલાલે આ પુસ્તકમાં આરંભમાં કેટલાક પાઠો-ગોઠવીને સંગીત પદ્ધતિનું જ્ઞાન આપ્યું છે......આ પરિશ્રમને ખાસ કરીને દરેક ધાર્મિક જીજ્ઞાસુએ ઉત્તેજવા યોગ્ય છે કીંમત પણ પ્રમાણમાં ઓછી રાખી છે. સ્વ. મગનલાલ શાસ્ત્રીએ ગ્રંથની પ્રસ્તાવના લખી તેની ઉપયોગિતા સમજાવી છે. ગમે તેવા નાટકી અસભ્યાઉ ઢંગધડા વગરના કવિતા તેમ ગાયનો ગાવાં તેના કરતાં પ્રભુની લીલાના કીર્તનો ગાવાં શ્રેયસ્કર છે.

અમદાવાદનું મશહુર સાપ્તાહિક **"ગુજરાતી પંચ"** ના તંત્રીશ્રી **રા. રા. સોમાલાલ મંગળદાસ શાહ** આ પુસ્તક માટે શું કહે છે.

"આ પુસ્તકમાં સંગીત વિષે શાસ્ત્રીય માહિતી, પ્રો. ભાતખંડેની પદ્ધતિ અનુસાર ચિહ્ન-પદ્ધતિ અને જુદા જુદા રાગોનાં ગાયનોની સરગમ વાદ્યો વગાડનારને સમજ પડે એવી રીતે આપવામાં આવેલાં છે. કીર્તન વિભાગમાં જુદા જુદા રાગોનાં ભરપૂર કીર્તનો પણ આપેલાં છે. આજકાલ નાટકીયાં ગાયનોની સરગમ બહાર પાડતાં અનેક પુસ્તકો કરતાં આ નિરાળી પદ્ધતિનું પુસ્તક છે. કીર્તનકારે લીધેલો શ્રમ ઉત્તેજનીય છે."

**"પ્રજાબન્ધુ"** ના વિદ્વાન તંત્રીશ્રી લખે છે કે—"આ ગ્રંથ બે ભાગમાં વહેંચાએલો છે. એક ભાગમાં સંગીત વિષેના અભ્યાસ પાઠો અને જૂદા જૂદા રાગોનાં નોટેશન આપ્યાં છે અને બીજામાં વૈષ્ણવ ધર્મનાં કેટલાક જાણીતાં કીર્તનો આપ્યાં છે. લેખક એક સંગીતકાર છે અને પોતે ગાયક પણ છે."

**"આરામ"** સાપ્તાહિકના તંત્રી **શ્રી. નંદલાલ ચુ. બોડીવાળા** લખે છે કે—કીર્તનકારભાઈ ચંપકલાલ સંગીત વીશારદ છે. આ પુસ્તકમાં પુષ્ટિમાર્ગીય કીર્તન સાહીત્ય આપવામાં આવ્યું છે...ભગવત્ કીર્તન પ્રેમીઓને તેમજ સંગીત પ્રેમીઓ માટે આ પુસ્તક જરૂરનું કહી શકાય.

**"સમાજ જીવન"** ના તંત્રી લખે છે કે—કીર્તનને સંગીતની દૃષ્ટિએ ચર્ચતું આ પુસ્તક ઘણી ઉપયોગી બાબતો રજુ કરે છે. તેમાં કીર્તનની નિત્ય રીત અને કયા દિવસે કયું કીર્તન ઉપયોગમાં લેવું તે આપવામાં આવ્યું છે.

**"અસ્મણ"** નામના માસીકમાં **"પુસ્તક પરિચય"** આપતા લખે છે કે—"સંગીત શાસ્ત્રની સંપૂર્ણ માહિતીથી ભરપૂર આ દળદાર પુસ્તકને અમે હાર્દિક આવકાર આપીએ છીએ. ઈત્યાદિ—**"મનોરમા"** નામના માસીક **"સાહિત્ય દર્શન"** માં લખે છે કે......"આખુંય પુસ્તક કીર્તન-સંગીત પદ્ધતિથી ભરેલું હોઈ સંગીત કલામાં નવીજ ભાત પુરે છે......અંતમાં આવું સુંદર પુસ્તક પ્રકટ કરવા માટે લેખકે લીધેલા પરિશ્રમ બદલ અમારાંય એમને અભિનંદન છે.

ઘણા વખતથી કીર્તનનું પુસ્તક મળતું નહોતું જેની ઝંખના કરી રહ્યા હતા તેજ ફરી છપાયું છે.

# ભક્તિરસનો ભંડાર ! કીર્તનસાહિત્યનો સાગર !

શ્રી ઠાકોરજી સન્મુખ કરવાનાં ભાવમય રસિક કીર્તનોનો અદ્વિતિય સંગ્રહ.

શ્રી યુગલ સ્વરૂપનાં ભાવવાહી કીર્તનો વાંચવા–વિચારવા–મનન કરવા માટે આ પુસ્તક જરૂર વાંચો.

# कीर्तन संग्रह भाग १, २, ३

भाग १ लो. वर्षोत्सवके वारमासिक उत्सवके कीर्तनो

આવૃત્તિ ૨ જી, ઘણા સુધારા વધારા સાથે,

અમારી પ્રાચીન શોધખોળમાંથી મળેલાં અનેક નવાં કીર્તનોનો ઉમેરો કર્યો છે.

સાંપ્રદાયિક પ્રણાલિ અનુસાર, ઋતુ અનુસાર, વિધવિધ કીર્તનો. વૈષ્ણવી સાહિત્યક્ષેત્રમાં જેમની પ્રતિભા અજોડ છે એવા મહાનુભવી પ્રાતઃ સ્મરણીય શ્રી સૂરદાસજી આદિ અષ્ટસખાઓ, શ્રીલલિતકીશોરજી, ઘોંધી, શ્રીભટ આદિ ભગવદિયોનાં ભાવવાહી, રસપ્રચુર, રસરસિક, અનુભવસિદ્ધ કીર્તનોનો મહાન્ સંગ્રહ.

આ ગ્રંથની અમારી પ્રથમ આવૃત્તિ ખપી ગયા પછી છેલ્લાં ૭–૮ વર્ષથી કીર્તન સાહિત્ય અપ્રાપ્ય હતું જેથી અનેક સ્થળોએથી ફરી છપાવવાની માગણી વૈષ્ણવોની ચાલુજ રહી હતી.

તેમજ અનેક ભગવદીયોની સુચનાનુસાર કીર્તનોનો કેટલોક વધારો કરી જુદા જુદા ત્રણ ભાગમાં આ કીર્તનસાગર વૈષ્ણવોની સેવામાં રજુ કરીયે છીએ,

(१) भाग १लो. वारमासिक उत्सवके कीर्तनो आवृति २ जी
न्यो रु. ४–०–०

(२) भाग २जो. नित्य पद के कीर्तनो (जागवाथी पोढतां सुधीनां)
न्यो रु. २–०–०

(३) भाग ३जो. वसंत, धमार, डोल, होरी, रसिया वगेर कीर्तनो.
न्यो रु. १–०–०

ત્રણે ભાગ ભેગા એક સાથે બાંધેલા પુસ્તકના રૂ. પાંચ.

( अक्षर आ लाइन जेवाज मोटा )

અક્ષરથી આ ગ્રન્થ છપાયો છે.

આ ગ્રંથમાં લગભગ ચારથી પાંચ હજાર કીર્તનોનો સંગ્રહ છે.

**લલ્લુભાઇ છગનલાલ દેસાઈ** રીચીરોડ નં. ૫૭, મેડા ઉપર—અમદાવાદ.

ધી રાજનગર પ્રીન્ટીંગ પ્રેસ મદનગોપાળની હવેલી રૂપાસુરચંદની પોળ સામે—અમદાવાદ.

માટે આચારસહિત સેવા કરવી, તથા સ્નેહસહિત તથા ભાવસહિત કરવી; આથી પ્રભુ પ્રસન્ન થાય.

૧૨૨. વળી એક દિવસે કહ્યું, કે એક દિવસ શ્રીકૃષ્ણચંદ્રને શ્રી લક્ષ્મીજી બેઠાં હતાં, ત્યારે શ્રીકૃષ્ણચંદ્રજીએ કહ્યું, કે આ મારી પ્રજા તો કોઈ મને જાણતી નથી. બહિર્મુખ થઈ ગઇ છે, કોઇ કોઇને જેની સાથે મન માન્યું. તેની સાથે વિષય કરવો. કાળની પણ બીક નહિ, ને પ્રભુને તો જાણે જ શાનો ? ત્યારે પ્રભુને દયા આવી, તેથી વેદને આજ્ઞા આપી ને કહ્યું કે મારાં છોકરાં છે તે મને ભુલી ગયાં છે, અવળે માર્ગે ચાલે છે, તે છોકરાં મારી પાસે એવું એવું કરે. આ આજ્ઞા વેદે માથે ચઢાવી, ને આ પૃથ્વી ઉપર આવીને સર્વેને કહ્યું કે ભાઇઓ, તમે આમ શું ચાલો છો ? ત્યારે આ જગતમાં લોકોએ કહ્યું કે, અમારે તો વિષય વિના ચાલે નહિ. ત્યારે વેદે કહ્યું કે આ તમે ઉંધે માર્ગે ચાલો છો, તે મુકી દો. ને વચમાં અગ્નિની ચોરી કરીને વેદ ભણીને એક બાયડી પોતાની નાતની હોય તેની સાથે પાણિગ્રહણ કરો. આથી તમને દોષ લાગશે નહિ. વળી કહ્યું કે વ્યતિપાત, વિધૃત, અગિઆરશ, અમાસ એ જેટલાં મહિનામાં આઠ દિવસ તમે મનને ખુબ સંયમમાં રાખજો; વળી આગળ કહ્યું, કે ભાઇઓ, સ્ત્રીને ઋતુ આવે ત્યારે સંગ કરીએ, તે વિના કરીએ નહિ. એમ સર્વેના વિષય મુકવા ને પ્રભુ ભજવાના માર્ગે ચડવું. જ્યારે આ માબાપનું સગપણ મટી જાય, ને સંસાર જીવને કેવળ ખોટો લાગે ને અરુચિ થાય અને પ્રભુ વહાલા થાય, ત્યારે એના મા લક્ષ્મીજી થાય, ને પિતાશ્રી પ્રભુ થાય. ત્યાર પછી એમના ઘરમાં જવાની આશા થાય. વળી કહ્યું કે જીવને ત્રણ વાનાં પ્રભુની પ્રાપ્તિમાં વિઘ્ન કરનારાં છે. એક તો દંભ બીજું હું સમજું છું એવું અભિમાન, ત્રીજું જાતનો અહંકાર; આ ત્રણ પ્રભુ પામવામાં અંતરાય કરનાર છે. પ્રભુને જશ, મહિમા, મોટપ એ બધાં કંઈ જાણતાં નથી, શિવજી, બ્રહ્માજી, નારદજી એવા નથી જાણતા, તો તું તુચ્છબુદ્ધિ જીવ શું જાણે ? એ પ્રભુ પરાત્પર છે.

૧૨૩. વળી એક દિવસે કહ્યું કે, આ જીવ મનમાં વિચારશે કે અમને પ્રબોધ–પ્રભુને જોવાની આજ્ઞા કેમ ન આપી ? ત્યારે શ્રીમહાપ્રભુજીએ કહ્યું કે તને દયા કરી છે તે તું સાંભળ. તું કોણ હતો ? પેઢીએ બેસતો, ને લોકોની વાતો કરતો ને જગતની જુંઠણ ખાતો, ને જે ચરૂએ અગ્રાહ્ય વર્ણ રાંધે તે ચરૂનું રંધાયલું તું ખાતો. તું તો ખરો કૃતઘ્ની છે. પ્રભુના ગુણ

સંભારૂં તો તું પાર પડું. પ્રભુના આગળ કહેવું કે મને અધમ જીવને આ શી દયા? અમારા ઉપર આ શી કૃપા? આ મોંને અષ્ટાક્ષરમંત્ર, વળી આ મોંને સ્મરણ પંચાક્ષર મંત્રનું, વળી આ જીવને પ્રભુની સેવા, પ્રભુને જગાડવા પ્રભુને ભોગ ધરવા, પ્રભુને શણગાર આપવા એ બધું આ અધમ મોંને તથા દેહ જીવને ન ઘટે, તે આપ્યું છે એમ વિચાર કરવો. વળી પ્રભુ ઉપર પ્રસન્ન રહેવું.

તું પહેલે અવતાર કઇ યોનિમાં હતો, તેની તને ખબર છે કે ઢોર અને કુતરો હતો, તે વેળાએ ખાવા ન મળે ને વેળાએ પાણીએ ન મળે. આ મનુષ્ય દેહ આપી છે. જેથી વેળાએ ખાઉં છું, તરસ લાગે છે ત્યારે પાણી પીઉં છું, એમ છતાં પ્રભુના ગુણ ગાતો નથી. પ્રભુએ તો બહુજ કૃપા કરી છે, ને કૃપાનો વિચાર કરવો. પ્રભુએ આપણને આપવામાં કશીએ બાકી નથી રાખી. માટે આપણે સન્મુખ રહેવું. આ જીવ સમાન કોઇ દુષ્ટ નથી, ને પ્રભુ સિવાય કોઈ મોટું નથી, એમ આખો દિવસ પ્રભુના જશ ગાવા. મને આ શી દયા કરી છે? જેમ કોઇ શેઠને વાણોતર હોય ને વાણોતરને રૂ. ૫૦૦) ની પુંજી આપે, હવે વાણોતર વ્યાજ સુદ્ધાં આપીને ઉભો રહે, ત્યારે તે શેઠ પ્રસન્ન થાય, અને તેના ઘરનું ખર્ચ ચલાવે ને તેની બધી ચિંતા રાખે. પણ વળી કોઇ વાણોતર રૂપીઆ ને વ્યાજ સુદ્ધાં ખાઇ જાય, ને શેઠને હાથ દેખાડે, ત્યારે શેઠ તેના પર અપ્રસન્ન થાય, અને શેઠને તેનું મોઢું દીઠું ગમે નહિ. તેવા પ્રભુ પણ છે. આપણને પોતાનું નામ દેવા આપ્યું. પોતે પ્રભુ આપ્યા તે સેવા કરવાને, પણ એમાંનું કાંઇ કરીએ નહિ, ને વૈષ્ણવ થઇને પૂજાઇએ, તેણે કંઈ આપણો દહાડો વળે નહિ. પણ જે માર્ગ શ્રીમહાપ્રભુજીએ બતાવ્યો, ને માર્ગે ચાલીએ, તો શ્રીપ્રભુ પ્રસન્ન થાય. કરજો થોડું પણ બોલજો સાચું, પ્રભુ ને સાચું રુચે છે, પ્રભુ સાચાના સંગી છે.

૧૨૪. વળી એક દિવસે કહ્યું કે ઘંટાનાદ ત્રણ વાર કરવા. ઘંટા છે તે કોણ છે? એ ઘંટા છે તે શ્રીનંદરાયજીની ગાયોના કોટના ઘંટા છે. જ્યારે ગાયો સવારમાં છુટે ત્યારે ઘંટનાદ થાય છે, તે નાદ સાંભળીને પ્રભુજી જાગે છે. સાંજે વનમાંથી પધારે છે ત્યારે ઉત્થાપન થાય છે. એ પ્રમાણે ઘંટાનું રૂપ છે. હવે ઘંટા ત્રણવાર વગાડવાનું કારણ શું? ત્યારે કહે છે કે ત્રણ પ્રકારના ભજભકનો છે તે ત્રણવાર વગાડે છે. એક તો સાત્વિક, બીજા રાજસી ને ત્રીજા તામસી. પહેલો નાદ સાત્વિકનો તેથી હળવે હળવે વગાડે છે, બીજો

નાદ રાજસીનો છે તે પહેલાં કરતાં મોટે સાદે વગાડે છે. ને ત્રીજો નાદ તામસીનો છે, તે સારી રીતે મોટે સાદે વગાડે છે. આટલા શ્રીચંદ્રાજીના ભાવ છે. જે ભાવ શ્રીગોપીજનોનો છે, તે ભાવ ચંદ્રાજીનો છે. વ્રજભક્તો પાછલી દોઢ પહોર રાતનાં ઉઠે છે. ઉઠીને દેહકૃત્ય દંતધાવન કરી નાહીને બધાંએ ઘરમાં પોતનું કરે છે, પછી દધી મંથન કરે છે. નીત નવું માખણ કાઢે છે. પ્રભુને ભોગ ધરવાને સારૂ કાઢે છે. ત્યાર પછી શ્રીનંદરાયજીને ઘેર દર્શન કરવાને સારૂ સોળે શણગાર ધરીને પ્રભુનાં દર્શને આવે છે, ને દર્શન કરે છે. વળી શ્રીજશોદાજી પ્રભુને ભોગ ધરે, તે જોઇને પોતાને ઘેર જઈ ભાવનાએ પ્રભુને સર્વે ભોગ ધરે છે. વળતી રાજભોગ ત્રણ ઠેકાણે ધરાય. એક શ્રીનંદરાયજીને ઘેર, બીજો વનમાં, ત્રીજો નિકુંજમાં. આ ત્રણ રાજભોગ પછી ઉત્થાપન ભોગ તે શ્રીપુલિંદીજીનો છે. તે ભીલડીઓ વનફળ લાવીને જેના હાથનું પ્રભુને આરોગવું ગમે છે તેને આપે છે, પોતે વેગળાં રહે છે. ત્યારે પ્રભુ ઘણા પ્રસન્ન થાય છે, શ્રીઠાકોરજી પહેલા જાગ્યા નહિ, ત્યારે પાછા પોતાને ઘેર ગયાં. ત્યાર પછી બીજીવાર આવ્યાં ત્યારે જાગ્યા છે. પહેલાં તો કહ્યું કે તમે દર્શન કરવા આવ્યાં છો, પણ પ્રભુ તો જાગતા નથી, ત્યારે પાછાં પોતાને ઘેર જઇને ભોગ ધર્યા, એટલે શ્રી ઠાકોરજી જાગ્યા. ત્યાર પછી આર્તિ કરવાને દર્શન કરવાને કાજે આવે છે, ને દર્શન કરીને પોતાને ઘેર જાય છે.

૧૨૫. આસો સુદ ૧ નોરતામાં પહેલે પર્વે જવારા વાવવા, દશમ રાત્રિના તેમને નિત્ય નવી નવી સામગ્રી કરવી. નિત્ય નવા અંકુર ફુટે છે, તેનો ભાવ છે, સામગ્રી એ નવધા ભક્તિનું બીજ છે, ને દશરાને દિવસે પ્રેમલક્ષણા ભક્તિ છે.

વળી રૂપ ચતુર્દશીનો ભાવ, તેલ સ્નેહનું સ્વરૂપ છે, અભ્યંગ તે રાજસી ભક્તોનો ભાવ છે, પાછળ કેસર અભ્યંગ તે મુખનો ભાવ છે. આર્તિ ચારે તરફ અજવાળું થાય એવી કરવી, કારણ કે ચારે તરફ ભક્તો દર્શન કરવા આવે છે. એક તરફ અજવાળું થોડું હોય તો તે તરફનું યૂથ શાપ દે. એક તો શ્રીયમુનાજીનું યૂથ, બીજું શ્રુતિરૂપાનું ત્રીજું નિર્ગુણ. ચોથું અગ્નિકુમારનું યૂથ.

ભોગમાં માલપુડાને તેની સાથે ખાંડ ધરાય, ખાંડ વિના આરોગાવાય નહિ, ચાર સુઠીયાં છે, તે ધર્મ, અર્થ, કામ ને મોક્ષ એ ચાર પુરુષાર્થને વારી નાખે છે. ને આર્તિના આંટા છે, તે છએ ધર્મની આર્તિ છે. પાછળનો આંટો

આર્તિનો ઉતાવળો કરવો, કારણ કે તે નિરાવરણનું રૂપ છે. વળી નિરાવરણ પ્રભુને કંઈ સારી પેઠે નિરખાય નહિ. કંઈ જોયા, કંઈ ના જોયા માટે ઉતાવળે આંટા ફેરવવા.

દિવાળીને દિવસે હાટડી સાજવી, ચોપાટ માંડવા, ત્યાં પ્રભુને પધરાવવા. માંહે ભેટ કરવી, આર્તિ કરવી, સર્વનો ભાવ. ચોપાટના છન્નું ખંડ છે તેનો ભાવ. સોગટાનોએ ભાવ છે. પાસાનોએ ભાવ છે. તળે એક એક પાસામાં ચૌદ હોય છે, તેનો પણ ભાવ હોય છે, ભાવ વિના કંઈ પણ પદાર્થ છે નહિ. એ ભાવના શ્રીગુસાંઈજીએ કરી છે, પણ આપણને શું સાભરે? ચોપાટ રમવાને એક તરફ શ્રીસ્વામિનીજી ને સામે શ્રીઠાકોરજી. પ્રભુ પાસે શ્રીચંદ્રાવલિજી ને સ્વામિનીજી પાસે રાધા સહચરી રમવામાં રહે છે.

અન્નકોટમાં પ્રભુના મોં આગળ અનસખડીને તેની પછવાડે સખડી છે, એ રીતે ભોગ ધરાય છે. વળી ગોપ અષ્ટમી ને મુકુટ કાછનીનો શણગાર છે. કંઈ સામગ્રી નહિ. અભ્યંગ નહિ, એ તો નિત્યનો ઓચ્છવ છે. શરદ-પુનમે દાનલીલા ને ગોપ અષ્ટમીએ મુકટ કાછની એ તો સદાસર્વદાનાં છે. માટે ભોગ નહિ. કારતક સુ. ૧૧. એનો ત્રણ પ્રકારના ભક્તોનો ભાવ છે. રાજસ, તામસ ને સાત્વિક ને ખરાં નિર્ગુણ. તે ચોમાસામાં ચાર મહિના પોરાઢી મુકે છેઃ માટે મોટાં નિર્ગુણ, ચારે મહિના વળતી આર્તિઓ થાય છે એ નિર્ગુણ ભક્તોનો ભાવ છે.

વળી છન્નુ સોકટાંના ખંડ છે, તેમાં ચોરાસી તો આસનના ભાવ છે, ને બાર વનના ભાવ છે, એ મળીને છન્નુ ને પાસામાં ચૌદ આંક છે, તે ચૌદ વિદ્યા ગુણ જાણે છે. જેટલી મંદિરમાં સામગ્રી છે, તે સ્વરૂપાત્મક છે, ભાવાત્મક છે. વસ્તુનો ભાવ જાણીને કરે, તો તેના ભાગ્યનો પાર નહિ. પોતે સાક્ષાત જશોદા ઉત્સંગ છે, ને સામગ્રી છે તે પોતાના અંગથી શ્રીગોપીજનનો ભાવ છે. પોતે સ્વરૂપે સેવા કરે છે. એ વિના કોઇ છે નહિ. વળી દેવદીવાળીના મંડપમાં ચોકી ત્રણ વાર ઉઠાવે છે, તે ત્રણ ભક્તોના ભાવ છે, રાજસ, તામસ ને સાત્તિકનો ભાવ છે. નિર્ગુણ ભગવદીય તો સુવાડી મુકે છે, ને શ્રીઠાકોરજીના મોં સામું જોયા કરે છે. બોલવાનીએ આશા નહિ. રમવાનું, હસવાનું કશુંએ જોઇએ નહિ. ચાર સાંઠાનો મંડપ કરે છે, તે તો રાજસ, તામસ, સાત્ત્વિક ને નિર્ગુણ આ ચાર પ્રકારના ભક્તોનો ભાવ છે, ને આઠ સાંઠાનો મંડપ કરે છે, તે આઠ પ્રકારના ભગવદીય છે, સોળ સાંઠાનો

મંડપ કરે છે. તે તો એકાદશ ઈંદ્રિયો ને ઉપર સુગંધ વાયુ આકાશ વગેરે મળીને સોળ છે.

વળી શ્રીતુલસીનો વિવાહ કરે છે, તે શા માટે? પણ શ્રીગોપીજન તો ઘણાં છે. ત્યારે જેની સાથે વિવાહ ન કરે, ને તે બીજાનો ખાર આવે, એટલા માટે તુલસીજીની સાથે વિવાહ કરે છે. ચાર ભોગ છે તે તો પરણે ત્યારે ચાર ભોજનની રીત છે. ગોરવ સુદ્ધાં ચાર જમણુ કરાવે છે, એ ચાર ભોગ છે. વળતી શ્રીગુસાંઇજીનો ઓચ્છવ આવે છે, તે નોમને દહાડે છે. તે શું? સૌથી છેલ્લો અંક નવનો છે, એ પછી બીજો અંક છે નહિ, માટે નોમનો ઓચ્છવ છે. શ્રી આચાર્યજીનું સુધાનું રૂપ છે, ને શ્રીગુસાંઇજી વેણુ સ્વરૂપ છે, શ્રીઆચાર્યજીમાં એક ગુણ ને શ્રીગુસાંઇજીમાં ત્રણ ગુણ. કયા કયા? એક તો વેણુદ્વારા સુધારસ પોતે પીએ છે, ને બીજો શ્રીવલ્લભકુલની સૃષ્ટિને પાય છે, ને ત્રીજો તો પોતે સેવા કરે છે. સ્વાર્થ તે તો પોતે પીએ છે, ને પરાર્થ તે તો પોતે શ્રીપ્રભુ છે. પ્રભુ પરમાર્થ છે, તે પોતાના નામદ્વારા પાય છે. આ ત્રણમાં આચાર્યજીમાં બે પ્રકાર છે. એક તો પરાર્થ સેવા એ પોતે પ્રભુ છે ને બીજા પરમાર્થ તે સર્વેને પાય છે. શ્રીવલ્લભ તો સર્વે કહે, પણ પધારતી વેળા પોતે કહ્યું કે શ્રીગોપીજનવલ્લભ છું, ને શ્રીગોપીજનમાં રમ્યો તે હું છું, તે વખતે કહ્યું છે, બાકી કદી નથી કહ્યું. હવે વસંતપંચમીનો ઉત્સવ. એ તો કામનું ઉદ્દીપન છે. કામ ત્રણ પ્રકારનો છે, એક આધિભૌતિક, બીજો આધ્યાત્મિક ત્રીજો આધિદૈવિક, આધ્યાત્મિક કામ તો આ જગતમાં છે, આધિભૌતિકને શિવજીએ બાળો મુકયો, અને આધિદૈવિક શ્રીઠાકોરજીમાં છે. એ ત્રણ રૂપ છે. વળી કેસર તો શ્રીસ્વામીનીજીનો ભાવ છે, ને ચુવા શ્રીજમનાજીનો ભાવ છે. અબીલ ગુલાલ શ્રીચંદ્રાવલીજી ને લલિતાજીના ભાવ છે, *હોળીદાંડાનો ઉત્સવ છે, તેમાં દાંડો રોપે છે તે કામનું ઉદ્દીપન છે. કામનો* ઝંડો છે. શ્રીનાથજીનો ઓચ્છવ ને છએ મંદિરનો ઓચ્છવ એ બે ઉત્સવ છે. શ્રીનાથજી સુદ્ધાંતને શ્રીગોકુળચંદ્રમાને મંદિર ચાર ઓચ્છવ છે. વળતી હોળી ઓચ્છવ, શણગાર ભોગ આરોગીને ડોલ બેસે. તે સવારના પહોરમાં રંગિત વાદળ હોય, ત્યાર પહેલાં ભોગ આરોગે, એ નિકુંજનો ભાવ છે. માટે પહેલો ખેલ થાય. એ ઘરનો ઓચ્છવ નથી, માટે અરુણ ઉદય વેળા ડોલ બિરાજે. ત્રણ ભોગ છે. એ ત્રણ પ્રકારનાં ગોપીજનો છે. રાજસ, તામસ ને સાત્ત્વિક. ને ખેલ ચાર તેમાં પોતાનો ખેલ ચોથો છે. વળતી શ્રીઅંગે ગુલાલ પોંછીને સ્વચ્છ કરીને ઘેર પધારે, ત્યારે રાજભોગ શ્રીનંદરાયજીને ઘેર આવે.

વળતી રામનવમી એ પ્રભુના હાસ્યનું પ્રાકટ્ય છે. તે ઓચ્છવે શ્રીનંદરાયજી ફલાહાર લે છે ને પૂરણ વ્રત કરે. હવે અખાત્રીજ.

૧૨૬. વળી પૂછયું કે આ જીવને પ્રભુની પ્રાપ્તિ કેમ થતી નથી? ત્યારે કહ્યું કે, આ જીવમાં ત્રણ દોષ છે. એક અન્યાશ્રય, બીજું અસમર્પિત, ત્રીજું વિષયાક્રાંત મન. તે દોષથી પ્રભુ વેગળા રહે છે. વિષય છે તે તો પ્રભુને હૃદયમાં આવવાજ દેતો નથી, માટે વિષય ત્યજવો. વળી અન્યાશ્રય તો કદીજ કરવો નહિ. જેમ પોતાની સ્ત્રી ગમે તેટલા અપરાધ કરે; પણ તે વિસરી જઇ તેનો રોષ જાય, પણ વળી કોઇ બીજા પુરુષનો સંગ કરે, ત્યારે તો તેનું માથું કાપી નાખે. એવો અન્યાશ્રય છે. બીજા દોષ તો (પ્રભુ) ગણતા નથી.

વળી આ માર્ગમાં પાંચતત્ત્વ છે. ૧. એક તો શ્રીનાથજીને સાતે સ્વરૂપ એક તો એજ તત્ત્વ છે. બીજું તત્ત્વ પુસ્તકો ને શ્રીગોવર્ધનનાથજી. પુસ્તક છે તે તો મોટો સત્સંગ છે. વળી કોઇ એવા ભગવદીય આવે, ત્યારે તેમનો સમાગમ કરવો, ને તેવા ન હોય ત્યારે પુસ્તકનું અવલોકન કરવું. જે શ્રીગોવર્ધન છે, તે તો હરિદાસવર્ય છે, શિરોમણિ છે. ફુલ. ફળ, તૃણ, જળ, ગાયોને તૃણ એ સર્વે વડે સેવા પોતે કરે છે. ભોગની સામગ્રી પુલિંદીઓ વિસરી જાય ત્યારે શ્રીગોવર્ધનજી મનુષ્યનું રૂપ ધરીને કહે કે, હવે પોતાને પધારવા સમય થયો છે, કંઇ ફળફુલ લાવીને કંદમૂળ લાવીને સિદ્ધ કરો, ત્યારે તે કરે ને ભોગ ધરવાના અધિકારી હોય તેને આપે છે. માટે ભગવદીયમાં શિરોમણિ છે. આ બીજું તત્ત્વ છે.

હવે ત્રીજું તત્ત્વ શ્રીઆચાર્યજી, શ્રીગુંસાંઇજી ને શ્રીવલ્લભકુલ ચોથું તત્ત્વ શ્રીજમનાજી. પાંચમું તત્ત્વ શ્રીવ્રજભૂમિ. એ પાંચે તત્ત્વ છે.

હવે વિવેક, ધૈર્ય ને આશ્રય. તે આશ્રય તે શું ? વિવેક તો તેજ કે હરિથી કોઇ મોટું છે નહિ. જે માગવું તે હરિની પાસે માગવું. કોઇ બીજાની આશા કરવી નહિ. આશા એક હરિની કરવી. એ મોટો વિવેક છે.

ધીરજ તે શું ? ભગવદીયે પ્રભુની પ્રસાદી વિના લેવું નહિ. પ્રાણ જાય પણ અણપ્રસાદી લેવું નહિ. કંઇ ગામ જઇએ, ત્યારે પ્રભુનું નામ દસવાર શ્રીકૃષ્ણ: શરણં મમ કહીને જળ લેવું, ને ખાવું તે પ્રભુનું નામ સ્મરણ કરીને ખાવું. ગ્રાસે ગ્રાસે પ્રભુનું નામ દેવું. જીભ્યાએ પ્રભુ બિરાજ્યા છે, તે તને આરોગીને આપે છે.

હવે આશ્રયનું સ્વરૂપ શું છે? જે ઇંદ્રિયો છે, તે પ્રભુને સમર્પણ કરવી, આંખોને પ્રભુનાં દર્શન કરાવવાં, નાકે પ્રભુની પ્રસાદી સુગંધ લેવી, કાને પ્રભુની કથા સાંભળવી, મોઢે પ્રભુનું નામ દેવું ને વળી ઉંચે સાદે કીર્તન કરવું. પગનો ઉપયોગ મંદિરમાં દર્શન કરવા જવામાં કરવો. હાથે પ્રભુની સેવા કરવી. દસે ઇંદ્રિયો પ્રભુના ભોગમાં લાવવી. છોકરો પ્રભુની સેવા કરે, સ્ત્રી પ્રભુની સેવા કરે ને છોકરી પણ પ્રભુની સેવા કરે તો સ્નેહ રાખીએ, નહિ તો નામ ના દઈએ. ભગવન્મૂર્તિજ સત્ય છે, એમ વિચારી આખો દિવસ પ્રભુનું ધ્યાન કરવું અને કહેવું કે, મહારાજ, મારાપર ક્યારે દયા કરશો? ક્યારે મોઢામોઢ કહેશો કે મને ફલાણી વસ્તુનું મન થયું છે? અલ્યા ઉઠ હું ભૂખ્યો છું, આમ મને ક્યારે કહેશો? હે મહારાજ, મારી સાથે શું છે કે બોલતા નથી? માટે કૃપા કરીને બોલીએ. હું આપને હીંડતા ક્યારે જોઇશ? વળી મને એમ ક્યારે કહેશો, કે ફલાણી વસ્તુપર મને ભાવ આવ્યો છે, માટે ઉઠ તૈયાર કરી આપ. આ વખતે હું આપને એમ કહીશ કે જલદી કરી આપું. મને આપનો ક્યારે કહેશો? વળી આપે સુંથન પહેરી છે, કટિમેખલા બાંધી છે. પાઘનો ફેંટો બાંધી લીધો છે, તેવા સ્વરૂપનો સાક્ષાત્કાર ક્યારે કરીશ? એવા એવા મનોરથ કરીએ, તો કોઇ દહાડો પ્રભુને દયા આવશે, તો પ્રસન્ન થશે.

પ્રભુ વિના કોઇનો આશ્રય કરવો નહિ. આપણે કહીએ કે કર્મમાં હશે તે થશે, પણ કર્મ કોનું કરેલું છે? વળી કહેશો કે ભાગ્યમાં હશે તે થશે, તો ભાગ્ય કોનું કરેલું છે? વળી કહેશો કે ભવિષ્યમાં હશે તે થશે, તો ભવિષ્ય પણ એના હાથમાં છે. વળી કહેશો કે ગ્રહ કરશે તે થશે, પણ ગ્રહ પોતે માંદા પડે છે તો તે તારૂં શું કરશે?

વળી શનિશ્ચરને પગ છે નહિ. જો એનું ચાલે તો પગ પોતાના બનાવે નહિ? વળી કહેશે રાહુ ખોટો છે, પણ રાહુજ ધડ વિનાનો છે, એનામાં શક્તિ હોય તો એનું ધડ ન કરે? વળી કહેશો કે સુરજ બગડ્યો છે, તેનું પૂજન કરો, પણ એ તો આખો દહાડો અથડાઇ મરે છે, પણ બેસવા વારો પણ આવતો નથી. વળી કહેશો કે ચંદ્રમા સારો થશે ત્યારે કરાર થશે, પણ ચંદ્રને ક્ષયરોગ થયો છે. પછવાડે ક્ષયરોગ લાગેલો છે. તેથી ક્ષય વધે છે ને વળી ઘટે છે, પણ રોગવાળો છે. ઇંદ્રને શરીરે કાણાં પડેલાં છે. બ્રહ્માજી વેદની સ્તુતિઓ કરી કરીને થાકે છે. વળી શિવજી પણ રોગવાળા છે. એક પ્રભુ વિના

કોઇ રોગ વગર નથી. માટે કર્તા એક પ્રભુજી છે, માટે આશા કરો તો એની, ને સેવા કરે તો પણ એની. વળી નામ દેવું તો પણ એનું. એના નામમાં સૌ ઔષધિઓ, સર્વે શક્તિઓ છે. ગ્રહોએ પણ એમના સામું જોવાય નહિ, પણ પ્રભુના થવું જોઇએ. પ્રભુના થયા પછી કોઇએ નામ ન દેવાય. તે ઉપર એક દૃષ્ટાંત કહ્યું કે એક બ્રાહ્મણ હતો, તેની નાતમાં તો હજાર બે હજાર રૂપીઆ હોય તો વિવાહ થાય. પાસે એક બદામ સરખી પણ મળે નહિ. તે બ્રાહ્મણ એક વાણીઆને ઘેર રૂ. ૨ાા માં ગુમાસ્તો રહ્યો. આ બ્રાહ્મણે એક કોટડી લીધી ત્યાં રસોઇ કરે, ને સુવે. જ્યારે રાત પહોર જાય ત્યારે ભાવના એમ કરે કે આવો, બેસો, શું જમ્યાં, તમારે માટે ઘણાં વાનાં કર્યાં છે આવો, ખાટલાપર બેસો, આ વાત કરીએ, તે કોઇને કહેશો નહિ, જેમ સામે બાયડીને કહેતો હોય, એવી ભાવના કરે. એ બ્રાહ્મણ રોજ એમ કરે. તે પાડોસી રોજ સાંભળે, ત્યારે પાડોસીએ કહ્યું કે, આ કોઈ લાંઠીઓ છે. જઇને શેઠને કહ્યું. એટલે તેને બીજે દિવસે પાડોસીને ઘેર શેઠ છાનામાના સંતાઈ રહ્યા ને જોયું, ત્યારે તો બાયડી વિનાની ભાવના દીઠી. પેલા પાડોસીના હૈયામાં તો મેલ આવ્યો છે. ત મેલ શેઠને કાઢવો છે. એટલે શેઠે કહ્યું કે તમે પાડોસીઓ એમ ધારશો કે ગુમાસ્તાના ઘરમાં બૈરી હતી તે શેઠે કાઢી મુકી, માટે મારી પાછળ ઉભા રહો. રાત તો ગઈ છે. શેઠ વાણોતરને સાદ કર્યો કે ઓપટીનું કામ છે, માટે બારણું ઉઘાડ. જો કામમાં હોય તો ના ઉઘાડીશ. નહિ તો ઉઘાડજે પેલે વાણોતરે તો પાધરીજ સાંકળ ઉઘાડી. જુએ તો કાંઇએ છે નહિ, ત્યારે પેલા જુઠા પડયા, પછી શેઠે પૂછયું કે અલ્યા, તું કોની સાથે બોલું છું, ત્યારે વાણોતરે કહ્યું કે, મારી નાતમાં કન્યાની ખોટ છે, હજાર બે હજાર રૂપીઆ હોય તો કન્યા આવે, નહિ તો કન્યા મળે નહિ. બે હજાર મળવાના નથી ને પરણવાનો એ નથી. આથી કન્યાની ભાવના કરીને દહાડા કાઢું છું, એટલે શેઠને દયા આવી. અલ્યા, મારે ચાર દીકરા છે. ત્યારે તું એ દીકરો. આ મારી પાસે વીસ લાખ રૂપીઆની દોલત છે ચાર લાખ રૂપીઆ મેં તને આપ્યા. ઉઠ કન્યાને શોધી લાવ, તેજ વેળાએ ઉઠયો, વિવાહ કરીને પરણ્યો, એનો મનોરથ સિદ્ધ થયો. આ લૌકિક કામના સિદ્ધ થઈ, તો અહર્નિશ ભાવના કરવી જોઇએ, પ્રભુ તો મનોરથ પુરવાને ઉભા છે, મનોરથમાં ઢીલ છે. ભાવનાથી કામ થાય. પ્રભુ કહે છે, અલ્યા લક્ષ્મીજીની ભાવનાથી કામ કરીશ, ઉપાસીશ તો લક્ષ્મીજી પ્રસન્ન થશે. પણ લક્ષ્મીજી કોની વડે છે?

મારા વડે લક્ષ્મીજી છે, હું જેના પર પ્રસન્ન થાઉં, ત્યાંજ લક્ષ્મીજી પધારે. આપવાનો તો બીજો કોઈ છે નહિ. મારી આજ્ઞા વિના કોઇએ જાય નહિ, એ તો પતિવ્રતા છે. મારીજ આજ્ઞામાં છે. મારામાં શું ઓછું છે કે બીજા પાસે માગો છો ? જે માગશો તે હું આપીશ. એક નિરુપાધિ ભક્તિ વડે હું પ્રસન્ન છું. ઉપાધિએ પ્રસન્ન નથી, માટે સર્વમાંથી મન કાઢજો, ને મારામાં ઘાલજો, એટલે કામ સિદ્ધ થશે.

૧૨૭. જ્યારે આપણું આ લિંગશરીર મરી જાય, ત્યારે આપણું કામ થાય; જ્યાં સુધી વાસના છે ત્યાં સુધી લિંગ સ્વરૂપ છે, માટે વાસનાનો ત્યાગ કરીએ; ને શુદ્ધ સાત્ત્વિક થઇએ, ત્યારે આપણું કામ થાય. જ્યાં સુધી ત્રણ ગુણમાં છીએ, ત્યાં સુધી અવતાર લેવાના છે. કોઇવાર રાજસ, કોઇવાર તામસ ને કોઇવાર સાત્ત્વિક એ ત્રણ ગુણના વિચાર છે. જ્યારે શુદ્ધ સાત્ત્વિક થઇ નિર્ગુણ થઇને વાસના કશીએ નહિ રહે, ત્યારે લિંગ શરીર બળી જશે. હૈયામાં જે ઉકરડો છે તે કાઢીએ ત્યાર પછી હૈયું મંદિર થાય. ત્યાર પછી પ્રભુ મંદિરમાં બિરાજે, જ્યારે પ્રભુ કૃપા કરે ત્યારેજ કામ થાય. પ્રભુની પ્રસન્નતા વિના કશું કામ થવાનું નથી.

૧૨૮. વળી એક દિવસે કહ્યું, કે આ શરીરનો મેલ જ્યારે નીકળે છે, ત્યારે દેહ શુદ્ધ થાય છે; તેવાનો સંગ થાય ત્યારે એ મેલ નીકળે છે. જેમ આ શરીરનો મેલ તેમ આ લિંગશરીરનો મેલ આ દેહ છે, તેની અને એની એક ગાંઠ છે, જો ત્યાંથી છુટે તો આ દેહ લિંગ સ્વરૂપને મળે છે, તેવો આ દેહ છે. માટે આ શરીરને મળવત જાણવું. આમ જણાય ત્યારે દેહને કોઇ મારે, કાપે, નાક નસીકે, કોઇ લગી કરે પણ મળરૂપ શરીરને કાંઇએ લાગતું નથી. કોઇ પૂજે તો પણ તેવું છે, માટે કોઇના પર રીસ કરવી નહિ. જે લિંગ શરીર છે, તે આ વૈરાટ સ્વરૂપનો મળ છે. જ્યારે આપણી વાસનાઓ છુટે, ત્યાર પછી જનમ નહિ. વાસના છુટે તો પ્રભુ ઉપર સ્નેહ આવે. પ્રભુ વહાલા લાગે તો આપણું કામ થાય.

૧૨૯. વળી એક દિવસે શ્રીવસુદેવજી શ્રીકૃષ્ણને કહે છે, કે મહારાજ, કર્તા એક તમે છો. તમો વિના બીજો કોઇ છે નહિ. દાતાર પણ તમે છો. ને લ્યો છો, પણ તમે. જ્યારે કોઇને આપવું હોય ત્યારે તમે જઇને અપાવો. તો તે આપે ના અપાવો તો ના આપે. વળી આંખનો ધર્મ જોવાનો છે, નાકનો ધર્મ સુંઘવાનો છે, કાનનો ધર્મ સાંભળવાનો છે, પણ તમે જ્યાં સુધી સંભળાવો

ત્યાં સુધી સાંભળે. જ્યારે આંખનું જોવાપણું ખેંચી લ્યો, ત્યારે જીવ આંધળો છે. જ્યાં સુધી કાનમાં સાંભળવાનો ધર્મ મુકે ત્યાં સુધી સાંભળે, જ્યારે સાંભળવાનો કાનનો ધર્મ ખેંચી લ્યો, ત્યારે બેહરો થઇ જાય. આ સર્વે તમારા હાથમાં છે. મોટા ભગવદીય તમને કર્તા જુએ છે, એમની સર્વ ચેષ્ટાઓ રહી ગઈ છે. શુકદેવજી, ભરતજીને કોઈ કાંકરી નાખે, કોઇ ધુળ નાંખે, પણ તે પ્રભુનેજ જુએ છે, જ્યારે તમને કર્તા જાણે ત્યારે તમારા વિના કંઇ પણ જુએ નહિ. એ ઉપર એક દૃષ્ટાંત કે તીરનો ભાથો ભર્યો છે, પણ તીર પોતાની મેળે કોઇને વાગે છે ? પેલો બીજો પણછ ચડાવીને ખેંચીને મારે છે, ત્યારે સામાનો જીવ લે છે, તેમ પ્રભુ વિના પ્રાણી માત્રને હલાવનાર બીજો કોઈ નથી. કીડીથી તે બ્રહ્મા સુધી સૌ શક્તિઓ એમની મુકેલી છે, તે જગતને નચાવે છે, પણ એમની આજ્ઞામાં છે. તરણું પણ વાએ ઉડે તોજ ઉડે, પણ એની સામર્થ્ય છેજ નહિ કે પોતાની મેળે કંઇ કરી શકે. આ જગત માત્રનું ભરણ પોષણ પોતે કરે છે. કોઇ કહે છે, કે મને પેલે ઉપકાર કર્યો, મને ફલાણો જીવાડે છે, તે ના હોત તો હું મરી જાત, પણ કોઇ છે નહિ, કર્તા એક પ્રભુજ છે પ્રભુને જ્યાંથી અપાવવું હોય ત્યાંથી અપાવે. પણ પ્રભુ છાના ગુપ્ત રીતે સર્વનું પુરૂં કરે છે. એવો ધર્મ જ્યારે આવશે, ત્યારે પ્રભુના મારગ ભણી ચલાશે. જેમ પ્રભુ કર્તા છે, એમ કોઇ કહેતું નથી, તેમ પ્રભુજ કર્તા છે, બીજું કોઈ નથી એમ બદલાઈ જઇને જોશે, ત્યારે કામ થશે. કહ્યું તો ઘણું પણ સાંભર્યું તે લખ્યું છે.

૧૩૦. વળી એક દિવસે કહ્યું કે ચંદ્રમા, દેવ, દેવીઓ, સુરજ એ બધાં છે. તેમાં ચંદ્રમામાં તેજનો ધર્મ મુકયો છે. સુરજમાં અજવાળાનો ધર્મ મુકયો છે, તે પ્રભુ રાખે ત્યાં સુધી રહે, ના પાળે તો મીંડા પ્રમાણે થાય. આ ભીંત પર મીંડુ, કુંડાળું કરીએ, ને તેમાં તેજ હોય તો સૂરજ ચંદ્રને પોતાનું તેજ હોય. એ તો એક નમુનો છે. એમ સર્વનું જાણવું. પ્રભુને પાળવું હોય ત્યાં સુધી પાળે. ને મારવું હોય ત્યારે મારે. કોઈ આપે નહિ, કોઇને દોષ દો એવું છે નહિ. સર્વ બાજી પોતાના હાથમાં છે.

૧૩૧. વળી એક દિવસે કહ્યું, કે શિવજીના ભક્ત તાલેવંતને શ્રીઠાકોરજીના ભક્ત ભૂખે મરતા દેખાય છે. જુઓ, આમાં તો શિવજીનો શ્મશાનમાં વાસ, વાઘનું લીલુ ચામડું તે ઓઢવાને ને માથાના તુમડાનો કટોરો ખાવાનો, પીવાનો, શણગાર હાડકાંના, ધૂર્જટિ સરખા દેખાવમાં, પોતાની પાસે કશો

૧૩૩. વળી એક દિવસે કહ્યું કે સૂતદેવને ઘેર પ્રભુ સવાસો વરસે એક વાર પધાર્યા, ત્યારે સૂતજી કહે છે કે હું તમારૂં દર્શન જે દિવસે આ સૃષ્ટિ કરી છે, તે દહાડાનું કરૂં છું. ત્યારે શ્રી. ઠાકોરજીએ કહ્યું કે અલ્યા,' મારે ને તારે સમાગમ તો આજે સવાસો વરસે થાય છે. ત્યારે કહ્યું કે મહારાજ !! હું તો અનાદિ છું, ને હું આપનામાંથી પેદા થયો છું, આપ તો મારા રોમ રોમમાં વ્યાપી રહ્યા છો, દર્શન કર્યા જ કરૂં છું, આ આપની કૃપા છે. જ્યારે આ જીવ સુએ છે ત્યારે જીવ તો અઘોર નિદ્રામાં લીન થાય છે, ઘસવસાટ ઉંઘે છે, ત્યારે આ જીવની પાસે મન છે ને તે તો એક રચના રચી તેમાં લીન થયું છે. હજારો હાથી, લાખો ઘોડા, પાલખીનો પાર નહિ, રથનો પાર નહિ. પાળાનો પાર નહિ, ત્યાં સ્વપ્નમાં આપણે હાથી ઉપર બેઠા છીએ, ને લોક સલામો કરે છે, વળી બડેરાવ મહેરબાન કરે છે. વળી આપણે હજારો માણસોને મહા દુઃખ દઇએ છીએ, ને વળી હજારો રૂપીઆનો ધર્મ પણ કરીએ છીએ, પણ પછી જાગીએ, ત્યારે પેલું કંઇ નથી. પેલું પાપ કર્યું તેનું પાપે નહિ, ને પેલો ધર્મ કર્યો તે ધર્મ પણ નહિ. જો આ સ્વપ્નુ સાચું હોય તો આ દેહ આપણી હોય. આપણે જ્યાં સુતા છીએ, ત્યાં તો આપણું ધોતીયું પણ નીકળી ગયું છે; આપણી પાસે સુતું છે, તે તો આપણને નાગો દેખે છે. જાગીએ છીએ ત્યારે પોતીયું લઇને ઉઠીએ છીએ. શમણાની પેઠે આ બધું તારૂં શમણા જેવું છે. કર્તા તો એક પ્રભુ છે, પ્રભુ વિના કોઇ છે નહિ. આ આકાશનો પાર નથી, તેમ આપનો પાર નથી. કોઈ જગા આકાશ વિનાની હોય તો કોઇ પણ સ્થળ આપ પ્રભુ વિના હોય, માટે સર્વ પ્રભુ રૂપ છે. પ્રભુ વિના બીજું જુએ તે આંધળા છે. એ વેદસ્તુતિની વાત છે; વેદ એમ કહે છે,

૧૩૪. વળી એક દિવસે કહ્યું, કે કૃતઘ્નીની ઉપર પ્રભુ બહુ અપ્રસન્ન થાય છે. સર્વ દોષનું નિવારણ છે, પણ કૃતઘ્નીનો દોષ પ્રભુની આંખમાં બહુ આવે છે. કૃતઘ્ની તે શું ? પ્રભુના ગુણનો વિચાર નહિ. આ દેહ પ્રભુની આપેલી છે, આ મન, બુદ્ધિ, ઇંદ્રિયો પ્રભુએ આપી છે, તે હરિની સેવા કરવા આપી છે, મન હરિનું ધ્યાન કરવા, ઇંદ્રિયો હરિ ભણી વાળવા આપી છે. આ જેટલું પુણ્ય તેં કર્યું છે, તેટલું તું પામ્યો છું. એટલે તને ધણી ધણિઆણીનું સુખ આપ્યું. લોકો જાણે છે કે પરણ્યો છે, પણ પેલો ધણી ધણિઆણીને કહે ' આટલું કલાણું કામ કર; ત્યારે તે ના કહે, ત્યારે પ્રભુ તણગાર હાડકાને પરણ્યામાં પુણ્ય કર્યું હોય તો તાગ હુકમમાં

રહે, તને ખાવાનું કરી આપે છે, તેટલું તેં પુણ્ય કર્યું છે; પણ તને ખવરાવે નહિ. આખો દહાડો પેટમાં ખાધેલું દુખતું રહે તો ખાધાનું પુણ્ય નહિ કર્યું હોય. તેમજ છોકરા છે એવું લોકો દેખે, પણ છોકરા કશું ના કરે, તો છોકરા લોકમાં કહેવાય, એટલું પુણ્ય કરેલું. પણ આકાશવૃત્તિ રહે તેનું કારણ પુણ્ય નથી કર્યું. વળતી છોકરા કામ ના કરે ત્યારે તેમના પર રીસ કરે, પણ તેવું પુણ્ય તેં નથી કર્યું, પછી છોકરા શી રીતે કામ કરે? પુણ્ય કર્યું હોય તો કરે; જો પુણ્ય હોય તો પ્રભુજી પોતે જઇને સર્વની પાસે કરાવે; જેટલું પુણ્ય કર્યું હશે, તેટલું પોતે પ્રભુ કરાવે છે. તેમ આ જીવ જેટલી સેવા કરશે, ભજન કરશે, એટલું આગળ વળતી થશે. સેવા કરે નહિ, સ્મરણ નહિ કરે, તે પ્રભુનો કૃતઘ્ની થશે, તેને પ્રભુ અંધતમસ નરકમાં નાખશે. માટે કેડ બાંધીને પ્રભુનું સેવન, ભજન કર્યા કરવું, મળે પુણ્ય તો પરોપકાર કરવો. આજે કરીશ, તે આગળ મળશે. નહિ તો નહિ મળે.

૧૩૫. એકવાર ડાકોરમાં પોતે સ્વેચ્છાએ બોલ્યા કે, સર્વ કોઈ મૂળ પુરુષને માને છે, તેના તેજ પ્રભુ પ્રત્યક્ષ રૂપ ધરી પૃથ્વીમાં વિચરે છે; છતાં તે પ્રભુને વિષે પ્રભુભાવ નથી આણતા, તે અસુર કોટિમાં છે. વળી કેટલા એક બડભાગી જીવ છે, તેમણે તો તેને સાક્ષાત પ્રભુ કરીને અભેદપણે માન્યા છે. તે ભક્ત કોટિમાં ગણાયા છે. જુઓ, યદુકુલમાં શ્રીકૃષ્ણ સાક્ષાત મૂળ પુરુષ પ્રકટ્યા; તેમને પાંડવ વગેરે ઘણાએ પ્રભુ કરી માન્યા; આથી તેઓ ભક્તમાં ગણાયા, ને દુર્યોધન કર્ણાદિક મૂળ પરમેશ્વરને તો જાણતા, પણ પ્રત્યક્ષ રૂપ ન માન્યું, માટે અસુરકોટિમાં ગણાયા, તેમજ શ્રીરામચંદ્રજીને વિભીષણ, સુગ્રીવ, રાજાદિકે પરમેશ્વર કરી માન્યા તે ભક્ત ગણાયા, ને રાવણાદિકે પ્રત્યક્ષ કરી ન માન્યા, આ મૂળને જાણવા છતાં અસુર ગણાયા, એમ સર્વત્ર સમજી લેવું.

૧૩૬. વળી એક દિવસ ડાકોરની ભાગોળે થોડી વાર વૈષ્ણવોની મંડળીમાં બિરાજ્યા હતા, ને માણેકઠારીનો મેળો ભરાતો હતો. ત્યાં ઘણાએક લોકો જતા હતા. તેમાંના કેટલાક તો એમને નમન કરતા જાય ને, કેટલાક મૂઢ જેવા નમન કર્યા વગર ચાલ્યા જતા હતા. તે સમે આશારામ નામના બ્રાહ્મણે પૂછ્યું કે બધો સંગ ત્યારનો જાય છે, તેમાં કેટલાક તો આપને નમન કરતા જાય છે, ને કેટલાક એમ ને એમ ચાલ્યા જાય છે, તેમને નમન કરતાં

શા પૈસા બેસે છે ? તે સાંભળીને પોતે બોલ્યા કે નમ્યા તે તો ઠીક જ છે, નથી નમ્યા તે પણ અમારી દૃષ્ટિએ પડયા છે, તે સર્વનું કલ્યાણ છે કોઇએ રહેવાનું નથી.

૧૩૭. વળી એક દિવસ ચાણોદમાં લક્ષ્મીબાઇને ઘેર બેઠા હતા ત્યારે કોઈ વૈષ્ણવે પૂછયું કે ફલાણો શરણ તો નથી આવ્યો, ને ભગવત્કૃપા તો ઘણી જણાય છે. એનું કેમ હશે ? ત્યારે આપે કહ્યું કે વળી કાન ધરી ધરીને મંત્ર લે તેજ શું શરણ છે ને બીજા નથી ? એમ ના જાણશો. કેટલાએકના મોઢાં આગળ અમે બોલીએ. તેથી શરણ ને કેટલાકના સામે જોઇએ તેથી શરણ. કેટલાકને અમારા અંગનો વાયુ લાગે તેથી શરણ ને કેટલાંકને અમે મનમાં વિચારીએ તેથી શરણ. આમ જેના પર મહાનુભાવીની કૃપા થાય તે સર્વને શરણ જાણવા, આ વસ્તુ અમે જાણીએ બીજા શું જાણે ?

૧૩૮. વળી એક દિવસ ચાણોદમાં પોતે બેઠા હતા, તે વખતે એક વેદાંતી બ્રાહ્મણ આવ્યો, તેણે વાતને પ્રસંગે કહ્યું કે, જીવને બ્રહ્મ તો એક છે. અજ્ઞાનને લીધે જીવ હું જીવ છું એમ માને છે. આ સાંભળીને પોતે બોલ્યા કે, અરે મૂરખ, હજી જીવ તો થા, પછી બ્રહ્મ. ત્યારે બીજાએ કહ્યું કે, મહારાજ, જીવ તો સઘળા સ્વતઃસિદ્ધ છે, આ જીવને તે જીવ થવું શું છે ?

ત્યારે પોતે બોલ્યા કે, એ વેણ વગર સમજ્યો બોલે છે. જો જીવ થયો હોય તો હરિને તો નથી ભજતો, હરિથી વિમુખ છે. જીવની નિંદા શાસ્ત્રો પુરાણો ઘણી કરે છે, તે આપણે સાંભળીએ છીએ; પણ આપણને એથી કયે દિવસે અન્ન ન ભાવ્યું ? અથવા અંતરમાં દુઃખ લાગ્યું ? આપણે તો એગજ જાણીએ છીએ કે કોઇ જીવ છે, તેને નિંદે છે, તેમાં આપણે શું ? ત્યારે આપણે જીવ કયાં થયા ? આપણું નામ દઇને આપણી નિંદા કરે, તો આપણને દુઃખ લાગે, વિચારી જોઇએ તો આ સમજાય છે.

૧૩૯. વળી એક દિવસ એક બ્રાહ્મણ શક્તિનો ઉપાસક આવ્યો હતો, તેણે કહ્યું કે સર્વથી આદ્ય તો શક્તિ છે. એક ગરબામાં ગાયું છે કે—

“ કૃષ્ણ રહ્યા કર જોડી જો, ઇંદ્ર ઉતારે છે આર્તિ જો. ” આ સાંભળીને પોતે હસીને બોલ્યા કે, કોઈ માણસનું નામ કૃષ્ણ હશે; કોઇનું નામ ઇંદ્રજી હશે, માટે તે શું અમારા શ્રીકૃષ્ણ ઠર્યા કે ?

અમારે ઘેર એક છાણાં થાપનારી હતી, તેનું નામ અંબા હતું; માટે તે શું અંબા હશે ? આ સાંભળીને તેણે નીચું જોયું.

છેડો એને પગે અડકયો હતો. ત્યારે પોતે કહ્યું કે અરે સંભાળ, પુસ્તકને પગ અડકે છે. ત્યારે તેણે કહ્યું કે ના, મહારાજ મારા પગથી તો પુસ્તક વેગળું છે. ત્યારે પોતે કહ્યું કે અલ્યા, ભણ્યો છું પણ કાંઈ સંબંધજ્ઞાન છે કે નહિ? જોને દોરીનો છેડો તારા પગ તળે છે કે નહિ? ત્યારે તેણે કહ્યું કે હા મહારાજ, દોરીને તો પગ અડકયો છે, પણ પુસ્તકને પગ નથી અડકયો. ત્યારે કહ્યું કે એ દોરીને ને પુસ્તકને સંબંધ છે ત્યાં સુધી દોરી પણ પુસ્તકરૂપ સમજવી. જેનો જેની સાથે સંબંધ હોય તેને તેવા રૂપ સમજીએ. એ સાંભળીને કહ્યું ઠીક મહારાજ.

૧૪૪. એક સમયે ડાકોરમાં અર્ધી રાત ગઈ હતી. આપ ખુરસી પર બેઠા હતા; પાસે બાર વૈષ્ણવ બેઠા હતા; તેમાં એક કરમસદની પાટીદારણ કંકુબાઇ નામની હતી, તે આવીને પગે લાગી; તે વખતે આપે ઘણું હુલરાવીને હેતથી બોલાવીને પૂછયું કે કંકુબાઇ પ્રસન્ન છો? કાંઇ આજ કાલ શ્રીદ્વારકાધીશના અનુભવની વાત થઇ છે? થઇ હોય તો કહો. ત્યારે કહ્યું કે હા મહારાજ, છે તો ખરી. પણ સર્વ દેખતાં કેવી રીતે કહું. ત્યારે આપે કહ્યું કે આ તો સર્વ વૈષ્ણવ છે, વળી અમારી આગળ કહ્યાનું દૂપણ નહિ! ત્યારે તેણે સ્વપ્નમાં શ્રીદ્વારકાધીશ જોડે જેવું બોલવું થયું હતું, તેવું કહ્યું. પછી કહ્યું કે મહારાજ, એક પુરુપ ઘણા તેજસ્વી પાસે ઉભા હતા, તેમને મેં પૂછયું કે મહારાજ તમને તો હું ઓળખતી નથી, તમારૂં નામ શું છે? ત્યારે તેમણે મને કહ્યું કે અમારૂં નામ તો શ્રીમદાચાર્યજી મહાપ્રભુજી છે; આ વાત સાંભળીને ભટ્ટજીને ઘણો આનંદ થયો, ને કહ્યું કે ફરી કહી દેખાડો. પોતે કેમ બોલ્યા! એમ બે ચાર વાર ફરી ફરીને કહેવરાવ્યું. પછી કહ્યું કે બાઈ, તારા ભાગ્યનો પાર નથી; આ સાંભળીને સર્વને સાચું ભાસ્યું; પણ એક જણના કપાળમાં કોયલા ઘસાયા હતા. શા માટે? કે આ બાબત તેને જુઠી લાગી કે આ બાઇ જોડી કાઢીને કહે છે, ઠાકોરજી કોઈની સાથે એમ બોલે નહિ. તો આની જોડે શું બોલે? એમ તેના મનમાં આવ્યું છે. એનું કાંડુ હમણા પકડી આપું. પણ તેની ફજેતી થાય. એવી ફજેતી કોણ કરે? એમ પોતે બોલ્યા.

૧૪૫. એક સમયે સાંદાદમાં શ્રીશેષશાયીજીના મંદિરમાંના ચોકમાં બેઠા હતા, તે સમયે એક સાઠોદરો અંબારામ શુકલ કરીને બેઠો હતો, તેણે આવીને કહ્યું કે મહારાજ, હું તો પ્રાતઃકાલથી ઉઠીને પહોર રાત્રિ જતાં સુધી

મારે એક વિનંતિ કરીને કંઈ માગવું છે; ત્યારે આપે કહ્યું કે તારે જે કહેવું હોય તે હમણાં કહે. ત્યારે બાઇએ કહ્યું કે ના મહારાજ, સર્વે દેખતાં કહેવાય એવું નથી, એકાંત હશે ત્યારે કહીશ. ત્યારે આપે કહ્યું કે રાત્રિએ અમે પોઢીએ, ત્યારે એકાંત હશે. હવે પોઢવા સમયે તે બાઈ આવી, તે વખતે આઠ દશ વૈષ્ણવો હતા. તે વખતે પોતે બોલ્યા કે આ તો અમારી અંગીકૃતનીજ મંડળી છે, હવે જે કહેવું હોય તે કહો. બાઇએ કહ્યું કે મારા મનમાં ઘણા દહાડા એક મોટો મનોરથ છે કે શ્રીઠાકોરજી મારી સાથે બોલે, એવો દુર્લભ મનોરથ છે. તે આપ વિના કોઇએ પૂર્ણ થાય નહિ, માટે આપ કૃપા કરો તો થાય. ત્યારે ભટજીએ કહ્યું કે એમ જાણ કે શ્રીદ્વારકાધીશ તો બોલશે, અમારી કાનીથી બોલશે, પણ કહેશે કે માગ ત્યારે શું માગશો ? ત્યારે બાઇએ કહ્યું; હજી સમય તો આવે ! તે વેળા માગવું હશે તે માગીશ. એટલું સાંભળીને પોતે તત્કાળ બોલ્યા કે હવડાંજ શ્રીદ્વારકાનાથજી અહીં બેઠા છે; માટે માગવું હોય તે માગ, આપી દઇએ. આ સાંભળી તે બાઈ સુંભ થઇ ગઇ, ને કંઈ માગવાનું સુઝયું નાહ. ત્યારે આપેજ વળી કહ્યું કે હજી શિવાદિક બ્રહ્માદિકને માગવાનું નિશ્ચય નથી સુઝયું, તો આ બિચારી કંગાળ શું માગી જાણવામાં સમજે ? પછી પોતેજ કૃપા કરીને કહ્યું કે સાંભળ, શ્રીજશોદા જેવું સુખ આપીએ તો શ્રીઠાકોરજી બાળકરૂપે તારી ગોદમાં બેસશે, ખેલશે. ત્યારે બાઈએ કહ્યું કે હા મહારાજ. પોતે બોલ્યા કે ખબરદાર, શ્રીમહાલક્ષ્મીજીના જેવા સુખની અભિલાષા ફરી થશે, તો તે નહિ મળે. ત્યારે તે બાઇએ કહ્યું, કે ત્યારે તે આપો. ત્યારે પોતે કહ્યું, જોજે વળી પસ્તાઇશ. વ્રજભક્તનું સુખ દેખીને મન લલચાશે, કે નેત્રના કટાક્ષમાં સંકેત બતાવીને શ્રીઠાકોરજી સાથે નિકુંજાદિકમાં મળવું, તે નહિ મળે. ગમે તો તે આપીએ. ત્યારે તે બાઇએ કહ્યું કે હા મહારાજ, તે આપો. ત્યારે પોતે બોલ્યા કે જે કહીએ છીએ, તે તું હા કહે છે, ત્યારે નિશ્ચે કર્યું તે શું સમજવું ? ત્યારે તેણે કહ્યું કે મહારાજ, હું તો મુગ્ધ છું. માગ્યામાં કાંઇ સમજતી નથી. આપને રૂડું લાગે તે આપજો; ત્યારે પોતે બોલ્યા કે હવે તેં માગી જાણ્યું. જા, અમને ગમશે તે આપીશું. પ્રથમ કાંકરોલી જજે. હવે ત્યાં જઈને અમે કહીએ, તે પ્રમાણે કરજે. શ્રીદ્વારકાધીશની સીડીને પ્રથમ પગથીએ માથું ઘસજે, એટલે તારા કર્મના ખોટા અક્ષર હોય તે ભુસાઇ જાય. પછી જઇને શ્રીદ્વારકાનાથજીનાં દર્શન કરીશ નહિ. એક કોટડીમાં બેસીને રડયાં કરજે. ત્યારે કહ્યું મહારાજ, મને રડવું

આવશે કેમ ? ત્યારે પોતે કહ્યું જા આવશે. રહ્યાં કરશે ત્રણ દિવસ લગી. પછી ત્રીજે દિવસે શ્રીદ્વારકાનાથજી છબી શ્રીહસ્તમાં ઝાલીને બાળસ્વરૂપે પધારશે. ને તારી સાથે બોલીને કહેશે કે શી ઇચ્છા છે ? એટલે તારે જે કહેવું હોય તે કહેજે. ત્યારે પેલી બાઇએ કહ્યું, કે કદી કાંકરોલી સુધી હું નહિ પોચ્યું ને માર્ગમાં કદાપિ મને મૃત્યુ આવે તો શું કરૂં ? ત્યારે પોતે બોલ્યા કે જા, મૃત્યુ આવે એમ લાગતું હોય તો તે સમે બંસીવટનું ધ્યાન કરજે. ત્યાં શ્રીઠાકોરજી મનોરથ પૂર્ણ કરશે, પણ વચમાં મૃત્યુ નહિ આવે એમ કહ્યું. પછી તે બાઇ કાંકરોલી ગઇ. કહ્યા પ્રમાણે સ્થિતિ કરવાથી બધા મનોરથ પૂર્ણ થયા, પછી શરીર છુટી ગયું; એમ પાછળથી સાંભળવામાં આવ્યું.

૧૪૯. એક વાર ડાકોરમાં કંઇ ઉદારતાની વાત નીકળી, ત્યારે એક વૈષ્ણવે તે વખતે કહ્યું, કે રાજનગરવાળા શ્રીછોટાજી મહારાજનો સ્વભાવ બહુ ઉદાર છે. પોતે ઓરસંગમમાં સ્નાન કર્યું, ત્યારે ઘણો ભારે ધોતી ઉપરણો સ્નાન કરેલો બ્રાહ્મણને આપી દીધો. આ સાંભળી પોતે બોલ્યા કે અરે મૂર્ખ, મનુષ્યની વાત જોડે ઇશ્વરનું દૃષ્ટાંત કેમ દીધું ? આજ પછી એમ કહીએ નહિ, જીવ જોડે જીવની સરખામણી કરીએ.

૧૫૦. વળી એક સમયે રાત્રે ડાકોરની ભાગોળે ડુંગરા ઉપર સર્વે વૈષ્ણવ બેઠા, ને પોતે વેગળા બહાર ભૂમિ પધાર્યા. રાત્રિ પહોર ઉપર ગઇ હતી. પોતે પાછા પધાર્યા, ત્યારે વેગળેથી જોઇને વૈષ્ણવ સામે લોટા લેવા ગયા; પછી લોટા લીધો, તે વખતે પોતે ત્યાંજ ઉભા રહી બોલ્યા. કે હમણા ઉગમણી તરફ ડાબા હાથ ભણી વાઘ ગયો, ને અમે દીઠો. ત્યારે પેલા વૈષ્ણવે એટલું કહ્યું. કે તે શ્રીનરસિંહજીનું રૂપ છે, તો પાસે ભય આપવા કેમ આવે ? ત્યારે પોતે બોલ્યા. કે અરે મૂર્ખ, શ્રીનરસિંહજી તો પરમેશ્વર છે, તેમની ઉપમા એ તુચ્છ જનાવરને કેમ આપે છે ? ત્યારે તે વૈષ્ણવે દીન થઇ હાથ જોડીને કહ્યું કે મહારાજ. હું જીવ છું, એટલે બોલવામાં શું સમજું ? તે સાંભળીને પોતે બોલ્યા. કે બીજું શું સમજવું છે ? એટલું સમજવું જોઇએ, કે પ્રભુ શ્રીકૃષ્ણચંદ્ર ભગવાન છે, ને હું તેનો દાસ છું. તેમને જાણવા એટલું જ સમજવું.

૧૫૧. એક વાર ડાકોરમાં કોઇકે કોઇએક વાત ઉપર શાસ્ત્રની સંમતિ આપી. ત્યારે એ વાત પર પોતે બોલ્યા, કે એ વાત પર તો મહેતાજીના

પદની સંમતિ લાગે છે. ત્યારે તેણે કહ્યું કે મહારાજ, શાસ્ત્રનાં વચન બરાબર મહેતાજીનું વચન કહેવાય ? ત્યારે પોતે બોલ્યા કે મૂર્ખ, શાસ્ત્ર તે કોણ થાય છે ? મહેતાજીના વચન ઉપર તો વેદની શ્રુતિઓ પણ વારી નાખું. મહેતાજીના પદની વાત તું શું જાણે ? આ સાંભળીને તે વેળા વલ્લભદાસે પૂછ્યું કે મહારાજ, કેટલાએક વૈષ્ણવો પણ એમ કહે છે કે મહેતાજીનાં પદ પુષ્ટિમાર્ગીય ભગવદીયે ગાવાં નહિ, કારણ કે મહેતાજીએ પ્રભુને શ્રમ કરાવ્યો છે. ત્યારે પોતે કહ્યું, કે તેને આપણે એમ કહેવું જોઈએ, કે તમે પોતે પ્રભુને શ્રમ કરાવી જુઓને, એટલે ખબર પડશે કે શ્રમ કરે છે કે નહિ. કાળજું કોર્યા વિના મનુષ્ય કહ્યું નથી કરતો, તો ઇશ્વર કેમ કરે ? માટે કહે છે તેને કહેવા દે; પણ તેવાઓ મૂર્ખ છે, અદેખા છે. તેમનાથી મહેતાજીની ઉત્કૃષ્ટતા જોઇને સ્હેવાતી નથી, માટે શું થયું ? તેઓ નહિ ગાય, પણ અમારી આજ્ઞા છે કે તું તો ગવાય તેટલાં પદ નિત્ય ભાવના સહિત મહેતાજીનાં ગાજે. બીજા હરિ ભગતની વાણી ગાઈએ, તો વિલંબે ફળ થાય, અને મહેતાજીની વાણી તો ગવાઈ એજ ફળ. માટે તું તો ગાજે. ફળરૂપ છે.

૧૫૨. એક સમે કોઈ એક વાતને પ્રસંગે પૂછ્યું કે મહારાજ, કોઈ એમ કહે છે કે, મહેતાજી મુચકુંદનો અવતાર છે. શાથી મુચકુંદને ભગવાને કહ્યું હતું કે હજી એક બ્રાહ્મણનો દેહ ધર્યા પછી મુક્તિ થશે, માટે મુચકુંદ તે મહેતાજી છે. વળી કેટલાક મહેતાજીને વિદુરનો અવતાર કહે છે, એમ કેટલાક કાંઇ કાંઇ કહે છે. ત્યારે પોતે બોલ્યા કે એ સર્વે મૂર્ખ છે. મહેતાજીના એક રોમ રોમમાં મુચકુંદ જેવા કોટાન કોટિ ફર્યા કરે છે, અને વિદુરજીને ઘેર ભગવાને ભાજીનાં બે પાન ખાધાં તેમાં શું મહેતાજી બરોબર થયા ? એ બધી યુક્તિઓ ખોટી છે. મહેતાજીનું રૂપ ઘણું ગૂઢ છે તેને જીવ શું જાણે ? આ વખતે કોઇએકે પૂછ્યું કે મહારાજ, શ્રીઠાકોરજી સાનુભાવ તો ઘણાએક ભગવદીયને થયા સાંભળીએ છીએ, તેમ મહેતાજીને પણ થયા છે, તે સર્વે બરાબર હશે કે કંઈ ફેર હશે ? ત્યારે પોતે હસીને બોલ્યા, કે બીજા બધા ભગવદીય પ્રભુની પછવાડે ઘેલાઘેલા ફરે છે, ને શ્રીકૃષ્ણ મહેતા પછવાડે ઘેલાઘેલા ફરે છે, પછી કેટલો ફેર તે મનમાં વિચારી જુઓ. ત્યારે કહ્યું કે મહારાજ, કહેવાની વાત ન રહી.

૧૫૩. વળી એક સમે ડાકોરમાં વાતના પ્રસંગે આપે કહ્યું, કે ગમે તેવો પાપી હોય તો પણ પ્રભુ કૃપાબળે અંગીકાર કરે. તેના ઉપર વેદ શાસ્ત્રા-

દિકનું વચન પ્રમાણ ન જોવું. પ્રમેયબળ ન કરે ત્યાં સુધી પ્રમાણબળ ચાલે. તે વખતે કોઇ એક સમર્થે કહ્યું કે પ્રાયશ્ચિત્ત કર્યાં વિના પાપ છુટે નહિ, એમ વેદની આજ્ઞા સર્વ જીવ માટે છે, ત્યારે કૃપા કરે તેને ના ભોગવાવે તો વિષમતા આવે. ત્યારે પોતે હસીને બોલ્યા, કે પ્રભુ તો વેદાદિકના નિયંતા છે. તેવા પ્રભુની કૃપાબળ ઉપર વેદાદિકનું શું ચાલે? વારુ, વેદવચન પ્રમાણ રાખે, પણ તે જીવને કષ્ટ ન ભોગવાવે. તેની તરફનું પ્રાયશ્ચિત્ત વેદ પ્રમાણ પાસે કબુલ કરાવે. તેણે પૂર્વે બ્રહ્મહત્યાદિક અનેક પાપો કર્યાં હોય, ત્યારે વેદ કહેશે કે બ્રહ્મહત્યાનું પ્રાયશ્ચિત્ત અશ્વમેધ કરવા પડે. ત્યારે પ્રભુ કહેશે, કે અમે પૃથુરાજા રૂપે અશ્વમેધ ઘણા કર્યા છે, તેમાંથી એને પ્રાયશ્ચિત્ત માટે જોઈએ એટલા લઇ લે. કદી પાપ નિવારણ માટે તપ જોઇએ તો ઘણું તપ નરનારાયણ રૂપે કરીએ છીએ, તેમાંથી જોઇએ જેટલું પ્રાયશ્ચિત્ત માટે લઇ લે, ને બ્રહ્મચર્ય પણ જોઇએ તો લે. એમણે અવતારે ઘણાં સાધન કર્યા છે, જે જોઇએ તેટલું આપે; પણ અંગીકૃત જીવને વેદ બાધ ન લાગે. જેવો જેને અંગીકારનો વિશ્વાસ દૃઢ છે, તેણે શ્રીકૃષ્ણચંદ્રનો ખૂબ દૃઢ આશ્રય રાખવો.

૧૫૪. એક દિવસે કહ્યું, કે જેટલા શ્રીકૃષ્ણ આપણને વહાલા તેટલા આપણે શ્રીકૃષ્ણને વહાલા. પણ લૌકિક ધણીની પેઠે નહિ. જો બીજાના મોં સામું જુએ, તો પેલી સ્ત્રીનું મોં ગમે નહિ. આ ધણી તો એવા કે તારે ગમે એટલો અન્યાશ્રય કરે, પણ સેવક ઉપર રીસ ચઢે નહિ. જેટલા ભજે તેટલા સન્મુખ. કેવળ સ્વરૂપને ભજે તો કેવળ સ્વરૂપ પ્રાપ્ત થાય.

૧૫૫. વળી એક દિવસે કહ્યું કે મહારાજ, પ્રભુની પ્રાપ્તિ જલદી કેમ થાય? ત્યારે કહ્યું કે, સર્વમાં પ્રભુ જુએ, ત્યારે ઉતાવળે પ્રભુપ્રાપ્તિ થાય. આ માર્ગનો સિદ્ધાંત છે.

૧૫૬. વળી એક દિવસે કહ્યું, કે જેમ સરોવર ભર્યું હોય ને ને મધ્યે લીલ વળી હોય. આથી આંધળાં સરોવરને દેખતાં નથી ને લીલને પણ દેખતાં નથી, પોતે ચાલ્યા જાય છે. પણ જે ભગવદીય લીલને દેખે છે, તે લીલ આઘી પાછી કરીને પાણી પીએ છે. ત્યારે તે તળાવમાં જળ ભર્યું છે, તેની ખાત્રી થાય છે, તેમ ભગવદીયના ધર્મ ભગવત્સ્વરૂપ છે. હવે તેવી જ રીતે જગત ભગવદ્રૂપ છે. જેમ તળાવ ભર્યું છે, તે લીલ આઘી પાછી કરીએ, ત્યારે દેખાય તેમ જગમાં પ્રભુ છે, તે જગત ભુલી જઇએ, ને પ્રભુ રૂપ જોઇએ, ત્યારે દેખાય. માયા આઘી પાછી કરીએ, તો જગત પ્રભુ રૂપ દેખાય. [illegible]નમાં

પ્રભુ લીલમાં પાણીની પેઠે ગુપ્ત છે, પણ મંદિરમાં દર્શન આપે છે. પણ ભીતર છે. એવા સૌ પ્રાણી માત્રમાં જુએ. પ્રભુ જુએ તો વહેવારથી છુટે, પ્રપંચથી છુટે, ને મનને નિશ્ચય થાય, કે આ જગતમાં મારા પ્રભુ ગુપ્ત રૂપે બેઠા છે. ત્યારે આપણા પ્રભુજી ઘણા પ્રસન્ન થાય.

૧૫૭. એક દિવસે કહ્યું, કે શ્રીસુબોધિનીજીમાં આચાર્યજીએ કહ્યું, કે જે શ્રીઠાકોરજીની સેવા કરે છે, ને જગતની સાથે વિરોધ કરે છે, તેની સેવા શ્રીઠાકોરજી માનતા નથી. તે સેવકનું શ્રીઠાકોરજીને મોં ગમતું નથી. નેગ ભોગ ધરીને ચુંટીઓ ખણીએ, તેવું પ્રભુને લાગે છે. જગત રૂપે હું છું. આ જગત મારૂં રૂપ છે. જેવો હું, તેવી મારી સૃષ્ટિ મારામાં, મારા ભગવદીયમાં, મારી સૃષ્ટિમાં મને જોશે, ત્યારપછી મારી સેવાનો અધિકાર અથવા મને અડકવા યોગ્ય થશે, મારી સેવા કરે ને જગતમાં મારામાં વેર રાખે, તે મને બાણ વાગે છે, માટે સર્વ પ્રાણી માત્રમાં મને જોશો, ને મારી સેવા કરશો; તો હું પ્રસન્ન થઇશ. જે ભગવદીયનું મન પોતાની પાસે હોય તે ભગવદીય. (સંયમ હોય). જે ભગવદીયનું મન પોતાની પાસે નથી પણ જગતમાં છે, તે ભગવદીય નહિ એમ જાણવું.

૧૫૮. એકવાર આણોદમાં પોતે વાતને પ્રસંગે વલ્લભદાસને પોતે શ્રીમુખે કહ્યું કે જે જીવે શ્રીવલ્લભકુલદ્વારા નામ નિવેદન કર્યું હશે તે સાધની અથવા અસાધની, ગમે તેવો હશે પણ આજ થકી કોઇ ને એક જન્મ કોઇને બે જનમ, અથવા કોઇને ત્રણ જનમ તેથી આગળ કોઇને નથી. પછી ગમે તેવો ઇચ્છાથી અધિકાર ત્યાં આપે તે વાત સંવત ૧૮૫૭ ની સાલમાં કહી હતી. ત્યારપછી ત્રણ જન્મના પ્રમાણથી એવું અનુમાનવામાં આવે છે કે મારગ હવે થોડા દિવસ છે.

૧૫૯. એકવાર વાતને પ્રસંગે પોતે કહ્યું કે સર્વ માર્ગ કરતાં પુષ્ટિમાર્ગ અતિ ઉત્કૃષ્ટ છે. (ઉત્તમ છે.) તે શા માટે કે શરણાગત જીવના દોષ તથા સાધન એ બન્નેને જોશે નહિ. છેલ્લીવારે શ્રીગુસાંઇજી નાવ લેઇને પધારશે તે બીજું કાંઇ નહી જુએ. એક પોતાનું બાનું માળા તિલક માત્ર જોઇને સર્વને નાવમાં બેસાડીને એકકાલાવચ્છિન્ન પોતાના લોકમાં લેઇ જશે. ફળ દાન તો જેવી ઇચ્છા,

ઇતિશ્રી પરમ મહાનુભાવ શ્રી.ઇચ્છારામ ભટ્ટજીના આંતર ઉદ્ગારો સંપૂર્ણ.